# માત્થીની લખેલી સુવાર્તાનો ખુલાસો

કર્તા

રેવ. ડબલ્યુ. ગ્રેહમ-મલ્લિગન, એમ. એ.

સ્કૉટ સ્મારક ફન્ડ તરફથી
પ્રસિદ્ધ થએલો

સુરત
આઇરિશ પ્રેસ્બિટેરિયન મિશન
૧૯૩૨

THE GOSPEL ACCORDING TO ST. MATTHEW WITH INTRODUCTION AND COMMENTARY BY REV. W. GRAHAM MULLIGAN, M. A.

PRINTED AND PUBLISHED BY R. S. DICKEY FOR THE SCOTT MEMORIAL LITERATURE FUND.

1ST EDITION, 750 COPIES. PRICE RS. 1-4-0

# પ્રસ્તાવના

"તું વાંચે છે તે શું તું સમજે છે?" એવો પ્રશ્ન કોઇને પૂછયો હોય તો એથિઓપીઆના માણસની માફક ઘણાંને એવો જવાબ આપવો પડે, કે "કોઇના સમજાવ્યા સિવાય હું કેમ કરીને સમજી શકું?" ગુજરાત તથા કાઠિઆવાડમાંની મંડળીને ખ્રીસ્તી સાહિત્યોની વિશેષ અગત્ય જણાય છે, અને બીજા કોઇ પણ પ્રકારનાં સાહિત્યો કરતાં પવિત્ર શાસ્ત્રના ખુલાસારૂપ સાહિત્યો મને વધારે મહત્ત્વનાં લાગે છે. આ દિશામાં મારૂં પોતાનું જ્ઞાન તથા મારી શક્તિ કેટલાં અધુરાં છે તે હું જાણું છું, તથાપિ આ અનિવાર્ય ખોટ કેટલેક અંશે પૂરી થાય, એવો પ્રયાસ કરવાની મને ફરજ જણાઇ છે; માટે આ પુસ્તકની મદદ વડે જે કોઇ તારણના કુવાઓમાંથી જીવતું પાણી કાઢવાને યત્ન કરે, તે સઘળાંના હિતને અર્થે ઇશ્વર તેના પર આશીર્વાદ મોકલે એવી મારી પ્રાર્થના છે.

અંગ્રેજી સાહિત્યોમાંથી મને પોતાને જે મદદ પ્રાપ્ત થઇ છે તે ગુજરાતી વાચકોને પમાડવી, એજ આ પુસ્તક લખવાનો મારો હેતુ છે. એ હેતુ મુજબ, માત્થીની સુવાર્તાને લગતાં હાલના જમાનાનાં પ્રસિદ્ધ સાહિત્યોને આધારે એ સુવાર્તાનો અભ્યાસ કર્યા પછી, તે વિષે હું જે સમજ્યો, તે બધાંથી સમજાય એવી સરળ ભાષામાં લખવાનો પ્રયાસ મેં કર્યો છે. આ પુસ્તક લખવામાં જો કે ઘણા ગ્રંથો મને મદદરૂપ નિવડયા છે, તો પણ ડો. ડેવિડ સ્મિથકૃત અને ડો. એ. એચ. મેક્નિલકૃત પુસ્તકો ઉપર મેં વિશેષ આધાર રાખ્યો છે. પુનરૂત્થાનના વૃત્તાંતોનો અભ્યાસ કરવામાં ફ્રેન્ક મોરિસનકૃત "કોણે પત્થર ખસેડયો?" નામક પુસ્તક મને વિશેષ મદદરૂપ નિવડયું છે; વળી આપણા પ્રભુના ન્યાયચુકાદા તથા સ્ત્રીઓની વાતોના સંબંધમાં પણ તેજ પુસ્તક ઉપર મેં વિશેષ આધાર રાખ્યો છે.

છેલ્લે, વાલેસપુરના પાળક રેવ. રામસિંહ કહાનદાસભાઇએ અતિ શ્રમ ઉઠાવીને મારા લખાવલા પ્રમાણે આ પુસ્તકનો હસ્તલેખ તૈયાર કર્યો છે, તેથી આ પ્રયાસ કરવામાં તેઓ પ્રત્યે મારૂં જે મોટું ઋણ છે તે હું સ્વીકારૂં છું, અને તે સ્વીકારતાં મને અત્યંત ખુશી ઉપજે છે. તેમજ મિ. હિમ્મતલાલ આશીર્વાદભાઇએ ભાષાના સંબંધમાં મને ઘણી ઉપયોગી સૂચનાઓ કરી છે, જેથી હું તેઓનો પણ આભારી થયો છું.

ગોધા, ૧૯૩૦ W. G. M.

# પ્રવેશક બોધ

બુદ્ધ તથા સોક્રાટીસની માફક આપણો પ્રભુ ઇસુ ખ્રીસ્ત પોતાના જીવન તથા કામની સ્વલેખિત યાદી મૂકી ગયો નથી. કારણ કે પુરુષો તથા સ્ત્રીઓની સાથે તેનો સીધો વ્યવહાર હતો, અને તેના સમાચાર પ્રગટ કરવાનું તથા ફેલાવવાનું કામ તેઓને સોંપીને તે ગએલો છે. તેના જીવન તથા શિક્ષણ વિષેની માહિતીને અર્થે તેની સાથે જોડાએલા શિષ્યોની સ્મરણશક્તિ પર આપણે આધાર રાખવો પડે છે. વળી તેઓને જે યાદ હતું તે તરત લખવામાં આવ્યું નહોતું. અમારો પ્રભુ બીજી વાર વહેલો આવશે, એવી શિષ્યોની આશા હતી, તે કારણને લીધે ખ્રીસ્તના સંબંધમાં ચાલતી વાતો પુસ્તકના આકારમાં લખાતાં વિલંબ થયો. પરંતુ જેમ જેમ સુવાર્તા ફેલાવા લાગી, તેમ તેમ પ્રભુ ઇસુ તથા તેના શિક્ષણ સંબંધીની હકીકત લખવાની તેઓને જરૂર જણાઇ; જેથી કરીને જુદી જુદી જગાએ તેમજ જુદે જુદે વખતે ચાર સુવાર્તાઓ લખવામાં આવી.

આ ચાર સુવાર્તાઓ જ્યાં આગળ લખવામાં આવી ત્યાંની અસર, તેમજ જે જે લોકોને માટે તે રચવામાં આવી તે લોકોની પરિસ્થિતિની અસર લેખકના લખાણમાં દશ્યમાન થાય, એ સ્વાભાવિક છે વળી આટલી મોડી લખાયલી, અને જે સ્થળે બીનાઓ બની તે સ્થળે નહિ પણ બીજે સ્થળે લખાયલી સુવાર્તાઓ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનું આબેહુબ જીવનચરિત્ર વર્ણવે છે, એમ સમજવાની જરૂર નથી; અને આપણે તેઓને ઇસુ ખ્રીસ્તના આબેહુબ જીવનચરિત્રરૂપ સમજીએ, એવો લેખકોનો ઇરાદો હોય, એમ પણ જણાતું નથી. પ્રથમ તો સુવાર્તિકોના ઉપયોગને અર્થે આ સુવાર્તાના આધારલેખો ધર્મોપદેશની પદ્ધતિદર્શક નોંધરૂપે રચવામાં આવ્યા હતા; અને તેઓમાંની કેટલીએક વાતો તો ચાલતા ખ્રીસ્તી સિદ્ધાંતો સંબંધી યહુદીઓ તેમજ બીજાઓ તરફથી જે વાંધા ઉઠાવવામાં આવ્યા હતા, તેના પ્રત્યુત્તરમાં લખવામાં આવી હોય એવું લાગે છે. પચાસમાના સમયમાં પરદેશમાં જનાર સુવાર્તિકોના ઉપયોગને અર્થે સહુથી પહેલી નોંધ લખવામાં આવી હોય, એ સંભવિત છે.

આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તદ્વારા જે કૃપા તથા સત્યતાનું પ્રકટીકરણ કરવામાં આવ્યું તેનું સંપૂર્ણ મહત્ત્વ માનવબુદ્ધિથી સમજી શકાય એવું નથી; તેમજ તેમાં સમાએલા રહસ્યનો પૂરો ખુલાસો માનવી હોઠોથી કરી શકાય એવું પણ નથી, એ વાત પ્રેરિતો પોતેજ કબુલ કરે છે. "બાપના એકાકીજનિત દીકરાના મહિમા જેવો તેનો મહિમા અમે દીઠો; તે કૃપા તથા સત્યતાથી ભરપૂર હતો" (યોહ.

૧ ; ૧૪). દંતકથા પ્રમાણે પીતરે એવું કહ્યું હતું, કે "અમે જે પામી શક્યા તેજ અમે લખ્યું છે." વળી પ્રેરિત પાઉલ લખે છે, કે "આપણું જ્ઞાન અપૂર્ણ છે, અને આપણે અપૂર્ણ પ્રબોધ કરીએ છીએ" (૧ કર. ૧૩ ; ૯). તેઓએ જે જોયું હતું અને સાંભળ્યું હતું, તે પ્રગટ કરવાનું તેઓનું કામ હતું ; અને તે કામ તેઓએ પ્રમાણિકપણે તથા વિશ્વાસુપણે બજાવ્યું, એવું ઇતિહાસ પરથી સાબીત થાય છે. "હા, અમારી સાથે તમારી પણ સંગત થાય એ માટે જે અમે જોયું તથા સાંભળ્યું છે તે અમે તમને પણ કહી દેખાડીએ છીએ ; અને ખરેખર અમારી સંગત બાપની સાથે તથા તેના પુત્ર ઇસુ ખ્રીસ્તની સાથે છે" (૧ યોહ. ૧ ; ૩). જો કે પહેલાંના ખ્રીસ્તીઓ યહુદી કોમના હતા, તોપણ અન્ય ધર્મવાળાઓમાંથી ખ્રીસ્તી થએલાઓની સંખ્યા થોડાજ વખતમાં તેઓથી વધી ગઇ. ઇ. સ. ૭૦માં યરૂશાલેમનો નાશ થયો ત્યારપછીના ઇતિહાસ પરથી એવું લાગે છે, કે મંડળીમાં યહુદી ખ્રીસ્તીઓ કરતાં વિદેશીઓમાંથી થએલા ખ્રીસ્તીઓની સંખ્યા વધારે હતી. આ સુવાર્તાનું મૂલ્ય ખાસ રીતે એમાં સમાયલું છે કે ખ્રીસ્તી મંડળીમાં યહુદી કોમના માણુસો હજુ વધારે હતા, તે અરસાના સંજોગો તેમાં ખુલ્લા કરવામાં આવેલા છે. વળી આપણા પ્રભુની પોતાની કોમના લોકો જેઓ તેની સાથે એકજ ધાર્મિક સંપ્રદાયમાં ઉછરેલા હતા, તેઓ તેને કયી દૃષ્ટિએ નિહાળતા હતા એ જોવું હોય, તો તે ખાસ કરીને આ સુવાર્તામાં મળી આવશે.

આ સુવાર્તા એક યહુદીએ લખેલી છે, અને તે યહુદીઓને માટે લખવામાં આવી છે ; તેથી તે રાબ્બીઓના શિક્ષણથી તરબોળ માલમ પડે છે. તે કારણને લીધે સુવાર્તાના ઉત્તર ભાગની ટીકાઓમાં રાબ્બીઓના શિક્ષણના દાખલાઓને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે.

માત્થી, જેના નામથી આ સુવાર્તા ઓળખાય છે, તે ગાલીલના જકાત-ખાતાનો એક અમલદાર હતો ; અને ગાલીલ તથા પેરિયામાં, જ્યાં રૂમી સરકાર તરફથી હેરોદ આન્તિપાસ અમલ ચલાવતો હતો, તે પ્રદેશમાં થઇને જે બ્યાપારની વસ્તુઓની આવજા થતી હતી, તેના પર કર લેવાનું કામ તે કરતો હતો. તેની નિમણુક કાપરનાહુમ શહેરમાં થઇ હતી. આ કાપરનાહુમ દમસ્ક જવાના મોટા ધોરી માર્ગ પર આવેલું એક શહેર હતું.

દાણીવર્ગના માણુસોને યહુદીઓ ધિક્કારતા હતા, અને તેઓને પાપી અથવા વિધર્મી જેવા ગણુતા હતા. આવા તિરસ્કૃત વર્ગમાંથી પોતાનો ચેલો થવા માટે આપણા પ્રભુએ એક જણુને પસંદ કર્યો, તેથી તે જમાનાના લોકોને નવાઇ લાગી હશે. પરંતુ એમ કરવામાં આપણા પ્રભુનો ઇરાદો ઘણું કરીને એવો હશે, કે માત્થીની મારફતે આ તિરસ્કાર પામેલા લોકોમાં તેને કામ કરવાની તક મળે. વળી માત્થીને તેડું આપવાથી પ્રભુ ઇસુ એવા માણુસોના સંસર્ગમાં

આવી શક્યો, કે જેઓના આત્મિક કલ્યાણના સંબંધમાં યહુદી ધર્મના અધિકારીઓને કશી પરવા નહોતી. પોતાના તેડાની ખુશાલીમાં માત્થીએ જે મિજબાની કરી, તેમાં દાણીઓ તથા પાપીઓનો મોટો જથો હાજર હતો. આથી ઇશ્વરના રાજ્ય સંબંધી તેઓની સાથે વાત કરવાની તક આપણા પ્રભુને મળી (લુક ૫; ૨૯); માત્થીનું કામ એવું હતું કે જેથા તેને સારી કમાણી થતી હશે (સરખાવો લુક ૧૯; ૨). છતાં એવી મોટી આવકનું સાધન તજી દઇને તે ઇસુની પાછળ ચાલ્યો, એમાં તેણે મોટો સ્વત્યાગ કર્યો એમ ખરેખર કહ્યા વિના રહી શકાય નહિ. તેડું મળ્યા અગાઉ બીજા પ્રેરિતોની માફક તે કેટલાક વખતથી ઇસુનો શિષ્ય હોય એવું સંભવે છે. તેનું અસલ નામ લેવી હતું, અને તેડું મળ્યા પછી ઇસુએ તેને 'માત્થી' એટલે 'ઇશ્વરનું દાન' એવું નામ આપ્યું.

સૌથી જુની દંતકથા પ્રમાણે માત્થીએ યહુદાહમાં પંદર વરસ સુધી ઉપદેશ કર્યો. ત્યાર પછી તેણે મિસર દેશ, પારસી દેશ, માદીઆ તથા પારથીઆ દેશની મુલાકાત લીધી. તે ક્યાં અને કયી રીતે મરણ પામ્યો, તે ખાતરીપૂર્વક કહી શકાતું નથી; પરંતુ એવી દંતકથા ચાલે છે, કે તેણે ધર્માર્થે પ્રાણત્યાગ કર્યો.

આ સુવાર્તાનું નામ અસલ ભાષા તરફ જોતાં 'માત્થી પ્રમાણેની સુવાર્તા' એવું પહેલાંથી રાખવામાં આવ્યું છે. તેનો લેખક બીજી સુવાર્તાથી માહિતગાર હતો, અને પોતાની સુવાર્તામાં તેણે તેનો મોટો ભાગ કામમાં લીધો છે. હવે માત્થી જે પોતે પ્રેરિત હતો, તે યોહાન માર્ક જે પ્રેરિત નહોતો તેના લખાણને આધારે પોતાની સુવાર્તા રચે, એ સંભવિત લાગતું નથી. વળી બાર પ્રેરિતોમાંના કોઇએકના હાથથી લખેલી સુવાર્તા મોજુદ છે એવું પહેલેથી લુકના જાણવામાં આવ્યું હોત, તો જે પ્રમાણે તેણે ૧; ૧માં લખ્યું તે પ્રમાણે તે ઘણું કરીને લખત નહિ. આ સુવાર્તા હાલ જે રૂપમાં છે, તેજ રૂપમાં માત્થી પ્રેરિતે રચી એવું કબુલ કરવું મુશ્કેલ છે; પરંતુ તે ખરેખર "માત્થી પ્રમાણેની સુવાર્તા" તો કહેવાય, કેમકે તેમાં માત્થીની સાક્ષી વિષેનો સંપ્રદાય સમાએલો છે.

આ સુવાર્તિક એક યહુદી ખ્રીસ્તી હતો, અને હેબ્રી ભાષામાં તેમજ રાબ્બીઓના શિક્ષણમાં તે પ્રવીણ હતો, એવું લાગે છે. માર્કની સુવાર્તાનો ઉપયોગ કરતાં, માટે જ્યાં આગળ જુના કરારમાંથી વાક્યો લીધેલાં હોય; ત્યાં આગળ આ સુવાર્તાનો લેખક તેવાં વાક્યોનો તરજુમો બારોબાર હેબ્રી ભાષામાંથી કરે છે.

વળી આ સુવાર્તા રચવાની પદ્ધતિ રાબ્બીઓની પદ્ધતિને અનુસરતી આવે છે, કેમકે તેમાં અમુક જુદી જુદી સંખ્યાનો ઉપયોગ કરવામાં આવે છે; એટલે સાત, પાંચ, ત્રણ અને દશ. દાખલા તરીકે:—ધન્યતાનાં સાત વચનો છે; ઇસુએ શિખવેલી પ્રાર્થનામાં સાત વિનંતીઓ છે (લુકની સુવાર્તામાં પાંચ વિનંતીઓ

છે); ફરોશીઓને સાત વખત 'હાય હાય' કહેવામાં આવે છે; વંશાવળીની ગોઠવણ પણ સાતને આધારે રચેલી છે, એટલે સાત ગુણ્યા બે, બરોબર ચૌદ. આપણા પ્રભુનાં ભાષણોના પાંચ મુખ્ય સંગ્રહ છે. પરીક્ષણ ત્રણ છે; ધર્મની મુખ્ય ત્રણ ફરજો બતાવેલી છે (૬; ૧-૧૮); ગેથસેમાને વાડીમાં ત્રણ પ્રાર્થના છે. આપણા પ્રભુના પહેલા તથા બીજા ભાષણની વચ્ચે દશ ચમત્કારો વર્ણવાય છે (અધ્ય. ૮, ૯): સાત, તે સાબ્બાથ દિવસની સંખ્યા છે; પાંચ, તે મુસાના નિયમશાસ્ત્રનાં પાંચ પુસ્તકોની સંખ્યા છે; ત્રણ, તે યાજકોના આશીર્વચનની સંખ્યા છે; અને દશ, તે મિસર દેશના દશ અનર્થોની સંખ્યા છે. વળી લેખક યરૂશાલેમને "પવિત્ર શહેર" અને "પવિત્ર જગા" કહે છે (૪; ૫: ૨૪; ૧૫: ૨૭; ૫૩).

બીજા સૈકાના મધ્ય ભાગે હિયરાપોલીસ શહેરમાં પાપિઆસ નામનો અધ્યક્ષ રહેતો હતો, તેનું એક વચન યુસેબીઅસના ઇતિહાસમાં મળે છે: એટલે "માત્થીએ હેબ્રીમાં 'વચનો' લખ્યાં, અને દરેકે પોતાની શક્તિ પ્રમાણે તેઓનો ખુલાસો (અગર તરજુમો) કર્યો." આ સુવાર્તાના સંબંધમાં સૌથી જુની નોંધ જો કોઇ હોય તો એજ છે. હવે આ 'વચનો' તે કયાં? શું તે આપણા પ્રભુનાં વચનો છે, અગર આપણા પ્રભુ વિષેનાં વચનો છે? તે વિષે ઘણી ચર્ચા ચાલી રહેલી છે; પણ ઘણું કરીને તેનો અર્થ 'આપણા પ્રભુ વિષેનાં વચનો' એવો થાય. ઇસુ એ ખરેખર વચનદત્ત મસીહ છે તેના પૂરાવાને અર્થે માત્થી પ્રેરિતે ઘણું કરીને જુના કરારનાં આધારવાક્યોનો સંગ્રહ કરીને અમુક લખાણ રચ્યું હશે. લુક ૨૪; ૨૫, ૩૨-૪૪ પરથી માલમ પડે છે, કે આપણા પ્રભુએ પોતાના પુનરૂત્થાન પછી એવાં કેટલાંક વચનોનો ઉપયોગ કર્યો, અને તે પ્રમાણે માત્થીએ, ખ્રીસ્ત મસીહ છે તે યહૂદીઓને સાબીત કરી બતાવવા માટે, હેબ્રી ભાષામાં એક લખાણ લખ્યું હશે.

પાઉલ અને પીતર એવાં વાક્યોનો ઉપયોગ કરે છે (રૂમી. ૯; ૩૩. ૧ પીત. ૨; ૬-૮). માર્ક અને લુક બન્ને મળીને જુના કરારમાંથી જેટલાં વચનો લે છે તે કરતાં જુના કરારનાં વધારે વચનો આ સુવાર્તામાં મળે છે. માત્થીમાં એવાં સુડતાળીસ વચનો મળે છે, અને તેઓમાંનાં ત્રીસ, કેવળ માત્થીમાંજ મળે છે. વળી આ વચનોને આધારે આખા પુસ્તકની રચના થઇ હોય, એવું લાગે છે.

પ્રસ્તાવનામાં (અધ્ય. ૧-૪) તેમજ પરિશિષ્ઠમાં (અધ્ય. ૨૬-૨૮) પણ સાત વચનો મળે છે. વચમાં પાંચ વિભાગ પડે છે (ઘણું કરીને માત્થીના અસલ લખાણના પાંચ વિભાગ પડયા હશે). તે દરેક વિભાગની શરૂઆતની હદ હમેશાં એકજ રીતે દેખાડવામાં આવે છે; એટલે "પ્રભુ જ્યારે ફલાણું ફલાણું પૂરૂં કરી રહ્યો ત્યારે" (૭; ૨૮: ૧૧; ૧: ૧૩; ૫૩: ૧૯; ૧: ૨૬; ૧).

આ સુવાર્તા હાલ જે રૂપમાં છે, તે રૂપમાં તે કોનાથી રચવામાં આવી હશે તે ખાતરીપૂર્વક કહી શકાય નહિ. એટલું તો સાબીત થએલું છે કે તે હેબ્રી ભાષામાંથી કરેલો તરજુમો નથી (જુઓ ટેલરકૃત "નવા કરારનો પ્રવેશક બોધ"). રચનાર ઘણું કરીને માત્થીનો કોઇ શિષ્ય હશે.

સુવાર્તા ક્યારે લખવામાં આવી? તે પણ નક્કી કહી શકાય એમ નથી. તે મોડી લખવામાં આવી હોય, એવું ૨૭; ૮ : ૨૮; ૧૫ : ૨૨; ૭ પરથી લાગે છે. પરંતુ ચોવીસમા અધ્યાયમાં યરૂશાલેમના નાશ તેમજ પોતાના બીજી વાર આવવા સંબંધી, આપણા પ્રભુનાં જે વચનો મળે છે, તે પરથી એવું લાગે છે કે યરૂશાલેમનો નાશ થયા પહેલાં (એટલે ઇ. સ. ૭૦ પહેલાં) આ સુવાર્તા લખવામાં આવી હોય. જો યરૂશાલેમનો નાશ થયા પછી આ સુવાર્તા લખવામાં આવી હોય, તો યરૂશાલેમનો નાશ તથા પ્રભુના ફરી આવવાની વચ્ચમાં અંતર દેખાડવામાં આવે. લુકે એજ પ્રમાણે કર્યું (લુક ૨૧; ૨૪. સરખાવો માત્થી ૨૪; ૨૯, ૩૦). પરંતુ માત્થીની સુવાર્તામાંજ બીજી જગાએ એવી સૂચના મળે છે, કે આ બે બનાવની વચ્ચે અંતર હોય: "વરને આવતાં વાર લાગી" (૨૫; ૫), અને "લાંબી મુદ્દત પછી તે ચાકરોનો ધણી આવે છે" (૨૫; ૧૯).

હેબ્રી ભાષામાં માત્થી પ્રેરિતનું જે લખાણ હતું, તેમાં કયી કયી વાતોનો સમાવેશ થયો હશે તે આપણે જાણતાં નથી; માટે ઘણું કરીને યરૂશાલેમનો નાશ થયા પછી, માત્થીનું લખાણ, માર્કની સુવાર્તા તેમજ એક ત્રીજું લખાણ અગર મુખજુબાની, એ સર્વેને આધારે આ સુવાર્તા તેના છેવટના રૂપમાં માત્થીના કોઇ શિષ્યથી રચવામાં આવી હોય, એવું લાગે છે. યુસેબીઅસ જણાવે છે કે યરૂશાલેમનો નાશ થયા અગાઉ, ત્યાંના કેટલાક માણસોને નાશની ચેતવણી મળવાથી ખ્રીસ્તી લોકો શહેર મૂકીને, આશ્રયને અર્થે, પેરિયા પ્રાંતમાં આવેલા પેલ્લા શહેરમાં રહેવા ગયા. તેઓની સાથે આ સુવાર્તાનો લેખક પણ ગયો હોય, અને ત્યાં આગળ ઉપર બતાવ્યા પ્રમાણે, તેણે આ સુવાર્તા રચી હોય, એ બનવાજોગ છે (૨૪; ૪-૨૮ પરની ટીકા).

## વિભાગ:—આ સુવાર્તાના સાત વિભાગ પડે છે.

૧. અધ્ય. ૧-૪. સુવાર્તાની પ્રસ્તાવના: આપણા પ્રભુની વંશાવળી, તેનો જન્મ, તેનું બાપ્તિસ્મા, તેનું પરીક્ષણ ને ગાલીલમાં તેની સેવાની શરૂઆત.

૨. અધ્ય. ૫-૭. આપણા પ્રભુનું શિક્ષણ: શિક્ષક તરીકે આપણા પ્રભુનું વર્ણન; તેનો નિયમ મુસાના નિયમશાસ્ત્રને પૂર્ણ કરનાર, છતાં તેથી જુદો.

૩. અધ્ય. ૮–૧૦. આપણા પ્રભુનાં તથા તેના પ્રેરિતોનાં કામ.

૪. અધ્ય. ૧૧ ; ૧—૧૩ ; ૫૨. આપણો પ્રભુ—ઇશ્વરનું જ્ઞાન તથા તેનો શબ્દ (જ્ઞાન તથા શબ્દ તે બન્ને તો એકજ છે).

૫. અધ્ય. ૧૩ ; ૫૩—૧૮ ; ૩૫. આપણો પ્રભુ—નવા સભાસ્થાનનો સ્થાપનાર.

૬. અધ્ય. ૧૯ ; ૧—૨૫ ; ૪૬. આપણો પ્રભુ—દુનિયાના ઇતિહાસને પરિપૂર્ણ કરનાર.

૭. અધ્ય. ૨૬–૨૮. આપણા પ્રભુની સેવાની પરિપૂર્ણતા.

## આ સુવાર્તામાં પાંચ વિષયો છે:—

૧. પ્રભુ ઇસુએ શું શું શિખવ્યું?

૨. પ્રભુ ઇસુએ શું શું કર્યું?

૩. પ્રભુ ઇસુ કોણ હતો?

૪. પ્રભુ ઇસુના આવવાથી કયાં પરિણામ તાત્કાળિક આવ્યાં?

૫. પ્રભુ ઇસુના આવવાથી છેવટે કયાં પરિણામ આવશે?

ઉપરની બધી વાતો આ સુવાર્તાના છેલ્લા વાક્ય પરથી (૨૮ ; ૨૦) સૂચવવામાં આવે છે :

૧. તેઓને શિખવતા જાઓ.

૨. મેં તમને જે જે આજ્ઞા કરી તે પાળવાનું.

૩. જુઓ ... હું.

૪. તમારી સાથે છું.

૫. દુનિયાના ઇતિહાસની પરિપૂર્ણતા સુધી.

૧૫૮૯૩

# માત્થીની સુવાર્તાનું પૃથક્કરણ

પૃષ્ઠ

# માત્થીની લખેલી સુવાર્તા

## I. સુવાર્તાની પ્રસ્તાવના. અધ્ય. ૧—૪

### ૧. આપણા પ્રભુનો જન્મ તથા તેની બાલ્યાવસ્થા

(અધ્ય. ૧, ૨)

(૧) પુસ્તકનું મથાળું. ૧; ૧.

**ઇસુ ખ્રીસ્ત જે દાઉદનો દીકરો, જે ઇબ્રાહીમનો દીકરો, તેની વંશાવળી.**

અહીં આગળ 'વંશાવળી'ને માટે જે શબ્દ છે, તેનો ખરો અર્થ 'ઉત્પત્તિ' એવો થાય. પરંતુ ત્યાર પછીની વંશાવળીનેજ તે લાગુ પડે છે, એવું સમજી ઉપર પ્રમાણે તરજુમો કરવામાં આવ્યો છે. કેટલાએક એમ ધારે છે, કે 'ઇસુ ખ્રીસ્ત જે દાઉદનો દીકરો, જે ઇબ્રાહીમનો દીકરો, તેની ઉત્પત્તિ'; એવો તરજુમો હોવો જોઇએ; અને તે જાણે કે આખી સુવાર્તાનું મથાળું હોય. જુના કરારના પહેલા પુસ્તકનું જે નામ છે, તેજ આ શબ્દ છે. એથી એવું સૂચવવામાં આવે છે, કે જેમ જુના કરારની શરૂઆતમાં સૃષ્ટિની ઉત્પત્તિની વાત મળે છે, તેમ નવા કરારમાં જે નવી ઉત્પત્તિની વાત મળે છે, તેની શરૂઆત અહીંથી થાય છે (કલ. ૧; ૧૬, ૧૭. યોહ. ૧; ૧-૩. હેબ્રી. ૧; ૨).

તારનારનાં બે નામ વાંચવામાં આવે છે: (૧) ઇસુ; (૨) ખ્રીસ્ત. માત્થી, માર્ક તથા લુકમાં 'ઇસુ ખ્રીસ્ત' એવી રીતે નામ લખવામાં આવે છે; પણ યોહાનની સુવાર્તામાં 'ખ્રીસ્ત ઇસુ' એ પ્રમાણે લખવામાં આવે છે. આ પ્રમાણે પહેલા ત્રણ સુવાર્તિકોનાં લક્ષણો અને ચોથા સુવાર્તિકનાં લક્ષણો જુદાં જણાય છે; કેમકે પહેલી ત્રણ સુવાર્તાઓમાં 'ઇસુ,' 'યહોશુઆ' (યહોવાહ મારૂં તારણ છે), અગર 'તારનાર,' તે નામ ઉપર વધારે ભાર મૂકવામાં આવે છે, અને એમાં ઇસુ ખ્રીસ્તની માનવી સ્થિતિ ખાસ વર્ણવેલી છે; પરંતુ યોહાનની સુવાર્તામાં 'ખ્રીસ્ત, મસીહ અગર અભિષિક્ત' એ નામ પર વધારે ભાર મૂકવામાં આવ્યો છે. તેમ કરતાં ઇસુ ખ્રીસ્તનો જે ઐશ્વરી સ્વભાવ તે ઉપર પહેલા અધ્યાયથી માંડીનેજ ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

(૨) વંશાવળીવર્ણન. ૧; ૨–૧૭.

૨ ઇબ્રાહીમથી ઇસહાક થયો, અને ઇસહાકથી યાકુબ થયો, અને
યાકુબથી યહુદાહ તથા તેના ભાઇઓ થયા; ૩ અને યહુદાહથી થામરને
પેટે ફારેસ તથા ઝારા થયા. અને ફારેસથી હસરૂન થયો, ને હસ-
રૂનથી આરામ થયો. ૪ અને આરામથી આમીનાદાબ થયો, અને
આમીનાદાબથી નાહશોન થયો, અને નાહશોનથી સલ્મોન થયો;
૫ અને સલ્મોનથી રાહાબને પેટે બોઆઝ થયો; અને બોઆઝથી
રૂથને પેટે ઓબેદ થયો; અને ઓબેદથી યિશાઇ થયો; ૬ અને
યિશાઇથી દાઉદ રાજા થયો.

અને ઉરીયાહની જે વહુ હતી તેને પેટે દાઉદથી સુલેમાન થયો;
૭ અને સુલેમાનથી રહાબઆમ થયો, અને રહાબઆમથી આબીયાહ
થયો, અને આબીયાહથી આસા થયો; ૮ અને આસાથી યહોશાફાટ
થયો, અને યહોશાફાટથી યોરામ થયો, અને યોરામથી ઉઝીયાહ થયો;
૯ અને ઉઝીયાહથી યોથામ થયો, અને યોથામથી આહાઝ થયો, અને
આહાઝથી હઝકીયાહ થયો; ૧૦ અને હઝકીયાહથી મનાશ્શેહ થયો;
અને મનાશ્શેહથી આમોન થયો, અને આમોનથી યોશીયાહ થયો;
૧૧ અને બાબેલના બંદીપ્રવાસને વખતે યોશીયાહથી યખોન્યાહ તથા
તેના ભાઇઓ થયા.

૧૨ અને બાબેલનો બંદીપ્રવાસ થયા પછી, યખોન્યાહથી સલથાઇલ
થયો, અને સલથાઇલથી ઝરૂબ્બાબેલ થયો; ૧૩ અને ઝરૂબ્બાબેલથી
અબીહુદ થયો, અને અબીહુદથી એલીયાકીમ થયો, અને એલીયા-
કીમથી આઝોર થયો; ૧૪ અને આઝોરથી સાદુક થયો, અને સાદુકથી
આખીમ થયો, અને આખીમથી એલીહુદ થયો; ૧૫ અને એલીહુદથી
એલિયાઝર થયો, અને એલિયાઝરથી માત્થાન થયો, અને માત્થાનથી
યાકુબ થયો; ૧૬ અને યાકુબથી યુસફ જે મરિયમનો વર હતો તે થયો;
એ [મરિયમ]થી ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તે જનમ્યો.

૧૭ માટે ઇબ્રાહીમથી દાઉદ સુધી બધી મળીને ચૌદ પેઢી, અને
દાઉદથી બાબેલના બંદીપ્રવાસ સુધી ચૌદ પેઢી, અને બાબેલના
બંદીપ્રવાસના કાળથી ખ્રીસ્ત[ના વખત] સુધી ચૌદ પેઢી થઇ.

ઇસુ ખ્રીસ્ત 'મસીહ' છે, એ દર્શાવવાનો લેખકનો મુખ્ય હેતુ છે. ઇસ્રાએલી લોકોને જે વચનો આપવામાં આવ્યાં હતાં, તે તેનામાં પૂરાં થશે. તેનામાં "પૃથ્વીનાં સર્વ કુટુંબ આશીર્વાદ પામશે." દાઉદના સંતાનની સાથે સંબંધ

ધરાવનાર સઘળો મહિમા મસીહદ્વારા તેઓને પ્રાપ્ત થશે. આ સુવાર્તાના મથાળા પરથી મસીહના સબંધમાં લોકોના બે મુખ્ય વિચાર સૂચવવામાં આવે છે: 'ઇસુ' ઇબ્રાહીમનો દીકરો છે, તેથી ઇબ્રાહીમને અપાએલા વચનદત્ત આશીર્વાદોમાં ઇસ્રાએલીઓ સહભાગીદાર છે ; તેમજ તે દાઉદનો પણ દીકરો છે, માટે દાઉદના કુળને અપાએલા વચનદત્ત આશીર્વાદોમાં પણ તેઓ ભાગીદાર થશે.

આ સુવાર્તા ખાસ કરીને યહુદીઓને માટે લખાએલી છે ; તેથી શરૂઆતમાં વંશાવળી આવે, એ સ્વાભાવિક છે ; કારણ કે 'અમે દાઉદના વંશજો છીએ' એવું પોતા સંબંધી યહુદીઓ દેખાડી શકે, તો તેમાં તેઓ ઘણો અભિમાન ધરાવતા હતા. ઇસુ ખ્રીસ્તનો સંબંધ દાઉદ રાજા સાથે છે, એવું દેખાડવા આ સુવાર્તિક યુસફને ઇસુના બાપ તરીકે ગણીને વંશાવળી લખે છે ; છતાં સ્પષ્ટ રીતે જણાય છે, કે યુસફ ઇસુ ખ્રીસ્તનો ખરો બાપ નહોતો (૧ ; ૧૬, ૧૮-૨૩).

યુસફ તથા મરિયમ બન્ને જણ ઇસુ ખ્રીસ્તના જન્મની ખરી હકીકત શરૂઆતથી જાણતાં હતાં ; તેમજ તેઓનાં નજીકનાં સગાંઓને પણ તે બાબતની જાણ હતી, પરંતુ આ વાત તેઓએ બહાર પડવા દીધી નહિ (લુક ૨ ; ૧૯, ૫૧), કારણ કે તેઓ જાણતાં હતાં, કે તે વાત તરત બહાર પાડવામાં આવે, તો તેનો વિપરીત અર્થ કરવામાં આવે ; છતાં તેજ વખતે ખુલાસો સ્પષ્ટ કરવામાં આવ્યો હતો. પરંતુ આ વાતનો સ્વીકાર તરત થાય, એવો સંભવ નહોતો. હિન્દુ ધર્મના અવતરેલા દેવો સંબંધી તેમજ અન્ય ધર્મોમાં દેવો તથા મનુષ્ય વચ્ચેના વ્યવહાર વિષે જે વિવેચન કરવામાં આવે છે તે વાતમાં અને આ હકીકતમાં આસમાનજમીન જેટલો તફાવત છે. ઇશ્વરે જેવી રીતે આદમના શરીરની ઉત્પત્તિ કરી, તેવીજ રીતે તેણે અહીં આગળ ઇસુ ખ્રીસ્તના શરીરની ઉત્પત્તિ કરી. આ બાબતમાં ઇશ્વર વિષે કોઈ પણ જાતનો નાલાયક વિચાર સમાએલો નથી.

આ વંશાવળી ઐતિહાસિક ધોરણ પ્રમાણે તો ખરી ન ગણાય, પણ અમુક વિચારોને અંગે તે રચાએલી છે. ચાહે તે નામ સંખ્યાથી દર્શાવી શકાય, એવી યહુદી રીત હતી. દરેક અક્ષર જુદા જુદા આંકડાઓ સૂચવે છે અને નામ લખવાની ઇચ્છા ન હોય, તો તેમાંના અક્ષરોની જુદી જુદી સંખ્યાનો સરવાળો માંડી શકાય. એ રીતે 'દાઉદ' નામના અક્ષરોનો સરવાળો 'ચૌદ' થાય. વળી 'સાત' એ યહુદીઓની પવિત્ર સંખ્યા હતી, તે બેવડાવવાથી 'ચૌદ' થાય. મતલબ કે, દાઉદના નામના અક્ષરોની સંખ્યા ગોઠવી કાઢીને તથા તેને અનુસરીને આ વંશાવળી લખવામાં આવી છે.

આ વંશાવળી વિષે તપાસ કરીએ તો ચૌદ ચૌદ નામના ત્રણ વિભાગ જણાય છે. પરંતુ વાસ્તવિક રીતે પૂર્વજોનાં ઘણાં નામ તો આવત. એ વિષે બે વાતો ધ્યાનમાં રાખવાની છે :—

૧. માણુસ તરફ જોતાં યુસફ ઇસુનો બાપ નહોતો, છતાં પોતે બાપની ફરજ અદા કરે છે. યહુદી રીત પ્રમાણે કોઇ માણુસ એક બાળકને લઇને દીકરા તરીકે રાખે, તો તે તેનો દીકરો ગણાય તેમજ વારસ પણ ગણાય.

૨. વંશાવળી લખતાં સાધારણ રીતે સ્ત્રીઓનાં નામ આવે નહિ; પણ આ વંશાવળીમાં ચાર સ્ત્રીઓનાં નામ આવે છે (કલમ ૩, ૫, ૬). વળી આ સ્ત્રીઓ કેવી છે? (૧) થામાર, ઉત્પ. ૩૮; ૬–૩૦. (૨) રાહાબ, યહો. ૬; ૨૫. (૩) રૂથ, રૂથ ૪; ૧૦. (૪) બાથશેબા, ૨ શમ. ૧૨; ૧૦. આ સ્ત્રીઓ યહુદી નહિ પણ વિદેશી હતી. સ્ત્રીઓનાં આટલાંજ નામ આપવામાં આવે છે અને બીજાં નામ આપવામાં આવતાં નથી, તેનું કારણ શું હશે? ઇસુએ મનુષ્યદેહ ધારણ કર્યો ત્યારે મનુષ્યસ્વભાવને તેના અપમાન, શરમ તથા પાપસહિત સ્વીકારીને તેણે પવિત્ર જીવન શરૂ કર્યું. તે ઉપરથી તે કેવળ યહુદીઓનોજ નહિ, પણ સમસ્ત સંસારનો મસીહ છે, એવું જણાય છે.

(૩) આપણા પ્રભુનો જન્મ. ૧; ૧૮–૨૫.

[૧૮] અને ઇસુ ખ્રીસ્તનો જન્મ આ પ્રમાણે થયો, એટલે તેની મા
મરિયમનું વેવીશાળ યુસફ જોડે થયા પછી, તેઓનો મિલાપ થયા
અગાઉ પવિત્ર આત્માથી તે ગર્ભવતી થએલી જણાઇ. [૧૯] અને તેનો
વર યુસફ જે નીતિવાન માણસ હતો, તેણે તેનું ઉઘાડી રીતે અપમાન
કરવા ન ચહાતાં, તેને ગુપ્ત રીતે મૂકી દેવાનું ધાર્યું. [૨૦] પણ એ સંબંધી
તે વિચારતો હતો, એટલામાં પ્રભુના દૂતે તેને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું,
કે ઓ યુસફ, દાઉદના દીકરા, તારી વહુ મરિયમને તેડી લાવવાને બીહી
મા; કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે. [૨૧] અને તેને
દીકરો થશે, ને તું તેનું નામ ઇસુ પાડશે; કેમકે જે પોતાના લોકોને
તેઓનાં પાપથી તારશે તે એજ છે. [૨૨] હવે એ બધું એ માટે થયું, કે
પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું હતું તે પૂરૂં થાય એટલે,

[૨૩] જુઓ, કુમારી ગર્ભવતી થશે, ને તેને દીકરો થશે, ને તેનું
નામ તેઓ ઇમાનુએલ પાડશે,

જેનો અર્થ એ છે, કે દેવ આપણી સાથે. [૨૪] ત્યારે યુસફે ઉંઘમાંથી
ઉઠીને જેમ પ્રભુના દૂતે તેને આજ્ઞા આપી હતી તેમ કીધું, એટલે તે
પોતાની વહુને તેડી લાવ્યો. [૨૫] અને તેને દીકરો થયો ત્યાં સુધી તેણે
તેને જાણી નહિ; ને તેણે તેનું નામ ઇસુ પાડયું.

પોતાની વેવીશાળી વહુની સ્થિતિ વિષેની ખબર યુસફને પડી, ત્યારે તેને બહુજ દુઃખની લાગણી થઇ, એ તો ત્યાર પછીની તેની વર્તણૂક પરથી જણાય છે.

"ન્યાયી માણુસ" એવું નામ યુસફને આપવામાં આવે છે. તે જમાનાના લોકો 'ન્યાયી' શબ્દનો જુદો અર્થ કરતા હતા; એટલે જે માણુસ પોતે ન્યાય કરવામાં તથા બીજાઓ પાસે ન્યાય કરાવવામાં કંઇ પણ પાછું ન રાખે, તેમજ બીલકુલ દયા પણ ન રાખે, એવો અર્થ થાય. એવા માણુસોને લોકો માન આપે ખરા, પણ તેમના પર પ્રેમ રાખે નહિ (રૂમી. ૫; ૭). 'ન્યાયી' તથા 'સારા માણુસ'માં તફાવત છે. અહીં આગળ તો યુસફ 'સારો' જણાય છે, કેમકે તેનામાં દયા ઉત્પન્ન થાય છે. તે પોતે ખરી હકીકત જાણતો નહોતો ત્યાં સુધી તો મરિયમ સાથેનો પોતાનો સંબંધ તોડવાનો તેનો ઇરાદો હતો ખરો; પરંતુ ઉઘાડી રીતે તેનું અપમાન થાય, એવું તે ચહાતો નહોતો. માટે તેણે તેને ગુપ્તમાં મૂકી દેવાનું ધાર્યું. અહીં જે ભાષા વાપરવામાં આવેલી છે, તેજ ભાષા કલ. ૨; ૧૫ તથા હેબ્રી. ૬; ૬ માં મળે છે.

ઘણાં માણુસોને એવો અનુભવ થાય છે, કે દિવસે તેમના મનમાં જે વિચારો અગર ગભરાટ હોય, તે વિચારો રાત્રે ઉંઘમાં પણ આવે છે. કોઇ વાર સ્વપ્નથી આપણી ગુંચવણનો ખુલાસો મળે છે. એવી રીતે યુસફ જાગ્યો તે પહેલાં સ્વપ્નદ્વારા તેની મુશ્કેલીઓ દૂર કરવામાં આવી હતી.

માત્થી લખે છે, કે "તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે." પણ લુક ૧; ૩૫ માં કહેલું છે, કે "જે તારાથી જન્મ પામશે, તે પવિત્ર, દેવનો દીકરો કહેવાશે." દૈવી સ્વભાવની જીવન આપનારી શક્તિવડે-આત્મિક એટલુંજ નહિ પણ દૈહિક વસ્તુમાં-રૂપાંતર થઇ શકે છે. પવિત્ર આત્માના કામનો પહેલો દાખલો ઉત્પ. ૧; ૨ માં મળે છે. જે જે ઇશ્વરથી ઉત્પન્ન કરવામાં આવે છે, તે તેના પવિત્ર આત્માની શક્તિ વડે થાય છે. પ્રત્યેક ચોમાસામાં એવાજ ચમત્કાર બને છે (ગીત. ૧૦૪; ૩૦). આપણા આત્માની નવી ઉત્પત્તિ પણ થાય છે (૨ કર. ૩; ૧૮). એવીજ રીતે ખ્રીસ્તનો જન્મ થયો. ઇસુ નિષ્પાપ જનમ્યો. જેમ પહેલા આદમને પોતાનો સ્વભાવ બારોબાર ઇશ્વરના હાથથી નિર્મળ તથા નિષ્કલંક મળ્યો હતો, તેવીજ રીતે ઇસુ ખ્રીસ્તને પોતાનો માનવી સ્વભાવ મળ્યો. તફાવત એટલોજ છે, કે ઇસુનો માનવી સ્વભાવ આદમની માફક પતિત ન થતાં, જેવો તેને મળ્યો હતો તેવો ને તેવોજ નિષ્કલંક કાયમ રહ્યો (રૂમી. ૫; ૧૪-૧૭. ૧ કર. ૧૫; ૨૧, ૨૨, ૪૫-૪૯). ઇસુ ખ્રીસ્ત માનવજાતનો નવો શિરપતિ હોવાથી અહીં યશ. ૭; ૧૪માંનું વચન માત્થી તેને લાગુ પાડે છે.

ઇસુ ખ્રીસ્ત કુંવારીથી જનમ્યો હતો, એ મત ખોટો પાડવા માટે વિરોધીઓ નીચે પ્રમાણે દલીલ કરે છે. એટલે 'ઇસુ ખ્રીસ્ત કુંવારીથી જનમશે, એવી આશા યહુદીઓ રાખતા હતા. 'ઇસુના ચેલાઓ તેને મસીહ તરીકે સ્વીકારતા હતા

તેથી તેના જન્મની હકીકત સાધારણ હોવા છતાં, તેઓ આ જુનું વચન લઇને ઇસુને લાગુ પાડે છે.' જાણે કે ઇસુના ચેલાઓએ ભવિષ્યવચનો લઇ તે પરથી કલ્પના કરીને બનાવટી ઇતિહાસ લખ્યો હોય, એવી તેઓની દલીલની મતલબ છે.

ઇસુ ખ્રીસ્ત કુંવારીથી જનમશે, એવી આશા યહુદીઓ રાખતા હતા, તે વાત આ દલીલનો પાયો છે. યશ. ૭; ૧૪ એ વાક્યને પડતું મૂકીએ તો આખા જુના કરારમાં, એવી આશા યહુદીઓ રાખતા હોય, એવું એક પણ ચિહ્ન મળશે નહિ. વળી આ વાક્ય તરફ જોઇએ છીએ તો માલમ પડે છે, કે તે વાક્ય હેબ્રીમાંથી નહિ પણ ગ્રીક "સપ્તતિ"માંથી લીધેલું છે, અને ત્યાં આગળ કરેલો તેનો તરજુમો ખોટો છે, કેમકે અસલ હેબ્રી ભાષામાં જે શબ્દ છે તેનો અર્થ 'જુવાન સ્ત્રી' થાય છે; અને તે વાત ઘણું કરીને પ્રબોધકની પોતાની સ્ત્રીને લાગુ પડે છે (યશ. ૮; ૩).

યશાયાહ પ્રબોધકના સમયમાં યહુદાહ દેશને જીતવા માટે એફ્રાઇમ તથા શૂર બન્નેએ સંપ કર્યો હતો. માટે પ્રબોધક તેનું ન માનનાર આહાઝ રાજાને ચિહ્ન આપીને કહી જણાવે છે, કે તારો દેશ સહીસલામત રહેશે. કેમકે થોડાજ સમયમાં એક જુવાન સ્ત્રીથી એક છોકરો જનમશે ને તે છોકરો સમજણો થાય તે પહેલાં આશ્શૂર દેશ વચ્ચમાં પડશે, જેથી એફ્રાઇમ તથા શૂરને ઘેરો ઉઠાવી લેવો પડશે.

તે છોકરાનો જન્મ તથા તેનું નામ (ઇમાનુએલ) તેજ સમયના લોકોને સારૂ ચિહ્નરૂપ હતાં. મસીહ કુંવારીથી જનમશે, એવી આશા યહુદીઓ રાખતા હતા, તે વાતની સાક્ષી જુના કરારમાં આ વચન સિવાય અન્ય કોઇ સ્થળેથી મળતી નથી. આ ખુલાસો સ્વીકારવાથી ખ્રીસ્તી સિદ્ધાંતને ટેકો મળે છે, કેમકે આવનાર મસીહ કુંવારીથી જનમશે, એવી યહુદીઓની માન્યતા નહોતી એમ છતાં પણ તે એક કુંવારીથી જનમ્યો, એવી યહુદીઓને ઠોકર ખવડાવનારી વાત ખ્રીસ્તના ચેલાઓ કલ્પી કાઢીને સુવાર્તાના વૃત્તાંતમાં શું કરવા ઉમેરે ? માટે યશ. ૭; ૧૪નો ગમે તે ખુલાસો કરીએ, તો પણ ઇસુ ખ્રીસ્ત કુંવારીથી જનમ્યો, તે મત કાયમ ને કાયમ રહે છે. વળી તે મતનો આધાર યશ. ૭; ૧૪ ઉપર રહેતો નથી. યહુદીઓના વિચારો તરફ તેમજ સુવાર્તામાં મળેલી બે સ્વતંત્ર સાક્ષી તરફ આપણે જોઇએ છીએ ત્યારે પવિત્ર આત્માથી મરિયમ કુંવારીને પેટે ઇસુ ખ્રીસ્ત ખરેખર અવતર્યો હતો, તે વાત કબુલ કર્યા સિવાય આપણે રહી શકીએ નહિ.

## (૪) માગી લોકો. ૨; ૧-૧૨.

**હવે હેરોદ રાજાના સમયમાં યહુદાહના બેથલેહેમમાં ઇસુ જનમ્યો, ત્યારે જુઓ, માગીઓએ પૂર્વથી યરૂશાલેમમાં આવીને પૂછ્યું, કે**
**૨ યહુદીઓનો જે રાજા જનમ્યો છે, તે કયાં છે? કેમકે પૂર્વમાં તેનો**

તારો જોઇને અમે તેનું ભજન કરવા આવ્યા છીએ. ૩ અને એ સાંભ-
ળીને હેરોદ રાજા ગભરાયો, ને તેની સાથે આખું યરૂશાલેમ પણ
ગભરાયું. ૪ પછી તેણે સર્વ મુખ્ય યાજકોને તથા લોકોના શાસ્ત્રીઓને
એકઠા કરીને તેઓને પૂછયું, કે ખ્રીસ્તનો જન્મ કયાં થવો જોઇએ?
૫ ત્યારે તેઓએ તેને કહ્યું, કે યહુદાહના બેથલેહેમમાં; કેમકે પ્રબોધકે
એમ લખ્યું છે, કે ૬ ઓ યહુદાહ દેશના બેથલેહેમ,

તું યહુદાહના સુબાઓમાં કોઇ પ્રકારે સર્વથી નાનું નથી,
કેમકે તારામાંથી એક અધિપતિ નીકળશે,
જે મારા ઇસ્રાએલી લોકોનો પાળક થશે.

૭ ત્યારે હેરોદે તે માગીઓને ગુપ્તમાં બોલાવીને, તારો કઇ વેળાએ
દેખાયો, તે વિષે તેઓ પાસેથી ચોકસાઇથી ખબર મેળવી. ૮ અને
તેણે તેઓને બેથલેહેમમાં મોકલતાં કહ્યું, કે તમે જઇને તે બાળક
સંબંધી સારી પેઠે શોધ કરો, ને જડ્યા પછી મને ખબર આપો, એ
માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં. ૯ ત્યારે તેઓ રાજાનું કહેવું
સાંભળીને ગયા, ને જુઓ, જે તારો પૂર્વમાં તેઓએ દીઠો હતો તે
તેઓની આગળ ચાલતો ગયો, ને બાળક હતો તે ઠેકાણા
ઉપર આવીને થંભ્યો. ૧૦ અને તેઓ તારાને જોઇને મહા આનંદથી
હરખાયા. ૧૧ અને ઘરમાં જઇને તેઓએ બાળકને તેની મા મરિય-
મની પાસે દીઠો, ને પગે પડીને તેનું ભજન કીધું; પછી તેઓએ
પોતાની જોણ્ણી છોડીને સોના તથા લોબાન તથા બોળનું તેને
નજરાણું કીધું. ૧૨ અને હેરોદ પાસે પાછા જવું નહિ, એમ સ્વપ્નમાં
ચેતવણી મળ્યાથી તેઓ બીજે માર્ગે પોતાના દેશમાં પાછા ગયા.

યુસફ તથા મરિયમ ગાલીલના નાઝારેથમાં રહેતાં હતાં, તેમ છતાં ઇસુનો જન્મ બેથલેહેમ ગામમાં કેમ થયો, એ વાતનો ખુલાસો લુક ૨ ; ૧–૫માં મળે છે. હજુ હેરોદ મોટો રાજ્ય કરે છે. તે ઇ. સ. પૂર્વે ૪માં મરણ પામ્યો, તે પહેલાં ઇસુનો જન્મ થએલો હોવો જોઇએ; એટલે ઘણું કરીને ઇ. સ. પૂર્વે ૫ની સાલમાં તેનો જન્મ થયો હશે. તેથી આપણા પ્રભુના જન્મની ચાલતી આવેલી ગણુતરીમાં ભૂલ થએલી જણાય છે.

યુસફ તથા મરિયમ હજી બેથલેહેમમાં રહેતાં હતાં, એટલામાં પૂર્વથી માગી લોકો ત્યાં આગળ આવ્યા. પાછળના જમાનામાં એવી દંતકથા ફેલાઇ ગઇ કે આ માગી લોકો રાજા હતા. ગીત. ૭૨ ; ૧૦, ૧૧ને આધારે એ દંતકથા ચાલી હોય એમ લાગે છે. વળી તેમનાં જુદાં જુદાં નામ પણ આપેલાં હતાં:

(૧) ગ્યાસ્પર, (૨) મેલ્કિયોર, (૩) બાલ્થાસર. આવતાં આવતાં તેમને બે વરસ લાગ્યાં (૨ ; ૭, ૧૬ ).

ઇ. સ. પૂર્વે ૭મી સાલે બૃહસ્પતિ તથા શનિ, એ બે ગ્રહોના સંજોગથી તારામંડળમાં જે અમુક દેખાવ થયો હતો, તેવો દેખાવ દર ૮૦૦ વરસે થાય છે. ઇ. સ. ૧૬૦૪-૧૬૦૫માં કેપ્લર નામના વિદ્વાન ખગોળવેત્તાએ આ દેખાવ જોયો. તે વખતે એક ખાસ પ્રકાશિત તારો પણ તેના જોવામાં આવ્યો. તે તારો અરાઢ માસ દેખાયા પછી અલોપ થયો. માગીઓએ નવા તારાને જોયો ત્યારે તેમણે પોતાની વિદ્વતા પ્રમાણે ખુલાસો કર્યો, કે કોઇ નવો અધિપતિ જનમ્યો હશે, તેથી તેઓ તેની શોધ કરવા નીકળ્યા; અને જેમ જેમ તેઓ પશ્ચિમ તરફ કૂચ કરતા ગયા, તેમ તેમ તે તારો આગળ ને આગળ વધતો ગયો. મુસાફરી કરતાં કરતાં છેવટે તેમને બાતમી મળી.

લાટિન ઇતિહાસકર્ત્તાઓ, જેવા કે તાસિતસ તથા સ્વિટોનિઅસ, આપણને એવું જણાવે છે, કે તે દિવસોમાં જુદા જુદા વિદેશી લોકોમાં પણ એવી માન્યતા ચાલતી હતી, કે થોડાજ સમયમાં એક બહુજ અસાધારણ બનાવ બનવાનો છે, કે જેથી દુનિયામાં પરિવર્તન થશે. વળી મસીહ વિષે હેબ્રીઓ જે આશા રાખતા હતા, તે વાત કેવળ પાલેસ્તાઇન દેશમાં ચાલતી હતી એટલુંજ નહિ, પણ તેના સમાચાર ઘણા દેશોમાં પ્રસરી ગયા હતા, કે જેને લીધે માગી લોકો તે વાતની ખરી ખાતરી કરવા યરૂશાલેમ આવ્યા. આ લોકોના આવવાથી હેરોદ રાજા ગભરાયો. એમ થાય તે સ્વાભાવિક હતું, કારણ કે તે પોતે ક્રૂર રાજા હતો. તેની સખ્તાઇને લીધે ઘણી ગડબડો ચાલી રહી હતી. માગી લોકોના આવ્યા પહેલાં લોકોમાં એવી અફવા ફેલાઇ ગઈ હતી કે હેરોદની ગાદી તેના ભાઇ ફેરોરાશને આપવામાં આવશે, અને ત્યાર પછી જે આવનાર મસીહ છે તે આવશે. આ અફવા ફેલાવનાર લોકોને હેરોદે શોધી શોધીને મારી નાખ્યા હતા ; એટલામાં આ માગીઓએ આવીને મસીહ (ખ્રીસ્ત-રાજા) વિષે દરબારમાં પૂછ્યું, ત્યારે તેના મનમાં ફરી ભય ઉત્પન્ન થયો. આથી તેણે શાસ્ત્રીઓને બોલાવીને નિયમશાસ્ત્ર પ્રમાણે મસીહનો જન્મ ક્યાં થવો જોઇએ, તે સંબંધી પૂછપરછ કરી. ભવિષ્યમાં જે શાસ્ત્રીઓ ઇસુ ખ્રીસ્તના ખાસ વિરોધી તથા શત્રુઓ થવાના હતા, તેમણેજ મીખાહ ૫ ; ૨ માં ભાખ્યા પ્રમાણે આ પ્રશ્નનો એવો ખુલાસો કર્યો, કે તેનો જન્મ બેથલેહેમમાંજ થવો જોઇએ, એ વાત જાણવા જેવી છે.

આ વાત જાણ્યા પછી હેરોદે દિલમાં કપટ રાખીને માગીઓને કહ્યું, કે "તમે જઇને તે બાળક સંબંધી સારીપેઠે શોધ કરો, ને જડ્યા પછી મને ખબર આપો, એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં." પરંતુ તેનો ઇરાદો ઇસુ

બાળરાજાને મારી નાખવાનો હતો. તેનો આ કપટપ્રબંધ સફળ થયો નહિ, કેમકે સ્વપ્નદ્વારા માગીઓને ચેતવણી મળ્યાથી તેઓ બીજે માર્ગે થઇને પોતાના દેશમાં પાછા ચાલ્યા ગયા. નવા બાળરાજાને અર્પણ કરવા સારૂ પોતાની સાથે જે દ્રવ્ય તેઓ લઇ આવ્યા હતા, તે કરતાં વિશેષ કિંમતી દ્રવ્ય તેઓ સાથે લઇને પાછા ફર્યા, એટલે તેઓ માત્ર એક રાજાની શોધમાં આવ્યા હતા, પરંતુ એક તારનારનો મેળાપ કરીને તેઓ પાછા ગયા.

(૫) મિસરમાં પ્રવાસ. ૨ ; ૧૩-૧૫.

**[૧૩] અને તેઓના પાછા ગયા પછી જુઓ, પ્રભુના દૂતે સ્વપ્નમાં યુસફને દર્શન દઇને કહ્યું, કે ઉઠ, ને બાળક તથા તેની માને લઇને મિસરમાં નાસી જા, ને હું તને કહું ત્યાં લગી ત્યાંજ રહે; કેમકે બાળકને મારી નાખવા સારૂ હેરોદ તેની શોધ કરવાનો છે. [૧૪] ત્યારે તે ઉઠીને બાળક તથા તેની માને લઇને રાત્રે મિસરમાં ગયો; [૧૫] અને હેરોદના મરણ લગી તે ત્યાં રહ્યો, એ માટે કે પ્રભુએ પ્રબોધકની મારફતે જે કહાવ્યું હતું તે પૂરૂ થાય, કે મિસરમાંથી મેં મારા દીકરાને બોલાવ્યો.**

યુસફ મિસરમાં નાસી જાય, એ સ્વાભાવિક હતું, કેમકે એ જમાનામાં મિસર દેશમાં ઘણા યહુદીઓ રહેતા હતા. એમ કહેવાય છે, કે તે વખતે મિસર દેશમાં યહુદીઓની વસ્તી ૧૦ લાખ જેટલી હતી. રાજધાની આલેકસાંદ્રિયા શહેરના પાંચ વિભાગ પડતા હતા, જેમાંના બે વિભાગોમાં વસ્તીનો મોટો ભાગ યહુદીઓનો હતો. આથી એ બે વિભાગને 'યહુદીઓનો લત્તો' એવું ખાસ નામ લોકો આપતા હતા. તેમજ બીજા ત્રણ વિભાગમાં પણ છૂટાછવાયા યહુદીઓ રહેતા હતા. આવા સ્થળમાં વાસ કરવાથી યુસફ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી શકે, એમ હતું.

હોશીઆ ૧૧; ૧ માંના શબ્દો, એટલે "મારા પુત્રને મેં મિસરમાંથી બોલાવ્યો," તે અહીં આગળ લાગુ નહિ પડે, કારણ કે તે શબ્દો તો નિર્ગમન સંબંધીના છે, એવો મત હાલમાંના ઘણાખરા વિદ્વાનોનો છે. આ વાક્યમાં 'પુત્ર' શબ્દ તે તો ખ્રીસ્તસૂચક નહિ, પણ ઈસ્રાએલસૂચક છે. યહુદી સમાજમાં મસીહ સંબંધીની આશા જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ તેઓના શાસ્ત્રીઓ પોતાનાં શાસ્ત્રોમાં મસીહ સંબંધીનાં ભવિષ્યવચનોની વધારે ખંતથી શોધખોળ કરવા લાગ્યા; અને તેમ કરતાં અમુક વાક્યનો મૂળાર્થ પડતો મૂકી તેઓ તેનો લાક્ષણિક અર્થ કરીને તે પ્રમાણે તેનો ખુલાસો કરે, એ સ્વાભાવિક છે. તેથી ખ્રીસ્ત 'મસીહ' છે, એવું જ્યારે ઇસુના શિષ્યો યહુદીઓની આગળ સાબીત

કરવા ગયા, ત્યારે ચાલતી રૂઢીને અનુસરીને મસીહને લાગુ પાડી શકાય એવાં વાક્યો તેઓ જુના કરારમાંથી શોધવા લાગ્યા.

(૬) નિર્દોષોનો સંહાર. ૨ ; ૧૬–૧૮.

[16] જ્યારે હેરોદને માલમ પડયું કે માગીઓએ મને ઠગ્યો, ત્યારે
ત્યારે તે ઘણો ગુસ્સે થયો, ને [માણસો] મોકલીને જે વેળા સંબંધી
તેણે માગીઓની પાસેથી ચોકસાઇથી ખબર મેળવી હતી, તે વેળા
પ્રમાણે બે વર્ષનાં તથા તેથી નાનાં જેટલાં બાળકો બેથલેહેમમાં
તથા તેની સઘળી સીમમાં હતાં, તેઓ સર્વને તેણે મારી નંખાવ્યાં.
[17] ત્યારે યિર્મેયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થયું, કે [18] રડવાનો
તથા મોટા વિલાપનો પોકાર રામામાં સંભળાયો,

એટલે રાહેલ પોતાનાં બાળકો સારૂ રડતી,
ને તે દિલાસો પામવાને નહોતી ચહાતી, કેમકે તેઓ નથી.

યરૂશાલેમથી ઉતર દિશા તરફ, ચાર કે પાંચ માઇલ દૂર, રામાહ ગામ આવેલું હતું ; ત્યાં યાકૂબે પોતાની સ્ત્રી રાહેલનું દફન કર્યું હતું (ઉત્પ. ૩૫ ; ૧૬–૨૦). યિર્મેયાહના જમાનામાં આશ્શૂરી લોકોના દબાણથી યહુદીઓને જે દુ:ખો સહન કરવાં પડયાં, તેનું વર્ણન યિર્મે. ૩૧ ; ૧૫માં કરેલું છે. આ ભારે દુ:ખને લીધે રાહેલ પોતાની કબરમાં રહીને વિલાપ કરતી હોય, એવું પ્રબોધકને ભાસ્યું.

માગી લોકો પાસેથી જે ખબર હેરોદ રાજાએ મેળવી હતી તે પરથી તેને માલમ પડયું, કે તારો જોઇને મુસાફરીએ નીકળ્યાંને તેઓને બે વરસ પૂરાં થયાં હતાં. બાળઇસુની ઉમર કેટલી હશે તેની હેરોદને ખાતરી નહિ હોવાને લીધે તેણે પોતાના સિપાઇઓને એવો હુકમ આપ્યો, કે બે વર્ષનાં તથા તેથી નાનાં જેટલાં બાળકો બેથલેહેમમાં તથા તેની સીમમાં મળે, તે સર્વેને મારી નાખવાં ; એવી મતલબથી કે તેમાં ઇસુનું ખૂન પણ થઇ જાય. હવે બેથલેહેમ તો એક નાનું ગામડું હતું, જેથી મારી નંખાએલાં બાળકોની સંખ્યા બહુ મોટી નહિ હોય ; છતાં આ કૃત્ય ઘાતકી તથા નિર્દય તો હતુંજ ; અને આ સુવાર્તા લખવામાં આવી, તે વખતે પણ આ ભયંકર બનાવની તાજી યાદ હતી, તેથી તે સમયના લોકોને જે દુ:ખની લાગણી થઇ હતી, તેનું વર્ણન કરતાં માત્થી સુવાર્તિકે યિર્મેયાહે ઉચ્ચારેલા વાક્યનો ઉપયોગ કર્યો.

આ વખત પહેલાં હેરોદે એથી પણ ભારે સંહારો કરાવ્યા હતા ; તો વીસ કે ત્રીસ બાળકોને મારી નંખાવવામાં તે આંચકો ખાય નહિ, એ સ્વાભાવિક છે. એક

વખતે તેણે પોતાની સ્ત્રી તથા કેટલાંક છોકરાંને મારી નાખ્યાં હતાં. તેનો ખૂની સ્વભાવ એટલો બધો પ્રખ્યાત હતો, કે એક વખતે ઑગસ્તસ બાદશાહે તેના વિષે એમ કહ્યું, કે હેરોદનો દીકરો હોવું તે કરતાં હેરોદનું ભુંડ હોવું, તે વધારે સારૂં છે. મતલબ કે હેરોદના દીકરા કરતાં હેરોદના ભુંડની સલામતી વધારે હતી.

(૭) નાઝારેથમાં પ્રવાસ. ૨; ૧૯-૨૩.

**[૧૯] અને હેરોદના મરણ પછી, જુઓ, પ્રભુના દૂતે મિસરમાં**
**યુસફને સ્વપ્નમાં દર્શન દઇને કહ્યું, કે [૨૦] ઉઠ, ને બાળક તથા તેની**
**માને લઇને ઇસ્રાએલ દેશમાં જા: કેમકે બાળકનો જીવ લેવાની**
**જેઓ શોધ કરતા હતા, તેઓ મરી ગયા છે. [૨૧] ત્યારે તે ઉઠીને**
**બાળક તથા તેની માને લઇને ઇસ્રાએલ દેશમાં આવ્યો. [૨૨] પણ**
**આર્ખેલાઉસ તેના બાપ હેરોદને ઠેકાણે યહુદાહમાં રાજ્ય કરે છે, એ**
**સાંભળીને તે ત્યાં જતાં બીધો; તોપણ સ્વપ્નમાં ચેતવણી પામીને**
**ગાલીલના પ્રાંત ભણી વળ્યો. [૨૩] અને તે નાઝારી કહેવાશે, એવું**
**પ્રબોધકોનું કહેલું પૂરૂં થાય તે માટે તે નાઝારેથ નામના નગરમાં**
**જઇ રહ્યો.**

પવિત્ર કુટુંબ એક વરસ સુધી મિસરમાં રહ્યું એવી દંતકથા ચાલે છે. ત્યાર બાદ ત્યાંથી પાછા આવતાં યુસફને માલૂમ પડયું, કે આર્ખેલાઉસ પોતાના બાપના જેવીજ ખોટી વર્તણુક ચલાવે છે, માટે બેથલેહેમ ન જતાં નાઝારેથ જવાની તેને સ્વપ્નદ્વારા ચેતવણી મળી, કેમકે નાઝારેથ ગામ ગાલીલ પ્રાંતમાં આવેલું હતું, તેથી તેના પર આર્ખેલાઉસની સત્તા ચાલતી નહોતી. તે જમાનામાં નાઝારેથ એક ભુંડું ગામ ગણાતું હતું (યોહ. ૧; ૪૬).

એવા કુગ્રામવાસનો તે રહીશ હતો, એથી ઉત્પન્ન થતી શંકા યહુદીઓના મનમાંથી દૂર કરવાને માટે "તે નાઝારી કહેવાશે," એવી તે અરસામાં ચાલતી એક કહેવતનો ઉપયોગ સુવાર્તિકે કરેલો છે. હવે જુના કરારમાં કોઇ પણ સ્થળે એવું ભવિષ્યવચન મળી આવતું નથી; તેથી તેના ત્રણ જુદા જુદા ખુલાસા કરવામાં આવેલા છે:—

૧. સંત ક્રિસોસ્ટોમે તેનો એવો ખુલાસો કર્યો, કે ઘણુંકરીને જુના વખતમાં એવું એક ભવિષ્યવચન હતું, પણ પાછળથી તે ગુમ થઇ ગયું (સરખાવો ૨ રાજા. ૨૨; ૮). પરંતુ આ ખુલાસાને એક એવો વાંધો આવે છે, કે નાઝારેથ તદન નવા વખતનું વસાએલું ગામ હતું.
૨. 'પ્રબોધકો' એ પ્રમાણે સુવાર્તિક બોધમમાં લખે છે; તેથી કેટલાએકનું એવું ધારવું છે, કે અહીં આગળ લેખક કોઇ ખાસ વચનનો

નહિ, પણ જુનાં ભવિષ્યવચનોનો ભાવાર્થ કે સારાંશ જણાવવા ચાહે છે. 'નાઝારી' એ તિરસ્કારસૂચક શબ્દ હતો; અને યશા. ૫૩ ; ૩ માં મસીહ વિષે સાફ જણાવવામાં આવ્યું છે, કે "તે માણસોથી ધિક્કાર પામેલો" થશે.

૩. એ કરતાં જેરોમે કરેલો ખુલાસો વધારે સારો લાગે છે. ઇ. સ. ૪૧૦ માં બેથલેહેમમાંના પોતાના મઠમાં રહીને તેણે એવું લખ્યું છે, કે મારા જમાનાના હેબ્રી ભાષાના વિદ્વાનો નીચે પ્રમાણેનો ખુલાસો કબુલ રાખે છે: યશાયાહ ૧૧ ; ૧ માં એમ લખેલું છે, કે 'યિશાઇના ઠુંઠામાંથી ફણગો ફૂટશે, તેની જડમાંથી ઉગતી એક ડાળીને ફળ આવશે.' આ વચન મસીહ સંબંધીનું ગણાય છે. હેબ્રીમાં 'ડાળી' શબ્દને માટે 'નેટ્સર' શબ્દ વાપરેલો છે. પરંતુ જુના જમાનામાં હેબ્રી ભાષાના લેખકો માત્ર વ્યંજનનો ઉપયોગ કરતા હતા, જેથી કરીને આ શબ્દના સ્વર બદલવાથી 'નેટ્સર'ના બદલામાં 'નાટ્સરી' થઇ શકે, અને એવી રીતે મસીહ 'નાઝારી' કહેવાશે, એવી માન્યતા ઉપસ્થિત થઇ હોય એવો સંભવ છે.

મસીહ નાઝારેથનો હોય એમ માનવામાં આપણને તો કશો વાંધો નથી, પણ એથી યહૂદીઓને ઠોકર લાગે એવું હતું, અને તે કારણને લીધે આ સુવાર્તાના લેખકને જુના કરારમાંથી ટેકો લેવાની જરૂર જણાતી હતી.

## ૨. આપણા પ્રભુનું તેડું

(અધ્ય. ૩ ; ૧—૪ ; ૧૧)

(૧) યોહાન બાપ્તિસ્મા કરનારનો ઉપદેશ. ૩ ; ૧–૧૨.

અને તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર પ્રગટ થયો, ને યહુદાહના રાનમાં ઉપદેશ કરતાં એમ કહેતો, કે [૨]પસ્તાવો કરો ; કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે. [૩]કારણ કે જેના વિષે યશાયાહ પ્રબોધકે કહ્યું હતું, કે

રાનમાં પોકારનારની એવી વાણી કે,
પ્રભુનો માર્ગ તૈયાર કરો,
તેના રસ્તા સીધા કરો,

તે એજ છે. [૪]અને તે યોહાનનાં લુગડાં ઉંટનાં રૂઆંનાં હતાં, ને તેની કમરે ચામડાનો પટો હતો, ને તીડો તથા રાની મધ તેનો ખોરાક હતો. [૫]ત્યારે યરૂશાલેમના તથા યહુદાહના તથા યરદનના આખા પ્રદેશના

લોક તેની પાસે ગયા; ૬ અને પોતાનાં પાપ કબુલ કરીને તેઓ યરદન
નદીમાં તેનાથી બાપ્તિસ્મા પામ્યા. ૭ પણ ફરોશીઓમાંના તથા
સાદુકીઓમાંના ઘણાને તેનાથી બાપ્તિસ્મા પામવા સારૂ આવતા
જોઈને તેણે તેઓને કહ્યું, કે ઓ સર્પોના વંશ, આવનાર કોપથી નાસ-
વાને કોણે તમને ચેતાવ્યા? ૮ તો પસ્તાવો [કરનારાને] શોભે એવાં
ફળ આપો; ૯ અને તમારા મનમાં એમ કહેવાનું ન ધારો, કે ઇબ્રા-
હીમ અમારો બાપ છે: કેમકે હું તમને કહું છું, કે આ પત્થરોમાંથી
દેવ ઇબ્રાહીમને સારૂ છોકરાં ઉત્પન્ન કરી શકે છે. ૧૦ અને હમણાંજ
ઝાડોની જડ પર કુહાડો મુકાયો છે: માટે દરેક ઝાડ જે સારૂં ફળ નથી
આપતું તે કપાય છે, ને અગ્નિમાં નંખાય છે. ૧૧ પસ્તાવાને સારૂ હું
પાણીએ તમારૂં બાપ્તિસ્મા કરૂં છું ખરો, પણ જે મારી પાછળ આવ-
નાર છે તે મારા કરતાં સમર્થ છે, ને તેનાં ચંપલ હું ઉંચકવા યોગ્ય
નથી; તે તમારૂં બાપ્તિસ્મા પવિત્ર આત્માએ તથા અગ્નિએ કરશે.
૧૨ તેનું સૂપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખળીને પૂરેપૂરી સાફ
કરશે, ને પોતાના ઘઉં ભંડારમાં ભરશે, પણ ભૂસું ન હોલવાનાર
અગ્નિમાં તે બાળી નાખશે.

"તે દહાડાઓમાં," એવી રીતે મુદત મોઘમમાં લખી જણાવવાનો રિવાજ યહૂદી ઇતિહાસકનો હતો, એવું જણાય છે. એ પ્રમાણે જ્યાં લખેલું હોય, ત્યાં તો ઘણી લાંબી મુદત પણ થઇ ગઇ હોય, એમ સમજી શકાય (ઉત્પ. ૬ ; ૪. ન્યા. ૧૭ ; ૬. ૧ શમ. ૩ ; ૧. ૨ શમ. ૨૦ ; ૧). અહીં આગળ ઓગણત્રીસ વરસનું અંતર થએલું જણાય છે. એ સમયની ઇસુ ખ્રીસ્તના જીવનની થોડીજ હકીકત આપણને જણાવવામાં આવેલી છે.

લુક ૨ ; ૪૧-૫૧, માર્ક ૬ ; ૩ અને માત્થી ૧૩ ; ૫૫માં વર્ણવેલી હકીકત ઉપરાંત ઇસુ ખ્રીસ્તની બાલ્યાવસ્થાના સંબંધમાં પ્રાચીન કાળે ઘણી અફવાઓ ચાલતી હતી ; પણ તેઓ અમુક પાખંડી મતોને ટેકો આપવા રચાએલી હોય એમ લાગે છે.

સમયની સંપૂર્ણતા આવી ત્યારે 'બેથાબારા' જ્યાં યરદન નદી ઓળંગવાનો એક આરો હતો, ત્યાં યોહાન બાપ્તિસ્મા કરનાર સર્વને આશ્ચર્ય પમાડે તેવા સમાચાર જાહેર કરવા બહાર પડયો (યોહાન ૧ ; ૨૮).

તેના ઉપદેશમાં બે મુખ્ય વાત સમાએલી હતી :—(૧) પસ્તાવો કરો ; (૨) મસીહ આવ્યો છે.

લુકે પોતાની સુવાર્તા ખાસ વિદેશી લોકોના ઉપયોગને માટે લખી, તેથી લુક ૧ ; ૫-૨૫, ૫૭-૮૦ માં યોહાન બાપ્તિસ્મા કરનારના પૂર્વજોની હકીકત વર્ણવેલી છે. પરંતુ માત્થીની સુવાર્તા ખાસ જે યહુદીઓને અર્થે લખવામાં આવી, તેઓના મનમાં યોહાન બાપ્તિસ્મા કરનારનું સ્મરણ હજુ તાજું હતું, માટે તેના પૂર્વજોની હકીકત તેમને લખી જણાવવાની કંઇ પણ જરૂર તેને લાગી નહિ.

કેટલાંક સૈકાં સુધી કોઇ પણ પ્રબોધક ઉભો થયો નહોતો (સરખાવો ગીત. ૭૪ ; ૯), તેથી થોડીજ વારમાં લોકોનાં મન ઉપર યોહાનના ઉપદેશની ઘણીજ અસર થઇ.

૧. યોહાન એક સાધારણ ઉપદેશક હતો, એમ તો નહિ ; પણ તે ઇશ્વરથી મોકલાએલો એક પ્રબોધક હતો. ઇશ્વર તરફથી તેને જે સંદેશો બારોબાર મળ્યો હતો તે તે પ્રગટ કરતો હતો.

૨. યહુદીઓનાં મન લલચાય, એવો તેનો સંદેશો હતો. હેબ્રી પ્રજાનો ઇતિહાસ વાંચતાં આપણને એવું માલમ પડી આવે છે, કે જ્યારે જ્યારે આત્મિક બાબતે પ્રજાની સ્થિતિ વિશેષ ખરાબ બની જાય, ત્યારે ત્યારે મસીહ સંબંધીની આશાઓ વધારે પ્રદીપ્ત થતી જાય. આ જમાનામાં પણ ઇસ્રાએલની સ્થિતિ એવીજ થએલી જણાય છે. ઘણાઓ 'ઇસ્રાએલના દિલાસાની વાટ' જોતા હતા. વળી ઇસ્રાએલી પ્રજાના રાજ્યની પુનઃસ્થાપના થવાની આશા પણ તેઓ રાખતા હતા. 'આકાશનું રાજ્ય પાસે આવ્યું છે' એવો સંદેશો યોહાનના મ્હોથી લોકોએ સાંભળ્યો, કે તરત તેની પાછળ પાછળ ઘણા ફરવા લાગ્યા.

૩. યોહાન બાપ્તિસ્મા કરનારનો પહેરવેશ લોકોનું ધ્યાન ખેંચે એવો હતો. તેને તેડું મળ્યા અગાઉ, આમોસ પ્રબોધકની માફક, યહુદાહ દેશના રાનમાં રહીને તેણે ઘેટાંપાળકનો તથા ખેતીવાડીનો ધંધો કર્યો હશે (સરખાવો આમ. ૧ ; ૧ : ૭ ; ૧૪, ૧૫), અને એવા સંજોગોમાં તેને ઇશ્વર તરફથી તેડું મળ્યું હશે (લુક ૩ ; ૨). તેડું મળતાંજ તે તેને ઇશ્વરે સોંપેલું કામ કરવા લાગ્યો, અને જે પહેરવેશ તે અરણ્યમાં પહેરતો હતો, તે ને તેજ પહેરીને તે યહુદાહ પ્રાંતના રાનમાં ઉપદેશ કરતાં કરતાં ફરવા લાગ્યો. તેનો પહેરવેશ વિચિત્ર હતો. તેનો જામો ઉંટનાં રૂવાંનો હતો. કદાચ તે ઉંટના કાચા ચામડાનો હોય (સરખાવો હેબ્ર. ૧૧ ; ૩૭), અથવા તો ઉંટનાં રૂવાંનું બનાવેલું વસ્ત્ર હોય. તેની કમરે ચામડાનો પટો હતો, અને તેનો ખોરાક તીડો તથા રાની મધ હતાં :—

(૧) તીડ. આ. કોઈ કોઇ વાર ગરીબ લોકો તેને ખાતા હતા (લેવીય ૧૧ ; ૨૨).

આ. એ રાનમાં એક જાતની વનસ્પતિ ઉગતી હતી, જેને લોકો 'તીડનું ઝાડ' કહેતા હતા. જે 'તીડો' યોહાન ખાતો હતો, તે કદાચ તેની સિંગો હોય.

(૨) રાની મધ. અ. એક જાતના રાની ઝાડની ડાળીઓમાંથી રસ ઝરીને ઠરી જતો હતો, તેને 'માન્ના' નામ આપવામાં આવતું હતું. તેનો સ્વાદ મધના જેવો હતો. કદાચ 'રાની મધ' તે હોય.

આ. પાલેસ્તાઇન દેશનાં જંગલોમાં 'રાની મધ' પુષ્કળ મળે છે અને તે પુષ્ટિકારક પણ છે. એક વખતે તેની પુષ્ટિનો અનુભવ યોનાથાનને થયો હતો (૧ શમ. ૧૪ ; ૨૫-૨૭). ઘણું કરીને એવાજ રાની મધ વિષેની આ વાત પણ હશે.

પ્રબોધકનો ખોરાક અરણ્યમાંજ નીપજે એવો ખોરાક હતો; વળી રાનમાંનો તે એક સાધારણ ખોરાક હતો. સુવાર્તિક આ હકીકત આપણને જણાવે છે, તેનું કારણ શું હશે?

હેબ્રી વાંચનારાઓ સમજી જાય, કે યોહાન તે એલીયાહના જેવોજ પ્રબોધક (૧ રા. ૧૭; ૨-૭. ૨ રા. ૧; ૮) છે, એવો સુવાર્તિકનો હેતુ જણાઇ આવે છે. તે જમાનામાં એવી માન્યતા હતી, કે મસીહના આવ્યા અગાઉ તેને પ્રગટ કરવા એલીયાહ ફરીથી આ દુનિયા પર ઉતરી આવશે (મલ. ૪; ૫). યોહાનના આગમનથી પ્રજામાં ઘણી ચર્ચા ચાલી રહે, એ સ્વાભાવિક હતું. વળી પોતાનું કામ આરંભતાં જે સ્થળે યોહાન પહેલવહેલો ઉભો થયો, તે સમસ્ત પ્રજાનું ધ્યાન ખેંચે એવું હતું. બેથાબારા નામનો યરદન નદી ઓળંગવાનો એક આરો હતો. જેઓને ગાલીલ અને યરૂશાલેમ વચ્ચે જવુંઆવવું હોય એવા ઘણાખરા લોકો બેથાબારા આગળ યરદન નદી ઓળંગીને નદી પારના પેરિયા નામના પ્રાંતમાં થઇને જતાઆવતા હતા. બેથાબારા યરૂશાલેમથી વીસેક માઇલ દૂર હતું. યોહાનના ઉપદેશથી ત્યાં આગળ થઇ જનારાઓનાં મન ઉપર ઘણી અસર થઇ, અને તેની વાત પર વિશ્વાસ કરવાને ઘણા લોકો તૈયાર થઇ ગયા.

યોહાનના ઉપદેશમાં મૂળ મુદ્દાની વાત આ હતી, કે પ્રભુનો જે દિવસ આવનાર છે, તે આવવાની તૈયારીમાં છે (મલ. ૩ ; ૩ : ૪ ; ૧); તેને માટે શું તમે તૈયાર છો?

ખેતીના ધંધાનો ભોમિયો હોવાથી યોહાન તે ધંધાને લગતા દાખલાસહિત ઇશ્વરનાં વચનો શ્રોતાઓને સંભળાવતો હતો. લોકોની આગળ તે એવો બોધ

કરતો હતો કે જેવી રીતે ખેડુત કચરો બાળી મુકીને પોતાનાં ખેતર ચોકખાં કરી નાખે છે, તેવીજ રીતે પ્રભુ આવીને સઘળા પ્રકારની ભુંડાઈ ભસ્મ કરી નાખશે. "હે ઇસ્રાએલ, તારા દેવને મળવાને તૈયાર થા" (આમોસ ૪; ૧૨).

તેના બોધથી શ્રોતાજનોને પોતાનાં પાપની લાગણી થઇ આવી, જેથી તેઓ પોતાનાં પાપ કબુલ કરવા લાગ્યા, અને પછીથી તેઓને બાપ્તિસ્મા આપવામાં આવ્યું. બહારથી કોઇ જન હેબ્રી ધર્મમાં દાખલ થવા માગે તો તેને દાખલ કરતી વખતે જળસંસ્કાર કરવાનો રિવાજ હતો. એજ પ્રમાણે બાપ્તિસ્માક્રિયા ઉપરથી આપણે એવું સમજવું, કે આકાશના રાજ્યમાં પ્રવેશ પામ્યા પહેલાં સહુ કોઇ માણસે, પછી હોય યહુદી કે વિદેશી, પોતાનાં પાપથી શુદ્ધ થવાની અગત્ય છે.

બેથાબારા આગળ બનતી બીનાઓ પર યરૂશાલેમના અધિકારીઓનું ધ્યાન ખેંચાય, એ સ્વાભાવિક હતું. તે કારણને લીધે ફરોશીઓ તથા સાદુકીઓના કેટલાક પ્રતિનિધિઓ યોહાન બાપ્તિસ્મા કરનારની આગળ આવીને હાજર થયા. યોહાન તેઓને કહે છે, "ઓ સર્પોના વંશ, આવનાર કોપથી નાસવાને કોણે તમને ચેતાવ્યા?" ઉષ્ણ પ્રદેશોનાં વન તથા જંગલોમાં ઘણીવાર સૂરજના તાપથી દવ સળગી ઉઠે છે, અને ઘાસ, ઇત્યાદિને બાળી નાખે છે. એમ બને છે ત્યારે સર્પ ઇત્યાદિ પોતપોતાના દરમાંથી નીકળીને નાસી જવાનું કરે છે; એવું યોહાને રાનમાં વારંવાર જોયું હતું, જેથી અહીં આગળ તે આ લોકોને એજ ઉપમા આપે છે (યશા. ૫; ૨૪: ૯; ૧૮. યોએલ ૧; ૧૯, ૨૦: ૨; ૩).

અમે ઇબ્રાહીમનો વંશ છીએ, એમ માનતાં યહુદીઓ અભિમાન કરતા હતા. તેઓનો એ મિથ્યાભિમાન દૂર કરવા યોહાન તેમને ઠપકો આપે છે. એવીજ રીતે ખ્રીસ્તે પણ તેમને ઠપકો દીધો (યોહ. ૮; ૩૩-૩૯). એજ પ્રમાણે પાઊલે પણ પોતાના વખતના યહુદીઓને ઠપકો દીધો (ગલ. ૩. રૂમી. ૯). તેઓ એમ સમજતા હતા, કે ઇબ્રાહીમની સાથે યહોવાહે જે કરાર કર્યો (ઉત્પ. ૧૭; ૧૭), તેમાં સમાએલાં અચળ વચનોના વારસો અમે તો છીએજ.

ઇસ્રાએલી લોકોએ મિસર દેશમાંથી નીકળીને વચનના દેશમાં પ્રવેશ કર્યો, તે સમયે આ બેથાબારા આગળ નદી ઓળંગીને તેઓ પેઠા હતા. વળી તેજ વખતે નદીમાંથી બાર મોટા પત્થરો લઇને સ્મરણાર્થે તેઓએ ગિલ્ગાલમાં ઉભા કર્યા હતા (યહો. ૪; ૨૦). એ પત્થરો સંબંધી સંત જેરોમ પોતાના એક ગ્રંથમાં એવું જણાવે છે, કે "મારા વખત સુધી તે ને તેજ સ્થળે એવા બાર પત્થર છે કે જે વિષે લોકોનું એવું માનવું છે, કે યહોશુઆએ જે બાર પત્થરો ઉભા કરાવ્યા હતા તે એજ છે." યહુદીઓને યોહાન એમ કહી જણાવે છે, કે ઇબ્રાહીમની સાથે યહોવાહે જે કરાર કર્યો તે તો તે પાળશેજ, હા, તમે તમારાં પાપમાં નાશ પામો, તોપણ આ વચન યહોવાહ પાળનારજ છે. કેમકે આ "પત્થરોમાંથી દેવ ઇબ્રાહીમને સારૂ

છોકરાં ઉત્પન્ન કરી શકે છે." યહોવાહના ધારેલા કામમાં કોઈ પણ જાતની ખલેલ પહોંચશે નહિ. તેનાં વચનો તથા ઇરાદાઓ કાયમ છે. આપણે તો તેના હાથમાં માત્ર સાધનરૂપ છીએ. તેના સનાતન ઇરાદાનો અમલ કરવા સારૂ જો આપણે નિરૂપયોગી માલમ પડીએ, તો આપણા બદલામાં તે બીજાં સાધનો પસંદ કરીને તેમનો ઉપયોગ કરશે.

(૨) આપણા પ્રભુનું બાપ્તિસ્મા. ૩ ; ૧૩-૧૭.

[૧૩]ત્યારે ઈસુ યોહાનથી બાપ્તિસ્મા પામવા સારૂ ગાલીલથી
યરદન [નદીએ] તેની પાસે આવ્યો. [૧૪]પણ યોહાને તેને વારતાં કહ્યું,
કે તારાથી મારે બાપ્તિસ્મા પામવું જોઇએ, ને શું તું મારી પાસે આવે
છે? [૧૫]પણ ઇસુએ તેને ઉત્તર દીધો, કે હમણાં એમ થવા દે: કેમકે
સર્વ ન્યાયીપણું એમ પૂરૂં કરવું આપણને ઘટારત છે. ત્યારે તેણે
તેને બાપ્તિસ્મા પામવા દીધું. [૧૬]અને ઇસુ બાપ્તિસ્મા પામીને તરત
પાણીમાંથી નીકળી આવ્યો; ને જુઓ, તેને સારૂ આકાશ ઉઘડાયું,
ને દેવના આત્માને કબૂતરની પેઠે ઉતરતો ને પોતા પર આવતો તેણે
દીઠો. [૧૭]અને જુઓ, એવી આકાશવાણી થઇ, કે આ મારો વહાલો
દીકરો છે, એના પર હું પ્રસન્ન છું.

અહીં આગળ બે પ્રશ્ન ઉભા થાય છે:—(૧) ઇસુને બાપ્તિસ્મા આપતાં યોહાને આચકો કેમ ખાધો? (૨) પોતાને લાગુ નહિ પડે, એવી ધર્મક્રિયામાં ઇસુએ શા માટે ભાગ લેવાની ઇચ્છા દર્શાવી?

૧. તેઓ સગા હતા, છતાં યોહાન ઇસુને તરત ઓળખી શક્યો નહિ (લુક ૧ ; ૩૬). કેટલાક સંજોગોને લીધે તેઓ બાળપણથીજ જુદા પડેલા હતા, અને આ વખતે પહેલીજ વાર તેમનો મેળાપ થયો હોય, એમ લાગે છે (યોહ. ૧ ; ૩૩). યોહાન જે બાપ્તિસ્મા આપતો હતો તે તો પાપોની માફીને અર્થે પસ્તાવાનું બાપ્તિસ્મા હતું (માર્ક ૧ ; ૪). ઇસુ બાપ્તિસ્મા લેવા સારૂ આવ્યો ખરો, પરંતુ તેના હૃદયમાં પસ્તાવાની લાગણી નહોતી, તેમજ તેના હોઠો પર પાપની કબુલાત પણ નહોતી. તે તો ક્યાંથી હોય? વળી ઇસુની સાથે થોડી વાતચિત કર્યા બાદ યોહાને પોતેજ ઇસુની આગળ નમીને તથા પોતાનું નાલાયકપણું કબુલ કરીને કહ્યું, કે "તારાથી મારે બાપ્તિસ્મા પામવું જોઇએ, ને શું તું મારી પાસે આવે છે?"

૨. "સર્વ ન્યાયીપણું એમ પૂરૂં કરવું આપણને ઘટારત છે," એવો ઇસુએ તેનો જવાબ આપ્યો (સરખાવો હેબ્રી. ૨ ; ૧૦ : ૭ ; ૨૬).

ઇસુના કહેવાનો અર્થ એવો જણાઇ આવે છે, કે જેમ પાપીઓને સારૂ મસીહને દુ:ખ સહન કરવું તથા મરવું તે ઘટારત છે, તેમ માનવજાત સાથે પોતાનો નિકટનો સંબંધ બતાવવા સારૂ પાપીઓના આ બાપ્તિસ્મામાં તેણે ભાગ લેવો, એ પણ તેને ઘટારત છે. જો કે તેણે પોતે પાપ કર્યું નહોતું, છતાં તે આપણે સારૂ પાપરૂપ થયો (૨ કર. ૫ ; ૨૧). તેની એવી ઇચ્છા હતી, કે તે પોતે અપરાધીઓની સાથે ગણાય, એ સારૂ કે તે તેઓના અપરાધ માથે લે (યશા. ૫૩ ; ૧૧, ૧૨).

બાપ્તિસ્માની ક્રિયાથી એ વાત દર્શાવવામાં આવે છે : (૧) પાપની લાગણી તથા કબુલાત ; (૨) પાપથી શુદ્ધ થઈ નવા જીવનમાં ચાલવાને પૂર્ણાર્પણ. આવી બાબતોની સાથે ઇસુનો કંઇ પણ સંબંધ નહોતો. પરંતુ બાપ્તિસ્માની ક્રિયામાં ભાગ લેતાં તેણે બે મહાન કામ કર્યાં ; એટલે (૧) તેણે માનવજાતનાં પાપ પોતાને માથે લીધાં, અને (૨) પાપીઓના બદલામાં પાપનો બદલો ભરી આપવા તેણે પોતાનું પૂર્ણાર્પણ કર્યું.

ખ્રીસ્તના સંબંધમાં યોહાન એવી શાહેદી પૂરે છે, કે "તે મારા કરતાં સમર્થ છે, ને તેનાં ચંપલ હું ઉંચકવા યોગ્ય નથી." એટલે પોતાના ધણી પ્રત્યે ગુલામની જેવી ફરજ હતી તેવી ફરજ પણ ખ્રીસ્ત પ્રત્યે બજાવવાને યોહાન પોતાને નાલાયક ગણે છે. ચેતવણી દેવી અને બાપ્તિસ્મા આપવું, તે સિવાય બીજું કંઇ પણ કામ યોહાનથી બની શકે એમ નહોતું. યોહાનનું બાપ્તિસ્મા કેવળ તૈયારીનું બાપ્તિસ્મા હતું. એ તો કેવળ એક બાહ્ય ક્રિયા હતી. પરંતુ ખ્રીસ્ત જે બાપ્તિસ્મા આપવાનો હતો, એથી માણસોનાં હૃદયોમાં બદલાણ થવાનું હતું. યોહાનના કહેવાનો અર્થ આ પ્રમાણે છે, કે હું તમારી પાસે પસ્તાવો કરાવવા શક્તિમાન છું, પણ એ ઉપરાંત હું કશું કરી શકતો નથી. મારા બાપ્તિસ્માદ્વારા તમને કૃપા પ્રાપ્ત થાય, એમ નથી. તેનાથી તો જે બાપ્તિસ્મા ઇસુ આપવાનો છે, તે ઉપમારૂપે દેખાડવામાં આવે છે. ઇસુના બાપ્તિસ્માથી તમને પવિત્ર આત્મા એટલે નવું આત્મિક જીવન તથા આંતરિક શુદ્ધિકરણ પ્રાપ્ત થશે ; અને તે ઉપરાંત અગ્નિથી એટલે ઇશ્વરની સેવા પ્રત્યેની પવિત્ર હોંસથી તમે વેષ્ટિત થશો. (પ્રે. કૃ. ૨ ; ૩). આજ પ્રમાણે ખ્રીસ્ત માણસોનાં હૃદયોમાં પોતાનું કામ કરે છે, તેથી માણસોના બે વિભાગ થાય છે. ખેડુત જ્યારે ખળીમાં ઘઉં લાવે છે ત્યારે તે તેને મસળે છે, અને મસળ્યા પછી લાકડાની ઘોડી ઉપર ઉભો રહીને મસળેલા અનાજને સુપડાથી ઉપણે છે ; તેમ કરતાં હલકું ભૂસું પવનથી ઉડી જાય છે, અને વજનદાર દાણાનો નીચે ભોંય ઉપર ઢગલો થાય છે. એવીજ રીતે ખ્રીસ્તના આવવાથી માણસોનાં હૃદયોની કસોટી કરવામાં આવશે, એવું યોહાનનું કહેવું હતું.

સાંજનો સમય હતો. બન્ને જણ નદીના પાણીમાં ઉભેલા હતા, એટલામાં એક કબૂતર ઉડતું ઉડતું જાણે કે ઇસુના માથા પર બેસવાનું કરતું હોય, એવો દેખાવ યોહાનના જોવામાં આવ્યો (સરખાવો ગીત. ૬૮; ૧૩). આ સમયે ગીતશાસ્ત્રમાંનું તે વચન યોહાનને યાદ આવ્યું હોય એવું લાગે છે. યહુદીઓ કબૂતરને પવિત્ર આત્માની ઉપમારૂપ સમજતા હતા. મસીહ વિષે લખેલું હતું, કે તેના પર પવિત્ર આત્મા ઉતરી આવશે (યશા. ૧૧; ૨: ૬૧; ૧). જોનાર સમુદાયથી આ બનાવનો અર્થ સમજાયો નહિ, પણ યોહાન તરત સમજી ગયો, અને તેના મનના વિચારને એકાએક થએલી આકાશવાણીથી ટેકો મળ્યો.

"આ મારો વહાલો દીકરો છે," એ વાણી સમુદાયે સાંભળી હોય, એવું માનવાની આપણને જરૂર નથી, કેમકે તે વાણી આત્મિક કાનને માટે હશે. 'દેવનો પુત્ર' એ નામથી યહુદીઓ મસીહને સંબોધતા હતા, પણ તેનો મૂળાર્થ જુદો હતો. શરૂઆતમાં આ નામ ઇસ્રાએલી પ્રજાનેજ આપવામાં આવ્યું (નિર્ગ. ૪; ૨૨. હો. ૧૧; ૧); ત્યાર પછી ઇસ્રાએલના રાજાઓને તે નામ આપવામાં આવતું હતું (ગીત. ૨; ૬, ૭); અને છેવટે મસીહને એટલે આકાશી રાજાને તે નામ આપવામાં આવેલું છે.

મસીહ આવ્યો છે, એવી આ પ્રસંગે યોહાનને ખાતરી થઇ. ઇસુએ પણ જાણ્યું, કે જે કામને અર્થે હું આવેલો છું તે કામ જાહેરાતમાં શરૂ કરવાનો સમય આવી ગએલો છે. આ સંબંધી જેરેમી ટેલર નામનો એક પ્રખ્યાત બોધક લખે છે, કે "પૃથ્વી ઉપર થએલી સભાઓમાં સહુ કરતાં મોટી આ સભા ગણાય, કે જેમાં આપણી અપૂર્ણતાની સ્થિતિમાં જેટલે સુધી બાપ, દીકરો તથા પવિત્ર આત્મા આપણને પ્રગટ થઇ શકે છે, તેટલે સુધી તેઓ આ પ્રસંગે સાથે સાથે પ્રગટ થયા."

"હું મસીહ છું" એવી ખાતરી ઇસુને ક્યારે થઇ, અથવા કેવી રીતે થઇ, તે વિષેની ચર્ચા કરવી કેવળ વ્યર્થ છે. પરંતુ તેના ખરા મનુષ્યત્વ તરફ જોતાં એવું માનવા જોગ લાગે છે, કે જેમ જેમ તે "જ્ઞાનમાં તથા કદમાં" મોટો થતો ગયો (લુક ૨; ૫૨), તેમ તેમ ઇશ્વર સાથેનો તેનો સંબંધ અસાધારણ પ્રકારનો છે, એવી તેને ખાતરી થતી ગઇ. મસીહ સંબંધીનાં વચનોનું ઇસુને નાનપણથી સારૂં જ્ઞાન હતું. લુક ૨; ૪૯ પ્રમાણે તે બાર વરસનો હતો, ત્યારે મંદિરને તેણે પોતાના "બાપનું ઘર" કહ્યું; અને પોતે ઇસ્રાએલનો અભિષિક્ત રાજા થવાનો છે, એ વિષેની તેની ખાતરી પણ ઘણું કરીને ધીમે ધીમે વધારે પ્રમાણમાં થતી ગઇ હશે. આકાશી બાપ તરફથી પોતાને કંઇ ચિહ્ન મળશે, એવી આશા પણ ઇસુએ રાખી હશે; અને "સમય પાસે આવ્યો છે" એવો સંદેશો પામી લગ્નને યોહાન અરણ્યમાંથી નીકળી આવ્યો, ત્યારે પોતાનો સમય આવ્યો છે, એમ આપણે

પ્રભુ સમજ્યો હોય એવો સંભવ લાગે છે. આપણા પ્રભુના મન ઉપર યોહાનના ઉપદેશથી ઘણી અસર થઇ હતી, તે તેનાં પોતાનાં વચનો પરથી સાફ દેખાઇ આવે છે. માલાખી ૪ ; ૫ પ્રમાણે મસીહનો માર્ગ તૈયાર કરવાને માટે એલીયાહ આવવાનો હતો, તે વચન યોહાનના આગમનમાં પૂરૂં થાય છે, એવી ખાતરી પ્રભુને થઈ. આ નવો "એલીયાહ" ઇસ્રાએલને પસ્તાવો કરવાનો બોધ આપતો હતો ; તો એવી હિલચાલ પ્રત્યે ઇશ્વરના મસીહે કેવું મન રાખવું જોઇએ, એવો વિચાર કરતાં આ નવી હિલચાલથી પોતે જુદો ન રહેતાં તેમાં ભાગ લેવો, એ આપણા પ્રભુને અવશ્યનું લાગ્યું હશે ; કેમકે મસીહ તે ઇસ્રાએલનો પ્રતિનિધિ થવાનો હતો, તેથી સર્વ બાબતોમાં પોતાના ભાઈઓના જેવા થવું, એજ તેને છાજતું હતું. ખ્રીસ્તે અવતાર લીધો તે વાતનું ખરૂં રહસ્ય એમાં જણાઇ આવે છે, કે ખ્રીસ્તદ્વારા ઇશ્વરે પોતાને પાપીઓની સાથે એકરૂપ કર્યો. પુરાતન પ્રબોધકો લોકોની જગાએ ઉભા રહીને તેઓનાં પાપ કબુલ કરતા હતા, તો તે કામ વિશેષે કરીને મસીહને પણ છાજે એવું હતું. આવી રીતે સઘળું ન્યાયીપણું પૂરૂં કરવું તે આપણા પ્રભુને યોગ્ય લાગ્યું ; અને યરદનના પાણીમાં તે ઉતર્યો ત્યારે, જાણે કે, એ ઘડીની રાહ ઇશ્વર પોતે જોતો હોય, એવી રીતે આકાશી બાપે પ્રત્યુત્તર આપીને કહ્યું, કે "આ મારો વહાલો દીકરો છે, એના પર હું પ્રસન્ન છું."

### (૩) આપણા પ્રભુનું પરીક્ષણ. ૪ ; ૧-૧૧.

**ત્યાર પછી ઇસુનું પરીક્ષણ શેતાનથી થાય એ માટે આત્મા
તેને રાનમાં લઇ ગયો. [૨]અને ચાળીસ રાતદહાડા સુધી ઉપવાસ
કર્યા પછી તેને ભૂખ લાગી. [૩]અને પરીક્ષણ કરનારે તેની પાસે
આવીને કહ્યું, કે જો તું દેવનો દીકરો છે, તો આ પત્થરોને કહે, કે તેઓ
રોટલી થઇ જાય. [૪]પણ તેણે ઉત્તર દીધો, કે એમ લખ્યું છે, કે
માણસ એકલી રોટલીથી નહિ, પણ હરેક શબ્દ જે દેવના મોંમાંથી
નીકળે છે તેથી જીવશે. [૫]ત્યારે શેતાન તેને પવિત્ર નગરમાં લઇ જાય
છે, ને મંદિરના બુરૂજ પર તેને બેસાડે છે ; [૬]અને તેને કહે છે, કે જો
તું દેવનો દીકરો છે, તો પોતાને હેઠળ પાડી નાખ ; કેમકે એમ લખ્યું
છે, કે**

**તે પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે ;
ને તેઓ તને પોતાના હાથો પર ધરી લેશે,
રખેને તારો પગ પત્થર સાથે અફળાય.**

**[૭]ઇસુએ તેને કહ્યું, એમ પણ લખ્યું છે, કે પ્રભુ તારા દેવનું પરીક્ષણ તું
ન કર. [૮]ફરીથી શેતાન તેને ઘણા ઉંચા પહાડ પર લઇ જાય છે, ને**

જગતનાં સઘળાં રાજ્ય તથા તેઓનો મહિમા તેને દેખાડે છે; [9] ને તેને
કહે છે, જો તું પગે પડીને મારૂં ભજન કરે, તો આ સઘળાં હું તને
આપીશ. [10] ત્યારે ઇસુ તેને કહે છે, કે અરે શેતાન, આઘો જા; કેમકે
લખ્યું છે, કે પ્રભુ તારા દેવનું ભજન કર ને તેની એકલાનીજ સેવા કર.
[11] ત્યારે શેતાન તેને મુકીને જાય છે; ને જુઓ, દૂતોએ તેની પાસે
આવીને તેની સેવા કરી.

પોતે જે જયવંત કામો કરવાનો છે, તે માટે ઇસુ યહુદાહના ડુંગરોમાં તૈયારી કરવા જાય છે. બેથાબારા આગળ તે પોતે એકાંતમાં રહી ન શકવાથી યહુદાહના જે પહાડી તથા જંગલી પ્રદેશમાં માણસની વસ્તી નહોતી, ત્યાં રાની પશુઓની સાથે ચાળીસ દહાડા સુધી રહીને તેણે ઉપવાસ તથા પ્રાર્થના કર્યાં. જે કામ કરવાનું છે તે કયી રીતે કરવું, અને તેને લગતાં કયાં સાધનો વાપરવાં, તે સંબંધી તે વિચાર કરતો હતો. આવનાર મસીહ સંબંધી જે આશાઓ યહુદી લોકો રાખતા હતા, તે આશાઓ તેણે પૂર્ણ કરવાની હતી એટલુંજ નહિ, પણ તેમના રૂપમાં તે સુધારો કરે, એવું અગત્યનું હતું. આ બે કામ કેવી રીતે કરવાં, તે વિષેના વિચારો તે ત્યાં આગળ કરતો રહ્યો.

આપણા પ્રભુનું પરીક્ષણ કરવાનો શેતાનનો એવો હેતુ હતો, કે મસીહ વિષે તેમજ મસીહનાં કામ વિષે લોકો જે વિચારો રાખતા હતા, તે વિચારોને અનુસરીને તે આત્મિક સાધનો ઉપર આધાર નહિ રાખતાં કેવળ દેહિક સાધનો પર આધાર રાખીને પોતાનું કામ કરે. માત્ર આ એકજ પ્રસંગે, આ ત્રણ જુદાં જુદાં રૂપમાં આપણા પ્રભુનું પરીક્ષણ કરવામાં આવ્યું, એવું જો આપણે ધારીએ, તો તેના પરીક્ષણનું ખરૂં રહસ્ય આપણા સમજવામાં આવે નહિ; કેમકે પૃથ્વી પરના તેના સઘળા દિવસોભર વારંવાર જે પરીક્ષણો તેને થતાં હતાં, તે આવાજ રૂપમાં થતાં હતાં.

માત્થી તથા લુકના લખ્યા પ્રમાણે ઇસુને આ વખતે ત્રણ જુદા જુદા પ્રકારનાં પરીક્ષણો થયાં. પરંતુ તે પરીક્ષણોનાં બન્ને વૃત્તાંતમાં અનુક્રમનો તફાવત માલમ પડી આવે છે (લુક ૪; ૧-૧૩). શરૂઆતમાં તો પત્થરની રોટલી બનાવવાની વાત બન્ને સુવાર્તિકો રજુ કરે છે; અને ચાળીસ દિવસ સુધી ઉપવાસ કર્યા બાદ તેને આ પરીક્ષણ થયું, તે વાત પણ બન્ને સુવાર્તામાં આપણા વાંચવામાં આવે છે. પણ જે બીજાં બે પરીક્ષણો થયાં, તેઓનો જુદો જુદો અનુક્રમ બન્ને સુવાર્તામાં મળી આવે છે. આ બન્ને સુવાર્તામાં સુવાર્તિકોના મનમાં રહેલા મૂળ વિચારો જુદા હોય, એટલોજ તફાવત માલમ પડે છે.

ત્રણે પરીક્ષણો વિષે આપણે વિચાર કરીએ, તો સુવાર્તિકોના વિચારો સ્પષ્ટ જણાય છે. જેમકે માત્થીમાં :—

૧લું પરીક્ષણ. તેમાં શરૂઆતમાં શારીરિક અગર દૈહિક અગત્ય બતાવેલી છે. એવી અગત્ય વિશેષે કરીને બાલ્યાવસ્થામાં સહુથી પહેલી અસર કરે છે.

૨જું પરીક્ષણ. તેમાં હિમ્મત ધરાવવાની અગર તો બહાદુરી બતાવવાની કે જોખમને તુચ્છ ગણવાની મતલબ રહેલી હોવાથી તેવી વાત યુવાવસ્થામાં સ્વાભાવિક રીતે માણસના મન ઉપર અસર કરે છે.

૩જું પરીક્ષણ. તેમાં પરાક્રમ અગર તો દોલત મેળવવાની મતલબ છે. તેવી વાત સાધારણ રીતે પુખ્ત ઉમરે માણસના મન ઉપર અસર કરે છે.

તો આ જુદી જુદી રીતે માનવજાતના અનુભવના અનુક્રમ પ્રમાણે, તેની હરેક અવસ્થામાં જેટલી વાતો માણસના મન પર અસર કરે, તે પ્રત્યેક વાત સંબંધી આ સમયે ઇસુને પરીક્ષણ થયું. તે ઉપરથી આપણને એવું સૂચવવામાં આવે છે, કે ઇસુ ખ્રીસ્તના મનને લલચાવવા માટે, અને આત્મિક સાધનો નહિ વાપરતાં કેવળ દૈહિક સાધનો પર તે આધાર રાખે એમ થાય તે માટે, પોતાથી બને તેટલો પ્રયાસ શેતાને કર્યો.

લુકના વૃત્તાંતમાં દરેક પરીક્ષણમાં જે જે ઇચ્છવાજોગ વસ્તુઓ ઇસુની આગળ મુકેલી છે, તે પર લેખકનું ચિત્ત હોય એવું લાગે છે :—

પહેલા પરીક્ષણમાં અલ્પકાળની અગત્ય પૂરી કરવાની વાત છે.

બીજા પરીક્ષણમાં દોલત અગર પરાક્રમ મેળવવાની વાત છે.

ત્રીજા પરીક્ષણમાં માણસો તરફથી મહિમા પામવાની વાત છે, જે બીજી બે વાત કરતાં માણસના મનને વધારે પ્રેરણા કરનારી છે.

માત્થીના વૃત્તાંતમાં માણસોને કાળ પ્રમાણે થતા અનુભવના ક્રમમાં પરીક્ષણો વર્ણવેલાં છે, પણ લુકના વૃત્તાંતમાં ઇચ્છવાજોગ વસ્તુઓની ઓછીવધતી કિમ્મતના પ્રમાણમાં તેઓ ગોઠવેલાં છે.

૧. ચાળીસ દહાડા સુધી આપણા પ્રભુએ ઉપવાસ કર્યો, તે અરસામાં તે વિચારમાં ને વિચારમાં તલ્લીન થઇ ગયો. ખાવાપીવાની બાબત પર એનું ચિત્ત નહોતું ( યો. ૪ ; ૩૧-૩૪ ). પરંતુ ત્યાર બાદ તેની શારીરિક અગત્ય તેને માલમ પડી, એટલે તેને ભૂખ લાગી.

આ વખતે શેતાન દૃશ્ય રૂપે દેખાયો એવું સમજવાની આપણે જરૂર નથી. માણસને ખબર ન પડે એવી છુપી રીતે શેતાન હમેશાં પોતાનું કામ કર્યા કરે છે ( ૨ કર. ૧૧ ; ૧૪ ). કોઇ વખત તેની સલાહ જાણે કે મિત્રની સલાહ હોય, એવું લાગે છે ; અને એવું જ્યારે થાય છે ત્યારે આપણે પોતાની સ્થિતિ વિશેષ

જોખમ ભરેલી સમજવી (મા. ૧૬ ; ૨૨, ૨૩). પણ ઘણુંકરીને આપણને પાપમાં નાખવાને માટે શેતાન સંજોગો અનુસરતાં લલચાવવાની યોજના કરે છે. અહીં આગળ એમજ બન્યું. યહુદીઓ એવી આશા રાખતા હતા, કે મસીહ આવશે ત્યારે તે આશ્ચર્યકારક કામો કરશે. હવે ઇસુ આશ્ચર્યકારક કામો કરવાનો હતો ખરો, પણ યહુદીઓએ જેવાં ધાર્યાં હતાં તેવાં કામો નહિ.

અહીં આગળ શેતાને ઇસુને એવું પૂછ્યું, કે તને ભૂખ લાગી છે, તો આ પત્થરની રોટલી તું કેમ બનાવતો નથી? પણ ઇસુએ એવા વિચાર પર કંઇ પણ લક્ષ દીધું નહિ. પુન. ૮ ; ૩ માંનું શાસ્ત્રવચન ઇસુને યાદ આવે છે ; તેનો તે વિચાર કરે છે. અરણ્યમાં ઇશ્વરે ઇસ્રાએલી લોકોને ભૂખ વેઠવા દીધી હતી, અને ત્યાર પછી તેમને માન્નાથી તૃપ્ત કર્યા હતા, એ માટે કે તેઓ એકલા તેના પર સઘળો આધાર રાખતાં શીખે. મુસા તેઓને એ વાત યાદ દેવડાવે છે. એવીજ રીતે આપણો પ્રભુ દરેક બાબતમાં પોતાના બાપ પર સઘળો આધાર રાખતો હતો. જેટલા ચમત્કાર તેણે કર્યા, તેઓમાંનો કોઇ પણ ચમત્કાર તેણે પોતાના લાભને અર્થે કર્યો નહોતો. તેણે જો પત્થરની રોટલી બનાવી હોત તો તેણે ચમત્કાર નહિ, પણ એક જાદુઇ કામ કર્યું કહેવાત. સંત ઓગસ્ટિન કહે છે, કે "આપણા પ્રભુએ જે ચમત્કારો કર્યા, તેમાંના કોઇ પણ ચમત્કારમાં કુદરતના નિયમનો ભંગ થયો નહોતો ; પણ કુદરતના નિયમાનુસાર ઉત્પત્તિનું જે કામ થતાં વાર લાગે છે, તે કામની ગતિનો ફેરફાર કરીને ઇસુ તેને તરત ને તરત કરી લેતો હતો."

ગાલીલના કાના ગામમાં ઇસુએ પાણીનો દ્રાક્ષારસ બનાવ્યો (યોહ. ૨ ; ૧-૧૧), ત્યારે કુદરતની શક્તિઓ વડે ઝાકળ તથા વરસાદનો દ્રાક્ષના ઝુમખામાં જે રસ બની જાય છે, તે કામ ઇશ્વરના પરાક્રમથી તેણે એક પળમાં પૂરૂં કર્યું. ચમત્કારમાં અને જાદુમાં જમીનઆસમાનનો તફાવત છે. ઇસુએ કરેલા ચમત્કારોમાં બે તત્ત્વ સમાએલાં માલમ પડે છે ; એટલે (૧) આકાશી બાપને મોટો મનાવવાનો હેતુ, (૨) તેમજ માનવજાતનું કલ્યાણ કરવાનો હેતુ. પણ જાદુઇ કામ કરતાં માણસ કેવળ અદૃશ્ય શક્તિઓ કબજે કરીને પોતાનેજ મોટો મનાવવાને પ્રયત્ન કરે છે.

યહુદીઓ જાદુઇ કામ જોવાની આશા રાખતા હતા, અને એવાં કામ કરીને હું પોતે મસીહ છું, એવું યહુદીઓને દેખાડી આપવાનું આ પ્રસંગે આપણા પ્રભુને પરીક્ષણ થયું. પરંતુ આપણા પ્રભુએ જે જે ચમત્કારો કર્યા, તેઓમાંનો કોઇ પણ ચમત્કાર તેણે પોતાના સ્વાર્થને અંગે કર્યો નથી. વળી તેના દરેક ચમત્કારમાં તેનો માણસો પર દયા દર્શાવવાનો ઇરાદો દીપી નીકળે છે.

૨. મસીહ વિષે લોકો એવી આશા રાખતા હતા, કે તે પરાક્રમી કામો કરશે એટલુંજ નહિ, પણ તે જાદુઇ કામો કરશે. તે આ ઉપરથી જણાય છે, કે જેટલા જુઠા મસીહ ઉભા થયા, તેઓ સર્વે એવાં કામ કરવાને શક્તિમાન હોવાનો દાવો ધરાવતા હતા. દાખલા તરીકે—

(૧) કલાદીઅસ બાદશાહના સમયમાં પેરીઆ પ્રાંતમાં થ્યુદા નામનો એક જુઠો મસીહ ઉભો થયો. તે લોકોને એવું કહેતો હતો, કે જો તમે મારી સાથે જોડાશો, તો જેમ યહોશુઆએ યરદન નદીના પાણીના બે વિભાગ કર્યા, તેજ પ્રમાણે હું પણ તેના પાણીના બે ભાગ કરીશ, જેથી તમે સુકી જમીન પર ચાલશો, અને યરૂશાલેમ સુધી કૂચ કરીને તે પર જય પામશો.

(૨) મિસર દેશનો યહુદી કોમનો બીજો એક જુઠો મસીહ હતો (પ્રે. કૃ. ૨૧ ; ૩૮). તે ફેલીકસ હાકેમના સમયમાં ઉભો થયો. તેણે લોકોને કહ્યું, કે જો તમે મારી પાછળ જેતુનના પહાડ પર ચાલશો, તો જેમ યહોશુઆના રણશિંગડાના નાદથી યરેખોનો કોટ પડી ગયો, તેવીજ રીતે મારા હુકમથી યરૂશાલેમનો કોટ પણ તુટી પડશે.

હવે ઇસુનું પરીક્ષણ થયું, તે વખતના સંજોગોનો ખ્યાલ કરીએ. પાસ્ખા પર્વનો વખત પાસે આવ્યો છે. થોડા દિવસમાં યરૂશાલેમ શહેરમાં એક મોટો મેળો ભરાવાનો છે. એ વખતે આ મોટા મેળાની આગળ જો તું મંદિરના મિનારા ઉપર ચઢીને તેના પરથી કિદ્રોનની ખીણમાં ભુસકો મારે, તો ગીત. ૯૧ ; ૧૧, ૧૨ માં લખ્યા પ્રમાણે, દૂતો પોતાના હાથમાં તને ઝીલી લઇને તારૂં રક્ષણ કરશે, એવો વિચાર શેતાને ઇસુને સૂચવ્યો. પહેલા પરીક્ષણની સામે થવામાં આપણા પ્રભુએ જે વિશ્વાસ દર્શાવ્યો, તે ને તેજ વિશ્વાસ વિષે આ તેનું બીજું પરીક્ષણ કરાય છે. પહેલાંની માફક બીજું એક શાસ્ત્રવચન તેને યાદ આવ્યું, એટલે "તારા દેવનું પરીક્ષણ કરતો મા" (પુન. ૬ ; ૧૬).

ઓલીવર ક્રોમવેલ લખે છે, કે "ઇશ્વરનું પરીક્ષણ બે રીતે થઇ શકે છે:— (૧) આત્મિક વાનાં તજી દઇને આપણે દેહિક વાનાં પર ભરોસો રાખીએ તો ; (૨) અવિશ્વાસ અગર નિશ્ચિતપણાથી આપણે વર્તીએ તો." આ બન્ને રીતિએ ઇસ્રાએલી લોકોએ યહોવાહનું પરીક્ષણ કર્યું હતું. મુશ્કેલીના સંજોગોમાં ઇશ્વર આપણી સહાય કરશે ખરો ; પરંતુ જાણીજોઇને અગર વિના કારણે આપણે જોખમમાં ઉતરીએ, તો તેવે પ્રસંગે ઇશ્વર ચમત્કાર કરીને આપણને બચાવશે એવી આશા રાખવી, તે તો ઇશ્વરની કસોટી એટલે તેનું પરીક્ષણ કરવા બરાબર છે.

૩. યહુદીઓની એવી પણ આશા હતી, કે મસીહ, ઇસ્રાએલનો રાજા, પ્રગટ થશે ત્યારે તે પોતાની પ્રજાનો બચાવ કરશે, ને જે કામમાં શૂરવીર યહુદાહ માકાબિયસ નિષ્ફળ થયો હતો, તે કામમાં તે ફતેહમંદ થશે. તેથી તે દિવસોમાં રૂમી રાજાની વિરૂદ્ધ ફિતુર કરવાના રૂપમાં મસીહ સંબંધીની આશાઓ પ્રસિદ્ધ થતી હતી. જગતને વશ કરી લેવા સારૂ ઇસુ આવ્યો હતો, તેથી આ પ્રસંગે "આ જગતનાં જે રાજ્યો તથા તેઓનો જે મહિમા છે" તેની તરફ ઇસુ ખ્રીસ્તનું મન લલચાવવા શેતાન પ્રયત્ન કરે છે. સમય એવો હતો, કે જો કોઇ પરાક્રમી મસીહ ઉભો થાય, તો આસપાસની જે પ્રજાઓ તિબેરીઅસ પાદશાહના જુલમથી પીડાતી હતી, તેઓ તરત તેની સાથે જોડાઇને રૂમી રાજ્યની વિરૂદ્ધ ફિતૂર કરવા તૈયાર થઇ જાય.

ઇસુની આગળ કામ પાર પાડવાના બે રસ્તા ખુલ્લા મૂકેલા હતા :— (૧) તે જમાનાના ચાલતા વિચારોને અનુસરીને તે પોતે બળાત્કારથી પોતાનું રાજ્ય સ્થાપે ; અગર (૨) યશાયાહ ૫૩મા અધ્યાયમાં વર્ણવેલા યહોવાહના સેવકનો જે માર્ગ દેખાડેલો હતો, તેમાં થઇને તે ચાલે. પહેલો રસ્તો ટુંકો હતો, તેથી મારામાં જે પરાક્રમ છે, તે તરફ જોઇને જો હું એ રસ્તો લઉં, તો તેમાં હું સફળ થઇશ, એવું ખાતરીપૂર્વક આપણા પ્રભુને લાગ્યું હશે. બીજો રસ્તો લાંબો હતો ને વિકટ પણ હતો ; તેમાં જો હું ચાલું તો દુ:ખસહન, ગેરસમજ, તિરસ્કાર અને મરણનો પણ અનુભવ મને થશે, એવું તે જાણતો હતો ; છતાં એજ રસ્તો તેણે પસંદ કર્યો, ને છેવટ સુધી જો કે તે ને તેજ પરીક્ષણ તેને થતું રહ્યું, તોપણ તે માર્ગમાંથી તે પગલું પણ કદી ખસ્યો નહિ. તે માર્ગ તો વધસ્તંભનો ધોરી માર્ગ હતો.

પરીક્ષણ પૂરાં થયાં. જે દૂતોને આપણો પ્રભુ અયોગ્ય રીતે પોતાની મદદમાં બોલાવવા રાજી નહોતો, તેજ દૂતોએ વણબોલાવ્યે આવીને તેની સેવા કરી.

આ ઉપરથી ત્રણ વાત આપણા શીખવામાં આવે છે :—

૧. જ્યારે આપણું પરીક્ષણ કરવામાં આવે છે, ત્યારે જો કે આપણે અરણ્યમાં હોઇએ તોપણ આપણે એકલા નથી, તેમ મિત્ર વિનાના પણ નથી. પરંતુ આપણી નબળાઇને કારણે જેઓને દયા આવે, આપણા હારી જવામાં જેઓ દિલસોજી બતાવે, ને આપણા જયથી જેઓ હર્ષ પામે, એવી કૃપાવાન તથા પ્રીતિવાન શાહેદોની મોટી વાદળારૂપ ભીડથી આપણે નિત્ય ઘેરાએલા હોઇએ છીએ.

૨. આપણે જે લડાઇ લડવાની છે તે નહિ જેવી નથી, પણ વારંવાર આપણી નિર્બળ સ્થિતિનો લાભ લઇને પરીક્ષણ કરનાર આપણા પર હુમલા કરે છે ; અને એક પરીક્ષણમાં જો આપણે સ્થિર રહી

શકીએ, તો ત્યાર પછીના પરીક્ષણમાં જીત મેળવવી તે પહેલાંના કરતાં સહેલ પડશે.

૩. પોતાથી બને તેટલો પ્રયાસ કર્યા પછી શેતાન આપણા પ્રભુને છોડી દઇને ચાલ્યો ગયો, પણ લુકના કહેવા પ્રમાણે "કંઇક મુદ્દત સુધી તે તેની પાસેથી જતો રહ્યો." એ પરથી આપણને એવી ગંભીર ચેતવણી મળે છે, કે કંઇક મુદ્દત સુધી શેતાન આપણી પાસેથી જતો રહે, તો પણ થોડીજ વારમાં તે પાછો આવશે એવો સંભવ રહે છે.

જ્યારે જ્યારે આપણે પરીક્ષણ ઉપર જય મેળવીએ છીએ, ત્યારે ત્યારે આપણને આરામ મળે છે; અને તે શાંતિમય સમયે જો આપણને વિશ્વાસ હોય, તો ઇશ્વરના દૂતો આવીને આપણને ઉત્તેજન આપે છે તથા દિલાસો દે છે. પણ આપણે એમ જાણવું જોઇએ, કે થોડીજ વારમાં ફરી લડાઇ શરૂ થશે; માટે જાગતા રહીએ ને પ્રાર્થના કરીએ, એ અવશ્યનું છે.

## ૩. ગાલીલ પ્રાંતમાં આપણા પ્રભુએ જાહેરમાં કરેલી સેવાની શરૂઆત

(અધ્ય. ૪; ૧૨-૨૫)

(૧) કાપરનાહુમમાં કરેલો નિવાસ. ૪; ૧૨-૧૬.

૧૨ યોહાન બંદીવાન કરાયો છે, એવું સાંભળીને ઇસુ ગાલીલમાં
પાછો ગયો; ૧૩ અને નાઝારેથ મુકીને ઝબુલોનની તથા નફથાલીમની
સીમમાંના સમુદ્ર પાસેના કાપરનાહુમમાં તે આવી રહ્યો: ૧૪ એ માટે
કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે

૧૫ ઝબુલોનના પ્રાંતના તથા નફથાલીમના પ્રાંતના,
યરદન પાસેના સમુદ્રના રસ્તાઓમાં,
એટલે વિદેશીઓના ગાલીલમાંના
૧૬ જે લોક અંધારામાં બેઠેલા હતા,
તેઓએ મોટું અજવાળું દીઠું,
ને મરણસ્થાનમાં તથા મરણછાયામાં જેઓ બેઠેલા હતા,
તેમના પર અજવાળું પ્રકાશ્યું.

અહીં આગળ આસરે એ માસ સંબંધીની હકીકત પડતી મૂકવામાં આવે છે. એ અરસામાં ઇસુએ શું શું કર્યું તે યો. ૧; ૨૯—૪; ૫૪ સુધીમાં જણાવેલું છે. પરીક્ષણ થઇ રહ્યા બાદ આપણો પ્રભુ તથા તેના શિષ્યો કાના ગામમાં એક લગ્ન થતું હતું ત્યાં ગયા. ત્યાંથી પારખા પર્વ પાળવા તેઓ ઇં. સ.

૨૬મી સાલે પાછા આવ્યા હતા. આ વખતે યોહાન બાપ્તિસ્મા કરનાર અધિકારીઓની પજવણીથી મુક્ત થવાને માટે ઉત્તર દિશા તરફ એનોન નામના પ્રદેશમાં ગયો હતો. યરૂશાલેમમાં પાસ્ખા પર્વ પાળ્યા પછી પ્રભુએ બેથાબારા સુધી આવીને જાહેરમાં પોતાની સેવાનું કામ શરૂ કર્યું. ત્યાં તે તથા તેના શિષ્યો રહેતા હતા, એ અરસામાં યોહાન બંદીવાન કરાયો છે, એ વાત ઇસુના સાંભળવામાં આવી, ત્યારે સમરૂન પ્રાંતમાં થઇને મુસાફરી કરતાં કરતાં તે ગાલીલ પ્રાંતમાં આવી પહોંચ્યો, ને ત્યાં તેણે સેવાના કામનો આરંભ કર્યો. પોતાના ગામ એટલે નાઝારેથમાં તે ગયો નહિ; તેમ કરવાનું કારણ જણાવતાં તે કહે છે, કે "પ્રબોધક પોતાના ગામ સિવાય બીજા કોઇ સ્થળે માન વિનાનો નથી."

ઇસુ કામ કરી શકે એવું અનુકૂળ સ્થળ કાપરનાહુમ હતું, કેમકે ગાલીલ પ્રાંતનું તે મુખ્ય શહેર હતું. આ શહેર ક્યાં આગળ આવેલું હતું, તે હાલમાં કોઇ બરાબર જાણતું નથી. જો કે તે બહુ જુના વખતનું શહેર હતું, તોપણ તેના સ્થળ વિષે ચોક્કસ ખાતરી થઇ શકતી નથી. ગાલીલ સરોવરની વાયવ્ય દિશામાં તે આવેલું હતું, આટલુંજ આપણે નામમાત્ર જાણીએ છીએ. કાપરનાહુમની પાસે બેથસાયદા નામનું એક ગામ હતું, તેનો કાપરનાહુમની સાથે નિકટનો સંબંધ હતો. કાપરનાહુમનો તે મચ્છીવાડો હતો, કેમકે તેના નામનો અર્થ "જાળોનું સ્થાન" થાય છે.

કાપરનાહુમ આબાદી પામેલું ગામ હતું, તેનાં ત્રણ કારણો હતાં:—

(૧) સરોવરમાં પુષ્કળ સારી જાતની માછલીઓ નીપજતી હતી. બેથસાયદાના લોકો તેઓને પકડતા હતા; અને દક્ષિણ કાંડે તારાકીએ નામનું ગામ હતું, ત્યાંથી તે માછલીઓને આચાર તરીકે તૈયાર કરીને પરદેશ મોકલવામાં આવતી હતી.

(૨) નજીકમાં ગનેસારેથ નામનું એક મેદાન હતું, જેને લોકો 'ઉમરાવની વાડી' એ નામ આપતા હતા, ત્યાં અનાજનો ભારે વેપાર ચાલતો હતો.

(૩) ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલાં બંદરો તથા દમસ્ક શહેરની વચ્ચેના મોટા માર્ગને 'સમુદ્રનો માર્ગ' એ નામ આપવામાં આવતું હતું (મા. ૪; ૧૫). આ સરિયામ માર્ગ ઉપર તે ગામ આવેલું હતું. ગાલીલ પ્રાંતની સરહદ તેની પાસે આવેલી હતી, તેથી ત્યાં વેરો લેવામાં આવતો હતો (મા. ૯; ૫). વળી રૂમી સિપાઇઓનું એક થાણું પણ ત્યાં આગળ રહેતું હતું.

ગાલીલ પ્રાંતને તથા તેના રહેવાસીઓને યહુદાહ પ્રાંતના લોકો તુચ્છ ગણતા હતા. 'ગાલીલ' શબ્દનો અર્થ હેબ્રી ભાષામાં 'કુંડાળું' અથવા 'ચક્કર'

થાય છે. આ નામ આપવાનું કારણ એવું માલમ પડે છે, કે તે પ્રાંત વિદેશી લોકોથી ઘેરાએલો હતો. બીજી જગાએ તેને 'વિદેશીઓનું ગાલીલ' (મા. ૪; ૧૫) એ નામ આપવામાં આવે છે. ત્યાંના લોકો શુદ્ધ યહુદી નથી, પણ વિદેશીઓની સાથે લગ્ન કરવાથી તેઓ વટળી ગયા છે, એમ યહુદાહના લોકો માનતા હતા.

આપણા પ્રભુના જમાનામાં જો કે ગાલીલ પ્રાંતના યહુદીઓમાં દેશભક્તિ ઘણીજ હતી, છતાં યહુદાહના લોકો 'અમેજ શુદ્ધ ઇસ્રાએલના' વંશજ છીએ, એવું ધારીને તેઓને ધિક્કારતા હતા. તેથીજ માત્થી પોતાના વાંચકોને હમેશાં યાદ કરાવે છે, કે ઇસુને ગાલીલ પ્રાંતની સાથે સંબંધ ધરાવવાની અગત્ય છે, એ વિષેની એક જુની અગમવાણી છે (યશા. ૯; ૧, ૨).

(૨) ચાર પ્રેરિતોનું તેડું. ૪; ૧૭-૨૨.

**૧૭ ત્યારથી ઇસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો, કે પસ્તાવો કરો, કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે.**

**૧૮ અને ઇસુ ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતો હતો, ત્યારે તેણે બે**
**ભાઇઓને, એટલે સીમોન જે પીતર કહેવાય છે તેને તથા તેના ભાઇ**
**આંદ્રયાને સમુદ્રમાં જાળ નાખતા દીઠા, કેમકે તેઓ માછી હતા.**
**૧૯ અને તે તેઓને કહે છે, કે મારી પાછળ આવો, ને હું તમને માણ-**
**સોને પકડનારા કરીશ. ૨૦ અને તેઓ તરત જાળો મુકીને તેની પાછળ**
**ગયા. ૨૧ અને ત્યાંથી આગળ જતાં તેણે બીજા બે ભાઇઓને, એટલે**
**ઝબદીના દીકરા યાકૂબને તથા તેના ભાઇ યોહાનને, તેઓના બાપ**
**ઝબદીની સાથે વહાણમાં પોતાની જાળો સાંધતા જોઇને તેઓને પણ**
**તેડયા. ૨૨ ત્યારે તેઓ તરત વહાણને તથા પોતાના બાપને મુકીને**
**તેની પાછળ ગયા.**

યોહાન બાપ્તિસ્મા કરનારે કહેલો સંદેશો ફરી કહી સંભળાવીને પ્રભુએ પોતાના ઉપદેશની શરૂઆત કરી (સરખાવો યો. ૩; ૨). તેનું કહેવું એવું હતું કે હમણાં મસીહ આવી ગએલો છે, માટે આકાશનું રાજ્ય પણ પાસે આવ્યું છે, પરંતુ આત્મિક રાજા હોવાને કારણે, જ્યાંકહીં મારો આવકાર કરવામાં આવે ત્યાંજ આકાશનું રાજ્ય પણ આવેલું છે, એમ સમજવું. "તારૂં રાજ્ય આવો," એ પ્રભુએ આપણને શિખવેલી પ્રાર્થનાનો એજ અર્થ થાય છે. ઇશ્વરનું રાજ્ય આવે છે, ત્યારે ઇશ્વરની ઇચ્છા પણ પૂરી થવી જોઇએ. તે સંબંધી જ્યોર્જ મેકડોનાલ્ડ એમ લખે છે, કે "ઇશ્વરની ઇચ્છા જ્યાં સુધી આપણે સારૂ નિયમ-રૂપજ હોય, ત્યાં સુધી તો આકાશનું રાજ્ય આપણામાં આવ્યું છે, એમ આપણાથી

કહેવાય નહિ. પરંતુ જો ઇશ્વરની ઇચ્છા આપણી ઇચ્છા થઇ જાય, તોજ આકાશનું રાજ્ય આવ્યું છે, એમ કહી શકાય. જો તેની ઇચ્છા આપણને માત્ર નિયમરૂપ લાગતી હોય, તો આપણે નિયમના બંધનમાં રહીને નિયમના ગુલામો બની ગએલા છીએ. પણ તેની ઇચ્છાને આપણે પોતાની ઇચ્છા કરી લઇએ, તોજ આપણે તેનાં દીકરાદીકરીઓ કહેવાઇએ."

પોતાની સાથે રાખીને આકાશના રાજ્યના મર્મોમાં જેઓને તે કેળવી શકે એવા ચેલાઓની આપણા પ્રભુને અગત્ય હતી (મા. ૧૩; ૧૧). આ પ્રસંગે જેઓ પ્રભુના ચેલાઓ બની ગયા, તેઓની સાથે આપણા પ્રભુનો આ પહેલોજ મેળાપ થયો હોય, એવું આપણે સમજવું નહિ (યો. ૧; ૩૫-૪૨). ત્રણ મહિના ઉપર બેથાબારા આગળ તેણે તેઓનાં હૃદયનો પ્રેમ મેળવી લીધો હતો. હવે તો બધું તજીને પોતાની પાછળ પાછળ આવવાને તે તેઓને તેડું આપે છે.

ગાલીલ સરોવરમાં માછલી પકડવાનું કામ ઘણે ભાગે રાતેજ થતું હતું. પણ ઇસુની સાથે તેમનો મેળાપ થયો ત્યારે તો સવારનો વખત હતો, ને રાતનું કામ પૂરૂં કરીને તેઓ પાછા આવેલા હતા. એમ લખેલું છે, કે 'પ્રભુએ સીમોન તથા આંદ્રયાને સમુદ્રમાં જાળ નાખતા જોયા.' પરંતુ તેઓની હોડી સમુદ્રને કાંઠે બાંધેલી હતી. દિવસના વખતમાં કિનારે માછલી પકડાય નહિ. ગ્રીક ભાષામાં 'જાળ' ને માટે જે શબ્દ વાપરવામાં આવેલો છે, તેનાથી એક ખાસ જાતની જાળ દેખાડવામાં આવે છે, જેનું વર્ણન નીચે મુજબ છે: તે ગોળાકાર હતી, અને હોશિયાર માણસ તે નાખે ત્યારે તે પાણીમાં ચોતરફ ફેલાઇ જાય, અને જેમ જેમ તે પાણીમાં ડુબતી જાય, તેમ તેમ તે ચારે તરફથી વળીને બંધ થઇ જાય, ને અંદરની માછલી તેમાં પકડાઇ જાય, એવી તેની ગોઠવણ હતી. અહીં આગળ તેમજ માર્ક ૧; ૧૭માં લહીઆની ભૂલથી હસ્તલેખમાં દોષ માલમ પડે છે. 'નાખતા'ને માટે જે ક્રિયાપદ વાપરવામાં આવે છે, તેનો અર્થ 'હલાવવું' એવો સમજવો, એટલે સમુદ્રમાં તેઓ પોતાની જાળો હલાવતા હતા, એ માટે કે માંહે ચોંટેલી શેવાળ નીકળી જાય, ને બીજા દિવસને માટે જાળ તૈયાર થાય. લુક સાફ જણાવે છે, કે તેઓ પોતાની જાળો ધોતા હતા (લુક ૫; ૨).

પાસે પાસે બીજા બે ભાઇઓ એટલે યાકૂબ તથા યોહાન એમના બાપ ઝબદીની સાથે પોતાની હોડીમાં બેઠેલા હતા. તેઓ તો પોતાની જાળો સમી કરતા હતા, એ માટે કે તે બીજા દિવસના કામને સારૂ તૈયાર થાય. સીમોન તથા આંદ્રયાની પેઠે બેથાબારા આગળ યોહાનનો ઇસુની સાથ મેળાપ થયો હતો, અને ઘેર આવીને ઇસુ વિષે તેણે જે સાક્ષી આપી, તેને લીધે તેના બાપ તથા ભાઇના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો હશે. આ બે ભાઇઓને પણ પ્રભુ ઇસુ તેડું આપે છે, એટલે તેઓ તરત તેનું તેડું સ્વીકારીને પોતાની હોડીને એટલુંજ

નહિ પણ પોતાના બાપને પણ મૂકીને ઇસુની પાછળ પાછળ ચાલવા માંડે છે. માર્ક આપણને એવું જણાવે છે, કે ઝબદીની પાસે નોકરો હતા, એટલે પોતાનું ગુજરાન ચલાવવાને માટે તે પોતાના બે દીકરાઓ પર સઘળો આધાર રાખતો હોય, એમ તો નહોતું. પરંતુ તેઓના જવાથી તેને ખોટ પડી હશે, અને તેના દીકરાઓ તેનાથી જુદા થાય, તે વાત સ્વાભાવિક રીતે તેને ભારે લાગી હશે, તેમ છતાં પણ કચકચ કર્યા વિના તેણે તેઓને જવા દીધા.

આકાશના રાજ્ય પ્રત્યે યાકૂબ તથા યોહાનનો જે ભાવ દેખાઇ આવે છે, તેના કરતાં તેઓના બાપનો ભાવ કંઇ પણ ઓછો નહોતો. ખ્રીસ્તની સેવાને અર્થે જેઓ પોતાનું અર્પણ કરે છે, તેઓ કરતાં ખ્રીસ્તની સેવાને અર્થે જેઓ ભાવથી પોતાના વ્હાલાઓનું અર્પણ કરે છે, તેઓની સેવા પ્રભુના ધ્યાનમાં કંઇ ઓછી નથી.

શાસ્ત્રમાં જ્યાં જ્યાં કોઇ પણ પ્રેરિતને તેડું આપવાની વાત મળી આવે છે, ત્યાં ત્યાં તેઓ પોતાના રોજીંદા કામમાં રોકાએલા અગર વળગી રહેલા માલમ પડે છે. એવીજ રીતે પુરાતન જમાનામાં યહોવાહે દાઉદને "ઘેટાંના વાડાઓમાંથી" બોલાવીને પોતાના લોક યાકૂબના સંતાનનું તથા તેના વારસા ઇસ્રાએલનું પાલણ કરવાનું કામ તેને સોંપ્યું હતું (૨ શમ. ૭; ૮. ગીત. ૭૮; ૭૦, ૭૧). સાધારણ રોજીંદી ફરજના માર્ગમાંજ માણસોને પ્રભુ ઇસુ ખ્રીસ્તનો મેળાપ થાય છે, અને તેમાં જેટલા વિશ્વાસુ તથા ખંતીલા માલમ પડે છે તેટલાનેજ તે તેડું આપે છે.

### (૩) ગાલીલમાં થએલા કામનું વૃતાંત. ૪; ૨૩–૨૫.

**[૨૩] અને ઇસુ તેઓનાં સભાસ્થાનોમાં ઉપદેશ કરતો, ને રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો, ને લોકોમાં હરેક પ્રકારનો રોગ તથા દુઃખ મટાડતો, આખા ગાલીલમાં ફર્યો. [૨૪] ત્યારે આખા સુરીઆમાં તેની કીર્તિ ફેલાઇ ગઇ, ને સઘળાં માંદાંઓને, એટલે અનેક જાતનાં રોગીઓને તથા પીડાતાઓને તથા ભૂત વળગેલાઓને તથા ફેફરાંવાળાઓને તથા પક્ષઘાતીઓને તેઓ તેની પાસે લાવ્યાં; ને તેણે તેઓને સાજાં કીધાં. [૨૫] અને ગાલીલથી તથા દકાપલીસથી તથા યરૂશાલેમથી તથા યહુદાહથી તથા યરદનને પેલે પારથી લોકોનાં ટોળેટોળાં તેની પાછળ ગયાં.**

અહીં આગળ સુવાર્તિક જે આશ્ચર્યકારક વાતો જણાવવાનો ઇરાદો રાખે છે, તે સંક્ષેપમાં, ત્રણ કલમોમાં લખી જણાવવામાં આવે છે. જો કે કાપરનાહુમમાં આપણો પ્રભુ રહેતો હતો, તો પણ ઘણીવાર શહેર મૂકીને ઉપદેશ કરતો કરતો તે આખા ગાલીલ પ્રાંતમાં ફરી વળતો હતો. શહેરમાં કે ગામમાં કે ખેતરમાં જ્યાં જ્યાં તેને લોકો મળે, ત્યાં ત્યાં તે તેઓને ઉપદેશ કરે, ને હમેશાં તેના ઉપદેશનો

વિષય "રાજ્યની સુવાર્તા" હતો. તેણે કેવળ સુવાર્તાનો ઉપદેશ કર્યો એમ તો નહિ, પણ તે પોતે સુવાર્તાના દાખલારૂપ હતો, કેમકે બાપના નામમાં તે દયાના ચમત્કારો કરતો રહેતો હતો.

વળી તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં શાસ્ત્રીઓના એટલે ફરોશીઓમાંના ખાસ વિદ્વાનોના ઉત્સાહને લીધે તેને ઉપદેશ કરવાની સારી તક મળતી હતી, કેમકે તે જમાનામાં જ્યાં જ્યાં હેબ્રી કોમની વસ્તી હોય, ત્યાં ત્યાં તેમનું એક સભાસ્થાન પણ હોયજ. વળી ભજનસેવા ચલાવવાનો એવો રિવાજ હતો, કે બહારગામથી કોઇ પણ મોટો રાબ્બી કે બોધક આવેલો હોય તો તેને સભાસ્થાનમાં બોધ કરવાનું આમંત્રણ આપવું (પ્રે. કૃ. ૧૩ ; ૧૫). સાબ્બાથને દિવસે સભા બે વખત મળતી હતી ; તે ઉપરાંત સોમવારે તથા ગુરૂવારે પણ બીજી બે સભાઓ થતી હતી, અને આ સભાઓમાં હાજર થવાનો ઇસુનો હમેશનો રિવાજ હતો (લુક ૪ ; ૧૬).

આ વખતે ઇસુએ કેટલાંએક માંદાંઓને સાજાં કર્યાં, તે ચમત્કારોની વિશેષ અસર થઇ. ત્રણ જાતનાં ભારે દરદ ઇસુ મટાડતો હતો, જેથી લોકો વિશેષ અજાયબ થયા ; એટલે

(૧) ભૂત વળગેલાંઓનું દરદ. શાસ્ત્રમાં ભૂત વળગેલાં માણસો વિષે ઘણી વાતો આપણને મળી આવે છે. હાલ એમ માનવામાં આવે છે, કે આ દરદ એક જાતનું ગાંડપણ સમજવું.

(૨) ફેફરાનું દરદ.

(૩) પક્ષઘાત.

આથી લોકોનાં ટોળેટોળાં ઇસુની પાછળ ગયાં. "તરસ્યા જીવને ટાઢું પાણી જેવું લાગે છે, તેવીજ દૂર દેશથી મળેલી સારી ખબર પણ લાગે છે!" જે દૂર દેશ ભણી માણસો મુસાફરી કરે છે, તે દૂર દેશથી પૃથ્વી પરના થાકી ગએલા મુસાફરોને સારૂ તારનાર જે સારી ખબર લાવ્યો, તેના કરતાં તેઓને સારૂ બીજી શી સારી ખબર હોય! બાપના પ્રેમની, બાપના ઘરની ને ત્યાં આગળ તેનાં જે છોકરાં તેની તરફ પાછાં વળે છે, તેઓનો જે આવકાર કરવામાં આવશે તેની, આ ખબર છે.

## II. આપણા પ્રભુનું શિક્ષણ. અધ્ય. ૫—૭

આ ત્રણ અધ્યાયોમાં મનુષ્યની નૈતિક ફરજોનું સર્વોત્તમ વર્ણન કરવામાં આવેલું છે, એવું કબુલ કરીને સમસ્ત દુનિયા તેમની પ્રશંસા કરે છે. ખ્રીસ્તી જીવનના નમુનારૂપ નિયમના વર્ણન તરીકે તેઓને સ્વીકારવામાં આવ્યા છે એટલુંજ નહિ, પણ ખ્રીસ્તી મંડળીની બહાર પણ તેમનાં વખાણ કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે તેમાં આલેખેલા ચારિત્ર્ય તથા વર્તણુકની અસર સમસ્ત મનુષ્યજાતની પ્રેરકબુદ્ધિ પર સ્વાભાવિક રીતે થાય છે.

સામાન્ય રીતે જોતાં આ ભાષણ લોકોને આપવામાં આવ્યું એમ નહોતું, પણ ખાસ શિષ્યોનેજ આપવામાં આવ્યું. આ પ્રસંગે તેમજ બીજા પ્રસંગોમાં પણ જનસમુદાય પાસેજ હતો, તેઓને પ્રભુની વાત સાંભળવાની છૂટ હતી ખરી; પરંતુ વિશેષે કરીને આ બોધ કરતાં ઇસુ પોતાના ચેલાઓને સંબોધે છે. એમાં આકાશી શિક્ષકનું એક ખાસ લક્ષણ નજરે પડે છે, તે એ છે કે જેઓએ તેની સેવાને અર્થે પોતાનું અર્પણ કરી દીધું છે તેઓનેજ તે આત્મિક શિક્ષણ આપે છે.

અજાયબ જેવી વાત એ છે, કે જે દાણીઓ તથા પાપીઓનો પ્રભુ ઇસુ મિત્ર કહેવાતો હતો, તેઓની સાથે તે કેવી કેવી વાતો કરતો હતો, તે વિષે થોડુંજ લખવામાં આવ્યું છે. તેઓની સાથે પ્રભુ સંબંધ રાખતો હતો, તેમજ તેઓ પર તે પ્રેમ પણ રાખતો હતો; છતાં તેઓને કરેલા કોઇ પણ ઉપદેશની નોંધ આપણી પાસે નથી. જે પાપો વિષે તે જાહેરમાં ઉપદેશ કરતો હતો, તે 'ન્યાયીઓનાં પાપ' હતાં. તેના કામની પદ્ધતિ પરથી આપણને એવું શિક્ષણ મળે છે, કે મંડળીની સહુથી પહેલી ફરજ એવી છે, કે તે માણસોને ખ્રીસ્તની પાસે તેડી લાવે. ઇસુ પોતે કહે છે, કે "તમે શિષ્ય કરો ને તેઓને બાપ્તિસ્મા આપો." ખ્રીસ્ત સંબંધીનો અનુભવ થયા વિના ખ્રીસ્તે આપેલા નીતિવિદ્યાના શિક્ષણની અસર કોઇ પર થાય, એમ નથી.

આ ભાગને "પહાડ પરનું ભાષણ" એ નામ સંત ઓગસ્ટિને આપ્યું છે, ને ત્યારથી એજ નામ ચાલતું આવેલું છે. પરંતુ તે એક સળંગ ભાષણ છે, અગર એકજ વખતે બોલવામાં આવ્યું, એમ હાલમાં માનવામાં આવતું નથી. તેના જુદા જુદા વિભાગો પડે છે, ને તે દરેક વિભાગ લુકની સુવાર્તામાં પ્રસંગાનુસાર લખવામાં આવ્યો છે. લુકની લખવાની પદ્ધતિ એજ છે (લુક ૧; ૩).

વિભાગ નીચે પ્રમાણે પાડવામાં આવે છે :—

| | માત્થી | વિષય | લુક |
|---|---|---|---|
| ૧. | ૫ ; ૧-૧૬, ૩૯-૪૮ : ૭ ; ૧-૬, ૧૫-૨૭. | પ્રભુએ પ્રેરિતોને દીક્ષા આપી, તે પ્રસંગનું ભાષણ. | ૬ ; ૨૦-૪૯. |
| ૨. | ૬ ; ૫-૧૫ : ૭ ; ૭-૧૨. | પ્રાર્થના વિષે. | ૧૧ ; ૧-૧૩. |
| ૩. | ૭ ; ૧૩, ૧૪. | તારણ પામનારા થોડા છે શું ? તેનો જવાબ. | ૧૩ ; ૨૩-૩૦. |
| ૪. | ૬ ; ૧૯-૩૪. | દ્રવ્યલોભ વિષે. | ૧૨ ; ૧૩-૩૪. |
| ૫. | ૫ ; ૧૭-૨૪, ૨૭-૩૮ : ૬ ; ૧-૮, ૧૬-૧૮. | આ વાત કેવળ માત્થીમાંજ મળી આવે છે, અને કાપરનાહુમમાં તેના કરેલા એક બોધની નોંધ હશે ( સરખાવો મા. ૭ ; ૨૮, ૨૯. માર્ક ૧ ; ૨૨. લુક ૪ ; ૩૨ ) | |
| ૬. | ૫ ; ૨૫, ૨૬. | સલાહ કરવા વિષે. | ૧૨ ; ૫૮, ૫૯. |

(૧) ધન્યતાનાં વચનો. ૫ ; ૧-૧૨.

ત્યારે ઘણા લોકને જોઇને તે પહાડ પર ચઢી ગયો ; ને તેના બેઠા પછી તેના શિષ્યો તેની પાસે આવ્યા. ²અને તેણે પોતાનું મોં ઉઘાડીને તેઓને ઉપદેશ કરતાં કહ્યું, કે

³આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે ; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે.

⁴જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે ; કેમકે તેઓ દિલાસો પામશે.

⁵જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે ; કેમકે તેઓ પૃથ્વીનું વતન પામશે.

⁶જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને ધન્ય છે ; કેમકે તેઓ ધરાશે.

⁷દયાળુઓને ધન્ય છે ; કેમકે તેઓ દયા પામશે.

⁸મનમાં જેઓ શુદ્ધ તેઓને ધન્ય છે ; કેમકે તેઓ દેવને જોશે.

⁹સલાહ કરાવનારાઓને ધન્ય છે ; કેમકે તેઓ દેવના દીકરા કહેવાશે.

[10] ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી કરાઇ છે તેઓને ધન્ય
છે; કેમકે આકાશનું રાજ્ય તેઓનું છે. [11] જયારે લોક તમારી નિંદા
કરશે, ને પૂઠે લાગશે, ને મારે લીધે તમારી વિરૂદ્ધ તરેહ તરેહની
જુઠી વાત અસત્યતાથી કહેશે, ત્યારે તમને ધન્ય છે. [12] તમે આનંદ
કરો તથા ઘણા હરખાઓ; કેમકે આકાશમાં તમારો બદલો મોટો છે;
કેમકે તમારી અગાઉના પ્રબોધકોની પૂઠે તેઓ એમજ લાગ્યા હતા.

કાપરનાહુમની પાછળ એક ડુંગર છે, ત્યાં જઇને આપણા પ્રભુએ આ વખતે પોતાના બાર શિષ્યોને દીક્ષા આપી. એ પ્રસંગે તેણે યહુદી શિક્ષકોની રીત પ્રમાણે બેઠાં બેઠાં તેઓને શિક્ષણ આપ્યું (લુક ૪ : ૨૦), અને જે ઉત્તમ સેવાને અર્થે તેઓને તેડું આપવામાં આવ્યું હતું, તેને અંગે તેઓ જે જે આશીર્વાદો તેમજ જે જે મુશ્કેલીઓ અનુભવવાના હતા તે સંબંધી તે તેઓને બોધ આપે છે.

"ધન્ય છે." જે મૂળ રૂઢીનો એવો તરજુમો કરવામાં આવે છે, તે તો એક કેવળપ્રયોગી અવ્યય છે. પહેલાં બાર વાક્યો ઉદ્‌ગારરૂપ છે, એટલે "જેઓ ......તેઓ......" કેટલા સુભાગ્ય છે! અથવા તેઓની ધન્યતા કેટલી બધી છે! એવો તેમનો અર્થ આપણે સમજવો જોઇએ.

આ મહા વાક્યો ઉચ્ચારતાં ઇસુ અમુક વર્ગનાં માણસોને બદલો આપવાનું વચન આપે છે એમ તો નહિ, પણ તેઓના સંબંધમાં તે વાસ્તવિક રીતે સત્ય કહી દેખાડે છે. તે સત્ય હાલમાં તેઓના અનુભવમાં આવતું હોય, અગર ભવિષ્યમાં તેનો તેમને અનુભવ થનાર હોય, તોપણ ઇસુ જે થનાર અંત અગાઉથી જાણે છે તે એ પણ જાણે છે, કે અમુક લક્ષણવાળા ચારિત્ર્ય અગર વર્તનનું છેવટનું કેવું પરિણામ આવશે. તેથી આ વાક્યોમાં વર્ણવેલા જુદા જુદા વર્ગનાં માણસોને ધન્યવાદ ઘટે છે, એવું તે ખાતરીથી કહી શકે છે, ને તેમ થવાનાં કારણો પણ તે પોતે દર્શાવી શકે છે.

"રાંક, શોક કરનાર તથા નમ્ર" એ શબ્દોથી, એ પ્રજાકીય દબાણના સમયમાં, ચાલતી રૂઢીએ પુરાતન વચનોને વળગી રહીને જેઓ ઇસ્રાએલના દિલાસાની વાટ વિશ્વાસુપણે જોતાં હોય, તેવાં માણસોનું વર્ણન કરેલું છે. પરંતુ પોતાની હમેશની રીત પ્રમાણે લોકોથી વપરાતાં શબ્દો તથા રૂઢીઓના જુના અર્થમાં તે પોતાનો નવો અર્થ ઉમેરે છે.

(૧) "આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે."

લુક ૬ ; ૨૦માં 'દરિદ્રી' શબ્દ છે; ને ઉપર બતાવેલા ખુલાસા પ્રમાણે તેજ શબ્દ એક વપરાતો શબ્દ હોવાને કારણે આપણા પ્રભુએ તે વાપર્યો હશે.

જુના કરારનો અભ્યાસ કરવાથી આપણને માલમ પડે છે, કે જ્યાં સુધી હેબ્રી લોકો પોતાના ગુજરાનને માટે ઢોરઢાંક ઉછેરવા પર તથા ખેતીવાડીના ધંધા પર આધાર રાખતા હતાં, ત્યાં સુધી તેઓમાં ખાસ દરિદ્રતા જણાતી નહોતી. કોઇ કોઇ વાર વરસાદ ન આવવાથી અગર લડાઇ કે મરકી ચાલવાથી નુકસાન તો થાય, તો પણ એવો કોઇ વર્ગ નહોતો કે જેની હમેશની સ્થિતિ દરિદ્રતાવાળી હોય. જમીનની કુટુંબ પ્રમાણેની પુરાતન વહેંચણી જ્યાં સુધી કાયમ રહી, ત્યાં સુધી તેઓની સ્થિતિ એવીજ હતી. નિયમશાસ્ત્રના સૌથી જુના વિભાગમાં, એટલે દશ હુકમોમાં ( નિર્ગ. ૨૦ ; ૧-૧૭ ), અને જે 'કરારનું પુસ્તક' (નિર્ગ. ૨૦ ; ૧૩—૨૩ ; ૩૩) કહેવાય છે તેમાં, દરિદ્રતાના સંબંધમાં જે વાતો આવે છે, તે પરથી આપણને એમ લાગતું નથી, કે તે જમાનામાં દરિદ્રીઓ ઘણા હોય. પણ રાજાઓના સમયના છેલ્લા ભાગમાં શહેરો વધવાથી, વેપાર વધવાથી અને વેપારને અંગે અમુક વર્ગના માણસોના હાથમાં ઘણો પૈસો આવવાથી લોભી તથા નિર્દય શ્રીમંતોનો એક જુદો વર્ગ ઉપસ્થિત થયો, કે જે વર્ગના અપરાધીઓનો તિરસ્કાર પ્રબોધકો વારંવાર કરે છે (યશા. ૧ ; ૨૩. આમો. ૪ ; ૧ : ૬ ; ૧. મીખ. ૨ ; ૧ ). વળી તે સમયમાં દરિદ્રતા કેટલે સુધી વધી ગઇ હતી, તે ઇ. સ. પૂર્વે સાતમા સૈકામાં ઘડેલા નિયમો ઉપરથી આપણને માલમ પડે છે ( પુન. ૧૦ ; ૧૭-૧૯ : ૧૪ ; ૨૮, ૨૯ : ૧૫ ; ૧-૨૩ : ૨૩ ; ૧૯, ૨૦ : ૨૪ ; ૧૦, ૨૧ : ૨૬ ; ૧૨-૧૫ ) ; ખાસ કરીને પુન. ૧૫ ; ૧૧માં એમ લખેલું છે, કે "દેશમાંથી કદી દરિદ્રીઓ ખુટશે નહિ."

યહુદીઓ બંદીવાસમાંથી પાછા આવ્યા, ત્યાર પછી પાલેસ્તાઇનમાં લાંબા વખત સુધી દરિદ્રતા ઘણી રહેલી હતી. એક વખતે તીડોના દળે આવીને આખો દેશ ઉજ્જડ કરી નાખ્યો હતો, તે વિષેનું ભયંકર ચિત્ર યોએલના પુસ્તકમાં આલેખવામાં આવ્યું છે ; વળી ઇરાની સત્તાનાં છેલ્લાં વરસોમાં તેમજ પાલેસ્તાઇન દેશ કબજે લેવા સારૂ સૅલ્યુકિદો તથા પ્ટાલેમીઓની વચ્ચે જે યુદ્ધ ચાલ્યું, તે દરમિયાન દેશની સ્થિતિ વિશેષ દયામણી થઇ ગઇ હતી.

બંદીવાસમાં જે યહુદીઓ ગયા હતા, તેઓમાંના ઘણાખરા દ્રવ્ય કમાઇને દ્રવ્યવાન થઇ ગયા હતા ; અને કોરેશે તેઓને પાછા જવાની પરવાનગી આપી, ત્યારે તેઓએ બાબેલમાં રહેવાનું પસંદ કર્યું. જેઓ પાલેસ્તાઇનમાં પાછા ગયા, તેઓ ઘણું કરીને દરિદ્રી માણસો હતા ; પણ પોતાના દ્રવ્યવાન દેશી ભાઇઓ કરતાં તેઓમાં વધારે આસ્થા તથા દેશભક્તિ હતી તે કારણને લીધે, તેમજ તે જમાનાના શ્રીમંત લોકો ઘણું કરીને જુલમી હતા તે કારણને લીધે પણ, ગીતશાસ્ત્રની અંદર "દરિદ્રી" શબ્દ આર્થિક નહિ પણ ધાર્મિક અર્થમાં વાપરવામાં આવે છે, અને સુવાર્તામાં પણ એજ અર્થમાં તે શબ્દ વપરાએલો જણાય છે.

માત્થી જે શબ્દો વાપરે છે તે ઇસુનો કહેવાનો અર્થ સ્પષ્ટ રીતે સમજાવવા માટે ઇરાદાપૂર્વક વાપરે છે. તેનું પુસ્તક વાંચનાર યહુદીઓને ગેરસમજ ન થાય, માટે તેમ કરવાની તેને જરૂર હતી, કેમકે તે દહાડાઓમાં ઘણા યહુદીઓ સંન્યાસ તરફ વલણ રાખતા હતા, ને વિશેષે કરીને તેઓમાં 'એસ્સીને' નામનો એક પંથ હતો, કે જેના ઉપાસકો દરિદ્રતામાં ખાસ પુણ્ય સમજતા હતા.

લુક ૬; ૨૦માં "દરિદ્રી" શબ્દથી આર્થિક દરિદ્રતા દેખાડવામાં આવતી નથી. જોકે ગુજરાતીમાં તેનો યથાર્થ તરજુમો કરવો મુશ્કેલ છે, તોપણ માત્થીના શબ્દોથી ખ્રીસ્તનો ખરો અર્થ સૂચવવામાં આવે છે. દ્રવ્ય તરફ વલણ નહિ રાખવું અથવા તે પર ભાવ નહિ રાખવો, એ ગુણ ઉપર આપણો પ્રભુ ભાર મૂકે છે. જો આપણે માટે ઇશ્વર દરિદ્રતા નિર્માણ કરે, અને તે સ્થિતિ આપણે કચકચ કર્યા વગર નમ્રતાથી તથા વિશ્વાસુપણાથી સ્વીકારીએ, તો તેથી આપણને આશીર્વાદ મળે ખરો; પણ દરિદ્રતાની સ્થિતિમાં ખાસ પુણ્ય સમાએલું છે, એમ સમજવું ભૂલભરેલું છે. આપણી પાસે દ્રવ્ય છે કે નહિ તે સવાલ નથી; પણ દ્રવ્ય પ્રત્યે આપણે કેવું મન રાખીએ છીએ તેમાં પુણ્ય કે પાપ સમાએલું છે. આથી માલમ પડે છે, કે માણસની પાસે પુષ્કળ દ્રવ્ય હોય, તોપણ 'દરિદ્રી'નો જે આશીર્વાદ છે તે તેને મળી શકે, તેમજ દ્રવ્યહીન માણસ તે આશીર્વાદ ખોઇ નાખે એ પણ બનવા જોગ છે.

(૨) "જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે."

ઇસ્રાએલી પ્રજા પર પડેલી આફતને લીધે જેઓ શોક કરે છે, એટલે "મારા લોકની દીકરીના કતલ થએલાઓને સારૂ રાતદહાડો રૂદન કરવા માટે મારૂં માથું પાણી હોત, ને મારી આંખો આંસુનો ઝરો હોત, તો કેવું સારૂં!" (યિર્મે. ૯; ૧), એવો વિલાપ કરનારાઓ આપણા પ્રભુના ખ્યાલમાં છે. પુરાતન જમાનામાં એવું એક ભવિષ્યવચન કહેવામાં આવ્યું હતું, કે મસીહ આવશે ત્યારે સિયોનમાં જેઓ વિલાપ કરે છે, તેઓને તે દિલાસો આપશે (યશા. ૬૧; ૧-૩). આ પ્રસંગે તેમજ નાઝારેથના સભાસ્થાનમાં પ્રભુએ ઉપદેશ કર્યો ત્યારે પણ એ પુરાતન વચન પૂરૂં થયું છે, એવું તે જાહેર કરે છે (લુક ૪; ૧૭-૨૧).

પ્રબોધકો પોતાને થતા દુ:ખને લીધે નહિ પણ ઇસ્રાએલને થતી વિપત્તિને લીધે શોક કરતા હતા, અને ઇસ્રાએલનુંજ તારણ પ્રાપ્ત થાય એમાં તેઓનો દિલાસો સમાએલો હતો. તો મસીહના આવવાથી તથા આકાશનું રાજ્ય સ્થાપન થવાથી તેઓને સ્વપ્ને પણ ખ્યાલ થયો ન હોય, એવી અજાયબ જેવી રીતે તે તારણ પ્રાપ્ત કરવાનો સમય પાસે આવેલો છે.

દુ:ખનો અનુભવ થયા વિના દિલાસો પ્રાપ્ત કરવાનો અનુભવ થઇ શકે નહિ. ઘણાખરાને શોકનો અનુભવ થયા વગર રહેતો નથી. જોકે તેનો ખુલાસો આપણાથી થઇ શકતો નથી, તોપણ દુ:ખદ્વારા ઘણાઓને ઇશ્વરના પ્રેમનું પ્રકટીકરણ થાય છે, તે તો સત્ય છે. જેઓએ દુ:ખનો અનુભવ કર્યો ન હોય, તેઓથી એવા પ્રકટીકરણદ્વારા ઉપજતા આનંદની કદર બુઝી શકાય નહિ. વળી જો આપણને કદી દુ:ખનો અનુભવ થયો ન હોય તો તે દુ:ખ વિનાના સુખ કરતાં દુ:ખની વેળાએ પ્રાપ્ત થએલા દિલાસામાં વધારે ધન્યતા સમાયલી છે. કેમકે દિલાસાસૂચક અમુક શબ્દો વાપરવામાં ઐશ્વરી દિલાસો સમાયલો છે એમ તો નહિ; પણ જેણે પંડે દુ:ખનો સંપૂર્ણ અનુભવ કર્યો હોય, તેવાની સંપૂર્ણ સહલાગણીમાં ખરો દિલાસો રહેલો છે. દુ:ખ મર્મથી ભરેલું હોય છે ખરૂં, પરંતુ આપણા દુ:ખમાં ઇશ્વર સહભાગી છે, અને તે મર્મની ચાવી તેની પાસેજ છે, એવું આપણે ખાતરીપૂર્વક માનવું જોઇએ.

(૩) "જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે."

એમ પુરાતન કાળમાં પણ લખવામાં આવ્યું હતું. "નમ્ર લોકો દેશનું વતન પામશે, અને પુષ્કળ શાંતિમાં તેઓ આનંદ કરશે" (ગીત. ૩૭; ૧૧). એ ગીતમાં 'ભુંડું કરનારાઓની આબાદી અને ન્યાયીઓનાં દુ:ખ' એ વિષયની ચર્ચા કરવામાં આવેલી છે. ભુંડું કરનારાઓ આબાદી પામે છે, ને ન્યાયીઓને કષ્ટ સહન કરવું પડે છે, એવું ઉપર ઉપરથી દેખાય છે. પરંતુ જો કે અલ્પકાળને માટે પૃથ્વી પર જબરદસ્તી જયવંત દેખાય, તોપણ છેવટે તેનો નાશ પોતાથી થાય છે, એવું ઇતિહાસના હરેક પૃષ્ઠ પર સ્પષ્ટ લખેલું છે. થોડી મુદત સુધી જબરદસ્તી પૃથ્વીને ઉજ્જડ કરી નાખે ખરી, પણ વારસા તરીકે તે તેને કદી પ્રાપ્ત કરી શકે નહિ, એવું જુદી જુદી પ્રજાઓના ઐતિહાસિક દાખલાઓ પરથી જણાઇ આવે છે. છેવટનો જય તો નમ્રતાનોજ હોય છે.

શાસ્ત્રમાં ઇસુ ખ્રીસ્ત સિવાય નમ્રતાનો બીજો કોઇ દાખલો જો આપણે શોધીએ તો બધા કરતાં મુસાનો દાખલો અત્યુત્તમ છે. તેના વિષે લખેલું છે, કે "મુસા પૃથ્વીની પીઠ પરના સર્વ માણસ કરતાં નમ્ર હતો" (ગણ. ૧૨; ૩). હવે નમ્રતા તે તો નબળાઇ નથી, તેમજ તે નાહિમ્મતપણું પણ નથી. મુસા નબળો નહોતો તેમજ તે નાહિમ્મત પણ નહોતો. ઇસ્રાએલના શૂરવીરોમાં તે સહુ કરતાં મોટો ને બહાદુર હતો; તેની આગળ યહોશુઆ, ગિદઓન, શામશૂન અને દાઉદનાં કૃત્યો પણ નહિ જેવાં હતાં. તો તેની મોટાઇ શામાં રહેલી હતી? એ સવાલનો જવાબ આપતાં તેનાં ખાસ બે લક્ષણો ઉપર આપણને ધ્યાન દેવાની જરૂર પડે છે:—

૧. તેનામાં બીલકુલ અહંપદ નહોતું. ઇશ્વરના હાથમાં હું કેવળ સાધનરૂપ છું, એમ પોતા વિષે તે સમજતો હતો, અને પોતાને ગમે તે થાય, એ વિષે તેને કંઇ પણ ચિંતા નહોતી (નિર્ગ. ૩૨ ; ૩૧, ૩૨).

૨. ઉપર વર્ણવેલું લક્ષણ તેનામાં હતું, તે કારણથી જ્યારે જ્યારે ઇસ્રાએલી લોકો આડાઇ કરતા માલમ પડે ત્યારે ત્યારે તેઓ મારૂં અપમાન કરે છે એમ તો નહિ પણ ઇશ્વરનું અપમાન કરે છે એવું તે સમજતો હતો, અને તેઓ વિષે તે બહુ ધીરજ રાખતો હતો. નિઃસ્વાર્થ, ધીરજ, તથા દયા તેજ નમ્રતાનાં તત્વો છે, અને તેજ તત્વો પૃથક્‌પૃથક્ માણસોને તેમજ સમસ્ત પ્રજાઓને ઉચી પાયરીએ ચઢાવે છે. પૃથ્વી કબજે કરી લેવી તે એક વાત છે, અને તેને વારસા તરીકે મેળવવી તે બીજી વાત છે. દુનિયા પર એવા ઘણા માણસો છે, કે જેઓ ઘણી સામગ્રીના માલિક છે, છતાંએ તેમાં તેઓને કશો આનંદ થતો નથી. એઝાક વોલ્ટન લખે છે, કે "હું એક માણસને ઓળખતો હતો, તે તંદુરસ્ત તથા દ્રવ્યવાન હતો તેમજ ઘણાં ઘરોનો માલિક હતો. તે સર્વ ઘરો સુંદર તથા સારા સરસામાનથી શણગારેલાં હતાં. એ માણસને વારંવાર પોતાનું કુટુંબ સાથે લઇને એક ઘરે મૂકીને બીજા ઘરમાં રહેવાની ટેવ હતી. એક મિત્રે તેને પૂછ્યું, કે 'તમે આ પ્રમાણે વારંવાર ઘર બદલ્યા કરો છો, તેનું શું કારણ છે'? ત્યારે તેણે જવાબ આપ્યો, કે 'એ માટે કે જો બની શકે તો તેઓમાંના કોઇ પણ ઘરમાં મને સંતોષ વળે.' તેનો એવો સ્વભાવ જાણીને તેના મિત્રે તેને કહ્યું, કે 'જો તમારાં ઘરોમાંના એક પણ ઘરમાં તમારે સંતોષ પ્રાપ્ત કરવો હોય, તો તમારે અહંપદ મૂકી દેવું જોઇએ; કારણ કે નમ્ર તથા શાંત આત્મા સિવાય અન્ય કોઇ પણ આત્મામાં સંતોષ કદી વાસો કરી શકતો નથી.'"

(૪) "જેઓને ભૂખ તથા તરસ લાગે છે"

આપણો પ્રભુ એટલુંજ બોલ્યો હોય, એવું લુકની સુવાર્તા પરથી જણાય છે (લુક ૬ ; ૨૧). પરંતુ અહીં આગળ પોતાના જમાનામાં સંન્યાસવૃત્તિની ચાલતી ચળવળ તરફ જોતાં માત્થી સુવાર્તિકે ઇરાદાપૂર્વક "ન્યાયીપણાની" શબ્દ ઉમેર્યો છે. આત્માને જે ભૂખ તથા તરસ લાગે છે, એજ વાત ઇસુ સૂચવવા માગે છે. દરેક માણસને આ પ્રકારની ભૂખ તથા તરસ લાગે છે. આથી માનવજાત તથા પશુઓમાં જે તફાવત રહેલો છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે. સભાશિક્ષકના પુસ્તકમાં આપણે વાંચીએ છીએ, કે માનવજાત પોતાની ભૂખ તથા તરસ મટાડવા જગતની જુદી જુદી વસ્તુઓનો સંગ્રહ કરે છે, છતાં તેઓમાંના કોઇથી તેની તૃપ્તિ થઇ નથી, અને એવી શોધ કર્યા પછી તેને કબુલ કરવું પડે છે કે, "વ્યર્થતાની વ્યર્થતા, સઘળું વ્યર્થ છે."

જે સંતોષ પામવાની આશા આત્મા રાખે છે, તે શામાં રહેલો છે? સંત ઑગસ્ટિન લખે છે, કે "હે ઇશ્વર, તેં અમોને તારે પોતાને સારૂ પેદા કર્યાં છે, ને અમારૂં હૃદય તારામાં વિસામો નહિ પામે, ત્યાં સુધી તે બેચેનીમાં ને બેચેની માંજ રહ્યાં કરે છે." જે સારામાં સારાં વાનાં જગત તરફથી આપણને પ્રાપ્ત થાય છે, તેનાથી આપણો આત્મા સંતોષ પામતો નથી; તેનું કારણ એ છે કે આપણે ઇશ્વરની પ્રતિમા પ્રમાણે સૃજાએલાં છીએ, તો પછી દુનિયાઇ વાનાંથી આપણો આત્મા શી રીતે તૃપ્ત થઇ શકે? પુરાતન જમાનાનો એક બુદ્ધિવંત રાબ્બી લખે છે, કે "આ વાતને એક સાધારણ માણસની ઉપમા આપી શકાય, કે જે એક રાજવંશી કુંવરીને પરણ્યો હતો. પૃથ્વી પરની સહુથી સ્વાદિષ્ટ વાનીઓ તે તેની સ્ત્રીને ખવડાવતો, અને મોજમઝાનાં સઘળાં સાધનો તે તેને મેળવી આપતો, તોપણ તે કદી સંતુષ્ટ થતી નહોતી. તેનું શું કારણ? કારણ એજ છે, કે તે રાજવંશી કન્યા હતી." એવીજ રીતે માણસ પોતાના આત્માને સારૂ ગમે તેટલું કરે, તોપણ તેની ગરજ તેનાથી કદી પૂરી પાડી શકાયજ નહિ; કારણ કે માણસનો આત્મા ઉપરથી આવેલો છે, તેથી કેવળ ઇશ્વરના ન્યાયીપણા સિવાય બીજા કોઇથી તે તૃપ્ત થઇ શકે નહિ. આપણા પ્રેમી આકાશી બાપની ઇચ્છા શી છે, તે જાણવાની ઇચ્છા આપણે રાખીએ, અને જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તેની ઇચ્છા પૂરી થાય, એવી પ્રાર્થના આપણે નિત્ય આદરભાવથી કરતાં રહીએ, તેમજ તે પ્રમાણે આપણાં જીવન ગાળવાને યત્ન કરતાં રહીએ, તોજ આપણા આત્માને ખરો સંતોષ મળે.

(૫) "દયાળુઓને ધન્ય છે"

અહીં જે વચન આપવામાં આવે છે, તે ઇશ્વરની દયાનું નહિ, પણ માણસની દયાનું વચન છે. ઇસુના ચેલાઓને જે કામ આરંભવાનું છે, તે કામને લગતી શિખામણ આ છે. તે વિષે ઇસુ તેઓને કહે છે, કે તમારા હાથમાં આ કામ સફળ થાય, એવી જો તમારી મરજી હોય તો તમે સઘળાં માણસો પ્રત્યે દયાળુ મન રાખો. દયા તે દયાજ પેદા કરે છે, અને પ્રેમ તે પ્રેમજ પેદા કરે છે.

જુના કરારમાંથી જે વિચારો વારસા તરીકે નવા કરારમાં ઉતારી આવેલા હતા, તેમાંનો એક વિચાર તે દયાનો વિચાર છે. આપણો પ્રભુ કહે છે, કે "યજ્ઞ કરતાં હું દયા ચાહું છું, તેનો શો અર્થ છે, તે જઇને શીખો" (માત્થી ૯; ૧૩). દયાનો વિચાર આપણા પ્રભુને ખાસ કરીને વહાલો લાગતો હતો, એવું એવાં વાક્યો પરથી જણાઇ આવે છે. હવે તે શબ્દનો ખરો અર્થ સમજવા માટે હેબ્રી ભાષામાંનો મૂળ શબ્દ આપણે ધ્યાનમાં લેવો જોઇએ. બીજાં માણસોની કદર બુઝવી, તેઓ પ્રત્યે સહલાગણી ધરાવવી અને તેઓની દૃષ્ટિથી જોવું, એવા એવા

વિચારો તે શબ્દથી સૂચવવામાં આવે છે. મોટાંએ નાનાં પ્રત્યે કેવું મન રાખવું, તેમજ નાનાંએ મોટાં પ્રત્યે કેવું મન રાખવું, અથવા સરખેસરખાંએ એકબીજા પ્રત્યે કેવું મન રાખવું, તે બધું એ શબ્દથી સૂચવવામાં આવે છે.

(૬) "મનમાં જેઓ શુદ્ધ તેઓને ધન્ય છે"

આંખમાં જેટલી જોવાની શક્તિ હોય તેટલુંજ તે જોઇ શકે છે. બહારની દુનિયા ઈંદ્રિયો વડે જાણી શકાય છે. જોન બન્યનના "શુદ્ધપ્રયુદ્ધ" નામક પુસ્તકમાં એવી વાત આવે છે, કે આત્માપુર શહેરને પાંચ દરવાજા છે: કર્ણદ્વાર, અક્ષિદ્વાર, મુખદ્વાર, નાસિકાદ્વાર અને સ્પર્શદ્વાર. બંધ થએલા દરવાજે થઇને માંહે કશું પ્રવેશ પામી શકતું નથી. આ પાંચ દરવાજામાંથી એક દરવાજો બંધ થાય તો બહારની દુનિયા સંબંધી આપણે તેટલા પ્રમાણમાં અપૂર્ણ જ્ઞાન મેળવી શકીએ. પરંતુ ઇશ્વર કેવળ આત્મિક રીતે જાણી શકાય છે, અને તેની તથા આપણી વચમાં જે દરવાજો એટલે આપણું હૃદય કે આત્મા છે, એ જો મલીન હોય, અશુદ્ધ હોય, તો ઇશ્વર સંબંધી આપણે કેવળ અપૂર્ણ જ્ઞાન મેળવી શકીએ છીએ.

ત્યારે શુદ્ધ હૃદય એટલે શું ? શુદ્ધ હૃદયનો વિચાર તે જુના કરારમાંનો એક વિચાર છે (ગીત. ૨૪ ; ૪ : ૫૧ ; ૧૦ : ૭૩ ; ૧). જુના કરારમાં બે પ્રકારનાં હૃદય બતાવવામાં આવ્યાં છે : (૧) જુનું હૃદય, (૨) નવું હૃદય. માણસના જુના હૃદયની અંદર દ્રવ્યનો લોભ, ચિંતા અગર વિષયોને લીધે અંધકાર ભરાઇ રહેલો છે. એજ જુનું હૃદય જ્યારે નવું થાય છે, ત્યારે તે આકાશી કૃપા તથા ઇશ્વરની શાંતિથી ભરપૂર થાય છે. "દુષ્ટો તોફાની સમુદ્રના જેવા છે ; કેમકે તે શાંત રહી શકતો નથી, ને તેનાં પાણી કીચડ તથા કાદવથી ડોળાં થાય છે" (યશા. ૫૭ ; ૨૦). આ વાક્યમાં માણસનો મૂળ સ્વભાવ જણાય છે. પણ ઇશ્વર તોફાનને શાંત કરે છે, જેથી તેનાં મોજાં ઉછળતાં બંધ થઇ જાય છે (ગીત. ૧૦૭ ; ૨૯). સમુદ્રનાં મોજાંઓ શાંત થાય છે, ત્યારે તેમાં તારાઓનું પ્રતિબિંબ જોવામાં આવે છે. પાઉલ લખે છે, કે "આપણે સર્વે ઉઘાડે મુખે જાણે કે આરસીમાં પ્રભુનો મહિમા નિહાળીને પ્રભુના આત્માથી અધિકાધિક મહિમા ધારણ કરતાં તેજ રૂપમાં રૂપાંતર પામીએ છીએ" (૨ કર. ૩ ; ૧૮). માણસનું જુનું હૃદય શેતાનના કબજામાં હોવાથી તે તોફાની સમુદ્ર જેવું છે, જેથી ઇશ્વરના મહિમાનું પ્રતિબિંબ તેમાં પડી શકતું નથી. ઇશ્વરે આપણને પોતાની પ્રતિમા પ્રમાણે બનાવ્યાં હતાં ખરાં, પણ અસલની સ્થિતિમાં તેના મહિમાનું પ્રતિબિંબ પાડવાની જે શક્તિ હતી તે આપણે ખોઇ નાખી છે ; છતાં પવિત્ર આત્માથી આપણું હૃદય શુદ્ધ થાય છે, ત્યારે ફરીથી તેના મહિમાનું પ્રતિબિંબ

પાડવાની શક્તિ આપણને પાછી મળે છે; અને તેજ અસલ રૂપમાં આપણે રૂપાંતર પામીએ છીએ. ઇશ્વર પ્રેમ છે અને પ્રેમમાં જે રહે છે, તે ઇશ્વરમાં રહે છે અને ઇશ્વર તેનામાં રહે છે. જે શુદ્ધ હૃદય છે તે પ્રેમી હૃદય પણ હોય છે, અને શુદ્ધ તથા પ્રેમી હૃદય તેજ ઇશ્વરની પ્રતિમા પ્રગટ કરે છે.

ટોમસ એ કેમ્પિસ લખે છે, કે "જો તારૂં હૃદય જોઇએ તેવું હોય તો હરેક પ્રાણી, જીવનની એક આરસીરૂપ તથા પવિત્ર શિક્ષણના પુસ્તકરૂપ જણાય. કોઇ પણ પ્રાણી એવો નાનો કે નકામો નથી, કે તેનાથી ઇશ્વરની ભલાઇ પ્રગટ ન થાય. જો તું માંહેથી ભલો અને શુદ્ધ હોય તો વિના અટકાવ તું બધું સારી રીતે જોઇ શકે, અને સમજી શકે." દૈહિક આંખ ગમે તેટલી તેજવાળી હોય, તો પણ તે ઇશ્વરને જોઇ શકતી નથી. ઇશ્વરને જોનાર તો હૃદયજ છે. લાલાંડ નામના એક પ્રખ્યાત ખગોળવેત્તાએ કહ્યું છે, કે "મારા દૂરબીનથી મેં આકાશો તપાસી જોયાં છે, પરંતુ કોઇ પણ જગાએ ઇશ્વર મારા જોવામાં આવ્યો નથી." ઇશ્વર આત્મા છે, તેથી તેને જોવાની જે શક્તિ જોઇએ તે પણ આત્મિક છે. આત્માની બારી શુદ્ધ વિચાર વડે જો નિર્મળ રાખવામાં આવે, તોજ ઇશ્વરનું દર્શન થઇ શકે છે.

(૭) "સલાહ કરાવનારાઓને ધન્ય છે"

એવી શિખામણ આપવાની અગત્ય હમેશાં છે ખરી, તોપણ તે જમાનામાં તો વિશેષ હતી. કેમકે લોકો એવી આશા રાખતા હતા, કે મસીહ જબરદસ્તીથી પોતાનું રાજ્ય સ્થાપન કરશે. પણ ખ્રીસ્ત એવું જણાવે છે, કે મારૂં રાજ્ય તો શાંતિનું રાજ્ય છે. ખ્રીસ્તની સુવાર્તા તે શાંતિની સુવાર્તા હતી, અને તેમાં અખીલ માનવજાતના બાપ તરીકે ઇશ્વર પ્રગટ થયો હતો. પણ ઇશ્વર અખીલ માનવજાતનો બાપ હોય, તો સર્વ માણસો ભાઇઓ છે. તેથી આપણે સઘળાં માણસોની સાથે શાંતિને ધોરણે ચાલીએ, તોજ શાંતિના ઇશ્વરની સાથે આપણે પુત્રનો સંબંધ રાખી શકીએ.

(૮) "ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી કરાઇ છે, તેઓને ધન્ય છે."

તેમને તો ધન્યતાનો અનુભવ તાત્કાળિક થતો નથી. "કોઇ પણ શિક્ષા હાલ તરત આનંદકારક લાગતી નથી, પણ ખેદકારક લાગે છે; પણ પાછળથી તો તે કસાએલાઓને ન્યાયીપણાનાં શાંતિદાયક ફળ આપે છે" (હેબ્રી. ૧૨ ; ૧૧). આ ધન્યતાના વચનમાં ત્રણ વાતો સમાએલી છે :—

૧. દરિદ્રીઓની માફક આકાશનું રાજ્ય તેઓનું છે. તેઓનાં સહન કરેલાં દુઃખો નકામાં જતાં નથી. તર્તલીઅન લખે છે, કે "ધર્મને

અર્થે પ્રાણ આપનારનું લોહી તે મંડળીનું બી છે." ઇ. સ. ૧૫૫૩મી સાલે ઇગ્લાંડના લાટીમર તથા રીડ્લેને બાળી મૂકવામાં આવ્યા. તે વખતે સિપાઇ લોકો તેઓની નીચે લાકડાં ગોઠવતા હતા, એટલામાં લાટીમર રીડ્લેને કહે છે, કે 'હિંમત રાખો, આજે ઇગ્લાંડમાં ઇશ્વરની કૃપાથી આપણે એવો દીવો સળગાવીશું, કે જે મારા ધારવા પ્રમાણે કદી હોલવાશે નહિ.'

૨. ઇશ્વરના સંતોને તેની સેવા કરવામાં જે દુ:ખો વેઠવાં પડે છે, તે જોકે મોટાં અને ભારે હોય, તો પણ પૃથ્વી પર પોતાનું રાજ્ય સ્થાપવા માટે આપણો પ્રેમી આકાશી પિતા તે દુ:ખોનો ઉપયોગ કરે છે. પોતાના રાજ્યમાં સાથી કામદાર તરીકે ઇશ્વરે આપણને સાથે રાખ્યાં છે; અને તે રાજ્યની વૃદ્ધિ થવામાં આપણને બદલો મળે છે. "તમારો બદલો મોટો છે," એવું આપણો પ્રભુ કહે છે; અને ગમે તેવાં દુ:ખો વેઠીને પણ જો આપણે આકાશના રાજ્યની સ્થાપનામાં ભાગીદાર થયા, તો તેના કરતાં બીજો મોટો બદલો શો હોય? સતાવણીનાં દુ:ખોથી આકાશનું રાજ્ય હાલમાં વૃદ્ધિ પામે છે, તે આપણે વિશ્વાસથી જાણીએ છીએ; પણ આપણે આકાશમાં જઇશું ત્યારે, આકાશની દૃષ્ટિથી જોતાં, આકાશના રાજ્યની વૃદ્ધિમાં ભાગ લેતાં, આપણે ભાગ્યશાળી થયાં છીએ, એવી ખાતરી થવાથી આપણને મોટો આનંદ થશે.

૩. ઇશ્વરના સેવકો સતાવણી વેઠીને ગતકાળમાં જે માર્ગે ચાલ્યા, તેજ માર્ગે ચાલવાથી તેઓની સંગત આપણે પામીએ છીએ; તે સંગતમાં પણ ખરો આનંદ છે. પરંતુ આપણો પ્રભુ કેટલી કાળજીથી આ ધન્યતાની હદ કહી દેખાડે છે, તે આપણે ખ્યાલમાં લેવાની જરૂર છે. આપણે જોઇએ છીએ કે, અહીં આગળ ખ્રીસ્ત બે શરત મૂકે છે:—

૧. "અસત્યતાથી કહેશે." પ્રભુ એવું દેખાડે છે કે, આપણા પોતામાં દોષ હોવો જોઇએ નહિ.

૨. "મારે લીધે." ખ્રીસ્ત એવું શિખવે છે કે, તેની સેવાને અંગેજ આપણને જે દુ:ખ વેઠવું પડે છે, તેને લગતું આ વચન આપણને આપવામાં આવ્યું છે. ખ્રીસ્તને લીધે આપણે દુ:ખ વેઠીએ તો "તેનાં દુ:ખોના ભાગિયાપણાને આપણે જાણીશું" (ફિલ. ૩; ૧૦); અને તેજ ખરી ધન્યતા છે.

(૨) જગતમાં ચેલાઓનું કામ. ૫; ૧૩-૧૬.

**[13] તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ થયું હોય તો તે શાથી ખારૂં કરાશે? બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે ખુંદાવા વગર તે બીજા કંઇ કામનું નથી. [14] તમે જગતનું અજવાળું છો. પહાડ પર વસાવેલું નગર સંતાઇ રહી શકતું નથી. [15] અને દીવો કરીને તેને માપ તળે નહિ, પણ દીવી પર મુકવામાં આવે છે, ત્યારે ઘરમાંનાં બધાંને તે અજવાળું આપે છે. [16] તેમજ તમે તમારૂં અજવાળું લોકોની આગળ એવું પ્રકાશવા દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જોઇને આકાશમાંના તમારા બાપની સ્તુતિ કરે.**

આપણો પ્રભુ પોતાના ચેલાઓને પોતાના સાક્ષીઓ તથા સુવાર્તાના ઉપદેશકો તરીકે તેઓએ જગત આગળ કેવો નમુનો આપવો જોઇએ, તે વિષે, તેઓના મન પર અસર કરે, એવી સામાન્ય રીતે વપરાતી રૂઢીઓથી શિક્ષણ આપે છે:—

૧. "તમે જગતનું મીઠું છો." એ રીતે મીઠું ઉપયોગમાં આવે છે: અ. મીઠું ખોરાકને બગડી જવાથી સાચવી રાખે છે. એવીજ રીતે સંસારમાં પવિત્ર જીવન હિતકારક છે. બીજા સૈકાના એક સંતે લખ્યું છે, કે "જેવું શરીરમાં જીવન છે, તેવા જગતમાં ખ્રીસ્તીઓ છે." બ. મીઠું ખોરાકને સ્વાદિષ્ટ કરે છે. "શું ફીકી વસ્તુ મીઠા વગર ખવાય? કે શું ઇંડાંની સફેદીમાં કંઇ સ્વાદ હોય?" (અયૂબ ૬; ૬).

જેમ મીઠું ખોરાકને સ્વાદિષ્ટ કરે છે, તેમ માણસ જયારે ખરો ખ્રીસ્તી થાય છે ત્યારે તેના સ્વભાવમાં બદલાણ થાય છે, તેથી તેની સાથેના સહવાસમાં બીજાંઓને આનંદ પ્રાપ્ત થાય છે. પોતાના પ્રભુના સહવાસમાં રહેવાથી ખરો ખ્રીસ્તી માણસ પોતે આનંદ પ્રાપ્ત કરે છે એટલુંજ નહિ, પણ તેના સહવાસમાં આવવાથી બીજાંઓને પણ આનંદ થાય છે. ખ્રીસ્તી માણસ સંસારમાં રહીને બીજાંઓને આનંદ પમાડે એવો હોવો જોઇએ; અને એજ ખરા ખ્રીસ્તી જીવનનું ખાસ લક્ષણ છે.

૨. "તમે જગતનું અજવાળું છો." ત્યાર પછી આપણા પ્રભુએ એવું પણ કહ્યું, કે "હું જગતનું અજવાળું છું" (યોહાન ૮; ૧૨). તે પરથી આપણને એવું યાદ દેવડાવવામાં આવે છે, કે આપણામાં જે કંઇ અજવાળું હોય, તે આપણું પોતાનું નથી, પણ આપણે આરસીરૂપ થઇને આપણા પ્રભુના મહિમાનું પ્રતિબિંબ પાડનાર છીએ.

હવે મીઠું એવી વસ્તુ છે કે જે વગર આપણે રહી શકીએ નહિ, તેમજ અજવાળા વગર પણ આપણાથી રહેવાય તેમ નથી; તેથી આ બે વચનો કહીને

જગતમાં ખ્રીસ્તીઓનું સ્થાન કેટલું મોટું છે તથા અગત્યનું છે, એવું ખ્રીસ્ત શિખવે છે એટલું જ નહિ, પરંતુ તેની સાથે તે એવું પણ શિખવે છે, કે મીઠા તથા અજવાળાથી જે સુલક્ષણો સૂચવવામાં આવે છે તે સુલક્ષણો ખ્રીસ્તીઓમાં હોય, તોજ જગતમાં તેઓએ જે ફરજ બજાવવાની છે, તે તેઓ બજાવી શકે છે. કેમકે "જો મીઠું બેસ્વાદ થયું હોય તો તે શાથી ખારૂં કરાશે? બહાર ફેંકાવા તથા માણસોના પગ તળે છુંદાવા વગર તે બીજા કંઇ કામનું નથી." મતલબ કે જો ખ્રીસ્તી માણસનું જીવન મીઠાની પેઠે જગતમાં હિતકારક ન હોય, અને તેના સહવાસમાં આવવાથી બીજાંઓના જીવનમાં આનંદનો વધારો થતો ન હોય, તો એવા ખ્રીસ્તી માણસ વડે ખ્રીસ્તનું ચારિત્ર તથા સ્વભાવ પ્રગટ કરવામાં આવે નહિ; અને તેથી તેને જગતમાં રાખવાનો ઈશ્વરનો જે હેતુ છે, તે સાર્થક થઇ શકતો નથી. તેમજ "દીવો કરીને તેને માપ તળે નહિ, પણ દીવી પર મૂકવામાં આવે છે, ત્યારે ઘરમાંનાં બધાંને તે અજવાળું આપે છે." યહુદીઓમાં "એસ્સીને" નામનો પંથ હતો, જેના સભ્યો સંન્યાસ ધારણ કરતા હતા. તેમાંના કેટલાક સંસારત્યાગ કરીને મૃત સરોવરના પશ્ચિમ કાંઠા ઉપર પોતાના મઠમાં રહેવા ગયા હતા. તેજ પ્રમાણે ખ્રીસ્તી મંડળીમાં પણ પાછળના વખતમાં મઠવાસીઓના જુદા જુદા પંથો ઉભા થયા. આ પ્રમાણે કરવાનો તેઓનો હેતુ સારો હતો ખરો; તથાપિ તેથી તેઓનું અજવાળું જગતના જોવામાં આવે એમ નહોતું. આપણું અજવાળું જોવામાં આવે, તેટલા માટેજ તે આપણને આપવામાં આવ્યું છે; તો આપણે તે સંતાડી ન રાખીએ, પણ સંસારમાં રહીને આપણા પ્રકાશથી આપણે બીજાંઓને પણ પ્રકાશિત કરીએ, એવી આપણા આકાશી બાપની ઇચ્છા છે. આપણું જીવન જોઇએ તેવું હોય, તો સ્વાભાવિક રીતે તેના પર માણસોનું ધ્યાન ખેંચાશે, અને આપણાં સારાં કૃત્યો શાથી થાય છે, તેનો વિચાર કરીને તેઓ આપણા આકાશી બાપને મહિમા આપશે.

(૩) જુના કરાર સંબંધી આપણા પ્રભુના વિચારો. ૫; ૧૭–૨૦.

૧૭ નિયમશાસ્ત્ર અથવા પ્રબોધકોની વાતોનો નાશ કરવાને હું
આવ્યો છું, એમ ન ધારો; હું નાશ કરવા તો નહિ, પણ પૂર્ણ કરવા
આવ્યો છું. ૧૮ કેમકે હું તમને ખચીત કહું છું, કે આકાશ તથા પૃથ્વી
જતાં રહે ત્યાં સુધી સઘળાં પૂરાં થયા વગર નિયમશાસ્ત્રમાંથી એક
કાનો અથવા એક માત્રા જતી રહેશે નહિ. ૧૯ એ માટે આ સૌથી
નાની આજ્ઞાઓમાંની એક જો કોઇ તોડશે, ને માણસોને એવું કરતાં
શિખવશે, તો તે આકાશના રાજ્યમાં સૌથી નાનો કહેવાશે; પણ જે
કોઇ તે પાળશે ને શિખવશે તે આકાશના રાજ્યમાં મોટો કહેવાશે.
૨૦ કેમકે હું તમને કહું છું કે શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા

**કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો.**

આપણા પ્રભુએ કાપરનાહુમના સભાસ્થાનમાં જે પહેલું ભાષણ કર્યું હતું, તેમાંની એક વાત સુવાર્તિક અહીં આગળ દાખલ કરે છે. તે પરથી જુના નિયમશાસ્ત્ર પ્રત્યે એટલે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોની વાતો પ્રત્યે આપણા પ્રભુનું મન કેવું હતું, એ જણાઇ આવે છે. "નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોની વાતો" એ ચાલતી રૂઢી પ્રમાણે જુના કરારમાં યહોવાહે પોતાનું જે પ્રકટીકરણ કર્યું હતું, તે દેખાડવામાં આવે છે. વળી જુના નિયમશાસ્ત્ર પ્રત્યે આપણા પ્રભુનું કેવું મન હતું તે સ્પષ્ટ કરવાની તેને ખાસ અગત્ય હતી; કેમકે તે તો કેવળ સુધારક હતો એમ નહિ, પરંતુ તે મસીહ હતો, અને મસીહ તરીકે બધું નવું કરવાને માટે તે આવ્યો હતો. કોઇપણ સંસ્થાની અંદર સુધારાની ચળવળ ઉભી થાય છે, ત્યારે ઘણું કરીને જુદા જુદા બે મતના માણસો આગળ પડે છે; એટલે જે જુનું છે તે તદ્દન રદ થવું જોઇએ એવો મત રાખનારા, તેમજ જે જુનું છે તેને આંધળા થઇને વળગી રહેનારા, અને તેમાં કોઇ પણ જાતનો તફાવત થવા દેવા રાજી ના હોય, એવા માણસો. આ બન્ને પ્રકારના મતમાં જોખમ રહેલું છે, અને ખ્રીસ્ત તે બન્નેનો નકાર કરે છે. શરૂઆતથીજ આપણો પ્રભુ એવું જાહેર કરે છે, કે "હું નિયમશાસ્ત્રનો નાશ કરવા તો નહિ પણ પૂર્ણ કરવા આવ્યો છું." મૂળ ભાષામાં જે ક્રિયાપદનો તરજુમો અહીં આગળ "નાશ કરવો" થાય છે, તેજ ક્રિયાપદ અધ્ય. ૨૪; ૨ (વળી ૨૬; ૬૧: ૨૭; ૪૦. પ્રે. કૃ. ૬; ૧૪)માં રૂમી સૈન્યના હાથથી મંદિરને પાડી નાખવા વિષે વાપરવામાં આવે છે. અમુક ઇમારત પાડી નાખવાની અગર તેને પૂરી કરવાની રૂઢી આ શબ્દોમાં રહેલી છે. નિયમશાસ્ત્ર તથા પ્રબોધકની વાતોદ્વારા જુના કરારમાં યહોવાહનું જે પ્રકટીકરણ મળે છે, તે તો આપણા પ્રભુના ધ્યાનમાં એક આત્મિક ઇમારત કે મંદિરરૂપ છે. તેની બાંધણીમાં જેવી રીતે પ્રબોધકો પોતપોતાના જમાનામાં, યહોવાહથી પ્રેરણા પામીને, વધારો કરી રહ્યા હતા, તે પ્રમાણે તો નહિ, પણ તે પોતે જે કામ કરવાનો છે, તેથી ઇમારતનું કામ પૂરૂં થવાનું હતું.

જુના નિયમશાસ્ત્ર વિષે આપણો પ્રભુ કહે છે, કે "આકાશ તથા પૃથ્વી જતાં રહે ત્યાં સુધી સઘળાં પૂરાં થયા વગર નિયમશાસ્ત્રમાંથી એક કાનો અથવા એક માત્રા જતી રહેશે નહિ." મતલબ કે જુનું નિયમશાસ્ત્ર કાયમ રહેશે ખરૂં, પરંતુ તેનો ખરો અર્થ ઇસુ પોતે ખુલ્લો મૂકવાનો ઇરાદો રાખે છે. તેણે કશાનો નાશ કર્યો નહિ એ ખરૂં, છતાં તેના શિક્ષણ વડે, જુના નિયમશાસ્ત્રમાં વિસ્તાર કરીને નવો અર્થ ભરવામાં આવ્યો. તે જમાનાના લોકો મૃત્યુકારક અક્ષરના બંધનમાં રહેતા હતા, અને જીવાડનાર આત્માને પ્રગટ કરવાનું કામ ઇસુ હમણાં

કરવાનો છે. શાસ્ત્રીઓ તથા ફરોશીઓ મૃત્યુકારક અક્ષરના બંધનમાં રહેવાના દાખલારૂપ હતા ; તેથી આપણો પ્રભુ કહે છે, કે "શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો." એમ કહેવામાં પોતાનો અર્થ શો છે તે પ્રભુ હવે કેટલાએક દાખલા આપીને સમજાવે છે.

## ૪. પુરાતન નિયમમાં કરેલો વિસ્તાર

(અધ્ય. ૫; ૨૧-૪૮)

(૧) તું ખૂન ન કર. ૫; ૨૧-૨૬.

**[21] હત્યા ન કર, ને જે કોઇ હત્યા કરે તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; [22] પણ હું તમને કહું છું, કે જે કોઇ પોતાના ભાઇ પર અમથો ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે; ને જે પોતાના ભાઇને પાજી કહેશે તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના જોખમમાં આવશે; ને જે તેને કહેશે કે તું મૂર્ખ છે, તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે: [23] એ માટે જો તું તારૂં અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે કે મારા ભાઇને મારે વિરૂદ્ધ કંઇ છે, [24] તો ત્યાં વેદી આગળ તારૂં અર્પણ મૂકીને જા, પહેલાં તારા ભાઇની સાથે સલાહ કર, ને ત્યાર પછી આવીને તારૂં અર્પણ ચઢાવ. [25] જ્યાં સુધી તું તારા વાદીની જોડે માર્ગમાં છે, ત્યાં સુધી તેની સાથે વહેલો મળી જા; રખેને વાદી તને ન્યાયાધીશને સોંપે, ને ન્યાયાધીશ તને સિપાઇને સોંપે, ને તું કેદખાનામાં નંખાય. [26] હું તને ખચીત કહું છું કે તું છેલ્લી દમડી ચુકવીશ નહિ, ત્યાં લગી તું ત્યાંથી બહાર નીકળનારજ નથી.**

આપણો પ્રભુ જે પહેલો દાખલો આપે છે, તેમાં નિર્ગ. ૨૦; ૧૩ પ્રમાણે દશ હુકમમાંના છટ્ટા હુકમ પર, તેમજ પુન. ૧૭; ૮, ૯ પ્રમાણે તે હુકમનો ભંગ કર્યાને કારણે કાયદેસર જે પગલાં ભરવામાં આવતાં હતાં તે ઉપર, આપણું ધ્યાન ખેંચવામાં આવે છે. "તમે સાંભળ્યું છે," નહિ કે, તમે વાંચ્યું છે. એમ કહેવાનું કારણ એ છે કે તે જમાનામાં શાસ્ત્રની નકલો થોડીજ હતી, વળી તે બહુજ મોંઘી હતી, જેથી પ્રે. કૃ. ૧૫; ૨૧ પ્રમાણે સભાસ્થાનમાં શાસ્ત્રની વાતો વાંચી સંભળાવવામાં આવતી, તેથીજ ઘણાખરા લોકોને શાસ્ત્રનું જ્ઞાન મળતું હતું. પુરાતન કાળમાં એવું કહેવામાં આવ્યું હતું, કે 'તું હત્યા ન કર,' પણ ઇસુ એવું શીખવે છે કે, તે હુકમમાં રહેલા રહસ્ય સંબંધીની પોતાના જમાનાના લોકોની

સમજ અપૂર્ણ છે ; તેથી તેમાં વિસ્તાર કરીને તે એવું શિખવે છે કે, ખૂન કરવાનું કૃત્ય વખોડવા પાત્ર છે એટલુંજ નહિ, પણ જે મનોભાવનાથી તે થાય છે તે પણ એના જેટલીજ વખોડવા પાત્ર છે. આ વાત સંબંધીનું ખ્રીસ્તનું શિક્ષણ યોહાન પોતાના પહેલા પત્રમાં સ્પષ્ટ રીતે જણાવે છે, એટલે "જે કોઇ પોતાના ભાઇ પર દ્વેષ રાખે છે તે મનુષ્યઘાતક છે, અને તમે જાણો છો કે કોઇ મનુષ્યઘાતકમાં અનંતજીવન રહેતું નથી" (૧ યોહ. ૩ ; ૧૫). ખૂન કરવાનું મૂળ તે ધિક્કાર છે, તેથી આપણો પ્રભુ દાખલા આપીને તેનું મૂળ સ્પષ્ટ કરે છે :–

(૧) જે વિષયોનું પરિણામ ખૂન આવે છે, તે વિષયોનું મૂળ ક્રોધ છે. "જે કોઇ પોતાના ભાઇ પર અમથો ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે." એવા પ્રસંગો હોય છે ખરા, કે જેમાં ક્રોધ કરવો ઉચિત છે (માર્ક ૩ ; ૫. એફ. ૪ ; ૨૬), તે પરથી પાપ કર્યા વિના ગુસ્સે થવાય, એવું જણાઇ આવે છે, અને અહીં આગળ આપણો પ્રભુ પણ એવુંજ શિખવે છે ; પણ સાધારણ રીતે ક્રોધ એ ભુંડી વાત છે, અને તેનાથી સાવચેત રહેવાની જરૂર છે. કેમકે વિના કારણ જે પોતાના ભાઇ પર ક્રોધ કરે, તે જો કે તેના પર હાથ ઉપાડે નહિ, તો પણ ઇશ્વરની નજરમાં તો તેમ કર્યાના જેટલોજ તે ગુનેહગાર છે.

(૨) ઉપર પ્રમાણેની ચેતવણી ધ્યાનમાં ન લેતાં, આપણે ક્રોધને પોતાનાં હૃદયોમાં વાસો કરવા દઇએ, તો તેથી હૃદયની બીજી ભુંડી વાસનાઓને સતેજ કરવામાં આવે છે. "જે પોતાના ભાઇને પાજી કહેશે, તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના જોખમમાં આવશે." મૂળ ભાષામાં 'રાકા' શબ્દ મળે છે, જેમાં તિરસ્કારનો અર્થ રહેલો છે. સામા માણસની આબરૂને ધક્કો પહોંચે, એવા તિરસ્કારયુક્ત શબ્દો માટે સાન્હેદ્રિમનો કાયદો સખત હતો.

(૩) "જે તેને કહેશે, કે તું મૂર્ખ છે તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે" ગેહેન્ના એટલે હિન્નોમની ખીણ. યરૂશાલેમના અગ્નિકોણ તરફ એ નામની ખીણ હતી. તે ખીણ પહેલાંના વખતમાં રળિયામણી હતી, પણ ત્યાં આગળ અમંગળ કૃત્યો થતાં હતાં, એટલે લોકો પોતાના દીકરાને તથા પોતાની દીકરીને મોલેખની આગળ અગ્નિમાં હોમતા હતા ; તેથી યોશીયાહ રાજાએ તે જગા અશુદ્ધ કરાવી, એ માટે કે એવાં અમંગળ કૃત્યો ફરી ત્યાં આગળ કરવામાં આવે નહિ (૨ રાજા ૨૩ ; ૧૦). ત્યારથી માંડીને શહેરનો કચરો ત્યાં આગળ નાખવા માટે તે જગાનો ઉપયોગ કરવામાં આવ્યો. રૂમી રાજ્યના વખતમાં જે ગુનેહગારોને વધસ્તંભ પર જડીને મારી નાખવામાં આવતા હતા, તેઓનાં શબ પણ તેજ જગાએ ફેંકી દેવામાં આવતાં હતાં. આ કારણોને લીધે એટલી બધી ગંદકી થતી હતી કે હવા શુદ્ધ રાખવાને માટે ત્યાં આગળ તેઓ કાયમ અગ્નિ સળગતો રાખતા હતા (યશા. ૬૬ ; ૨૪. માર્ક ૯ ; ૪૮). આ પરથી આપણો

પ્રભુ એવું શિખવે છે. કે ગાળ દેનારાઓને ઈશ્વરની દૃષ્ટિમાં હલકામાં હલકા ગુનેહગારો સાથે ગણવામાં આવે છે.

રાકા કે પાજી અને મૂર્ખ, એ બે શબ્દોમાં મોટો તફાવત નથી. તે જમાનામાં બન્ને શબ્દો તિરસ્કાર દર્શાવનારા સાધારણ શબ્દો હતા. માટે આ ૨૧ તથા ૨૨મી કલમોમાં પ્રથમ રાબ્બીઓનું શિક્ષણ દેખાડીને તેની સાથે પ્રભુ પોતાનું શિક્ષણ સરખાવે છે. "હત્યા ન કર, ને જે કોઈ હત્યા કરે તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું, કે જે કોઈ પોતાના ભાઈ પર અમથો ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે; ને જે પોતાના ભાઈને પાજી કહેશે તે ન્યાયસભાથી અપરાધી ઠરવાના જોખમમાં આવશે (એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; પણ હું તમને કહું છું કે); જે તેને કહેશે કે તું મૂર્ખ છે, તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં આવશે." ખ્રીસ્તના કહેવાનો અર્થ સમજવાને માટે ૨૧મી કલમની સાથે ૨૨મી કલમનો પહેલો ભાગ સાથે સાથે વાંચવાની જરૂર છે. રાબ્બીઓ એવું શિખવે છે, કે ખૂની માણસ ન્યાયને પાત્ર છે, પણ હું કહું છું કે ક્રોધાયમાન માણસ પણ ઇશ્વરના ન્યાયને પાત્ર છે. વળી રાબ્બીઓ એવું શિખવે છે, કે ગાળ જેવા શબ્દો, જેવાકે 'રાકા,' તેને કારણે માણસ ન્યાય-સભાની શિક્ષાને પાત્ર થાય છે; પણ હું કહું છું કે ગાળના શબ્દો, જેવાકે 'મૂર્ખ,' તેને કારણે માણસ ગેહેન્નાના અગ્નિની શિક્ષાને પાત્ર થાય છે. 'રાકા' અને 'મૂર્ખ' એ બે શબ્દોમાંના કયા શબ્દમાં વધારે તિરસ્કારનો અર્થ સમાયલો છે, તે વિષે ઘણી ચર્ચા ચાલી રહી છે, પરંતુ તે વાતનો છેવટનો નિવેડો થઈ શકે, એમ લાગતું નથી. વળી કેટલાએક એમ પણ ધારે છે કે બન્ને શબ્દ અર્થમાં સરખા છે. તોપણ ઇસુના શિક્ષણનું રહસ્ય સ્પષ્ટ જણાઈ આવે છે; એટલે કૃત્યથી, શબ્દથી તેમજ વિચારથી પણ છઠ્ઠા હુકમનો ભંગ થઈ શકે છે.

જે માણસ પોતાના હૃદયમાં આવા વિચારો સંઘરી રાખે છે, તેને પોતાને નુકસાન થાય છે. શબ્દો કે કૃત્યો બન્નેથી માણસની મનોભાવના પ્રગટ થાય છે, ને તેજ મનોભાવના ઉપર આપણો પ્રભુ ભાર મૂકે છે. હેતુ વિના માણસ ખૂન કરે નહિ, અને જેના હૃદયમાં અદેખાઈ અને ક્રોધને સ્થાન આપવામાં આવતું નથી, તે માણસ ખૂન કરી શકે નહિ. આપણે બીજાઓ પ્રત્યે કેવું મન રાખવું જોઈએ, તે વાત પર ઇસુ આટલો બધો ભાર મૂકે છે તેનું કારણ ત્યાર પછીની વાત ઉપરથી જણાઈ આવે છે. જે માણસ પોતાના ભાઈની વિરૂદ્ધ, પોતાના હૃદયમાં ક્રોધ કે તિરસ્કાર કે અદેખાઈના વિચારો સંઘરી રાખે છે, તે માણસ ઇશ્વરની સાથે પણ શાંતિથી રહી શકે નહિ, તે વાત રાબ્બી લોકોનો એક નિયમ સંભળાવીને ઇસુ કહી દેખાડે છે. નિયમશાસ્ત્ર પ્રમાણે પાસ્ખાપર્વના પવિત્ર

અઠવાડિયામાં કોઇ યહુદી ઘરમાં ખમીર રહેવા દેવું ન જોઇએ, અને પાસ્ખા પાળવા વિષેના નિયમોમાં એવું લખવામાં આવ્યું છે, કે "જો કોઇ પોતાનું પાસ્ખા હલવાન અર્પિત કરવા જાય, અને તેને યાદ આવે કે મારા ઘરમાં ખમીર છે, તો જો બની શકે તો તે પાછો ફરે, ને તેને કાઢી નાખે; અને ત્યાર પછી આવીને પોતાનું કાર્ય કરે. પણ જો તેનાથી એમ બની શકે એવું ન હોય તો તે પોતાના હૃદયમાં તેનો નાશ કરે.' આપણા હૃદયમાં જે ભુંડી વાસનાઓ કાર્ય કરે છે તે ખમીરના રૂપકથી દેખાડવામાં આવે છે; તેથી જેમ પુરાતન નિયમ પ્રમાણે ઇશ્વરની વેદી પાસે જવા પહેલાં પોતાના ઘરમાંથી ખમીર કાઢી નાખવાની જરૂર હતી, તેજ પ્રમાણે આપણી ધર્મક્રિયાઓ સાર્થક થાય તેને માટે ૧ કોરીંથી ૫ ; ૭, ૮માં લખ્યા પ્રમાણે આપણા હૃદયમાંથી અદેખાઇ તથા દુષ્ટતાનું ખમીર કાઢી નાખવાની જરૂર છે. આ પ્રમાણે, આપણો પ્રભુ કહે છે, કે "જો તું તારૂં અર્પણ વેદી પાસે લાવે, ને ત્યાં તને યાદ આવે, કે મારા ભાઇને મારે વિરૂદ્ધ કંઇ છે, તો ત્યાં વેદી આગળ તારૂં અર્પણ મૂકીને જા, પહેલાં તારા ભાઇની સાથે સલાહ કર, ને ત્યાર પછી આવીને તારૂં અર્પણ ચઢાવ." જ્યાં સુધી માણસની સાથે સલાહ થઇ નથી, ત્યાં સુધી ઇશ્વરની સાથે સલાહ થઇ શકતી નથી. માણસની સાથે સલાહ કરવાનું કહેલું છે, તેનું મોટામાં મોટું કારણ તો એ છે. તેજ પ્રમાણે સલાહનો માર્ગ નહિ લેવાથી આ દુનિયામાં પણ હઠીલા માણસને દૈહિક રીતે નુકસાન વેઠવું પડે છે. કારણ કે માણસ કોર્ટમાં જાય તો ઘણોજ ખર્ચ થાય, અને વખતે નિર્દોષ માણસ પણ લાંચીઆ ન્યાયાધીશને કારણે હારી જાય (પ્રે. કૃ. ૨૪ ; ૨૬).

(૨) વ્યભિચાર ન કર. ૫ ; ૨૭–૩૦.

**૨૭ વ્યભિચાર ન કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે;**
**૨૮ પણ હું તમને કહું છું, કે સ્ત્રી ઉપર જે કોઇ ખોટી નજર કરે છે, તેણે એટલામાંજ પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કર્યો છે. ૨૯ અને**
**જો તારી જમણી આંખ તને ઠોકર ખવડાવે, તો તેને કાઢી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવોમાંના એકનો નાશ થાય, ને તારૂં આખું શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણકારક છે.**
**૩૦ અને જો તારો જમણો હાથ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવોમાંના એકનો નાશ થાય, ને તારૂં આખું શરીર નરકમાં ન નંખાય, એ તને ગુણ-કારક છે.**

સ્ત્રીપુરૂષની ઇચ્છાથી માણસનું પરીક્ષણ થાય, એ સ્વાભાવિક છે; પણ તે ઇચ્છા મનમાં રાખીને તેને પુષ્ટિ આપવામાં પાપ સમાયલું છે. માણસના હૃદયમાં પ્રથમ કુકર્મનો વિચાર દાખલ થાય છે, પણ એટલામાં પાપ નથી; પરંતુ તે

વિચાર મનમાં સંઘરી રાખવાથી પોતાની સ્વાભાવિક કલ્પનાશક્તિ વડે માણસ મોહ પામે છે, ને તેથી તે તેનો સ્વીકાર કરે છે. પ્રથમના વિચારમાં પરીક્ષણ રહેલું છે. આપણું પરીક્ષણ થાય એટલામાંજ પાપ થઇ ગયું, એમ સમજવાનું નથી, પણ મૂળ વિચારને આધીનં થવાથી હૃદયના વિષયોને સતેજ કરવામાં આવે છે, તેથી પરિણામે પાપ થવાનો સંભવ રહે છે. આપણો પ્રભુ પોતાના દેહધારીપણાના સમયમાં આપણી પેઠે સર્વ વાતે પરીક્ષણ પામેલો હતો, છતાં તે નિષ્પાપ રહ્યો. વળી પરીક્ષણ વડે આત્મિક રીતે માણસની કસોટી કરવામાં આવે છે, અને પરીક્ષણને વશ ન થતાં, જેમ જેમ પાપ ઉપર તે જય પામતો જાય છે, તેમ તેમ તે આત્મિક બાબતોમાં વૃદ્ધિ પામતો જાય છે. "મારા ભાઇઓ, જ્યારે તમને તરેહ તરેહનાં પરીક્ષણો થાય છે ત્યારે તેમાં પૂરો આનંદ માનો" (યાકૂબ ૧; ૨). ભુંડાઇની સામે જગતમાં જે આત્મિક યુદ્ધ નિત્ય ચાલે છે, તેમાં તેના શૂરવીર સૈનિક તરીકે આપણે પોતાની ફરજ બજાવીએ, એવી આપણા સંબંધમાં આપણો પ્રભુ ઇચ્છા રાખે છે; અને ખરેખર, માંસ તથા લોહી સામેના કોઇ પણ યુદ્ધ કરતાં આત્મિક યુદ્ધમાં સૈનિકને વધારે બહાદુરીની જરૂર પડે છે.

વિષયીપણાથી શરીરનો નાશ થાય છે, મન કમજોર બને છે, અને હૃદય ભ્રષ્ટ થાય છે. માટે જે માણસ તેને વશ થાય છે તે છેવટે નરકમાં નહિ પણ "ગેહેન્ના"માં ફેંકાવા લાયક થઇ જાય છે. તે ગંદકીની જગામાં જે કચરો નાખીને બાળી દેવામાં આવતો હતો, તે કચરાની ઉપમા આવા માણસોને આપવામાં આવે છે, ને તેઓની છેવટની સ્થિતિ કેટલી બધી ભયંકર થશે, એવું તે પરથી શિખવવામાં આવે છે.

આ પ્રમાણે પાપનું પરિણામ કેટલું ભયંકર છે, એ દેખાડીને આપણા આત્મિક જીવનના સંબંધમાં આપણે કેટલી બધી કાળજી રાખવાની જરૂર છે તે વાત પર, ચાલતી રૂઢી પ્રમાણે, આપણો પ્રભુ ભાર મૂકે છે. જે કોઇ વાતથી— પછી ભલે તે જમણો હાથ હોય કે જમણી આંખ હોય—આપણને પરીક્ષણમાં પડવાનો સંભવ હોય એવી ગમે તે વાત આપણે દૂર કરવી જોઇએ. આ વાતનો અક્ષરશઃ અર્થ સમજીને, પોતાથી વ્યભિચાર ન થઇ શકે, તે માટે કેટલાએક ખ્રીસ્તીઓએ પોતાને ઘાયલ કર્યાં છે ( માત્થી ૧૯ ; ૧૨ ). પરંતુ આપણા પ્રભુનું વચન અક્ષરશઃ તો નહિ પણ લાક્ષણિક અર્થે સમજવાનું છે. તેના સંબંધમાં એક ધર્મપિતૃ લખે છે, કે "જમણી આંખ અને જમણો હાથ જાય, તો પણ ડાબી આંખ અને ડાબો હાથ રહે, અને તે પણ આપણને પરીક્ષણરૂપ થઇ પડે." આપણે દેહદમન કરીએ એમ નહિ પણ દેહાર્પણ કરીએ, એવું ખ્રીસ્ત આપણી પાસે માગે છે. આપણા આત્માઓ એટલુંજ નહિ પણ આપણાં શરીરો પણ ઇશ્વરનાં છે (૧ કર. ૬ ; ૧૯,૨૦). ગીત ૧૩૯ ; ૧૬માં કહેલું છે, કે "તેના

પુસ્તકમાં આપણાં સર્વ અંગ લખેલાં છે." તેઓ તો તેની દૃષ્ટિમાં મૂલ્યવાન છે, અને પોતાના માન તથા મહિમાને અર્થે તેઓ પવિત્ર થાય, એટલી કૃપા પણ તેણે આપણને બક્ષેલી છે.

અહીં આગળ પોતાની રીત મુજબ આપણો પ્રભુ ઉપમારૂપ વાત કરે છે. આપણા અવયવોમાં જે અવયવ બેવડા છે, તેમાંનો જમણો અવયવ, હેબ્રી વિચાર પ્રમાણે, માનયોગ્ય ગણાતો હતો (નિર્ગ. ૨૯ ; ૨૦. ૧ શમ. ૧૧ ; ૨). માટે જે કંઇ વસ્તુ આપણને ખાસ મૂલ્યવાન લાગે, તેને જમણી આંખ અગર જમણા હાથની ઉપમા આપી શકાય. એ પરથી ખ્રીસ્તના કહેવાનો અર્થ એવો જણાઇ આવે છે, કે આપણી જમણી આંખ અગર જમણા હાથ જેટલીજ વહાલી લાગે એવી કેટલીએક વસ્તુઓ હોય ખરી, ને તેને લીધે આપણે આત્મિક જોખમમાં આવીએ, એ સંભવિત છે. જુદા જુદા માણસોને માટે એવી વસ્તુઓ પણ જુદી જુદી હોય, માટે જે કંઇ વાતથી આપણને ઠોકર ખાવાનો અથવા નિર્બળ થવાનો સંભવ હોય, તે વાત આપણને ગમે તેટલી વહાલી લાગતી હોય તોપણ આપણે તે દૂર કરવી જોઇએ.

### (૩) ફારગતીનો નિયમ. ૫ ; ૩૧, ૩૨.

**૩૧ જે કોઈ પોતાની સ્ત્રીને મૂકી દે તે તેને ફારગતી લખી આપે, એમ પણ કહેલું હતું. ૩૨ પણ હું તમને કહું છું કે વ્યભિચારના કારણ વગર જે કોઇ પોતાની સ્ત્રીને મૂકી દે, તે તેની પાસે વ્યભિચાર કરાવે છે; ને જે કોઇ તે મૂકી દીધેલીની જોડે લગ્ન કરે છે તે પણ વ્યભિચાર કરે છે.**

ફારગતી સંબંધીનો યહુદીઓનો નિયમ પુન. ૨૪ ; ૧-૪માં મળે છે. તે નિયમમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે ધણીને પોતાની સ્ત્રીમાં કોઇ પણ નાલાયક વાત જણાય, તો તે તેને ફારગતી આપી શકે; વળી તે ફારગતીના દસ્તાવેજમાં ફારગતી આપવાનું સાફ કારણ લખવાનું હતું, એ માટે કે સ્ત્રી પોતાના નિર્દોષપણાની સાબિતી આપી શકે; અને એવી સાબિતી જો તે ન આપી શકે તો તેનું લગ્ન રદ જતું, ને બીજા પુરૂષની સાથે લગ્ન કરવાની તેને છૂટ મળતી. પણ જો ફરીથી લગ્ન કર્યા પછી તે વિધવા બને, અથવા તેનો બીજો ધણી પણ તેને ફારગતી આપે, તોપણ પહેલા ધણીની સાથે બીજી વાર લગ્ન કરવું તેને ઉચિત નહોતું; એટલે ન્યાયની રૂએ એક વાર ફારગતીનો ફેંસલો થઇ જાય, તો તે કાયમને માટેજ થાય.

આ પ્રમાણે ફારગતી સંબંધીનો પુરાતન નિયમ સ્પષ્ટ અને સહેલાઇથી સમજી શકાય એવો હતો એટલુંજ નહિ, પણ તે ન્યાયી, ડહાપણ ભરેલો તથા દયાળુ

હતો. સ્ત્રીમાં કંઇક નાલાયક વાત જણાય, તોજ તેને ફારગતી આપી શકાય. પરંતુ નિયમ તોડવાની જેઓમાં ચતુરાઇ છે, તેઓને માટે તો સખતમાં સખત નિયમો પણ કરોળિયાની જાળ સમાન છે.

પાછળના વખતમાં રાબ્બીઓની યુક્તિથી આ સરળ નિયમનો અનર્થ કરવામાં આવ્યો; એટલે આ નિયમનો ખુલાસો બે રીતે થવા લાગ્યો :—

(૧) રાબ્બી શામ્માય એવો ખુલાસો કરતો હતો, કે વ્યભિચાર સિવાય કોઇ પણ માણસ પોતાની સ્ત્રીને ફારગતી આપી શકે નહિ.

(૨) રાબ્બી હિલ્લેલ એવો ખુલાસો કરતો હતો, કે ગમે તે કારણને લીધે ફારગતી આપી શકાય (માત્થી ૧૯ ; ૩). દાખલા તરીકે, ધણી પોતાની સ્ત્રીને ધિક્કારતો હોય, અગર તેનું રાંધેલું તેને સ્વાદિષ્ઠ ન લાગતું હોય, અગર રાબ્બી આકીબાના કહેવા પ્રમાણે તેના કરતાં બીજી વધારે રૂપાળી સ્ત્રી મળતી હોય, તો તે ફારગતી આપી શકે.

હવે આપણા પ્રભુના જમાનામાં આ બીજા પક્ષના મત પ્રમાણે ઘણા વર્તતા હતા; અને તે કારણને લીધે સ્ત્રીઓ ઉપર અતિશય જુલમ ગુજારવામાં આવતો હતો. ગમે તેવા જુજ કારણને લીધે પણ ધણી પોતાની સ્ત્રીને ઘરમાંથી કાઢી મૂકી શકતો. વળી ચાલતા રિવાજ પ્રમાણે તે સ્ત્રી ફરીથી લગ્ન કરે, તો પણ તેને બીજા ધણી તરફથી ફારગતી મળવાનો સંભવ રહેતો હતો, તેથી એવું બનતું કે એક ધણી પછી બીજો ધણી એમ કરતાં કરતાં છેવટે તેનું મનોહરપણું ઘટતું જતું, અને આખરે બેશરમથી તેને પોતાનું ગુજરાન ચલાવવાનો વખત આવતો. યાકૂબના કુવા આગળ જે સમરૂની સ્ત્રી ઇસુને મળી હતી તેની આવીજ દુર્દશા થઇ હોય, એવું લાગે છે (યોહાન ૪ ; ૧૮).

પ્રભુ ઇસુ દુ:ખિતોનો મિત્ર હતો, તેથી પોતાના જમાનામાં સ્ત્રીઓ ઉપર જે અન્યાય થતો હતો, તે જોઇને તેણે સખત વચનો કહ્યાં એમાં કંઇ નવાઇ જેવું નથી (માત્થી ૫ ; ૩૧, ૩૨ : ૧૯ ; ૯. લુક ૧૬ ; ૧૮). અહીં આગળ પ્રભુ ઇસુ પુરાતન નિયમની પુન:સ્થાપના કરે છે એટલુંજ નહિ, પણ તેમાં રહેલા રહસ્યની એ રીતે સમજુતી આપે છે. લગ્ન તો બે પક્ષ વચ્ચેનો કરાર છે, માટે તે કરાર તોડાય ત્યારેજ ફારગતી અપાય. નિર્દોષ સ્ત્રીને કાઢી મૂકવાનો દાખલો ખ્યાલમાં લઇને ઇસુ તેના સંબંધમાં બે વાતો જણાવે છે :—

(૧) એવી સ્ત્રીની આગળ બે રસ્તા હતા :—

अ. ચાલતા રિવાજ પ્રમાણે તે ફરી લગ્ન કરે, તોપણ તે લગ્ન કાયદેસર ગણાય નહિ ; કેમકે આગલો કરાર હજી તોડવામાં આવ્યો નથી, તેથી તે કરારથી તે બંધાયલી રહે છે ; માટે તેની સાથે બીજો માણસ લગ્ન

કરે તો તે વ્યભિચાર કરે છે, કેમકે કાયદાની રૂએ તે હજુ પહેલા ધણીની સ્ત્રી ગણાય.

ब. લગ્ન ન થાય તો સ્ત્રીને અનીતિથી પોતાનું ગુજરાન ચલાવવું પડે, અને છેવટે સમરૂની સ્ત્રીના જેવી તેની સ્થિતિ થાય.

(૨) એવી સ્ત્રીની સાથે જે પુરુષ લગ્ન કરે, તે પણ વ્યભિચારી ગણાય, કેમકે લગ્ન કરવાને તે સ્ત્રી છૂટી નથી (જુઓ ૧૯ ; ૩-૧૨ પરની ટીકા).

(૪) પ્રભુ તારા દેવનું નામ તું વૃથા ન લે. ૫ ; ૩૩-૩૭.

**[૩૩] વળી, તું જુઠા સમ ન ખા, પણ પ્રભુ પ્રત્યે તારા સમ પૂરા
કર, એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે;
[૩૪] પણ હું તમને કહું છું, કે કંઇજ સમ ન ખાઓ; આકાશના નહિ,
કેમકે તે દેવનું રાજ્યાસન છે; [૩૫] અને પૃથ્વીના નહિ, કેમકે તે તેનું
પાયાસન છે; અને યરૂશાલેમના નહિ, કેમકે તે મોટા રાજાનું નગર
છે. [૩૬] અને તું તારા માથાના પણ સમ ન ખા, કેમકે તારાથી એક
નિમાળો ધોળો અથવા કાળો કરી શકાતો નથી. [૩૭] પણ તમારૂં
બોલવું તે હાનું હા, ને નાનું ના હોય, કેમકે એ કરતાં અધિક જે કંઇ
છે તે ભુંડાથી છે.**

પુરાતન વખતમાં યહુદીઓમાં એટલુંજ નહિ, પણ આસપાસની અન્ય પ્રજાઓમાં પણ, સમ ખાવા તે ગંભીર કૃત્ય ગણાતું (યહો. ૯ ; ૧૯. ન્યા. ૧૧ ; ૩૫. ગીત. ૧૫ ; ૪. હેબ્રી. ૬ ; ૧૬ ), તેથી પ્રાચીન નિયમમાં એવું લખવામાં આવ્યું હતું (નિર્ગ. ૨૦ ; ૭. લેવી. ૧૯ ; ૧૨. ગણ. ૩૦ ; ૨. પુન. ૨૩ ; ૨૩), કે ખાધેલા સમ તોડવા નહિ. પરંતુ આપણો પ્રભુ સોગન ખાવાની તદન મના કરે છે, અને તેમ કરવાનાં તે બે કારણ બતાવે છે :—

૧. સમ ખાવાથી અસભ્યતા ઉત્પન્ન થવાનો સંભવ રહે છે, અને એ બાબત તો યહુદીઓ જે વાતના સમ ખાતા હતા, તે પરથી જણાય છે. દાખલા તરીકે: તેઓ આકાશ તથા પૃથ્વી તથા યરૂશાલેમના સમ ખાતા હતા; અને તેથી આ વસ્તુઓને, ઇશ્વરના રાજ્યાસન, ઇશ્વરના પાયાસન તથા મોટા રાજાના શહેરની ઉપમા આપીને પવિત્ર શાસ્ત્રમાં કેટલું માન આપવામાં આવે છે (યશ. ૬૬ ; ૧. ગીત. ૪૮ ; ૨) તે તેઓ વિસરી જતા હતા. વળી તેઓ પોતાના માથા (અગર પોતાના માથાના જીવ)ના સમ ખાતા હતા ; એ તો મૂર્ખાઇ ભરેલા સોગન કહેવાય, કેમકે પોતાના માથા ઉપર માણસને શો અધિકાર છે, કે જેથી કરીને તે તેને બ્યાના

તરીકે આપી શકે? "તારાથી એક નિમાળો ધોળો અથવા કાળો કરી શકાતો નથી."

૨. સોગન ખાવામાં એવી સૂચના રહેલી છે કે જાણે સત્ય બે પ્રકારનાં હોય. પણ સત્ય કંઇ બે પ્રકારનાં નથી, કે જેમાં અમુક પ્રસંગોમાં સત્ય બોલીએ ત્યારે વિશેષ સભ્યતા હોય, ને બીજે પ્રસંગે તેમાં ઓછી સભ્યતા રહેલી હોય. જે માણુસને જુઠું બોલવાની આદત હોય, તે જુઠુંજ બોલશે; અને જેને સત્ય બોલવાની આદત હોય, તે સત્યજ બોલશે. ઇશ્વર અંત:કરણની સત્યતા માગે છે. સત્ય તો એકજ છે, ને તમામ સંજોગોમાં આપણે સત્ય બોલવા બંધાએલા છીએ. પ્રમાણિક માણુસને સમ ખવડાવવા, તે તેનું અપમાન કરવા સમાન છે. આપણા પ્રભુના જમાનામાં દશ હુકમોમાંના ત્રીજા હુકમના કરતાં બીજા કોઇ પણ હુકમનો વધારે ગેરઉપયોગ થતો નહોતો. દરેક બાબતના મૂળમાં રહેલા સત્યને સ્પષ્ટ કરવાનો આપણા પ્રભુનો જે રિવાજ હતો, તેનો આ બીજો દાખલો અહીં આગળ આપણુને મળે છે.

યહુદી ધર્મ તેમજ આસપાસની અન્ય પ્રજાના ધર્મનાં મૂળતત્ત્વનો અભ્યાસ કરતાં માલમ પડે છે, કે પુરાતન કાળમાં ઇશ્વર વિષેના મૂળ વિચાર મુજબ એવી માન્યતા હતી, કે ઇશ્વર તો અમુક જાતના ગુન્હા પર ધ્યાન આપે છે, પણ મનુષ્યના સાધારણ વ્યવહાર ઉપર તે ધ્યાન દેતો નથી; એટલે જે કૃત્યથી પોતાના મહત્ત્વનું અપમાન થાય, તેનીજ તે શિક્ષા કરે; મનુષ્યના સાધારણ વ્યવહારમાં તે રસ લેતો નથી, પણ અમુક શબ્દો બોલીને જો તેનું નામ લેવામાં આવે, તોજ તે ધ્યાન આપે. દાખલા તરીકે: સાધારણ રીતે માણુસ જુઠું બોલે, અથવા પોતાનું વચન તોડે, તો તેમાં ઇશ્વરને કંઇ લાગેવળગે નહિ; એ તો બે માણુસ વચ્ચેની ખાનગી વાત કહેવાય; પણ જો ઇશ્વરનું નામ લેવામાં આવે, તો તેથી તેનું મહત્વ તથા માન જોખમમાં આવે છે, જેથી તેને ધ્યાન આપ્યા વિના છૂટકોજ નથી. આ પ્રમાણે ઇશ્વરનું નામ લીધા પછી જો કોઇ કંઇ વચન બોલે, અગર પોતાનું વચન તોડે, તો તે ઇશ્વરનું અપમાન કર્યા સમાન ગણાય. પરંતુ સાધારણ રીતે, ઇશ્વરનું નામ લીધા સિવાય તે પોતે મનુષ્યોના વ્યવહારમાં વચ્ચે નહિ પડે તેમ તેમાં ધ્યાન પણ નહિ આપે.

અહીં આગળ ઇસુ જે સત્ય કહી દેખાડે છે, તેજ સત્ય આમોસ પ્રબોધકના વખતથી માંડીને હેબ્રી પ્રબોધકો પ્રગટ કરતા આવ્યા હતા; એટલે તમામ નીતિના સવાલમાં ઈશ્વર રસ લે છે, અને તેનું નામ લઇને મનુષ્યના વ્યવહાર તથા જીવનમાં ઇશ્વરને ધ્યાન અપાવવાની કંઈ જરૂર નથી. કેમકે મનુષ્યના જીવનની

બહાર ઇશ્વરને અલગ રાખી શકાયજ નહિ. મતલબ કે ઇશ્વર બધી વાત ઉપર ધ્યાન આપે છેજ. માણુસ ગમે તે વાતના સમ ખાય અગર ન ખાય, તો પણ તે બધું ઇશ્વરે પેદા કર્યું છે, તેની સાથે તેનો નિકટનો સંબંધ છે, અને તેનું નામ લેવાથી તે વિશેષ ધ્યાન આપે એવું છેજ નહિ. માણુસ 'હા' અથવા 'ના' કહે એટલામાં તે જેટલું ધ્યાન આપે છે, તે કરતાં વધારે ધ્યાન કોઇ પણ જાતના સમ ખાવાથી તે આપશે, એમ છેજ નહિ. માણુસનું માત્ર 'હા' અથવા 'ના' બોલવું તે ઇશ્વરની નજરમાં ગમે તે સોગનના જેટલુંજ ગંભીર અને બંધનકારક છે. તેથી પ્રભુ ઇસુ છેલ્લે આ પ્રમાણે કહે છે, કે "તમારૂં બોલવું તે હાનું હા, ને નાનું ના હોય, કેમકે એ કરતાં અધિક જે કંઇ છે તે ભુંડાથી છે."

(૫) બદલો વાળવા વિષે. ૫ ; ૩૮-૪૨.

**[૩૮] આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે. [૩૯] પણ હું તમને કહું છું કે જે ભુંડો હોય તેની સામા ન થાઓ: પણ જે કોઇ તારા જમણા ગાલ પર તમાચો મારે, તેની તરફ બીજો પણ ફેરવ. [૪૦] અને જે તારૂં બદન લેવા સારૂ તારા પર દાવો કરે, તેને તારો અંગરખો પણ લેવા દે. [૪૧] અને જે કોઇ બળાત્કારથી તને એક ગાઉ લઇ જાય, તેની સાથે બે ગાઉ જા. [૪૨] જે કોઇ તારી પાસે માગે છે તેને તું આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે, તેનાથી મોં ન ફેરવ.**

બાર શિષ્યોની દીક્ષા કરતી વેળાએ આપણા પ્રભુએ જે ભાષણ કર્યું (લુક ૬ ; ૨૭-૩૬) તેમાંની આ એક બીજી વાત માત્થી અહીં આગળ દાખલ કરે છે. "એમ કહેલું હતું એ તમે સાંભળ્યું છે," એમ કહીને આપણો પ્રભુ પુરાતન નિયમ પ્રત્યે કેવું મન રાખતો હતો, તેનો એક બીજો દાખલો સુવાર્તિક અહીં આગળ રજુ કરે છે. અપમાન તથા ઇજાને દીનતાથી આધીન થવાના સંબંધમાં ઇસુ ખ્રીસ્ત આ કલમોમાં સલાહ આપે છે. વળી પોતાના પ્રેરિતોને તેમજ હરેક જમાનામાં પ્રેરિતોની જગાએ જેઓ મંડળીમાં આગેવાન હોય તેવાને, તેઓના સુવાર્તાપ્રચારક કામને અંગે તે સલાહ આપે છે. જેમ જેમ માણુસના હાથમાં પવિત્ર સેવાનું કામ સોંપવામાં આવ્યું હોય, તેમ તેમ તેનામાં કોમળતા તથા સહનતાના ગુણો ખીલેલા હોવા જોઇએ. પ્રેરિત પાઉલ લખે છે, કે "પ્રભુના દાસે વિખવાદ કરવો નહિ, પણ તે સર્વ માણુસો પ્રત્યે માયાળુ, શિખવવામાં બાહોશ, સહનશીલ, ને વિરોધીઓને નમ્રતાથી સમજાવનાર હોવો જોઇએ" (૨ તીમ. ૨ ; ૨૪). સુવાર્તા પ્રગટ કરવાને માટે પોતાના બાર ચેલાઓને મોકલતાં આપણો પ્રભુ પણ તેઓને એજ ફરજ પાડે છે. "આંખને બદલે આંખ," ને "દાંતને બદલે દાંત" એ તો પુરાતન વખતનો નિયમ હતો (નિર્ગ. ૨૧ ; ૨૩-૨૫.

લેવી. ૨૪; ૧૯, ૨૦. પુન. ૧૯; ૨૧), પરંતુ પ્રભુ પોતાના ચેલાઓને એવું શિખવે છે, કે "જે ભુંડો હોય તેની સામા ન થવું."

હેબ્રીઓને જે નિયમો આપવામાં આવ્યા હતા તે અપૂર્ણ હતા, તેટલાજ માટે તે પૂર્ણ કરવા પ્રભુ ઇસુ ખ્રીસ્ત આવ્યો. એવા અપૂર્ણ નિયમો તેઓને આપવાનું શું કારણ હતું તે આપણો પ્રભુ ૧૯; ૮માં જણાવે છે. જેમ ફારગતીના નિયમ વિષે પ્રભુએ કહ્યું, તેમજ બદલો વાળવાના નિયમ વિષે પણ કહી શકાય, કે "તેઓના હૃદયની કઠણતાને લીધે, તે નિયમ તેઓને આપવામાં આવ્યો હતો." નાનાં છોકરાંને માટે જે નિયમો અનુકૂળ અને પૂરતા હોય, તે મોટાં માણસોને માટે અનુકૂળ અને પૂરતા નથી. ઇસ્રાએલી પ્રજાના પુરાતન સમયને પ્રબોધકે બાલ્યાવસ્થાની ઉપમા આપેલી હતી; જેમકે "ઇસ્રાએલ બાળક હતો ત્યારે હું તેના પર પ્રીતિ રાખતો હતો ......મેં એફ્રાઈમને ચાલતાં શિખવ્યો, મેં તેઓને બાથમાં લીધા, મેં તેઓને સાજા કર્યા, પણ તેઓએ તે ધ્યાનમાં લીધું નહિ" (હો. ૧૧; ૧-૪). ઇસ્રાએલને કેળવણી આપવાની યહોવાહની પદ્ધતિ કેવી હતી તે આ પરથી સૂચવવામાં આવે છે. ઇસ્રાએલ બાળક જેમ જેમ મોટું થતું ગયું, તેમ તેમ તેનાથી પાળી શકાય એવા નિયમો યહોવાહ તેને આપતો ગયો, અને સમયની સંપૂર્ણતા આવી ત્યારે તે નિયમો પૂર્ણ કરવાને માટે તેણે ઇસ્રાએલની પાસે પોતાના દીકરાને મોકલ્યો. હવે "આંખને બદલે આંખ ને દાંતને બદલે દાંત," એવો નિયમ ઇસ્રાએલને યહોવાહથી શી રીતે આપી શકાય? એ નિયમના સંબંધમાં કોઇ ઠોકર ખાતું હોય તો તેણે ધ્યાનમાં રાખવું જોઇએ, કે ઇસ્રાએલની બાલ્યાવસ્થાના જે સમયમાં આ નિયમ આપવામાં આવ્યો હતો, તે સમયમાં તો આ નિયમ મોટા સુધારારૂપ હતો. કારણ કે વેર વાળવાની મનુષ્યની જે સ્વાભાવિક ઇચ્છા છે, તે "આંખને બદલે આંખ" અગર "દાંતને બદલે દાંત" એવા નિયમથી કદી સંતુષ્ટ થાય નહિ; સામા માણસનો જીવ લીધા વિના તે સંતુષ્ટ થતી નથી. માટે આ નિયમ આપતાં, જે માણસને ઇજા થઇ હોય તે માણસના વેરની ખાનગી વસુલાતની મુસાએ હદ બાંધી હતી.

પોતાની રીત મુજબ આ નિયમમાં પણ આપણો પ્રભુ વધારો કરીને કહે છે, કે ખાનગી વેર વાળવું નહિજ જોઇએ. ઇજા થયાને કારણે સ્વાભાવિક રીતે ક્રોધ ઉત્પન્ન થાય, ને તે ક્રોધ વાજબી પણ હોય, તોપણ માણસનો સ્વભાવ એવો છે કે ક્રોધથી હૃદયની ભુંડી વાસનાઓને પુષ્ટિનાં તત્ત્વો મળે છે; આ કારણને લીધે ખાનગી વેર વાળવાની આપણો પ્રભુ તદ્દન મના કરે છે. તો હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ભુંડા માણસની સામા થઇને તેના પર આપણે શિક્ષા લાવવી જોઇએ, એવા પ્રસંગો નહિ હોય? હા, એવા પ્રસંગ હોય છે કે જેમાં સંસારમંડળના હિતને અર્થે તેમજ ગુનેહગાર માણસના હિતને અર્થે પણ, તેના પર કાયદેસર

પગલાં લેવાની જરૂર હોય છે, અને ખ્રીસ્ત પોતે બીજી જગાએ વાસ્તવિક રીતે એવું કહી દેખાડે છે પણ ખરો (માત્થી ૧૮ ; ૧૫). પરંતુ તેમ કરવામાં કોઇ પણ જાતના સ્વાર્થનું તત્ત્વ હોવું જોઇએ નહિ. હમેશ પ્રમાણે પ્રભુ પોતાનો અર્થ કેટલાક દાખલાઓદ્વારા સમજાવે છે :—

૧. મારનારની તરફ બીજો ગાલ ફેરવવો, એ એક હેબ્રી કહેવત હતી, અને તે પરથી દીનતાની કેટલી અગત્ય છે તે સૂચવવામાં આવે છે (યશ. ૫૦ ; ૬. વિલ. ૩ ; ૩૦). ગાલ પર તમાચો મારવાથી જુજ ઇજા થાય ખરી, પણ તેમાં ઘણું અપમાન રહેલું છે, એવું સમજવામાં આવતું હતું (૧ રાજા. ૨૨ ; ૨૪. માત્થી ૨૬ ; ૬૭. પ્રે. કૃ. ૨૩ ; ૨. ૧ કર. ૪ ; ૧૧. ૨ કર. ૧૧ ; ૨૦). વળી ડાબા ગાલના કરતાં જમણો ગાલ વિશેષ માનપાત્ર હોવાને કારણે, અહીં આગળ વિશેષ અપમાન સૂચવવામાં આવે છે ; તેથી બીજો ગાલ ફેરવવો એમાં અતિશય સહનતા સૂચવવામાં આવે છે. આપણો પ્રભુ ઉપમાઓદ્વારા, દૃષ્ટાંતોદ્વારા તથા સામાન્ય રીતે વપરાતી કહેવતોદ્વારા શિક્ષણ આપતો હતો. માટે અહીં આગળ તેના શબ્દો વાસ્તવિક અર્થે સમજવા નહિ. આન્નાસની આગળ તેની તપાસ કરવામાં આવી (યોહાન ૧૮ ; ૨૨, ૨૩), ત્યારે તેણે બીજો ગાલ ફેરવ્યો નહિ, પણ ગંભીરતાએ વાંધો લીધો. માટે અહીં આગળ તેના કહેવાનો અર્થ એવો જણાય છે કે ચેલાઓની નિંદા થાય, અથવા બીજે કોઇ કારણે તેઓ પર બીજાઓ તરફથી દુઃખ આવે, તો એવા સંજોગોમાં ખ્રીસ્તી સેવકને છાજે એવી ગંભીરતા સહિત તેઓએ વર્તવું જોઇએ.

૨. ૨૫ તથા ૨૬મી કલમોમાં પ્રભુએ જે ચેતવણી આપી હતી, તે અહીં આગળ તે ફરી આપે છે. "જે તારૂં બદન લેવા સારૂ તારા પર દાવો કરે, તેને તારો અંગરખો પણ લેવા દે." કોઇ માણસને દેવું હોય, તો યહુદી કાયદા પ્રમાણે સામો માણસ તેનાં વસ્ત્ર જપ્ત કરી શકે (ની. વ. ૨૦ ; ૧૬). દેવાદાર માણસનું બદન લઇ લેવામાં આવે, અને પૈસા વસુલ થાય ત્યાં સુધી તેને પાછું ન આપવામાં આવે તો પણ તે કાયદેસર ગણાતું ; પરંતુ જો તેનો અંગરખો લઇ લેવામાં આવે, તો રાત પડયા અગાઉ તે પાછો આપી દેવાની લઇ લેનારની ફરજ હતી ; કેમકે તે વસ્ત્ર ગરીબ લોકો રાત્રે ઓઢવા માટે વાપરતા હતા (નિર્ગ. ૨૨ ; ૨૬, ૨૭. પુન. ૨૪ ; ૧૦-૧૩. આમ. ૨ ; ૮). અહીં આગળ પણ પ્રભુ પોતાના ચેલાઓને લાક્ષણિક અર્થે કહે છે, કે સલાહને અર્થે આટલો હક પણ છોડી દેવો જોઇએ.

૩. "જે કોઇ બળાત્કારથી તને એક ગાઉ લઇ જાય, તેની સાથે બે ગાઉ જા." 'બળાત્કારથી લઇ જવું' એ ક્રિયાપદમાં 'વેઠ'નો અર્થ સમાએલો છે. તે મૂળ ફારસી શબ્દ હતો, અને ફારસી રાજ્યના વખતથી માંડીને તે

ચાલતો આવેલો હતો. ફારસી રાજાના વખતમાં, સરકારી સમાચાર અમુક જગાએ પહોંચાડવાના હોય, તો ઘોડેસ્વાર લઇ જતા હતા; અને અમુક માઇલની મુસાફરી કર્યા બાદ તેઓ ઘોડાને બદલી નાખતા હતા. આમ કરતાં કરતાં આખરે જે સ્થળે સંદેશો લઇ જવાનો હોય, તે સ્થળે તેઓ પહોંચતા હતા. આ રિવાજ ગ્રીક લોકોએ ચાલુ રાખ્યો. ત્યાર બાદ રૂમી રાજ્યના વખતમાં પણ તેજ રિવાજ રહ્યો, અને લડાઇ વખતે તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. જેમ ફારસી લોકોના વખતમાં, રાજાના નામમાં, રાજાના સમાચાર લઇ જવા માટે માણસો તથા જાનવરોને વેઠે લેવામાં આવતાં હતાં; તેજ પ્રમાણે આપણા પ્રભુના વખતમાં પણ આખા રૂમી રાજ્યમાં લશ્કરનો સરસામાન લઇ જવા માટે તેઓને વેઠે લઇ જવામાં આવતાં હતાં. તેજ નિયમની રૂએ, કુરેનીના સીમોનને પ્રીસ્તનો વધસ્તંભ ઉંચકીને લઇ જવાની ફરજ પાડવામાં આવી હતી (૨૭; ૩૨. માર્ક ૧૫; ૨૧). આ રિવાજને યહુદી લોકો બહુજ ધિક્કારતા હતા. તેજ રિવાજના સંબંધમાં એપીકતીતસ લખે છે, કે "જો કોઇ સૈનિક તારા ગધેડાને વેઠે લે, તો તેને લેવા દે; તારે સામા ન થવું, ને કચકચ પણ ન કરવી; નહિ તો તારા પર માર પડશે, ને તારા ગધેડાને પણ તું ગુમાવી બેસીશ." હવે એ વાતના સંબંધમાં આપણો પ્રભુ જે વચન કહે છે તેનો અર્થ એવો છે, કે પ્રીસ્તીઓએ કરવેરો આપવો, અને હરેક જાતના સાર્વજનિક બોજ તેઓએ ખુશીથી ઉઠાવી લેવા જોઇએ એટલુંજ નહિ, પણ એવો કોઇ પણ બોજો ગેરવાજબી લાગતો હોય, તોપણ તેનો સ્વીકાર કરીને જુલમના પ્રસંગને સેવા કરવાનો પ્રસંગ બનાવી લેવો.

૪. આપવા વિષે. માત્થી ૧૦; ૯ ઉપરથી આપણે જોઇએ છીએ, કે ચેલાઓ પોતાની સાથે નાણું લીધા વિના ઉપદેશ કરવા બહાર ગયા, અને વિશ્વાસીઓના ઉદારપણા ઉપર તેઓના ગુજરાનનો આધાર રહેલો હતો (લુક ૧૦; ૭). તો આવા ચેલાઓને પ્રભુ જ્યારે કહે છે, કે "જે કોઇ તારી પાસે માગે છે, તેને તું આપ, ને તારી કને જે ઉછીનું લેવા ચાહે છે, તેનાથી મોં ન ફેરવ." ત્યારે તેના કહેવાનો અર્થ શો હશે? અવશ્ય તેનો અર્થ એવોજ હશે કે સર્વ મનુષ્યો પ્રત્યે ઉદાર દિલથી વર્તવું જોઇએ. તેઓની પાસે સોનું કે રૂપું ન હોય તો ભલે, પણ તેઓની પાસે જે છે તેનો ઉપયોગ બીજાઓની સેવાને અર્થે થવો જોઇએ (પ્રે. કૃ. ૪; ૬). વળી જેઓની પાસે આ જગતનું દ્રવ્ય છે, તેઓને માટે પણ આ હુકમ બીનશરત આપવામાં આવ્યો નથી. કેમકે 'જે કંઇ તમારી પાસે માગવામાં આવે' એવું નહિ, પણ 'જે કોઇ તમારી પાસે માગે છે' તેને આપવું, એવું લખવામાં આવ્યું છે. વળી ૪૫ મી કલમમાં આપણે જોઇએ છીએ, કે ઉદારતાથી આપનારના સર્વોત્તમ દાખલા તરીકે પ્રભુ પોતાના આકાશી પિતાને દેખાડે છે. તે જોકે પ્રાર્થનાનો જવાબ આપે છે ખરો, તોપણ આપણે માટે જે

હિતકારક નથી, એવું આપણે તેની પાસે માગીએ છીએ ત્યારે તે નહિ આપવામાં પણ તે પોતાની ઉદારતા દર્શાવે છે. વળી પ્રભુ એમ નથી કહેતો કે તમારી પાસે જે કોઇ ઉછીનું માગે, તે દરેકને આપો; પણ એમ કહે છે કે એવાઓની પાસેથી માયાળુપણાએ તેમની વાત સાંભળ્યા વિના મોં ફેરવવું નહિ. અવિચારી થઇને દાન આપવાને પ્રભુ આપણને ઉત્તેજન આપતો નથી; કારણ કે તેમ કરવાથી એ રીતે નુકસાન થાય છે:—

(૧) જેઓને માટે ઇશ્વરે આપણને જવાબદાર કર્યા છે, તેઓ પ્રત્યે આપણી પહેલી ફરજ છે. પાઉલ લખે છે, કે "જે માણસ પોતાની ને વિશેષે કરીને પોતાના કુટુંબની સંભાળ રાખતો નથી, તેણે વિશ્વાસનો ત્યાગ કર્યો છે, એમ સમજવું" (૧ તીમ. ૫ ; ૮). બીજાઓને આપણે આપી શકીએ, તેને માટે આપણે કરકસર કરીએ, તે તો ગુણકારક છે ખરૂં; પણ જેઓ આપણા પર આધાર રાખે છે તેઓને આપણે ઉદારતાના નામમાં નિર્ધન કરી નાખીએ, અથવા આપણે માથે દેવું હોય તે આપ્યા વિના આપણે રહીએ, તો તેનું નામ ઉદારતા નહિ પણ અપ્રમાણિકપણું છે.

(૨) આપણે અવિચારી થઇને દાન આપીએ, તો જેઓને દાન મળે છે તેઓનેજ લાભને બદલે ઉલટું નુકસાન થાય છે. કેમકે તેથી ઘણીવાર તેઓની આળસને ઉત્તેજન આપવામાં આવે છે. ગીતકર્તા કહે છે કે "જે દરિદ્રીની ચિંતા કરે છે, તેને ધન્ય છે" (ગીત. ૪૧ ; ૧), એટલે માણસના સંજોગો ખ્યાલમાં લઇને આપણે તેને દાન આપીએ, ત્યારેજ આપણે તેની ચિંતા રાખી છે, એમ કહી શકાય. પરંતુ જેથી માણસ પોતે પોતાને મદદ કરતો થઇ જાય, એવા રૂપમાં જે દાન આપવામાં આવે, તેજ ખરૂં દાન કહેવાય.

(૬) તારા પડોસી પર પ્રીતિ કર. ૫ ; ૪૩-૪૮.

**[૪૩] તું તારા પડોસી પર પ્રીતિ કર, ને તારા વૈરી ઉપર દ્વેષ કર, એમ કહેલું હતું, એ તમે સાંભળ્યું છે: [૪૪] પણ હું તમને કહું છું કે તમે તમારા વૈરીઓ પર પ્રીતિ કરો, ને જેઓ તમારી પૂઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો; [૪૫] એ માટે કે તમે આકાશમાંના તમારા બાપના દીકરા થાઓ; કારણ કે તે પોતાના સૂરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે, ને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે. [૪૬] કેમકે જે તમારા પર પ્રીતિ કરે છે, તેઓ પર જો તમે પ્રીતિ કરો છો, તો તમને શું ફળ છે? દાણીઓ પણ શું એમ નથી કરતા? [૪૭] અને જો**

**તમે કેવળ તમારા ભાઇઓને સલામ કરો છો, તો તેમાં તમે વિશેષ શું કરો છો? વિદેશીઓ પણ શું એમ નથી કરતા? ⁴⁸ એ માટે જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે સંપૂર્ણ થશો.**

નિયમશાસ્ત્રમાં એમ લખવામાં આવ્યું હતું ખરૂં, કે "તું તારા પડોસી પર પ્રેમ કર (લેવી. ૧૯ ; ૧૮) ; પણ "તારા વૈરી ઉપર દ્વેષ કર" એમ કોઇ પણ જગાએ લખેલું નથી. જો કે તે શબ્દો નિયમશાસ્ત્રમાં સ્પષ્ટ લખેલા મળતા નથી, તોપણ પુન. ૨૩ ; ૩-૬ને આધારે, "વેરી ઉપર દ્વેષ કરવો" એવો મત રાબ્બીઓ રાખતા હતા. લેવી. ૧૯ ; ૧૮માં "તારા લોકના વંશ" એવા શબ્દો મળે છે. તે શબ્દોનો ખુલાસો રાબ્બી લોકો એવી રીતે કરતા હતા, કે તે કલમમાં દેખાડેલી ફરજ કેવળ ઇસ્રાએલી લોકો પ્રત્યેજ બજાવવાની હતી ; તેથી વિદેશીઓ ઉપર દયા દર્શાવવી નહિ, એવું તેઓ સાફ શિખવતા હતા. પાઉલ પોતાના દેશી ભાઇઓના સંબંધમાં એવી સાક્ષી આપે છે, કે "તેઓ ...... સઘળા માણસોના વિરોધી છે" (૧ થેસ્સ. ૨ ; ૧૫). અને ખરેખર! તેઓ જ્યાં જ્યાં વાસો કરવા ગયા, ત્યાં ત્યાં આસપાસના લોકો પ્રત્યે તેઓ એવુંજ મન રાખતા હતા. તે વાતના ઘણા પુરાવા મળે છે. એક લાટિન ઇતિહાસકર્તાના કહેવા પ્રમાણે "એકબીજા પ્રત્યે વિશ્વાસુપણું બતાવવું અને બીજા બધા પ્રત્યે વેરભાવ રાખવો, એ તેઓનાં મુખ્ય લક્ષણો હતાં. તેઓ બેસુનત મુસાફરને રસ્તો દેખાડે નહિ, તેમ પાણીનો કુવો અગર ઝરો પણ બતાવે નહિ." ખરેખર "તારા પડોસી પર પ્રીતિ કર, અને તારા વૈરી પર દ્વેષ કર," એવો તે જમાનામાં યહુદીઓનો રિવાજ હતો. પણ ઇસુ કહે છે, કે "હું તમને કહું છું, કે તમે તમારા વૈરીઓ પર પ્રીતિ કરો, ને જેઓ તમારી પૂઠે લાગે છે તેઓને સારૂ પ્રાર્થના કરો." અહીં આગળ આપણો પ્રભુ જે ફરજ બતાવે છે તે ખરેખર ભારે છે, અને તેમ કરવું એ જો આપણને અશક્ય લાગતું હોય, તો આપણે યાદ રાખવું જોઇએ કે તેજ પ્રમાણે તેની પોતાની વર્તણુક હતી (લુક ૨૩ ; ૩૪). તે આપણને પોતાનાં પગલાંમાં ચાલવા ઉત્તેજીત કરે છે ; માટે તેના કહેવાનો ખરો અર્થ સમજવાની જરૂર છે. "પ્રીતિ કરવી" એ વિચાર દર્શાવવા માટે ગ્રીક ભાષામા જુદાં જુદાં બે ક્રિયાપદ વાપરવામાં આવે છે. એક ક્રિયાપદ,—દીકરો પોતાના બાપ અથવા મા ઉપર જે પ્રીતિ કરે તે દર્શાવવાને માટે( માત્થી ૧૦ ; ૩૭ ), સનાતન પુત્ર પર જે પ્રીતિ સનાતન પિતા રાખે છે તે દર્શાવવાને માટે (યોહ. ૫ ; ૨૦), તેમજ આપણો પ્રભુ પોતાના વહાલા મિત્ર લાજરસ પર કેવી પ્રીતિ રાખતો હતો, તે દર્શાવવાને પણ વાપરવામાં આવે છે (યોહ. ૧૧ ; ૩, ૧૧, ૩૬). એ ક્રિયાપદમાં ખાસ કોમળતાનો અર્થ સમાયલો છે. તે સિવાય બીજું એક ક્રિયાપદ વાપરવામાં આવે છે, જેમાં સામા માણસનો ઉદ્ધાર કે હિત શોધવાની મતલબ રહેલી છે. તે ક્રિયાપદ યોહાન. ૩ ; ૧૬માં મળે છે. અહીં

આગળ પણ એજ ક્રિયાપદ વાપરવામાં આવે છે. જેવી રીતે આપણે પોતાના મિત્રો ઉપર પ્રીતિ રાખીએ છીએ, તેવી રીતે આપણે પોતાના શત્રુઓ ઉપર પ્રીતિ રાખીએ, એવું પ્રભુ આપણી પાસે માગતો નથી; પરંતુ તે એવું માગે છે કે તેઓ આપણને જે ઇજા કરે તેનો બદલો લેવાની ઇચ્છા નહિ રાખતાં, તેઓનું ભલું કરવાની આપણે ઇચ્છા રાખીએ. તેમ કરવું સ્વાભાવિક રીતે આપણને મુશ્કેલ લાગે છે. પરંતુ આકાશી બાપનો સર્વોત્તમ નમુનો દેખાડીને તેમ કરવાને પ્રભુ ઇસુ આપણને ઉત્તેજીત કરે છે. "તે પોતાના સૂરજને ભુંડા તથા ભલા પર ઉગાવે છે, ને ન્યાયી તથા અન્યાયી પર વરસાદ વરસાવે છે." આ વાક્ય પરથી ઇસુ આપણા આકાશી બાપનો નિષ્કપટ પ્રેમ દેખાડીને તેને અનુસરવા માટે આપણને ઉત્તેજન આપે છે. જેવી રીતે પોતાનાં નાલાયક છોકરાં પ્રત્યે આપણો આકાશી પિતા નિત્ય ધીરજ રાખે છે, અને માયાળુપણાથી તેઓને મેળવી લેવાને માટે પ્રયત્ન કરે છે, તેવીજ રીતે આપણા ભૂલા પડેલા ભાઇઓની ચિંતા રાખીને, આપણે પણ ઇશ્વરની સાથે રહીને તેના પ્રયત્નને ટેકો આપવો જોઇએ. બાપનાં લક્ષણો છોકરાંમાં હોયજ. અને બીજાઓ કરતાં આપણો આકાશી બાપ પોતાનાં છોકરાંઓની પાસેથી વિશેષ માગે છે (પુન. ૧૮; ૧૩. લેવી. ૧૯; ૨), માટે આ બાબતમાં છોકરાંઓએ પોતાના બાપના નમુનાને અનુસરવાને પ્રયત્ન કરવો.

(૭) ફરોશીઓના સંબંધમાં પ્રભુ ઈસુની ટીકા. ૬; ૧-૧૮.

**માણસો તમને જુએ એવા હેતુથી તેઓની આગળ તમારાં ધર્મકૃત્યો કરવાથી સાવધાન રહેો; નહિ તો આકાશમાંના તમારા બાપથી તમને ફળ મળવાનું નથી.**

**[2] એ માટે જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે જેમ ઢોંગીઓ સભા-**
**સ્થાનોમાં તથા રસ્તાઓમાં માણસોથી વખાણ પામવાને કરે છે, તેમ**
**તું પોતાની આગળ રણશિંગડું ન વગાડ; હું તમને ખચીત કહું છું કે**
**તેઓ પોતાનો બદલો પામી ચૂક્યા છે. [3] પણ તું જ્યારે દાનધર્મ કરે,**
**ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો હાથ ન જાણે; [4] એ**
**માટે કે તારાં દાનધર્મ ગુપ્તમાં થાય; ને ગુપ્તમાં જોનાર તારો બાપ**
**તને તેનો બદલો આપશે.**

**[5] અને જ્યારે તમે પ્રાર્થના કરો છો ત્યારે ઢોંગીઓના જેવા ન**
**થાઓ; કેમકે માણસો તેઓને જુએ, માટે સભાસ્થાનોમાં તથા**
**રસ્તાઓનાં નાકાંઓ પર ઉભા રહીને પ્રાર્થના કરવાનું તેમને પસંદ**
**છે; હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનો બદલો પામી ચૂક્યા છે.**
**[6] પણ જ્યારે તું પ્રાર્થના કરે, ત્યારે તારી ઓરડીમાં પેસ, ને તારૂં**

બારણું બંધ કરીને ગુપ્તમાંના તારા બાપની પ્રાર્થના કર, ને ગુપ્તમાં
જોનાર તારો બાપ તને બદલો આપશે. ૭ અને તમે પ્રાર્થના કરતાં
વિદેશીઓની પેઠે અમથો લવારો ન કરો, કેમકે તેઓ ધારે છે કે
અમારા ઘણા બોલવાથી અમારૂં સાંભળવામાં આવશે. ૮ એ માટે
તમે તેઓના જેવા ન થાઓ; કેમકે જેની તમને અગત્ય છે, તે તેની
પાસે માગ્યા અગાઉ તમારો બાપ જાણે છે. ૯ માટે તમે આ પ્રમાણે
પ્રાર્થના કરો: ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર
મનાઓ; ૧૦ તારૂં રાજ્ય આવો; જેમ આકાશમાં તેમ પૃથ્વી પર
તારી ઇચ્છા પૂરી થાઓ. ૧૧ દિવસની અમારી રોટલી આજ અમને
આપ. ૧૨ અને જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યાં છે, તેમ તું
અમારાં ઋણો અમને માફ કર. ૧૩ અને અમને પરીક્ષણમાં ન લાવ,
પણ ભુંડાથી અમારો છૂટકો કર. [[કેમકે રાજ્ય તથા પરાક્રમ તથા
મહિમા સર્વકાળ સુધી તારાં છે. આમેન.]] ૧૪ કેમકે જો તમે
માણસોને તેઓના અપરાધ માફ કરો, તો તમારો આકાશમાંનો બાપ
તમને પણ માફ કરશે. ૧૫ પણ જો તમે માણસોને તેઓના અપરાધ
માફ નહિ કરો, તો તમારો બાપ તમારા અપરાધ પણ તમને માફ
નહિ કરશે.

૧૬ વળી જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે ઢોંગીઓની પેઠે લેવાઇ
ગએલા મોંના ન થાઓ, કેમકે લોકોને ઉપવાસી દેખાવા સારૂ તેઓ
પોતાનાં મોં કસાણાં કરે છે. હું તમને ખચીત કહું છું કે તેઓ પોતાનો
બદલો પામી ચૂક્યા છે. ૧૭ પણ તું ઉપવાસ કરે, ત્યારે તારા માથા
પર તેલ ચોપડ, ને તારૂં મોં ધો; ૧૮ એ માટે કે માણસોને નહિ, પણ
તારો બાપ જે ગુપ્તમાં છે તેને તું ઉપવાસી દેખાય, ને ગુપ્તમાં જોનાર
તારો બાપ તને બદલો આપશે.

કાપરનાહુમના સભાસ્થાનમાં જે ભાષણ ઇસુએ કર્યું, તેમાંની આ એક બીજી વાત સુવાર્તિક અહીં આગળ દાખલ કરે છે. ફરોશીઓ કોણ હતા? પ્રભુ ઇસુના જમાનામાં યહુદી ધર્મના અધિકારીઓમાં બે પક્ષ હતા એવું જણાય છે; એટલે સાદુકીઓ તથા ફરોશીઓ. સાદુકીઓ હમેશાં રૂમી અધિકારીઓના પક્ષમાં ઉતરતા હતા, જેથી યાજકપણાને લગતાં કામકાજ રૂમી અધિકારીઓ તરફથી તેમને સોંપવામાં આવેલાં હતાં, અને તે કામને અંગે તેઓ પુષ્કળ દ્રવ્ય મેળવતા હતા. ફરોશીઓનો પક્ષ જુદો હતો. તેમનો મુખ્ય હેતુ ધર્મ સુધારવાનો હતો. તેઓમાં દેશભક્તિ વિશેષ જણાઈ આવે છે, જેથી સાધારણ લોકોનું વલણ તેઓની તરફ હતું. પોતા વિષે તેઓ એમ સમજતા

હતા, કે પુરાતન યહુદી ધર્મના રક્ષક અમેજ છીએ, તેમ તેનો ખુલાસો કરનાર પણ અમેજ છીએ. શરૂઆતમાં તેઓ ઘણા ધાર્મિક હતા, એટલે 'ન્યાયીપણાની શોધ' કરવી તેજ ધર્મ છે, એવું તેઓ સમજતા હતા.

માણસ કેવી રીતે ન્યાયી ઠરે છે? તે પ્રશ્નના જવાબમાં તેઓ એમ કહેતા હતા, કે નિયમ પાળવાથીજ ન્યાયીપણું મળે છે. મુસાના સમય કરતાં અગર આગળના કોઈ પણ સમય કરતાં આપણા પ્રભુના જમાનામાં સુનત, ઉપવાસ, સ્નાન તેમજ સાબ્બાથપાલન સંબંધી, ઘણાજ બારીક નિયમો સ્થાપન થએલા માલમ પડે છે. પ્રભુ ઇસુના વખતમાં ફરોશીઓમાંના કેટલાક એટલું તો સમજતા હતા, કે હૃદયની અશુદ્ધતા તેજ મોટામાં મોટી અશુદ્ધતા છે. પરંતુ તેઓમાંના ઘણાખરા તે વાત પડતી મૂકીને, કેવળ બાહ્ય ક્રિયાથી શુદ્ધતા પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરતા હતા, જેથી કરીને તેઓને "ઢોંગી" એવું નામ ઇસુ ઘણી વાર આપતો હતો. ગ્રીક ભાષામાં "ઢોંગી" શબ્દનો મૂળાર્થ તિરસ્કારસૂચક નહિ, પણ "ખેલાડી" એવો હતો. આ ટીકા પ્રભુએ સભાસ્થાનમાં ફરોશીઓની રૂબરૂ કરી. ફરોશીઓ તો સભાસ્થાનના અધિકારીઓ હતા (૨૩; ૬), માટે તેવાઓને રીસ ચઢાવવી એ જોખમ ભરેલું કામ હતું. ધર્મની બાબતમાં ફરોશીઓ કેવળ ખેલાડી છે, એવું ખ્રીસ્ત જણાવે છે; અને તેના કેટલાક દાખલા આપે છે :—

(૧) દાન આપવા સંબંધી. દાન આપવા વિષે જુના કરારમાં ઘણી જગાએ ફરમાન મળે છે (લેવી. ૧૯; ૯, ૧૦. પુન. ૧૫; ૭-૧૧. ગીત. ૪૧; ૧. ની. ૧. ૨૧; ૧૩). પાછળના વખતમાં 'દાન' અને 'ન્યાયીપણું' એ બે વાતો જાણે કે એકજ હોય, અથવા ધર્મપાલન તે જાણે દાન આપવામાંજ સમાએલું હોય એવું લોકો સમજતા હતા (૨ કર. ૯; ૯). ધર્મની બાબતમાં જેઓનું ન્યાયીપણું કેવળ ઉપર ઉપરનું છે, તેઓને દાન આપવાની બાબતમાં ઢોંગ કરવાનો સારો પ્રસંગ મળે છે. પોતાના ન્યાયીપણા તરફ માણસોનું લક્ષ ખેંચવું એજ કેવળ તેઓનો હેતુ હોય છે. તેથી એવા માણસો બીજા માણસો તરફથી વખાણ પામવાને સભાસ્થાનોમાં તથા રસ્તાઓમાં જાહેર રીતે પોતાનાં દાનધર્મ કરે છે. ખરી રીતે જોતાં, આ પ્રમાણે દાન આપવાની રીત બહુજ અસભ્ય છે, કેમકે તેથી દાન લેનાર માણસને હલકો પાડવામાં આવે છે.

નવા કરારમાં "દાન" શબ્દ આવે છે ત્યારે તેનો અર્થ એવો થાય છે, કે આપણે કેવળ માણસોને કંઇ આપીએ છીએ એટલુંજ નહિ, પણ તેઓની સાથે મિલાપ કરતાં, તેઓના સુખદુઃખમાં સહભાગીદાર થઇએ છીએ (રૂમી. ૧૨; ૧૩ ૨ કર. ૮; ૪. ગલ. ૬; ૬). હેબ્રીઓને પત્રકાર લખે છે, કે "ઉપકાર કરવાનું તથા દાન વહેંચી આપવાનું તમે ભૂલો મા, કેમકે એવા યજ્ઞોથી દેવ બહુ

સંતુષ્ટ થાય છે'' (હેબ્રી. ૧૩ ; ૧૬). દાન આપવાની બાબતમાં એ વાત જોઇએ:— આપણે દાન આપીએ એ જરૂરનું છે ખરૂં, પણ તેની સાથે દાન આપનાર તથા દાન લેનારનો મિલાપ થવો જોઇએ. દાન આપવાની રીતથી આપનાર માણસને મોટો દેખાડવાની મતલબ હોય, ને લેનાર માણસને હલકો દેખાડવામાં આવતો હોય, તો તે ખરૂં દાન કહેવાય નહિ; માટે આપણો પ્રભુ કહે છે, કે "તું જ્યારે દાનધર્મ કરે, ત્યારે જે તારો જમણો હાથ કરે, તે તારો ડાબો હાથ ન જાણે."

(૨) પ્રાર્થના કરવા સંબંધી. ઈશ્વરની સનિદ્ધ આવવામાં પણ ફરોશીઓ માણસો તરફથી વખાણ પામવાની આશા રાખતા હતા. તેથી તેઓ સભાસ્થાનોમાં એટલુંજ નહિ, પણ ઘણા તેઓને જુએ એવાં જાહેર સ્થળોએ ઉભા રહીને પ્રાર્થના કરતા હતા. પ્રાર્થના બે જાતની છે: એક ખાનગી પ્રાર્થના અને બીજી જાહેર પ્રાર્થના. આ બન્ને જાતની પ્રાર્થનાની જરૂર છે; પરંતુ પ્રાર્થનામાં ઇશ્વરની સાથે મિલાપ પામવાનો હેતુ હોય છે, માણસ તરફથી વખાણ પામવાનો હેતુ હોતો નથી. ગ્રીક ભાષામાં "ઓરડી" શબ્દનો અર્થ પ્રથમ તો ખજાનાની જગા અથવા ઘરમાં જે મૂલ્યવાન વસ્તુઓ હોય તેને રાખવાની જગા, એવો થાય છે (લુક ૧૨ ; ૩૪). તે પરથી સામાન્ય રીતે તેનો અર્થ એકાંતની કે ગુપ્ત ઓરડી એવો પણ થાય છે (લુક ૧૨ ; ૩). એવી સવડ ન હોય તો આપણે ઇસુના પોતાના નમુના પ્રમાણે ચાલવું (માત્થી ૧૪ ; ૨૩. માર્ક ૧ ; ૩૫. લુક ૬ ; ૧૨). ઇસુને સવારમાં વહેલા ઉઠીને એકાંત જગાએ જઇ પોતાના બાપની સાથે ખાનગીમાં સંગત રાખવાની ટેવ હતી. એજ પ્રમાણે જેને ઇશ્વરની સંગત પામવાની ખરી ઇચ્છા હોય, તેને તેવો પ્રસંગ પણ મળશે.

રાબ્બીઓની એવી એક કહેવત હતી, કે "જે કોઇ ઘણી ઘણી પ્રાર્થનાઓ કરે છે, તેઓનું સાંભળવામાં આવે છે." તે કારણને લીધે ફરોશીઓને લાંબી લાંબી પ્રાર્થનાઓ કરવાનો શોખ હતો (માર્ક ૧૨ ; ૪૦). યહુદી આપોક્રિફામાં સહુથી સુંદર પુસ્તક 'સભાશિક્ષણ' નામનું છે. તે પુસ્તકના અધ્યાય ૭ ; ૧૪માં બીજા ઇસુએ એટલે શિરાખના દીકરાએ એવું લખ્યું હતું, કે "તારી પ્રાર્થનામાં તારા શબ્દોનું પુનરાવર્તન ન હોય." અહીં આગળ પ્રભુ ઇસુ પણ એને એજ શિક્ષણ ફરી આપતાં કહે છે, કે "તમે પ્રાર્થના કરતાં વિદેશીઓની પેઠે અમથો લવારો ન કરો." "અમથો લવારો" એ શબ્દોનો મૂળ ભાષામાં 'તોતડું બોલવું' એવો અર્થ થાય છે. ૧ રાજા. ૧૮ ; ૨૬ માં લખેલું છે, કે "હે બઆલ, અમને ઉત્તર આપ." એ પ્રમાણે બઆલના યાજકોએ સવારથી તે છેક બપોર સુધી વિનંતી કરી. તેઓ એમ ધારતા હતા, કે અમારા બહુ બોલવાથી અમારૂં સાંભળવામાં આવશે (ની. વ. ૧૦ ; ૧૯).

આપણે એવા લોકોના જેવા થવું નહિ, એવું ખ્રીસ્ત શિખવે છે. આપણા સંબંધી ઇશ્વરને ચિંતા નહિ હોય, અગર આપણી અગત્ય વિષે તે અજાણ્યો હશે, એવું ધારીને તેનું ધ્યાન ખેંચવું એવો પ્રાર્થનાનો હેતુ નથી. પરંતુ ગેથસેમાને વાડીમાં આપણા પ્રભુએ જે પ્રમાણે કર્યું (૨૬; ૩૯), તેજ પ્રમાણે ઇશ્વરની ઇચ્છાને આપણી પોતાની ઇચ્છાઓ આધીન કરવી, એજ પ્રાર્થના કરવાનો ખરો હેતુ છે. "તારી ઇચ્છા પૂરી થાઓ" એ શબ્દોમાં સઘળી ખરી પ્રાર્થનાઓનો સમાવેશ થાય છે.

પ્રભુની પ્રાર્થના. આપણા પ્રભુએ પોતાની જાહેર સેવાના બીજા વરસમાં, બાર શિષ્યોની માગણી પ્રમાણે, જે પ્રાર્થના તેઓને શિખવી (લુક ૧૧; ૧-૪), તે પ્રાર્થના સુવાર્તિકે અહીં આગળ દાખલ કરી છે. પ્રાર્થનાના સંબંધમાં ઇસુએ જે શિક્ષણ આપ્યું, તેનો આ પ્રાર્થના ખરેખર ઉત્તમ દાખલો છે. વિદેશીઓની તેમજ ફરોશીઓની પ્રાર્થનાઓ કરતાં તે છેક જુદી જણાઇ આવે છે; તે ટુંકી છે એટલુંજ નહિ, પણ સાદી છે. એક બાબત સિવાય, તેમાં કેવળ આત્મિક બાબતો સંબંધી વિનંતી કરવામાં આવે છે. ઇશ્વરનો મહિમા, તેના રાજ્યની વૃદ્ધિ, માફી, પરીક્ષણથી દૂર રહેવું અને તેના પર જય પામવો, એવા એવા ઉમદા વિષયો આ પ્રાર્થનામાં સમાએલા છે.

પ્રાર્થનાની શરૂઆતમાં "અમારા બાપ" એ શબ્દો આપણને મળે છે. ઇશ્વર ખરેખર આપણો બાપ છે અને આપણ સર્વે ભાઇઓ છીએ, અને આ શબ્દો આપણે બોલીએ છીએ ત્યારે તે વાત આપણે કબુલ કરીએ છીએ. આપણી પ્રાર્થનામાં આપણે એ વાત કબુલ રાખીએ, એવી ખ્રીસ્તની ઇચ્છા છે.

આપણા બાપનું માન વધે તથા તેના રાજ્યની વૃદ્ધિ થાય, તે સહુ કરતાં ઇચ્છવા જોગ વાત છે; તેથી આપણે તેની પ્રથમ માગણી કરીએ, એવું ઇસુ ખ્રીસ્ત ઇચ્છે છે. યહુદીઓમાં એક કહેવત હતી, કે "જે પ્રાર્થનામાં ઇશ્વરના રાજ્યનું નામ લેવામાં આવતું નથી, તે તો પ્રાર્થનાજ નથી." વળી આપણને માફી મળે ને પરીક્ષણથી આપણે છૂટકો પામીએ, એવી પ્રાર્થના આપણે કરીએ છીએ ત્યારે તેમાં પણ આપણે આપણા બાપનું માન તથા તેના રાજ્યની વૃદ્ધિ શોધીએ છીએ; કેમકે બીજાંઓને આપણે જે કંઇ ઇજા કરીએ છીએ, એથી રાજ્યના ભાઇપણાના નિયમનો ભંગ થાય છે; પરંતુ જ્યારે આપણને તે ગુનાહની માફી મળે અને એવા બીજા ગુનાહ કરતાં આપણે અટકી જઇએ, ત્યારે તેમાં રાજ્યની વૃદ્ધિ થાય છે. અહીં આગળ "ભુંડાઇથી" નહિ, પણ "ભુંડાથી" અમારો છૂટકો કર, એવા શબ્દો છે; એટલે જે ભુંડો છે તેનાથી આપણો બચાવ થાય, એવી પ્રાર્થના આપણે કરીએ છીએ. પરીક્ષણ તે તો પાપ નથી એ ખરૂં, પણ તેથી

પાપ કરવાની તક મળે છે; માટે આપણી નબળાઇ સમજીને આપણે પરીક્ષણથી દૂર રહેવા માટે પ્રયત્ન કરીએ, તેમાં આપણું કલ્યાણ સમાએલું છે. આપણે જાણી જોઇને પરીક્ષણમાં ન આવી પડીએ, તે વિષે આપણે ખાસ કાળજી રાખવી જોઇએ; પરંતુ અણધારી રીતે આપણું પરીક્ષણ થાય ત્યારે તેના પર આપણે જય પામી શકીએ, એવી કૃપા આપણા આકાશી બાપ પાસે નિત્ય માગી લેવી. આ પ્રાર્થનામાં જે વિષય આપણને મળે છે, તે પીતરના પહેલા પત્રનો આધાર છે. દિવસની રોટલી માગવામાં આવે છે તે વાતમાં, અને કલમ ૩૧-૩૩માં જે વાત છે તેમાં, શું કંઇ તફાવત છે? તેમાં તફાવત છે, એવું સમજીને કેટલાએક એવો ખુલાસો કર્યો છે, કે પ્રભુની પ્રાર્થનામાં "જે અન્ન નાશવંત છે તેને સારૂ નહિ, પણ જે અન્ન અનંતજીવન સુધી ટકે છે" (યો. ૬; ૩૭), તે રોટલી માગવાની વાત છે. વળી સંત ઓગસ્ટિને એ માગણી પરથી સંસ્કારનો અર્થ લીધો, અને પોતે એમ સમજતો હતો, કે આ પ્રાર્થના રોજ રોજ પ્રભુભોજન પાળવાનું શિખવે છે. પણ "દિવસની રોટલી" એનો ખરો અર્થ એ જણાય છે, કે 'ચાલતા દિવસની રોટલી' અથવા 'આવનાર દિવસની રોટલી.'

૩૪મી કલમમાં આપણો પ્રભુ કહે છે, કે "આવતી કાલને સારૂં ચિંતા ન કરો." તો આ બન્ને વાતો પરસ્પર વિરૂદ્ધ છે કે કેમ? એવો સવાલ ઉભો થાય છે. આ પ્રાર્થના આપણા પ્રભુએ કયા પ્રસંગે પોતાના શિષ્યોને શિખવી, તે વાત જો આપણે ખ્યાલમાં લઇએ તો એ મુશ્કેલી દૂર થાય છે. પ્રભુ પોતે પોહ ફાટયા અગાઉ એક ઠેકાણે પ્રાર્થના કરતો હતો (લુક ૧૧; ૧), એ સમયે શિષ્યો પાછળથી તેની પાસે ગયા. તેઓ પોતાનું બધું મૂકીને તેની પાછળ ચાલ્યા હતા, માટે ઇસુ તેઓને શિખવે છે, કે તમારા પોષણને અર્થે તમે ચિંતા ન કરો; પણ દરેક દિવસને માટે જોઇતી રોટલી બાપ તમને આપશે, એવો ભરોસો તમે રાખો. આ પ્રાર્થના 'સવારની પ્રાર્થના' છે. તે પરથી એવું શિખવવામાં આવે છે કે દરેક દિવસના શ્રમ તથા મહેનતમાં આપણે પ્રવેશ કરીએ ત્યારે ચિંતાસહિત નહિ પણ ભરોસાસહિત આપણે પ્રવેશ કરવો જોઇએ. પ્રભુના શિષ્યોની સ્થિતિ તરફ જોતાં આ પ્રાર્થના તેઓને કેટલી છાજતી લાગે છે!

પ્રભુની પ્રાર્થના જે રૂપમાં અહીં આગળ મળે છે તેની આખરે એક સ્તોત્રવચન આવે છે, પરંતુ સહુથી પુરાતન તથા સારા હસ્તલેખોમાં તે વચન મળતું નથી. તેનું કારણ એ છે કે પાછળના જમાનામાં જાહેર ભજનસેવાના કામમાં વાપરવા અર્થે આ સ્તોત્રવચન ઉમેરવામાં આવ્યું હશે.

આપણે જ્યારે પ્રાર્થના કરીએ છીએ, ત્યારે પ્રભુ ઇસુ ખ્રીસ્તના નામમાં અગર તેની ખાતર વિનંતી કરીએ છીએ. પરંતુ ખ્રીસ્ત હજુ આ દુનિયા પર હતો એ દરમિયાન, તેના સંપૂર્ણ કરેલા કામને લીધે, તેના નામમાં શિષ્યો વિનંતી

કરી શકે એવું નહોતું; પણ જે રાતે તેને પરસ્વાધીન કરવામાં આવ્યો, તે રાતે તેણે તેઓને કહ્યું, કે "હું તમને ખચીત ખચીત કહું છું, કે જો તમે બાપ પાસે કંઇ માગશો તો તે તમને મારે નામે તે આપશે. હજી સુધી મારે નામે તમે કંઇ માગ્યું નથી; તમારો આનંદ સંપૂર્ણ થાય માટે માગો, ને તમને મળશે" (યોહ. ૧૬; ૨-૪). તેથી હાલમાં આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્તના નામમાં પ્રાર્થના કરીએ છીએ.

જાણવા જેવી વાત એ છે, કે પ્રભુની પ્રાર્થનામાં જે જે વિનંતીઓ કરવામાં આવે છે, તેઓમાંની એકજ વિનંતીનો વિસ્તાર કરવામાં આવે છે (કલમ ૧૪, ૧૫). તે વિનંતીમાં આપણે એવી પ્રાર્થના કરીએ છીએ, કે "જેમ અમે અમારા ઋણીઓને માફ કર્યા છે, તેમ તું અમારાં ઋણો અમને માફ કર." એ ઉપરથી જે ફરજ આપણને બતાવવામાં આવે છે તે એવી જણાય છે, કે ઇશ્વર પાસેથી જેવી માફી મેળવવાની આપણે આશા રાખીએ, તેના પ્રમાણમાંજ આપણે બીજાઓને માફી આપવી જોઇએ. ઇશ્વર આપણને કેવી રીતે માફી આપે છે? પવિત્ર શાસ્ત્ર એવું શિખવે છે કે જો કે અણપસ્તાવિકો પ્રત્યે પણ તે માફી આપનાર છે, અને તેઓનાં હૃદય મેળવી લેવા તે નિત્ય પ્રયત્ન કરે છે, તોપણ જ્યાં જ્યાં પસ્તાવો નથી, ત્યાં ત્યાં માફી પણ થઇ શકતી નથી (૧ યોહ. ૧; ૯). એવીજ રીતે જેઓએ આપણને નુકસાન કર્યું હોય તેઓ પસ્તાવો કરીને આપણી સાથે સલાહ કરવાનું મન બતાવે, ત્યારે આપણે જો તેઓનો આવકાર કરીએ તો આપણે પ્રભુનો હુકમ પાળીએ છીએ; અને જેમ આપણે પ્રાર્થના કરીએ છીએ કે ઇશ્વર આપણાં ઋણો માફ કરે, તેજ પ્રમાણે તેઓનાં ઋણો પણ આપણે માફ કરીએ છીએ. જ્યાં સુધી આપણાં હૃદયમાં વેર કે ઇર્ષા હોય, ત્યાં સુધી આપણે બાપની પાસેથી માફી પામવાની આશા રાખી શકીએ નહિ.

(૩) ઉપવાસ કરવા વિષે. પુરાતન યહુદી ધર્મમાં, અમુક ઠરાવેલે સમયે ઉપવાસ કરવો એવો રિવાજ નહોતો. પરંતુ લડાઇ, મરકી, અનાવૃષ્ટિ કે દુકાળ જેવા સામાજિક આફતના પ્રસંગોમાં જાહેર ઉપવાસ ઠરાવવામાં આવતો હતો. ધાર્મિક લોકો પણ પોતપોતાની ખાનગી અગત્ય પ્રમાણે ઉપવાસ કરતા હતા. પરંતુ આટલાજ ઉપવાસથી ફરોશીઓ સંતોષ માનતા ન હતા, જેથી તેઓ અઠવાડીઆમાં બે વખત ઉપવાસ કરતા હતા (લુક ૧૮; ૧૨), એટલે દર સોમવારે તથા ગુરૂવારે. તે દિવસોએ ઉપવાસ કરવાનાં કારણ એવાં હતાં કે ગુરૂવારે મુસા સિનાય પહાડ પર ચઢયો હતો અને સોમવારે તે નીચે ઉતર્યો હતો. વળી તે બે દિવસે સભાસ્થાનમાં લોકો ભેગા થતા હતા, તેથી ફરોશીઓને પોતાની ધાર્મિકતા જાહેર કરવાનો સારો પ્રસંગ મળતો હતો. ઉપવાસ કરવાની તેઓની જે રીત હતી, તે રીત પર યશાયાહ પ્રબોધકે ટીકા કરી હતી (યશા. ૫૮; ૫).

યહુદી લોકો મિજબાની કરતા ત્યારે પોતાનાં માથાંમાં તેલ ચોળતા અને એવી રીતે પોતાનો આનંદ જાહેર કરતા હતા; પણ ઉપવાસને દિવસે તેઓ ઉઘાડા પગે ચાલતા, માથા પર રાખ નાખતા અને પોતાનાં મ્હોં કસાણાં કરતા. આવું જોઇને ખ્રીસ્તને કંટાળો આવતો હતો, તેથી તે કહે છે, કે "તું ઉપવાસ કરે, ત્યારે તારા માથા પર તેલ ચોપડ, ને તારૂં મ્હોં ધો; એ માટે કે માણસોને નહિ, પણ તારો બાપ જે ગુપ્તમાં છે તેને તું ઉપવાસી દેખાય, ને ગુપ્તમાં જોનાર તારો બાપ તને બદલો આપશે."

આપણાં દુઃખો ભલે ખરાં હોય, તો પણ આપણા ભાઇઓ જે પ્રત્યેકને પોતપોતાનાં પુષ્કળ દુઃખો હશે, તેઓની આગળ તે ધરી રાખીએ એ શોભતું નથી. એના કરતાં આપણાં દુઃખો તથા પાપો આપણે ખાનગીમાં ઇશ્વરને જણાવીએ; પરંતુ આપણા ભાઇઓને તો આનંદી ચહેરાસહિત આપણે મળીએ, ને તેથી તેઓને હિમ્મત આપીએ, એવી આપણા પ્રભુની ઇચ્છા છે.

(૮) દૈહિક ચિંતા. ૬ ; ૧૯-૩૪

**૧૯ પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો, જ્યાં કીડા તથા**
**કાટ નાશ કરે છે, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરી જાય છે.**
**૨૦ પણ તમે પોતાને સારૂ આકાશમાં દ્રવ્ય એકઠું કરો, જ્યાં કીડા અથવા**
**કાટ નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરી જતા**
**નથી. ૨૧ કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે ત્યાંજ તમારૂં ચિત્ત પણ રહેશે.**
**૨૨ શરીરનો દીવો તે આંખ છે; એ માટે જો તારી આંખ નિર્મળ**
**હોય, તો તારૂં આખું શરીર પ્રકાશે ભરેલું થશે. ૨૩ પણ જો તારી**
**આંખ ભુંડી હોય, તો તારૂં આખું શરીર અંધકારે ભરેલું થશે; માટે**
**તારામાં જે અજવાળું છે, તે જો અંધકારરૂપ હોય, તો તે અંધકાર**
**કેટલો મોટો! ૨૪ કોઇથી બે ધણીની ચાકરી કરાય નહિ; કેમકે તે**
**એક પર દ્વેષ કરશે, ને બીજા પર પ્રીતિ કરશે; અથવા તે એકના**
**પક્ષનો થશે, ને બીજાનો તિરસ્કાર કરશે; દેવની તથા દ્રવ્યની**
**સેવા તમારાથી કરાય નહિ. ૨૫ એ માટે હું તમને કહું છું કે તમારા**
**જીવને સારૂ ચિંતા ન કરો, કે અમે શું ખાઇશું અથવા શું પીઇશું.**
**અને તમારા શરીરને સારૂ ચિંતા ન કરો, કે અમે શું પહેરીશું. શું,**
**જીવ ખોરાક કરતાં, ને શરીર લુગડાં કરતાં અધિક નથી? ૨૬ આકાશનાં**
**પક્ષીઓને જુઓ; તેઓ તો વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખા-**
**રોમાં ભરતાં નથી, તો પણ તમારો આકાશમાંનો બાપ તેઓનું પાળણ**
**કરે છે; તો તેઓ કરતાં તમે અધિક નથી શું? ૨૭ અને ચિંતા કરવાથી**
**તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકે છે? ૨૮ અને**

લુગડાં સંબંધી તમે ચિંતા શા માટે કરો છો? ખેતરનાં ફૂલઝાડોનો
વિચાર કરો, કે તેઓ કેવાં વધે છે; તેઓ મહેનત કરતાં નથી, તેઓ
કાંતતાં પણ નથી; [29]તોપણ હું તમને કહું છું કે સુલેમાન પણ
પોતાના સઘળા મહિમામાં તેઓમાંના એકના જેવો પહેરેલો ન
હતો. [30]એ માટે ખેતરનું ઘાસ જે આજ છે, ને કાલે ભઠ્ઠીમાં ફેંકાય
છે, તેને જો દેવ એવું પહેરાવે છે, તો, ઓ અલ્પવિશ્વાસીઓ, તમને
શું એથી વિશેષ નહિ પહેરાવશે? [31]માટે અમે શું ખાઇએ, અથવા
શું પીઇએ, અથવા શું પહેરીએ, એમ કહેતાં ચિંતા ન કરો. [32]કારણ
કે એ સઘળાં વાનાં વિદેશીઓ શોધે છે; કેમકે તમારો આકાશમાંનો
બાપ જાણે છે કે એ બધાંની તમને અગત્ય છે. [33]પણ તમે પહેલાં
તેના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, એટલે એ બધાં વાનાં
પણ તમને અપાશે. [34]તે માટે આવતી કાલને સારૂ ચિંતા ન કરો,
કેમકે આવતી કાલ પોતા[ની વાતો]ની ચિંતા કરશે; દહાડાને સારૂ
તે દહાડાનું દુઃખ બસ છે.

પ્રભુ ઇસુએ દ્રવ્યના લોભ વિષે જે ભાષણ (લુક ૧૨; ૧૩–૩૪) કર્યું, તેમાંથી આ વાત સુવાર્તિકે લીધી છે. લુક ૧૨; ૧૩ પરથી જણાય છે, કે કોઇક બે ભાઇઓની વચમાં મિલકતની વહેંચણી વિષે તકરાર થઇ હતી, તેનો નિકાલ કરવા તેઓએ ઇસુને વિનંતી કરી. જવાબમાં ઇસુએ એક મૂર્ખ ધનવાનનું દૃષ્ટાંત તેઓને કહ્યું. ત્યાર પછી ઇસુ પોતાના શિષ્યોની સાથે એકલો હતો ત્યારે તેણે તેઓને પોતાની રીત પ્રમાણે (માર્ક ૪; ૩૪) તે દૃષ્ટાંતનો અર્થ શીખવ્યો. તે દૃષ્ટાંતના સમાપ્તિના શબ્દો એવા હતા, કે "જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે અને દેવ પ્રત્યે ધનવાન નથી તે તેવોજ છે." ઇસુ પોતાના શિષ્યોની સાથે એકલો છે, ત્યારે આ વાતનો વિસ્તાર તે તેઓની આગળ કરવા લાગે છે. જાણવા જેવી વાત એ છે કે જેઓની આગળ ઇસુ ખ્રીસ્ત દ્રવ્યના જોખમ વિષે વિવેચન કરે છે, તેઓ તો ગાલીલના ગરીબમાં ગરીબ માણસો હતા. આવા ગરીબ લોકોને આકાશમાં દ્રવ્ય એકઠું કરવા કહેવાનું શું કારણ? તેનું કારણ એ છે કે પૈસા ઉપર પ્રેમ રાખવાથી જેટલું જોખમ ધનવાન માણસને હોય છે, તેટલુંજ જોખમ ગરીબ માણસને પણ હોય છે.

સંપત મેળવવી તે પાપ છે, એવું અહીં આગળ અગર બીજી કોઇ જગાએ ઇસુ ખ્રીસ્ત શિખવતો નથી. એથી ઉલટું, જે વિશ્વાસુ ચાકરોએ ઉદ્યોગ કરીને પોતાના દ્રવ્યમાં બમણો વધારો કર્યો, તેઓનાં તે વખાણ કરે છે (૨૫; ૧૪–૩૦). જેઓની પાસે દ્રવ્ય હોય, તેઓને સેવા કરવાની કેટલી સારી તક મળે છે, તે ઇસુના પોતાના અનુભવ ઉપરથી માલમ પડે છે; કેમકે લુક ૮; ૩

પ્રમાણે તેના શિષ્યોમાં જેઓની સ્થિતિ સારી હતી, તેઓ પર પોતાના નિર્વાહ અર્થે ઇસુ આધાર રાખતો હતો.

દ્રવ્ય વિષે ખ્રીસ્તનું શિક્ષણ એવું છે, કે જેની પાસે તે હોય તે ઇશ્વરની દષ્ટિમાં કારભારી જેવો છે. ખ્રીસ્તી માણુસ પોતાના કામમાં ઉદ્યોગી રહે એ તેની ફરજ છે, એ માટે કે તે કોઇનો દેવાદાર ન થાય એટલુંજ નહિ, પણ અગત્યના પ્રસંગે બીજાઓને તે સહાય આપી શકે. પાર્થિવ વાનાં પર બેહદ ચિત્ત લગાડવું અગર પોતાનાજ સ્વાર્થને અંગે તેનો ઉપયોગ કરવો, એ વાતને અહીં આગળ ઇસુ ખ્રીસ્ત વખોડી કાઢે છે. પ્રભુ ઇસુ દ્રવ્યને વખોડતો નથી, પણ સ્વાર્થને વખોડે છે. સ્વાર્થ બીજી વાનો સાથે પણ સંબંધ ધરાવે છે. જગતી સ્વાર્થ ત્રિએક છે, એટલે તેમાં દૈહિક વાસના, આંખોની લાલસા અને જીવનનો અહંકાર (૧ યો. ૨ ; ૧૬), એ ત્રણેનો સમાવેશ થાય છે, અને ઇશ્વરની સેવામાં આ ત્રણે ખલેલ પહોંચાડનાર છે.

૧. 'મિલકત'માં અને 'ખજાના'માં તફાવત છે. દરેકની પાસે મિલકત તો હોય પણ તે મિલકત પર જોઇએ તે કરતાં વધારે પ્રેમ રાખીએ, અગર તે પર જોઇએ તે કરતાં અધિક ચિત્ત લગાડીએ, તો તે ખજાનારૂપ થઇ જાય છે. મિલકતને ખજાનારૂપ કરી દેવી એ મૂર્ખાઇ છે, અને એ મૂર્ખાઇ આ વાતમાં રહેલી છે કે, એવી સર્વ વસ્તુઓ નાશવંત છે. વસ્ત્રને કીડા બગાડે છે અને પૃથ્વીનાં ફળ અથવા કિંમતી ધાતુઓ ભેગાં કરેલાં હોય, તો પણ હમેશાં કાટ, સડા તથા ચોરની બીક રહે છે. આપણે દ્રવ્ય વિના આ દુનિયામાં આવ્યા છીએ, અને દ્રવ્ય વિના તેમાંથી નીકળી જવાના છીએ. એવી એક કહેવત છે કે, "આપણો છેલ્લો જામો ગજવા વગરનો બનાવેલો હોય છે." પ્રેમનો ખજાનો તેજ સદાકાળનો છે. પ્રેમ વગર બીજી કોઇ પણ વસ્તુ ઉપર આપણે ચિત્ત લગાડીએ તો આપણે નિરાશ થવાના જોખમમાં આવીએ છીએ. અરબસ્તાનના પ્રબોધકે ઠીક કહ્યું છે, કે "આ દુનિયામાં માણસે પોતાના ભાઇનું જે કંઇ ભલું કર્યું હોય, તેજ તેનું ખરૂં દ્રવ્ય છે. જ્યારે તે મરી જશે ત્યારે લોકો એવું પૂછશે કે, તે શી શી મિલકત મૂકી ગયો ; પરંતુ દૂતો એવું પૂછશે કે, તેણે પોતાની આગળ શાં શાં સારાં કૃત્યો મોકલી દીધાં છે?"

૨. પૃથ્વી પરના ખજાના પર ચિત્ત લગાડવાથી, આત્મિક રીતે જોવાની માણસની શક્તિમાં ખલેલ પહોંચે છે. "નિર્મળ આંખ" અને "ભુંડી આંખ" તે તે જમાનામાં ઔષધવિદ્યામાં વપરાતા સાધારણ શબ્દો હતા. આંખને શરીરનું અજવાળું અથવા 'આત્માની બારી' એ નામ આપ-

વામાં આવતું હતું ; કારણ કે શરીર તે આત્માની ઓરડી છે, અને બારી વિના આત્માને અંધારામાં રહેવું પડે. "નિર્મળ આંખ" પરથી તંદુરસ્ત આંખ અને "ભુંડી આંખ" પરથી રોગિષ્ટ આંખ દેખાડવામાં આવે છે. પ્રકાશને માટે શરીર આંખ ઉપર આધાર રાખે છે, પણ તેમાં જેટલે દરજ્જે ખામી હોય તેટલે દરજ્જે શરીરને અજવાળાનો ઓછો અનુભવ થાય છે. એવીજ રીત આત્મિક બાબત જોવાની શક્તિને દૈહિક બાબત ખલેલ પહોંચાડે છે.

૩. જે ખરો વિશ્વાસી છે તેને દૈહિક ખજાના ઉપર ચિત્ત લગાડવું અશક્ય લાગે છે. જે પર આપણું ચિત્ત લાગેલું અગર ચોંટેલું હોય, તેજ આપણો ધણી છે (રૂમી. ૬ ; ૧૬). "કોઇ માણસ બે ધણીની ચાકરી કરી શકતો નથી," એવી એક પુરાતન કહેવત હતી. ઇસુ કહે છે, કે "દેવની તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહિ." જે દ્રવ્ય પ્રમાણિકપણાથી પ્રાપ્ત કરેલું હોય તે ઇશ્વરનું એક સારૂં દાન છે, પરંતુ તેના પર પ્રેમ કરવાથી તે આપણો ધણી થઇ જાય, એવું જોખમ રહે છે.

આપણો પ્રભુ પોતાના ચેલાઓને સંબોધીને કહે છે, કે તમે ઇશ્વરના સેવકો છો, માટે તમારે સંપૂર્ણ રીતે તેને પોતાનું અર્પણ કરી દેવું જોઇએ. ઇશ્વરની સેવા અને દ્રવ્યની સેવા, આ બન્ને કામ તમારાથી એક સામટાં થઇ શકે એમ નથી. માટે તમારી સેવામાં દૈહિક ચિંતાને કારણે ખલેલ ન પહોંચે તે વિષે તમારે ખાસ કાળજી રાખવાની છે. માણસો સ્વાભાવિક રીતે ખાવાપીવા તથા પહેરવાઓઢવા વિષે ચિંતા કરે છે ; પરંતુ ખ્રીસ્ત શિખવે છે, કે એવી ચિંતા રાખવાની જરૂર નથી, અને એવી ચિંતા રાખવાથી તમને કશો ફાયદો પણ નથી, તેમજ એવી ચિંતા રાખવામાં જોખમ રહેલું છે. હવે કેટલાક દાખલા લઇને પ્રભુ ઇસુ પોતાના શિષ્યોને એ વાત શિખવે છે :—

૧. ગુજરાન સંબંધી ચિંતા કરવી તે અયોગ્ય છે, એવું પ્રભુ ઇસુ પક્ષીઓના દાખલા પરથી સમજાવે છે. આકાશનાં પક્ષીઓને જુઓ અથવા કાગડાને જુઓ (લુક ૧૨ ; ૨૪). "તેઓ તો વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં નથી, તો પણ તમારો આકાશમાંનો બાપ તેઓનું પાળણ કરે છે ; તો તેઓ કરતાં તમે અધિક નથી શું ?" પુરાતન કાળમાં ગીતકર્તાએ પણ એમજ કહ્યું હતું : "પશુને તેમજ પોકાર કરતાં કાગડાનાં બચ્ચાંને પણ તે ખોરાક આપે છે" (ગીત. ૧૪૭ ; ૯). આ ઉપરથી પ્રભુ ઇસુ એવું શિખવે છે, કે આપણો આકાશી બાપ જે પક્ષીઓને પણ યાદ રાખે છે, તે પોતાનાં છોકરાંને ભૂખ્યાં રહેવા દેશે નહિ.

વળી પ્રભુ એમ કહે છે, કે "ચિંતા કરવાથી તમારામાંનો કોણ પોતાના કદને એક હાથભર વધારી શકે છે?" ગ્રીકમાં જે શબ્દનો તરજુમો "કદ" થાય છે, તેનો તરજુમો "વય" પણ થઇ શકે. અહીં આગળ એજ તેનો ખરો અર્થ છે. વળી એક હાથ એટલે અરાઢ ઇંચ; તે તો માણુસના કદમાં મોટો વધારો કહેવાય. લુક ૧૨ ; ૨૬ માં લખેલું છે, કે "જે સૌથી નાનું કામ તે જો તમે કરી શકતા નથી, તો તમે બીજા વિષે કેમ ચિંતા કરો છો?" એ ઉપરથી સાફ જણાય છે કે, આ વાક્યમાં કદનું માપ નહિ, પણ વખત કે વયનું માપ દેખાડવામાં આવે છે. ગીતકર્તા પણ એજ પ્રમાણે લખે છે, કે "તેં મારા દિવસ મુઠ્ઠીભર કર્યા છે" (ગીત. ૩૯ ; ૫). ઇસુનો પ્રશ્ન એવો છે, કે તમારામાંનો કોણ પોતાના વયમાં એક હાથભર લંબાણ કરી શકે છે? ગુજરાન વિષેની ચિંતા કરવી એ જરૂરનું નથી એટલુંજ નહિ, પણ તે વ્યર્થ છે, અને એથી વિશ્વાસની ઉણપ દેખાડવામાં આવે છે.

૨. એજ પ્રમાણે આપણે આપણાં શરીર વિષે ચિંતા નહિ રાખવી જોઇએ, એવું પ્રભુ ઇસુ ફૂલઝાડના દાખલા પરથી સમજાવે છે. પુરુષો તથા સ્ત્રીઓની માફક "તેઓ મહેનત કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી, તો પણ સુલેમાન પોતાના સઘળા મહિમામાં તેઓમાંના એકના જેવો પહેરેલો ન હતો. એ માટે ખેતરનું ઘાસ જે આજ છે, ને કાલે ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને જો દેવ એવું પહેરાવે છે, તો ઓ અલ્પવિશ્વાસીઓ, તમને શું એથી વિશેષ નહિ પહેરાવશે?" રોટલી પકાવવા માટે યહુદીઓ ૩ ફૂટ ઉંડો અને ૨½ ફૂટ પહોળો એવો બરણીના ઘાટનો ખાડો ખોદતા હતા, ને તેને અંદરથી ચણી લેતા હતા; પછી જ્યારે રોટલી બનાવવી હોય ત્યારે અંદર ઘાસ નાખીને તેને સળગાવતા હતા, અને સારીપેઠે ગરમ થયા પછી લોટની રોટલી વણીને અંદરની બાજુએ ચોંટાડતા હતા; એવી રીતે તે ખાવાને સારૂ તૈયાર થતી હતી. આવું ક્ષણિક ઘાસ, જે આજ છે ને કાલે ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને ઇશ્વર લીલોતરીની સુંદરતાએ શણગારે છે; તો તેનાં છોકરાં, જેઓને તેણે પોતાની પ્રતિમા પ્રમાણે સૃજ્યાં છે અને જેઓમાં અમર આત્મા છે, વળી જેઓ તેને વહાલાં છે, તેવાંને તે શું નહિ પહેરાવે?

આવા આવા દાખલાઓ આપ્યા બાદ પ્રભુ ઇસુ ફરીથી કહે છે, કે "અમે શું ખાઇએ, અથવા શું પીઇએ, અથવા શું પહેરીએ, એમ કહેતાં ચિંતા ન કરો."

છેવટે ત્રણ કારણ બતાવીને તે પોતાનું વિવેચન બંધ કરે છે :—

૧. દૈહિક ચિંતા રાખવી, તે ખ્રીસ્તી માણસનું લક્ષણ નહિ, પણ વિદેશી માણસનું લક્ષણ છે. વિદેશીઓ, જેઓ જગતમાં આશા-રહિત તથા ઇશ્વરહીન છે, તેઓ એ સઘળાં વાનાં શોધે તે સ્વાભાવિક છે; પરંતુ આપણે, જેઓ પોતાના આકાશી પિતાને ઓળખીએ છીએ ને તેની દયા જાણીએ છીએ, તેઓએ શું કરવા ચિંતા રાખવી અગર બીવું ?

૨. ચિંતા રાખ્યા કરતાં બીજો એક ઉત્તમ માર્ગ છે: "તમે પહેલાં દેવના રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, એટલે એ બધાં વાનાં પણ તમને અપાશે." સુવાર્તિકોના લખાણોમાં મળી આવતાં નથી, એવાં પ્રભુ ઇસુનાં કેટલાંક વચનો પ્રાચીન મંડળીનાં બીજાં લખાણોમાં મળી આવે છે. તેઓમાંનું એક વચન એવું છે, કે "મોટાં મોટાં વાનાં માગો એટલે તમને નાનાં નાનાં વાનાં પણ આપવામાં આવશે; આકાશી વાનાં માગો એટલે તમને પાર્થિવ વાનાં પણ આપવામાં આવશે." ખરેખર! આકાશી વાનાં તેજ મોટાં વાનાં કહેવાય; અને તેમાંનું સૌથી મોટું વાનું તે આપણા આકાશી બાપનું રાજ્ય તથા તેનું ન્યાયીપણું છે. જો આપણે તે માગીએ, અને ખરા દિલથી તેને અર્થે આપણું જીવન ગાળીએ, તો નિ:સંદેહ આપણે ઇશ્વર પ્રત્યે ધનવાન થઇશું. માર્કસ ઑરેલીઅસ નામનો એક પ્રખ્યાત લાટિન ગ્રન્થકર્તા લખે છે, કે "દરેક માણસ જે બાબતોની ચિંતા રાખે છે તે બાબતોનું મૂલ્ય જેટલું હોય, તેટલું તેનું પોતાનું મૂલ્ય છે."

૩. બીક રાખવી તે તો બધા દુ:ખ કરતાં મોટામાં મોટું દુ:ખ છે. આગળથી આપણે ધારીએ છીએ, તેટલું દુ:ખ ભાગ્યેજ આપણા અનુભવમાં આવે છે; તેમજ અગાઉથી ધારેલું દુ:ખ ઘણીવાર અનુભવમાં આવતું નથી. આવતી કાલ જે કંઇ ચિંતાઓ લાવશે, તે વેઠવાની શક્તિ તથા કૃપા પણ તે સાથે લાવશે. માટે "આવતી કાલને સારૂ ચિંતા ન કરો, કેમકે આવતી કાલ પોતાની વાતોની ચિંતા કરશે; દહાડાને સારૂ તે દહાડાનું દુ:ખ બસ છે" (સરખાવો ગીત. ૧૨૭; ૧-૫).

(૯) કડકાઈથી ન્યાય કરવા વિષે. ૭; ૧-૬.

**તમે કોઇને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને કોઇ દોષિત ન ઠરાવે. [૨] કેમકે જેમ તમે બીજાને દોષિત ઠરાવશો તેમ તેઓ તમને**

પણ દોષિત ઠરાવશે ; ને જે માપથી તમે માપી આપો છો, તેથીજ તમને
માપી અપાશે. [3] અને તું તારી આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં
ન લાવતાં તારા ભાઇની આંખમાંનું તણખલું શા માટે જુએ છે?
[4] અથવા તું તારા ભાઇને કેમ કહેશે કે તારી આંખમાંથી તણખલું
મને કાઢવા દે ; પણ જો, તારી પોતાનીજ આંખમાં તો ભારોટીઓ
છે? [5] ઓ ઢોંગી, પહેલાં તું પોતાનીજ આંખમાંથી ભારોટીઓ
કાઢ, અને ત્યાર પછી તારા ભાઇની આંખમાંથી તણખલું કાઢવાને
તને સારીપેઠે સુઝશે.

[6] જે પવિત્ર તે કુતરાઓની આગળ ન નાખો, ને તમારાં મોતી
ભુંડોની આગળ ન ફેંકો ; રખેને તેઓ તે પોતાના પગ તળે ખુંદે, ને
તમને ફાડી નાખે.

દીક્ષાક્રિયાના ભાષણમાંથી આ એક બીજી વાત ( લુક ૬ ; ૩૭-૪૨ ) માત્થી અહીં આગળ દાખલ કરે છે. જ્યારે પ્રભુ ઇસુ કહે છે, કે "તમે કોઇને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને કોઇ દોષિત ન ઠરાવે," ત્યારે તેના કહેવાનો અર્થ એવો જણાય છે કે જ્યારે આપણે કડકાઇથી બીજાઓનો ન્યાય કરીએ છીએ, ત્યારે આપણે તેઓને એવીજ રીતે આપણો ન્યાય પણ કરવાની તક કરી આપીએ છીએ. ખ્રીસ્તના જમાનામાં પુરાતન જમાનાથી ચાલતી આવેલી એક કહેવત હતી કે "જે માપથી તમે માપી આપો છો, તેથીજ તમને માપી અપાશે;" પરંતુ એટલુંજ નહિ, પણ કડકાઇથી બીજાઓનો ન્યાય કરતાં, આપણે અજાણે પોતાનો ન્યાય કરીએ છીએ; કારણ કે એથી આપણી પોતાની મનોભાવના પ્રગટ થાય છે. તે વાતના સંબંધમાં ત્રણ વિચાર કરવાની જરૂર છે:—

૧. કડકાઇથી ન્યાય કરવાથી આપણી પોતા વિષેની અજ્ઞાનતા સાબિત થાય છે, એ વાત પ્રભુ ઇસુ બીજી એક ચાલતી આવેલી કહેવતથી સમજાવે છે: "તું તારી આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં ન લાવતાં તારા ભાઇની આંખમાંનું તણખલું શા માટે જુએ છે?" આપણને પોતાના નાલાયકપણાની લાગણી હોય તો આપણે બીજાઓનો ન્યાય કડકાઇથી કરવાના જોખમમાં આવીશું નહિ.

૨. કડકાઇથી કરેલો ન્યાય ઘણું કરીને અન્યાય હોય છે. એ બાબતમાં આપણા પ્રભુના પોતાના નમુના પરથી આપણે ઘણું શીખી શકીએ છીએ. નિઝામી નામના એક અરબી કવિ પ્રભુ ઇસુના સંબંધમાં એક સુંદર વાર્તા કહે છે: "એક વખતે તે પોતાના ચેલાઓની સાથે એક ગામમાં ફરતો હતો, એટલામાં તેણે એક મુએલા જંગલી કુતરાને પડેલો દીઠો. યહુદીઓને એવો દેખાવ વિશેષ કંટાળો ઉપજાવે એવો

હતો (૧ શમ. ૨૪ ; ૧૪. ૨ શમ. ૯ ; ૮ : ૧૬ ; ૯ ). એ જોઇને વટેમાર્ગુઓ થુંકતા, અને કંટાળાને બીજી બાજુએ થઇને ચાલ્યા જતા હતા ; પરંતુ ખ્રીસ્તે એ જોયું ત્યારે તેને દયા આવી, અને તેણે કહ્યું, કે જુઓ, તેના દાંત કેટલા સુંદર છે! તે મોતી જેવા શ્વેત છે."

આપણી ઇચ્છા હોય તો દરેક માણસમાં કંઇ ને કંઇ ભલું અગર વખાણપાત્ર આપણને મળી આવે એવું છે, અને હમેશાં પ્રભુ ઇસુના ધ્યાનમાં એવી વાત આવ્યા વગર રહેતી નહોતી. ઘણી વાર એવું બને છે કે આપણે ઘણા વખત સુધી અમુક અમુક ખામીઓને લીધે માણસોમાં ખોડ કાઢતા રહીએ છીએ ; અને છેવટે ઘણો અનુભવ લીધા પછી તેઓમાં અમુક શારીરિક કે માનસિક રોગ કે ખોડ માલમ પડે છે, અગર આપણી જાણમાં ન હોય એવું તેઓનું અમુક ખાનગી દુઃખ પ્રગટ થાય છે ; જેથી કરીને જે ખામીઓને આપણે વખોડતા હતા તેઓનો ખુલાસો આપણને મળી આવે છે, અને વખોડવાના બદલામાં આપણને તેઓની સાથે સહલાગણી ધરાવવી પડે છે. તે કારણથી પ્રભુ ઇસુ સહલાગણીની દૃષ્ટિએ બધાંને નિહાળવાનું આપણને ફરમાવે છે, કે જેથી આપણે કડકાઇથી તેઓનો ન્યાય કરવાના જોખમમાં ન આવીએ.

૩. એ ઉપરાંત આપણે હમેશાં ઇશ્વરની અનહદ દયા ધ્યાનમાં લેવી જોઇએ. તેની દયા અપાર છે. તેને લીધેજ ભુંડાંમાં ભુંડાં માણસોને તે નિરંતર શોધતો રહે છે. કોઇ પણ માણસની સ્થિતિ એવી નથી કે જેથી ઇશ્વર તેનો બચાવ કરી શકે નહિ. માટે જેના સંબંધી આકાશી બાપ પંડે આશા છોડતો નથી, તેના સંબંધમાં આપણે પણ નિરાશ થવાનું કારણ નથી. તો પણ માણસનાં ગુણલક્ષણો તરફ ધ્યાન આપ્યા વગર છૂટકો નથી. કોઇ વાર સુવાર્તાપ્રસારક કામ કરતાં શિષ્યોને માણસની પારખ કરવાની જરૂર પડશે, એવું પ્રભુ ઇસુ તેઓને જણાવે છે. આ બાબતના સંબંધમાં એક મોટા ટીકાકારે લખ્યું છે, કે "જ્ઞાન વિના, પ્રેમ વિના તથા અગત્ય વિના તમારે કોઇને દોષિત ઠરાવવો નહિ ; તેમ છતાં પણ કુતરો તે કુતરોજ ગણાય, અને ભુંડ તે ભુંડજ ગણાય." કુતરાં તથા ભુંડો યહુદીઓના વિચાર પ્રમાણે અશુદ્ધ પ્રાણીઓ ગણાતાં હતાં (યશા. ૬૬ ; ૩. ૨ પીત. ૨ ; ૨૨ ). સુવાર્તાપ્રસારક કામ કરતાં અમુક વર્ગનાં માણસો એટલે તકરારી વાદવિવાદીઓ તથા નીચ વિષયલંપટો પ્રેરિતોને

મળશે, એવું આપણા પ્રભુનું કહેવું છે, અને એવાં માણસોને એ ઉપમાઓથી તે દર્શાવે છે:

"જે પવિત્ર તે કુતરાઓની આગળ ન નાખો, ને તમારાં મોતી ભુંડોની આગળ ન ફેંકો," એવી યહુદીઓની એક કહેવત હતી, અને તે આ પ્રકારના માણસોને લાગુ પડતી હતી. વળી આ પ્રમાણે કહેવાનો અર્થ શો હતો તે ઇસુ ખ્રીસ્ત પોતાના નમુનાથી સ્પષ્ટ કરે છે. જ્યારે તેની વિરૂદ્ધ માણસોએ જુઠાપણાથી સાક્ષી આપી, ને અધિકારીઓએ તેના પર જુઠાં તહોમત મૂક્યાં (૨૬; ૬૩: ૨૭; ૧૪), તે વખતે તે એક શબ્દ પણ બોલ્યો નહિ. જે ખરા શોધક હોય, તેઓ પ્રત્યે તે હમેશાં કૃપાળુ હતો, અને અખૂટ ધીરજથી તે તેઓનું સાંભળતો હતો. પરંતુ તે કોઇની સાથે વાદવિવાદમાં ઉતરતો નહોતો, અગર હેબ્રી રૂઢી પ્રમાણે બોલીએ તો "જે પવિત્ર તે કુતરાંને આપતો નહોતો"; તેમજ "તે પોતાનાં મોતી ભુંડોની આગળ નાખતો ન હતો." પેલા હલકા ટિટ્રાર્ખ હેરોદ આન્તિપાસે તેને પૂછપરછ કરી, ત્યારે પણ તે નિરૂત્તર રહ્યો (લુક ૨૩; ૯). તકરારી વાદવિવાદીઓની સાથે સામી તકરાર કરવામાં ફાયદો થતો નથી; તેમજ નીચ વિષયલંપટો આગળ આપણા ધર્મના પવિત્ર મર્મો વિષે વિવેચન કરીએ તો તેમાં પણ કંઇ ફાયદો નથી, કારણ કે તેઓ આપણી વાતની કદર બુઝે નહિ. તેવા માણસો સાથે આપણે નમ્રતાથી વર્તીએ ને પવિત્ર જીવનના નમુનાથી તેઓને મેળવી લેવા માટે પ્રયત્ન કરીએ, એવી આપણા પ્રભુની મરજી છે. તેઓ પોતે એવી રીતે પ્રભુની તરફ ખેંચાય, અને ધર્મની વાતો વિષે ખરા દિલથી શીખવાનું મન બતાવે ત્યારેજ તેઓની સાથે વાત કરવાથી ફાયદો છે. પ્રાચીન મંડળીના કામની પદ્ધતિ એવીજ હતી, ને એવીજ રીતે તેણે જગતને જીતી લીધું.

(૮) પ્રાર્થનામાં ઉત્તેજન. ૭; ૭-૧૨.

**૭ માગો, તો તમને અપાશે; શોધો, તો તમને જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘાડાશે. ૮ કેમકે જે હરેક માગે છે તે પામે છે, ને જે શોધે છે તેને જડે છે, ને જે ઠોકે છે તેને સારૂ ઉઘાડવામાં આવશે. ૯ તમારામાં એવું કયું માણસ છે, કે જો તેનો દીકરો તેની પાસે રોટલી માગે, તો તે તેને પત્થર આપશે? ૧૦ અથવા જો માછલું માગે, તો તેને સાપ આપશે? ૧૧ તે માટે જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંઓને**

**સારાં વાનાં આપી જાણો છો, તો તમારા આકાશમાંના બાપની પાસે જેઓ માગે છે તેઓને કેટલાં વિશેષે કરીને તે સારાં વાનાં આપશે?**
**[12] માટે જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો; કેમકે નિયમશાસ્ત્ર તથા પ્રબોધકો[ની વાતોનો સાર] એજ છે.**

આપણા પ્રભુએ પ્રાર્થનાના સંબંધમાં જે શિક્ષણ આપ્યું (લુક ૧૧; ૯-૧૩) તેમાંથી આ વાત લેવામાં આવી છે, તે ધ્યાનમાં રાખવાથી આ કલમો સમજવામાં આપણને સહાય મળે છે. એક માણસ મધરાતે પોતાના પડોસીને ઘેર આવ્યો, બારણું ઠોક્યું, અને પ્રત્યુત્તર ન મળે ત્યાં સુધી જતા રહેવાની ના પાડી, તે વિષે ઇસુએ જે દૃષ્ટાંત કહ્યું, તે દૃષ્ટાંતનું લાગુકરણ આ કલમોમાં મળે છે. ઇસુના કહેવાનો અર્થ એવો નથી, કે આપણી ઇચ્છાના સંબંધમાં ઇશ્વર કદી બેફિકરો હોય, અગર આપણી અગત્ય વિષે તે અજાણ્યો હોય, જેથી તેનું ધ્યાન ખેંચવાની આપણને જરૂર પડે; પરંતુ તેના કહેવાનો અર્થ એવો છે, કે કોઇવાર આપણી ઇચ્છાઓમાં ખામી હોય છે, તેથી આપણા પરના તેના પ્રેમને લીધે, જેથી આપણને ઇજા થાય તે આપવાની તે કોઇવાર ના પાડે છે. કોઇ માણસની પાસે તેનો દીકરો રોટલી માગે તો તે તેને પત્થર નહિ આપે, તેમજ માછલી માગે તો તે તેને સાપ નહિ આપે. પણ રોટલી સમજીને જો તે પત્થરની માગણી કરે, અગર માછલી સમજીને સાપની માગણી કરે, તો કોઇ પણ બાપ એવો નહિ હોય કે જે આપવાની હા પાડે. જેવી રીતે માનવી બાપ પોતાનાં છોકરાંને ઇજા થાય એવી વસ્તુઓ આપવા ના પાડે છે, એવીજ રીતે આપણો આકાશી બાપ પણ આપણી સાથે વર્તે છે.

આપણે જે માગીએ તેજ આપવામાં આવશે, અથવા જે શોધીએ તેજ આપણને જડશે, અથવા જે બારણાને આપણે ઠોકીએ, તેજ બારણું આપણે સારૂ ઉઘાડવામાં આવશે, એવું આપણા પ્રભુનું કહેવું નથી. આપણું ખરૂં હિત શામાં રહેલું છે, તે સમજવામાં આપણે ઘણીવાર ભૂલ કરીએ છીએ. પરંતુ આપણું ખરૂં હિત શામાં છે તે આપણો આકાશી બાપ સંપૂર્ણ રીતે જાણે છે; તેથી જો આપણે માગીએ, તો જે દાનમાં આપણું કલ્યાણ સમાએલું હોય તેજ દાન તેના તરફથી આપણને મળશે; અને આપણે શોધીએ તો તે આપણને ખાલી હાથે પાછા કાઢશે નહિ; પણ જ્યારે આપણે પ્રવેશ કરવો હોય, ત્યારે બારણું ઉઘાડીને હમેશાં પોતાની હજુરમાં તે આપણો આવકાર કરવા તત્પર રહે છે: એ રીતે આપણે જે માગ્યું, તે કરતાં પણ સારૂં દાન મળ્યું છે, એવું છેવટે આપણે કબુલ કરવું પડશે.

ખ્રીસ્તનો જે સોનેરી નિયમ કહેવાય છે, તે અહીં આગળ માત્થી દાખલ કરે છે, પરંતુ લુકની સુવાર્તામાં દીક્ષાક્રિયાના ભાષણ સાથે તે સંબંધ ધરાવે છે

(લુક ૬; ૩૧). ઇસુ હજુ જીવતો હતો એ દરમિયાન આ પ્રખ્યાત વચન તેના શિષ્યોના મુખે ઘણીવાર કહેવામાં આવતું હશે; તેથી પોતાને યોગ્ય લાગે એવી જગાએ સુવાર્તિકો પોતપોતાના લખાણમાં તેને દાખલ કરે, તે સ્વાભાવિક છે. આ હુકમ તદન નવો હતો. ખરી વાત છે કે યહુદી તેમજ વિદેશી ગ્રંથકર્તાઓનાં લખાણમાં એના જેવાં વચનો મળે છે: એટલે રાબ્બી હિલ્લેલ વિષે એક વાર્તા એવી છે, કે રાબ્બીઓના નિયમ કેટલા બધા છે તે બાબતની મશ્કરી કરતાં એક વખતે એક વિદેશી માણસે તેને કહ્યું, કે "હું એક પગ ઉપર ઉભો રહું, એટલામાં તમે મને નિયમ શીખવો, તો હું યહુદી ધર્મનો સ્વીકાર કરીશ." જવાબમાં હિલ્લેલે તેને કહ્યું, કે "તને પોતાને જે ધિક્કારપાત્ર છે તે તું તારા પડોસીને ન કર, એટલામાં આખા નિયમનો સમાવેશ થઇ જાય છે, બાકીની જે કંઇ વાત હોય તે ખુલાસારૂપ છે." એજ પ્રમાણે આરિસ્ટોટલના સંબંધમાં કહેવામાં આવે છે, કે "આપણે પોતાના મિત્રો પ્રત્યે કેવી વર્તણુક રાખવી?" એવો પ્રશ્ન તેને પૂછવામાં આવ્યો ત્યારે તેણે ઉત્તર દીધો, કે "આપણા પ્રત્યે તેઓ કેવી વર્તણુક રાખે એ વિષે જેવી આપણી ઇચ્છા છે તેવી વર્તણુક આપણે તેઓ પ્રત્યે રાખવી."

આવાં આવાં વચનોને લીધે, આ સોનેરી નિયમ સૌથી પ્રથમ ઇસુએ કહ્યો હતો, એ વાતનો નકાર કેટલાએકે કર્યો છે. એવી રીતે નકાર કરીને ગિબ્બૉન નામનો એક પ્રખ્યાત ઇતિહાસકર્તા સૉક્રાટીસ નામના ગ્રીક વક્તાનો દાખલો આપે છે; એટલે તેણે કહ્યું હતું કે "બીજાઓના હાથથી તમને કોઇ પ્રકારનો અનુભવ થાય છે ત્યારે જેવા કૃત્યથી તમને રીસ ચઢે છે, એવું કૃત્ય તમારે બીજાઓ પ્રત્યે કરવું નહિ." પરંતુ ખરૂં જોતાં આ વચનોમાં તથા ઇસુના વચનમાં મોટો તફાવત છે. કેમકે આરિસ્ટોટલનું વચન માત્ર મિત્રો પ્રત્યેની વર્તણુકને લાગુ પડે છે, હિલ્લેલ તથા સૉક્રાટીસનાં વચનો નકારવાચક છે, પરંતુ આપણા પ્રભુનું વચન હકારવાચક છે. એટલે "જે જે તમે ચાહો છો કે બીજા માણસ તમને કરે, તે તે તમે પણ તેઓને કરો." આ ઉપરથી જણાય છે કે ઇસુના સોનેરી નિયમમાં દેખાડેલી ફરજ બીજા કોઇ પણ શિક્ષકના વચનમાં દેખાડેલી ફરજ કરતાં મોટી અને ભારે છે. આપણે પોતાના પડોસીને ઇજા ન કરવી એટલુંજ નહિ, પણ આપણાથી જેટલું બને તેટલું તેનું ભલું કરવું.

આ સોનેરી નિયમનું રહસ્ય ત્રણ બાબતમાં સમાયલું છે:—

૧. આપણા પોતાના સંબંધમાં આપણને પોતાને જે ઘટારત, છાજતું તથા બુદ્ધિસંપન્ન લાગે છે, તેવુંજ આપણે આપણા પડોસીને કરવું.

૨. આપણે બીજાઓને પોતાની સાથે સરખા ગણવા જોઇએ, અને આપણા પ્રત્યે તેઓની જેટલી ફરજ છે, તેટલીજ તેઓ પ્રત્યે આપણી

પણ ફરજ છે, એવું આપણે કબુલ કરવું. ન્યાયથી વર્તવાની ફરજથી જેવા તેઓ બંધાએલા છે, તેવા આપણે પણ બંધાએલા છીએ; અને ન્યાયનો લાભ પામવાનો જેટલો આપણો હક છે, તેટલોજ તેઓનો પણ છે.

૩. માણસો સાથેની આપણી વર્તણુકમાં, જેવી તેઓની સ્થિતિ તથા સંજોગો હોય, તેવી આપણી પોતાની સ્થિતિ તથા સંજોગો ધારીને તથા તેઓની દૃષ્ટિથી નિહાળીને, આપણે તેઓની સાથે વર્તવું જોઇએ.

(૯) બે દરવાજા અને બે માર્ગ. ૭; ૧૩, ૧૪.

**[13] તમે સાંકડે બારણેથી માંહે પેસો; કેમકે જે માર્ગ નાશમાં પહોંચાડે છે, તે ચોડો છે, ને તેનું બારણું પહોળું છે, ને ઘણા તેમાં થઇને પેસે છે. [14] કેમકે જે માર્ગ જીવનમાં પહોંચાડે છે, તે સાંકડો છે, ને તેનું બારણું સાંકડું છે, ને જેઓને તે જડે છે તેઓ થોડાજ છે.**

"તારણ પામનારા થોડા છે શું?" એવો જે પ્રશ્ન શિષ્યોએ પ્રભુ ઇસુને પૂછયો હતો (લુક ૧૩; ૨૩, ૨૪), તેના ઉત્તરમાં તે કહે છે, કે "તમે સાંકડે બારણેથી માંહે પેસો, કેમકે જે માર્ગ નાશમાં પહોંચાડે છે, તે ચોડો છે, ને તેનું બારણું પહોળું છે, ને ઘણા તેમાં થઇને પેસે છે. કેમકે જે માર્ગ જીવનમાં પહોંચાડે છે, તે સાંકડો છે, ને તેનું બારણું સાંકડું છે, ને જેઓને તે જડે છે તેઓ થોડાજ છે."

પ્રથમ દૃષ્ટિએ જોતાં ઇસુનો જવાબ હકારવાચક હોય એમ લાગે છે, અને ઘણું કરીને તેજ અર્થે તે સમજવામાં આવે છે. પરંતુ, ખરૂં જોતાં ખ્રીસ્તના કહેવાનો અર્થ એવો નથી. પોતાની રીત મુજબ પ્રભુએ ઉપમારૂપે તેઓને જવાબ આપ્યો. પ્રશ્ન પૂછનારાઓનું ચિત્ત છેવટના પરિણામ પર ચોંટેલું હતું, પણ પ્રભુનું ચિત્ત પોતાના સમયના સંજોગો પર હતું. તેઓ યહુદી માણસો હતા, તેથી પરંપરા ચાલતા આવેલા વિચારોને લીધે, તારણ પામેલાઓ થોડાજ હોય, એવી તેઓની સ્વાભાવિક ધારણા હતી. તે પરંપરા ચાલતા આવેલા વિચારોમાં, આ વિષયના સંબંધમાં, મુખ્ય બે વિચારો નજરે પડે છે:—

૧. દુનિયા પરની તમામ પ્રજાઓમાંથી ઇસ્રાએલી પ્રજા ખાસ રીતે ઇશ્વરથી પસંદ કરાએલી છે.

૨. પાછળના વખતના પ્રબોધકોની અસરથી યહુદી માન્યતા એવી થએલી હતી, કે સમસ્ત ઇસ્રાએલી કોમને તો નહિ, પણ તેમાંના "બાકી રહેલા ભાગ"ને ઇશ્વર પસંદ કરશે.

આવા વિચારોને લીધે, થોડાજ તારણ પામશે, એવું તેઓ સ્વાભાવિક રીતે ધારતા હતા; અને પોતાનો વિચાર ખરો છે કે કેમ, તે જાણવા માટે તેઓએ આ

પ્રમાણે પ્રભુને પ્રશ્ન પૂછયો. છેવટનું પરિણામ કેવું આવશે એ બાબત ખ્રીસ્ત એક બાજુએ પડતી કરે છે, અને એમ કરતાં, તેઓને માટે જે સવાલ અગત્યનો હતો, તે પર તેઓનું લક્ષ ખેંચવા યત્ન કરે છે. "જે કાળ તથા સમય બાપે પોતાના અખત્યારમાં રાખ્યા છે, તે જાણવાનું કામ" તેઓનું નહોતું. તેઓની આગળ જે જીવનનો માર્ગ મૂકેલો હતો, તે બધા કરતાં અગત્યનો હતો ખરો; પરંતુ શરૂઆતના છેડાનો વિચાર કરવાની જ્યારે તેઓને જરૂર હતી, ત્યારે તે પડતી મૂકીને તેઓ આ માર્ગના સામેના અંતના છેડાનો વિચાર કરતા હતા. તે જમાનામાં બધાંથી સમજી શકાય એવી ઉપમાદ્વારા પ્રભુ પોતાના કહેવાનો અર્થ સ્પષ્ટ કરે છે. અહીં આગળ આકાશમાં પ્રવેશ કરવાના દરવાજાનો કંઇ સવાલ નથી, પણ જીવનમાં, એટલે જે જીવન ખ્રીસ્ત પોતે આપે છે તેમાં, પ્રવેશ કરવાના દરવાજાનો સવાલ છે. વળી જે માર્ગ સંબંધી પ્રભુ બોલે છે તે દરવાજાની પેલી તરફનો માર્ગ નહિ, પણ દરવાજા માંહે થઇને નીકળવાના માર્ગ સંબંધી છે. આથી જે ચિત્ર આલેખાય છે તે પૂર્વનું સામાન્ય ચિત્ર છે. ખાસ કરીને આપણા પ્રભુના જમાનામાં જે કોટવાળાં શહેરો હતાં, તેઓમાં પેસવાના દરવાજાનું વર્ણન કરવામાં આવે છે. તે શહેરોના કોટમાં ઘણું કરીને એક મોટો દરવાજો હતો, અને સાધારણ રીતે તેમાં થઇને વાહનોનો અવરજવર થતો હતો; વળી તેની પાસે ઘણું કરીને એક નાની બારી પણ રહેતી હતી, જેમાં પગપાળે ચાલનારાં માણસો જઇ શકતાં હતાં. લડાઇના વખતમાં જ્યારે મોટો દરવાજો બંધ કરવામાં આવતો હતો, ત્યારે આ નાની બારી વિશેષે કરીને ઉપયોગમાં આવતી હતી.

જે વાત ખાસ જાણવાની શિષ્યોને ઇચ્છા હતી, તેનો પૂરો જવાબ ખ્રીસ્તના શબ્દોમાં મળતો નથી, પરંતુ જે વાત જાણવાની તેઓને અગત્ય હતી, તે વિષેની ચેતવણી તેમાં રહેલી છે. પોતાના જમાનામાં કેટલાં બધાં માણસો જીવનનો માર્ગ પડતો મૂકે છે, તે જોઇને ઇસુ ખ્રીસ્ત ચેતવણીરૂપે પોતાના ચેલાઓને વાસ્તવિક સત્ય દેખાડીને કહે છે, કે "જેઓને તે જડે છે તેઓ થોડાજ છે." અહીં આગળ તારણ પામેલાઓના પ્રમાણ વિષે પ્રભુ ઇસુ કશું પ્રમાણ ઠરાવતો નથી; પરંતુ ખ્રીસ્તી જીવન પસંદ કરવું, અગર તેમાં પ્રવેશ કરવો એ બહુ મુશ્કેલ છે, એવું તે કહી દેખાડે છે. જાણે કે પ્રભુ તેઓને એમ કહેતો હોય, કે તારણ પામેલા થોડા છે કે ઘણા, એ વાત જાણવાની તમારે જરૂર નથી; પણ તમે પોતે જીવનમાં પ્રવેશ પામેલા છો કે કેમ, તે વિષે તમારે જાતે ખાતરી કરવાની જરૂર છે. જોન બન્યન લખે છે, કે "અને પેસવાનો રસ્તો ઘણોજ સાંકડો હતો, એટલે સુધી કે, ત્યાં થઇને હું ઘણીજ મુશ્કેલીથી પેસી શક્યો. તે ઉપરથી મેં જાણ્યું, કે જેઓનો નિશ્ચય દૃઢ છે, અને જેઓએ પાપી જગત બીલકુલ તજી દીધું છે, તેઓ વગર બીજો કોઇ જીવનમાં

પ્રવેશ કરી શકતોજ નથી; કેમકે ત્યાં તો શરીર તથા આત્માને વાસ્તે જગા હતી ખરી, પણ શરીર તથા આત્મા તથા પાપને માટે જગા નહોતી."

આ વાતનું લાગુકરણ માત્થીએ પડતું મૂક્યું છે, પરંતુ લુકમાં તે મળે છે; એટલે "તમે સાંકડા બારણામાં થઇને પેસવાને યત્ન કરો, કેમકે હું તમને કહું છું, કે ઘણા પેસવા ચહાશે, પણ પેસી શકશે નહિ" (લુક ૧૩; ૨૪). બીજા માણસો શું કરે છે તે વિષે જે માણસ વિચાર કરે છે અને પોતાની ફરજ પડતી મૂકે છે, તેવા માણસોને પ્રભુ ઇસુ વખોડી કાઢે છે. યોહાનના છેલ્લા અધ્યાયમાં પીતરની સાથે ઇસુ ખ્રીસ્ત જે વાતચિત કરે છે, તેમાં ભવિષ્યની ફરજો તથા તે ફરજો બજાવતાં જે ગંભીર પરિણામ પીતરને માટે આવનાર હતું, તે વિષે પ્રભુ ગંભીર રીતે તેને સમજુતી આપે છે; એટલામાં યોહાનને પાછળ આવતો જોઇને પીતર પૂછે છે, કે "પ્રભુ, એ માણસનું શું થશે?" જવાબમાં પ્રભુ તેને કહે છે, કે "હું આવું ત્યાં સુધી તે રહે એવી મારી ઇચ્છા હોય તો તેમાં તારે શું? તું મારી પાછળ આવ" (યોહ. ૨૧; ૨૨). એ વાક્યમાં તેમજ લુક ૧૩; ૨૪માં પ્રભુ શિખવે છે, કે તારી જીજ્ઞાસા સંતુષ્ટ કરવી તે મારૂં કામ નથી; અને બીજાઓના જીવનના છેવટનું પરિણામ શું આવશે તે જાણવું, એ તારૂં કામ નથી. પણ "તું મારી પાછળ આવ."

(૧૦) ખોટા બોધકો. ૭; ૧૫–૨૭.

[૧૫] જે જુઠા ઉપદેશકો ઘેટાંને વેશે તમારી પાસે આવે છે, પણ
માંહે ફાડી ખાનારાં વરૂ[ના જેવા] છે, તેઓ સંબંધી સાવધાન રહેો.
[૧૬] તેઓનાં ફળથી તમે તેઓને ઓળખશો. શું લોકો કાંટાનાં ઝાડ
પરથી દ્રાક્ષ, અથવા ઉંટકટારી પરથી અંજીર તોડે છે? [૧૭] તેમજ
હરેક સારૂં ઝાડ સારાં ફળ આપે છે, ને ખરાબ ઝાડ નઠારાં ફળ આપે
છે. [૧૮] સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું નથી, ને ખરાબ ઝાડ સારાં
ફળ આપી શકતું નથી. [૧૯] હરેક ઝાડ જે સારૂં ફળ નથી આપતું તે
કપાય છે, ને અગ્નિમાં નંખાય છે. [૨૦] તે માટે તેઓનાં ફળથી તમે
તેઓને ઓળખશો. [૨૧] જેઓ મને પ્રભુ, પ્રભુ, કહે છે, તેઓ સર્વ
આકાશના રાજ્યમાં પેસશે એમ તો નહિ, પણ જેઓ મારા
આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે [તેઓજ પેસશે]. [૨૨] તે
દહાડે ઘણા મને કહેશે, કે પ્રભુ, પ્રભુ, શું અમે તારે નામે પ્રબોધ
કર્યો નથી? અને તારે નામે ભૂતોને કાઢયાં નથી? અને તારે નામે
ઘણાં પરાક્રમી કામો કીધાં નથી? [૨૩] ત્યારે હું તેઓને સાફ કહીશ કે
મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ, તમે મારી
પાસેથી દૂર જાઓ. [૨૪] એ માટે જે કોઇ મારી આ વાતો સાંભળે છે,

ને પાળે છે, તેને એક ડાહ્યા માણસની ઉપમા આપવામાં આવશે, કે
જેણે પોતાનું ઘર ખડક પર બાંધ્યું; [25]ને વરસાદ વરસ્યો, ને રેલ
આવી, ને વાવાઝોડાં થયાં, ને તે ઘર પર સપાટા લાગ્યા; પણ તેનો
પાયો ખડક પર નાખેલો હતો, માટે તે પડયું નહિ. [26]અને જે કોઈ
મારી આ વાતો સાંભળે છે, ને પાળતો નથી, તેને એક મૂર્ખ
માણસની ઉપમા આપવામાં આવશે, કે જેણે પોતાનું ઘર રેતી પર
બાંધ્યું; [27]ને વરસાદ વરસ્યો, ને રેલ આવી, ને વાવાઝોડાં થયાં, ને
તે ઘર પર સપાટા લાગ્યા, ને તે પડી ગયું; અને તેનો નાશ મોટો
થયો.

આ વાત પણ માત્થીએ દીક્ષાક્રિયાના ભાષણ (લુક ૬; ૪૩-૪૯)માંથી લીધેલી છે. તે ભાષણમાં આપણા પ્રભુએ પોતાના શિષ્યોને જે ચેતવણીરૂપ વચન કહ્યું હતું, કે મારા ગયા પછી ખોટા બોધકો ઉભા થશે, તે થોડાજ વખતમાં પૂરૂં થયું, એવું પ્રેરિતોનાં કૃત્યો તથા નવા કરારના પત્રો પરથી માલમ પડે છે. તે જમાનામાં ખાસ કરીને બે વર્ગના ખોટા બોધકો ઉભા થયા; એટલે

૧. પાઉલે જે "મફત કૃપાની સુવાર્તા" પ્રગટ કરી, તેની વિરૂદ્ધમાં બોલનાર યહુદી પંથવાળા.

૨. એફેસસ શહેરમાં યોહાનની સામા થનાર કેરીંથી નામના પંથવાળા.

ખોટા બોધકો તરફથી જે જોખમ રહેલું છે, તે એ વાતમાં છે, કે તેઓ સત્યના મિત્ર હોવાનો દાવો ધરાવે છે ખરા, પરંતુ ખરૂં જોતાં તેઓ "ટોળા પર દયા નહિ રાખે એવા ક્રૂર વરૂઓ છે" (પ્રે. કૃ. ૨૦; ૨૯). તેઓ "ઘેટાંના વેશે" મંડળીના લોકો પાસે આવે છે એટલે તેઓ ઘેટાંપાળકનો વેશ ધારણ કરે છે, એથી તેઓથી સાવચેત રહેવાની જરૂર છે. એવા ખોટા બોધકોની પારખ શી રીતે થાય? તે વિષે ઇસુ ખ્રીસ્ત કહે છે, કે "તેઓનાં ફળથી તમે તેઓને ઓળખશો." જેઓ ઉઘાડી રીતે સુવાર્તાના દુશ્મન હોય તેઓની કસોટી કરવાની જરૂર નથી, કેમકે "કાંટાના ઝાડ પરથી દ્રાક્ષ" મેળવવાની, અગર "ઉંટકટારી પરથી અંજીર" મેળવવાની, આશા કોઇ રાખે નહિ. પરંતુ અમે ખરા ખ્રીસ્તી બોધકો છીએ એવો હક કે દાવો ધરાવીને જેઓ ખોટું શિક્ષણ આપે છે, તેઓના શિક્ષણની તુલના કરવી તે કોઇ કોઇવાર મંડળીના સાધારણ લોકોને મુશ્કેલ લાગે છે. અમુક શિક્ષણનો પ્રકાર કેવો છે તેની એટલુંજ નહિ, પણ તેના ગુણોની તપાસ કરવાની જરૂર છે. માટે પ્રભુ ઇસુ એમ પણ કહે છે, કે "સારૂં ઝાડ નઠારાં ફળ આપી શકતું નથી, ને ખરાબ ઝાડ સારાં ફળ આપી શકતું નથી." અમુક શિક્ષણ માણસના મન ઉપર કેવી અસર કરે છે, અગર સાંભળનારના આત્માને તેથી તૃપ્ત કરવામાં આવે છે કે કેમ? એવો પ્રશ્ન પૂછીએ

ત્યારેજ તેની ખરી કસોટી થાય છે. તેથી ખોટા બોધકોના સંબંધમાં ઇસુ ખ્રીસ્ત અહીં આગળ ખાસ કરીને બે ચેતવણી આપે છે:—

૧. કોઇ બોધક માત્ર ધાર્મિક વાતો કરતો હોય, તો તે પરથી તે ખરો છે એમ માલમ પડતું નથી. તેના મુખની સાક્ષી કરતાં તેના જીવનની સાક્ષી વિશેષ વજનદાર છે. "જેઓ મને પ્રભુ, પ્રભુ કહે છે, તેઓ સર્વે આકાશના રાજ્યમાં પેસશે એમ તો નહિ, પણ જેઓ મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે કરે છે [તેઓજ પેસશે]."

૨. માણસોને મેળવી લેવાના કામમાં કોઇ બોધક સફળ નીવડતો હોય, તોપણ એટલા પરથીજ તે ખરો છે, એમ માલમ પડતું નથી. યહુદા ઇસકારીઓતને, બીજાઓની પેઠે, સુવાર્તાનું કામ સોંપવામાં આવ્યું હતું; બીજાઓની પેઠે તેણે પણ પ્રભુના નામમાં ઉપદેશ કર્યો, બીજાઓની પેઠે તેણે પણ ખ્રીસ્તના નામમાં ભૂતો કાઢયાં, ને તેના નામમાં ઘણાં પરાક્રમી કામો પણ કર્યાં; પરંતુ તેવા વિષે પ્રભુ ઇસુ કહે છે, કે "હું તેઓને સાફ કહીશ કે મેં તમને કદી પણ ઓળખ્યા નહિ; ઓ ભુંડું કરનારાઓ, તમે મારી પાસેથી દૂર જાઓ."

માણસના કામનો ખરો પાયો તે તેનું ચારિત્ર્ય છે. તેના ચારિત્ર્યરૂપી પાયો જો ખોટો હોય તો તેનાં કામ, ગમે તેટલાં સારાં દેખાય, તો પણ તે તેના લાભમાં ગણવામાં આવશે નહિ. વીરમગામથી અમદાવાદ જતાં વચમાં સાબરમતી નદી આવે છે. ઉનાળાના વખતમાં આપણે તે માર્ગે મુસાફરી કરીએ છીએ ત્યારે નદીમાં થોડુંજ પાણી હોય છે, માણસ તેમાં થઇને સહીસલામતીથી ચાલી પાર પહોંચી શકે એવું હોય છે; તેમ છતાં પણ નદી ઓળંગવા માટે કેટલો મોટો અને લાંબો પુલ બાંધવામાં આવ્યો છે! જેઓએ તે પુલ બાંધ્યો, તેઓ જાણતા હતા કે હમેશાં ઉનાળાની ઋતુ રહેતી નથી; પણ ચોમાસું બેસે છે, અને નદીમાં પૂર આવે છે ત્યારે નદી બન્ને કાંઠે ભરપૂર થાય છે, અને ઢોર તથા માણસોને તાણી જાય છે. એવીજ રીતે આપણ બધાંને માટે એવો દહાડો કોઇ વાર તો આવે છે, કે જેમાં આપણા વિચારો તથા કૃત્યોની કસોટી કરવામાં આવે છે. તે વાત પ્રભુ ઇસુ બે ઘર બાંધનારાના દૃષ્ટાંતથી સમજાવે છે. બે માણસોએ ઘર બાંધ્યાં; તેમાંના એક માણસે પોતાનું ઘર ખડક ખોદીને તે પર બાંધ્યું, અને બીજાએ પોતાનું ઘર પાયો ખોદ્યા વિના રેતી પર બાંધ્યું. પછી વરસાદ વરસ્યો, ને રેલ આવી ને વાવાઝોડાં થયાં, ને તે બન્ને ઘર પર સપાટા લાગ્યા. ત્યારે જેનો પાયો ખડક પર નાખેલો હતો તે પડી ગયું નહિ; પણ રેતી પર બાંધેલું ઘર પડી ગયું, ને તેનો મોટો નાશ થયો. આ બે ઘર

તૈયાર થયાં ત્યારે તો સરખાં લાગ્યાં હશે; અગર ખડક પર બાંધેલા ઘર કરતાં પણ બીજું ઘર કદાપિ વધારે સારૂં દેખાયું હશે; કારણ કે જે પૈસા એક માણસે પાયામાં ખરચ્યા હતા, તે પૈસા બીજા માણસે પાયામાં નહિ વાપરતાં ઉપરના બાંધકામમાં વાપર્યા હશે. પરંતુ રેલ આવી ત્યારે જે ઘર ખડક ઉપર બાંધેલું હતું તેજ ટકી રહ્યું. "કેમકે નંખાએલો પાયો તે ઇસુ ખ્રીસ્ત છે, તે સિવાય બીજો પાયો કોઇ નાખી શકતું નથી (૧ કર. ૩; ૧૧). એ વગર બીજો પાયો જે કોઇ નાખે તેને હાય હાય!!

(૧૧) આપણા પ્રભુના શિક્ષણને લીધે લોકોનું આશ્ચર્ય. ૭; ૨૮, ૨૯.

**[28] અને ઇસુ એ વાતો કહી રહ્યો, ત્યારે એમ થયું, કે લોકો તેના ઉપદેશથી અચરત થયા; [29] કેમકે શાસ્ત્રીઓની પેઠે નહિ, પણ જેને અધિકાર હોય છે તેની પેઠે તે તેઓને ઉપદેશ કરતો હતો.**

આ પ્રમાણે પ્રભુ ઇસુના શિક્ષણના દાખલાઓ વિસ્તારથી આપ્યા પછી, શ્રોતાઓનાં મન ઉપર તે સાંભળવાથી કેવી અસર થતી હતી તે વિષે સુવાર્તિક અહીં આગળ નોંધ લે છે. ઇસુ ખ્રીસ્ત જેટલાં જેટલાં વચનો બોલ્યો તે દરેક વચનમાં, જેને બોલવાનો અધિકાર હોય એવા બોલનારનું લક્ષણ જણાઇ આવતું હતું. કાપરનાહુમના સભાસ્થાનમાં તેણે જે પહેલું ભાષણ કર્યું તે ભાષણ જેટલાએ સાંભળ્યું, તેટલાના મન ઉપર એવીજ અસર થઇ (માર્ક ૧; ૨૨. લુક ૪; ૩૬). છેવટ સુધી તેની બોલવાની રીત એવીજ હતી, જેથી લોકોનું આશ્ચર્ય વધતું ગયું (૧૩; ૫૪: ૧૯; ૨૫: ૨૨; ૩૩). અને આશ્ચર્ય લાગે એમાં ખરેખર કંઇ નવાઇ જેવું નથી, કેમકે ઇસુએ જેવાં વચનો કહ્યાં તેવાં વચનો તેઓએ કદી સાંભળ્યાં નહોતાં. ખરેખર ભાલદારોની સાક્ષી ખરી લાગે છે, કે "એના જેવું કદી કોઇ માણસ બોલ્યું નથી" (યોહ. ૭; ૪૬).

વિદ્વાન રાબ્બીઓ, જેઓ ઇસ્રાએલના શિક્ષકો કહેવાતા હતા, તેઓની શિક્ષણ આપવાની રીત છેક જુદી હતી. જે કોઇ મતને ગતકાળના કોઇ પણ મોટા રાબ્બીના નામનો પાયો ન હોય, તેને લોકો વજનદાર ગણતા નહોતા. દાખલા તરીકે, એવું કહેવામાં આવે છે, કે રાબ્બીઓની અમુક પરિષદવખતે એક મુશ્કેલ સવાલની ચર્ચા કરવામાં આવતી હતી. એ વખતે તે સંબંધી પોતાનો વિચાર દર્શાવવા રાબ્બી હિલ્લેલને આમંત્રણ આપવામાં આવ્યું. તેણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો, અને દલીલથી તેને સબળ કરવા પ્રયત્ન કર્યો. પરંતુ પોતાના મતના આધાર તરીકે તેણે આગળના કોઇ પણ રાબ્બીનો મત રજુ કર્યો નહિ. રાબ્બીઓ એમ માનતા હતા, કે "જે નિયમ દંતકથાના અધિકારરહિત છે, તે નિયમજ નથી." તેથી હિલ્લેલની દલીલથી સાંભળનારાઓ-

માંના કોઇને તેની વાતની સત્યતાની ખાતરી થઇ નહિ. છેવટે તેણે વિચાર કરીને કહ્યું, કે મને હમણાં યાદ આવે છે કે આ વાત મેં શેમાયાહ તથા આબ્ટાલીઓનના મ્હોડેથી એકવાર સાંભળી હતી. તે આટલુંજ બોલ્યો એટલે ચર્ચા બંધ થઇ અને સવાલનો તરત નિકાલ થયો.

આ પ્રમાણે ઇસ્રાએલના શિક્ષકોની શિક્ષણ આપવાની રીત હતી; તો જ્યારે પવિત્ર ધર્મલેખોમાંથી એક પછી એક ઘણાં વચનો લઇને પ્રભુ ઇસુ એમ બોલતો હતો, કે "એમ પુરાતન કાળમાં લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે, પણ હું તમને કહું છું, કે...", ત્યારે લોકો અચંબો પામ્યા, એમાં નવાઇ જેવું નથી. પ્રથમ તો તેઓને એમ લાગતું હશે કે જેમ પુરાતન કાળમાં થયું હતું, તેમ હમણાં પણ પ્રબોધ કરવા પ્રબોધનો આત્મા તેના પર રેડવામાં આવ્યો છે; પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ "આ તો પ્રબોધક કરતાં મોટો છે," એવી તેઓને ખાતરી થતી ગઇ. કેમકે પ્રબોધકોને તો ઇશ્વર તરફથી જે સમાચાર મળ્યો હોય, તે સમાચાર તેઓ ઇશ્વરના નામમાં પ્રગટ કરતા હતા, પણ ઇસુ ખ્રીસ્ત તો પોતાના નામથી તથા પોતાના અધિકારથી બોલતો હતો. તેના હોઠથી જે સમાચાર તેઓના સાંભળવામાં આવ્યો, તે કેવળ ઇશ્વર તરફથી મળેલો સમાચાર નહિ, પણ ખુદ ઇશ્વરની પોતાની વાણી હતી.

# ભાગ ત્રીજો

## આપણા પ્રભુનાં તથા તેના પ્રેરિતોનાં કામ

## III. આપણા પ્રભુનાં તથા તેના પ્રેરિતોનાં કામ. અધ્ય. ૮-૧૦

(૧) સાજા કરવાના ચમત્કાર. ૮; ૧-૧૭.

અને પહાડ પરથી તે ઉતર્યો, ત્યારે અતિ ઘણા લોક તેની પાછળ
ગયા. [2] અને જુઓ, એક કોઢીઆએ આવીને તેને પગે લાગીને કહ્યું,
કે ઓ પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે. [3] ત્યારે તેણે હાથ
લાંબો કર્યો, ને તેને અડકીને કહ્યું, હું ચાહું છું, તું શુદ્ધ થા. અને તરત
તે પોતાના કોઢથી શુદ્ધ થયો. [4] પછી ઇસુ તેને કહે છે, કે જોજે, તું
કોઇને કહીશ મા, પણ જા, યાજકને પોતાને દેખાડ, ને તેઓને માટે
સાક્ષી તરીકે જે અર્પણ મુસાએ ઠરાવ્યું હતું તે ચઢાવ.

[5] અને ઇસુ કાપરનાહુમમાં પેઠો, ત્યારે એક જમાદારે તેની પાસે
આવીને તેને વિનંતી કીધી, કે [6] ઓ પ્રભુ, મારો ચાકર ઘરમાં પક્ષઘાતી
થઇને પડેલો છે, ને તેને ભારે પીડા થાય છે. [7] ત્યારે તે તેને કહે છે, કે
હું આવીને તેને સાજો કરીશ. [8] અને જમાદારે ઉત્તર દીધો, કે ઓ
પ્રભુ, તું મારા છાપરા તળે આવે એવો હું યોગ્ય નથી; પણ તું કેવળ
શબ્દ કહે, એટલે મારો ચાકર સાજો થશે. [9] કેમકે હું પણ પરાધીન
માણસ છું, ને સિપાઇઓ મારે સ્વાધીન છે; અને એકને હું કહું છું, કે
જા, ને તે જાય છે; ને બીજાને [કહું છું, કે] આવ, ને તે આવે છે, ને
મારા દાસને [કહું છું,] કે એ કર, ને તે તે કરે છે. [10] ત્યારે ઇસુ તે
સાંભળીને અચરત થયો, ને પાછળ આવનારાઓને તેણે કહ્યું, હું
તમને ખચીત કહું છું, કે એટલો વિશ્વાસ મેં ઇસ્રાએલમાં પણ જોયો
નથી. [11] અને હું તમને કહું છું કે પૂર્વથી તથા પશ્ચિમથી ઘણા લોક
આવશે, ને ઇબ્રાહીમની તથા ઇસ્હાકની તથા યાકૂબની સાથે આકા-
શના રાજ્યમાં બેસશે; [12] પણ રાજ્યના દીકરાઓ બહારના અંધારામાં
નંખાશે, કે જ્યાં રડવું ને દાંત પીસવું થશે. [13] અને ઇસુએ તે જમાદારને
કહ્યું, કે જા, જેવો તેં વિશ્વાસ કીધો છે તેવુંજ તને થાઓ. અને તેજ
ઘડીએ તેનો ચાકર સાજો થયો.

[14] અને ઇસુએ પીતરના ઘરમાં આવીને તેની સાસુને તાવે માંદી
પડેલી દીઠી. [15] અને તે તેના હાથને અડકયો, એટલે તેનો તાવ જતો
રહ્યો, ને તેણીએ ઉઠીને તેની સેવા કીધી. [16] અને સાંજ પડી ત્યારે
તેઓ ઘણા ભૂતવળગેલાઓને તેની પાસે લાવ્યા, ને તેણે શબ્દથી તે

આત્માઓને બહાર કાઢયા, ને સઘળાં માંદાંઓને સાજાં કર્યાં. ૧૭ એ માટે કે યશાયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે તેણે પોતે આપણા મંદવાડ લીધા, ને આપણા રોગ ભોગવ્યા.

જે રાજ્ય સ્થાપવા માટે મસીહ આવ્યો હતો તેના નિયમોનું વર્ણન કરી રહ્યા પછી, તે મસીહનું પરાક્રમ કેવું હતું એ વિષે માત્થી પોતાના વાચકોને કેટલાક દાખલા આપે છે. ઇતિહાસકર્તામાં જે લક્ષણો હોવાં જોઇએ તે માત્થીમાં જણાઇ આવતાં નથી; તેમજ બીનાઓના અનુક્રમ પ્રમાણે ખ્રીસ્તનું જીવનચરિત્ર લખવું એવો તેનો ઇરાદો નહોતો. તે તો સુવાર્તિક હતો; અને પ્રભુ ઇસુના અસ્તિત્વનો મહિમા તથા તેનાં કામ કેટલાં આશ્ચર્યજનક હતાં તે દાખલાઓથી દેખાડવું, એજ તેનો મુખ્ય હેતુ હતો. એ હેતુને અનુસરીને, બીનાઓના વખત તથા સ્થળ પર તેણે લક્ષ આપ્યું હોય, એમ જણાતું નથી; પરંતુ ઇસુ ખ્રીસ્તનું શિક્ષણ કેવું હતું તે દેખાડવા સારૂ, જુદા જુદા પ્રસંગે ખ્રીસ્તે કરેલાં ભાષણોમાંથી દાખલારૂપી વાતો લઇને પહાડ પરના ભાષણમાં તેણે તેમનો સંગ્રહ કર્યો; તેવીજ રીતે ખ્રીસ્ત કોણ છે તે દેખાડવા માટે, જુદા જુદા પ્રસંગે ખ્રીસ્તે કરેલા ચમત્કારોમાંથી કેટલાએક દાખલાઓ પસંદ કરીને આ વિભાગની અંદર તે તેમનું વર્ણન કરે છે. આ જગાએ ત્રણ ચમત્કાર ભેગા મળે છે, જે વિષે માર્ક તથા લુકના વૃત્તાંત પરથી જણાય છે, કે તે ત્રણે ચમત્કાર જુદે જુદે પ્રસંગે કરવામાં આવ્યા હતા.

૧. એક કોઢીઆનું શુદ્ધિકરણ (માર્ક ૧; ૪૦-૪૫. લુક ૫; ૧૨-૧૬).

કાપરનાહુમમાં પ્રભુ ઇસુ રહેવા ગયો ત્યાર પછી થોડા સમયમાં, તેના કરેલા ચમત્કારને લીધે લોકોમાં ગરબડ થઇ હતી, તે કારણથી તે ત્યાંથી વિદાય થયો, અને ગાલીલ પ્રાંતમાં થઇને મુસાફરી કરતો હતો, એ દરમિયાન કોઇએક શહેરમાં આ બીના બની. કોઢીઓ માણસ આ પ્રમાણે ઉઘાડી રીતે ઇસુ પાસે આવ્યો, તે જોઇને પ્રથમ તો અજાયબ જેવું લાગે; કેમકે કોઢીઆ અશુદ્ધ ગણાતા હતા, જેથી તેઓને અલગ રહેવું પડતું હતું, તેમ તેઓને કોઇના સહવાસમાં આવવાની મના હતી (લેવી. ૧૩; ૪૫, ૪૬. ગણ. ૫; ૧-૪). પરંતુ લુકની સુવાર્તામાં આ વાતનો ખુલાસો મળે છે. આ પ્રસંગે સાંજનો વખત હતો, દિવસ નમેલો હતો, અને પ્રભુ ઇસુ જનસમુદાયથી વિદાય થયો હતો.

પ્રભુ ઇસુ સમુદાયની આગળ બોધ કરતો હતો, તે વખતે આ કોઢી માણસ પેલા દશ કોઢીઆઓની પેઠે (લુક ૧૭; ૧૨) વેગળે ઉભો રહેલો હશે. ઇસુની પાસે આવવાની તેને ઇચ્છા તો હશે, પણ પહેલવહેલાં તેમ કરવાની તેની હિમ્મત ચાલી નહિ હોય. એક રાબ્બી વિષે કહેવામાં આવે છે, કે જ્યારે જ્યારે તે કોઇ કોઢીઆ માણસને જોતો, ત્યારે ત્યારે "તું તારે ઠેકાણે જતો રહે, એ માટે કે તું

બીજાને અશુદ્ધ ન કરે," એમ કહીને તે તેને પત્થરે મારતો. તો આ બિચારો માણસ પાસે આવ્યો હોત, તો લોકો તેની સાથે કેવી રીતે વર્તત? પરંતુ તેની અગત્ય મોટી હતી, તેથી ઇસુ પોતાને ઘેર જવા લાગ્યો, એટલે હિમ્મત ધરીને તે તેની પાછળ ગયો, અને ઘુંટણ ટેકવીને તેણે બૂમ પાડી, કે "ઓ પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે." આ ઠેકાણે આ વખતે જો કોઇ રાબ્બી હોય તો તે તેનો તિરસ્કાર કરીને કાઢી મૂકે. પણ પ્રભુએ શું કર્યું તે જુઓ. પોતાનો હાથ લાંબો કરીને તે કોઢીઆને અડક્યો, અથવા મૂળ શબ્દના અર્થ પ્રમાણે, તેને "કંટાળા વગર પકડી લીધો." અને "હું ચાહું છું, તું શુદ્ધ થા" એમ કહેતાંની સાથેજ, જેમ પુરાતન કાળમાં નાઅમાનના સંબંધમાં થયુંહતું (૨ રાજા. ૫), તેમ "તેનું માંસ બદલાઇને નાના છોકરાના માંસ જેવું થઇ ગયું, ને તે શુદ્ધ થયો" (૨ રાજા. ૫ ; ૧૪). તે ઇસુનો આભાર માનવાનો હશે, પરંતુ ઇસુએ તેને એમ કરતાં અટકાવ્યો અને "સખત તાકીદ કરીને તરત તેને બહાર મોકલ્યો" (માર્ક ૧ ; ૪૩). એમ કરવામાં ખ્રીસ્તે તેને બે હુકમ ફરમાવ્યા :—

૧. "જોજે, તું કોઇને કહીશ મા." એ ઉપરથી સાબિત થાય છે, કે આ ચમત્કાર ખાનગી રીતે, એટલે જે ઘરમાં પ્રભુ ઇસુ રહેતો હતો, ત્યાં કરવામાં આવ્યો. હવે આ વાત પ્રગટ ન થાય એવી ઇચ્છા ઇસુ રાખતો હતો, તેનું શું કારણ?

ઇસુના ચમત્કારો પરથી તે મસીહ છે, એવી ખાતરી આ સમયે લોકોને થઇ હતી. મસીહનો ખરો અર્થ શો છે તે સમજીને તેઓએ આ પ્રમાણે વિશ્વાસ કર્યો હોત તો સારૂં હતું. પરંતુ તેઓના મનમાં ગેરસમજ ચાલતી હતી. માત્થી ૪; ૮-૧૦ નો અભ્યાસ કરતાં આપણે જોયું હતું, કે મસીહ આવીને બળાત્કારથી ઇસ્રાએલી પ્રજાનો બચાવ કરશે, એવી આશા તેઓ રાખતા હતા; અને પ્રભુના ચમત્કારો જોઇને તેઓમાં જે આસ્થા ઉત્પન્ન થઇ હતી તે સમજણ વિનાની આસ્થા હતી; જેથી આ સમયે એટલુંજ નહિ પણ, છેવટ સુધી, બે રીતે પ્રભુ ઇસુના કામને હરકત થવાનો સંભવ રહેતો હતો :—

(૧) તેઓની આસ્થામાં કંઇ પણ આત્મિક તત્ત્વ સમાએલું નહોતું એટલુંજ નહિ, પણ

(૨) તેઓ રૂમી સરકારની અદેખાઇને સતેજ કરતા હતા; અને એવી રીતે પણ ઇસુના કામમાં ખલેલ પહોંચવાનો સંભવ રહેતો હતો.

૨. "જા, યાજકને પોતાને દેખાડ." કોઢી માણુસ પોતાના રોગથી સાજો થાય ત્યારે એવો નિયમ હતો, કે પરીક્ષાને સારૂ તે યાજકની પાસે જાય; અને તે શુદ્ધ છે એવું યાજક જાહેર કરે, અને તે સાજો થએલો માણુસ ઉપકારાર્થાર્પણ ચઢાવે (લેવી. ૧૪), ત્યારેજ તેને જનસમાજમાં પોતાનું અસલ સ્થાન પાછું મળતું. ઇસુએ આ કોઢીઆને ચોકસાઇથી મુસાનો નિયમ પાળવાની આજ્ઞા કરી. તેમ કરવાનાં બે કારણ હતાં: એક તો એ કે યહુદી અધિકારીઓને માટે "સાક્ષી તરીકે" આપણા પ્રભુએ આ કામ કર્યું હતું; વળી તે પોતે મસીહ છે એટલુંજ નહિ, પણ પવિત્ર નિયમશાસ્ત્રને તે પોતે માન આપે છે—અને આ બે વાતો તેઓના જાણવામાં આવે, એવી ઇસુની ઇચ્છા હતી.

૨. એક જમાદારના ચાકરને સાજો કરવામાં આવ્યો (લુક ૭; ૧-૧૦).

ઇસુ ખ્રીસ્તના શિક્ષણ પર માત્થી હમેશાં ખાસ ધ્યાન આપે છે; તેથી, જેમ બીજી જગામાં તેમ અહીં આગળ પણ, ઇસુનાં વચનો પર વાચકોનું ધ્યાન ખાસ ખેંચવામાં આવે, તે માટે તે આ બીનાનું વર્ણન સંક્ષેપમાં કરે છે. લુકની સુવાર્તામાં આ બીનાની સવિસ્તર હકીકત મળે છે; પણ તે બીના પરથી ઇસુએ આપેલું જે શિક્ષણ માત્થી અહીં આગળ રજુ કરે છે, તે પર હાલ આપણે ધ્યાન આપીએ.

આ જમાદાર કાપરનાહુમમાં રહેનાર રૂમી સૈન્યના થાણાનો એક અમલદાર હતો (૪; ૧૨-૧૬ પરની ટીકા જુઓ). તે યહુદી માણુસ નહોતો, તેમજ તે અધર્મી માણુસ પણ નહોતો. આ સમયનું વર્ણન કરતાં ગિબ્બોન નામનો એક પ્રખ્યાત ઇતિહાસકર્તા લખે છે, કે "તે જમાનામાં રૂમી રાજ્યની અંદર ઇશ્વરભક્તિનાં જે જુદાં જુદાં રૂપ પ્રબળ હતાં, તેને સામાન્ય લોકો સરખી રીતે ખરાં, તર્કશાસ્ત્રીઓ સરખી રીતે ખોટાં, અને ન્યાયાધીશો સરખી રીતે ઉપયોગી, ગણતા હતા." તેમ છતાં પણ માનવહૃદયને નિત્ય ઇશ્વરની ભૂખ લાગતી હતી, તે કારણને લીધે વિદેશીઓમાંથી પણ ઘણી ધાર્મિક વ્યક્તિઓ ઇસ્રાએલી ધર્મ પ્રત્યે આકર્ષાતી હતી. તે ધર્મની બાહ્યાચારની ક્રિયાથી તેઓ કંટાળી જતા હતા ખરા, તોપણ એક જીવતા અને ખરા ઇશ્વરનું તથા તેના પ્રતિપાલનના ઇરાદાઓનું જે પ્રકટીકરણ તે ધર્મમાં મળતું હતું, તેથી તેઓના આત્મા સંતુષ્ટ થતા હતા. અન્ય ધર્મોમાંથી યહુદી ધર્મમાં દાખલ થનારાઓ માટે જે સુનત તથા બાપ્તિસ્મા ઠરાવેલાં હતાં, તે તો તેઓ માન્ય રાખતા નહોતા, પરંતુ તેઓ પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરતા હતા. એ ઉપરાંત મંદિર તથા સભાસ્થાનની ભજનસેવામાં એટલી આસ્થાથી તેઓ ભાગ લેતા હતા, કે "દેવનો

ભય રાખનાર" એવું ખાસ નામ તેઓને આપવામાં આવતું હતું (પ્રે. કૃ. ૧૦; ૨, ૨૨: ૧૩; ૧૬, ૨૬). આ લોકો ઘણુંકરીને જનસમાજમાં ઉંચ વર્ગના માણસો હતા. યોસેફસ નામે ઇતિહાસકર્તાની સાક્ષી એવી છે, કે "તેઓ ઘણું કરીને ઉદાર દિલના હતા, જેથી તેઓને ઘણું માન આપવામાં આવતું હતું."

પ્રાચીન મંડળીના ઇતિહાસમાં, આપણા અભ્યાસને અર્થે, તેઓનું સ્થાન અગત્યનું છે. જોકે યહુદી ધર્મથી તેઓ પૂરેપૂરા સંતુષ્ટ ન હતા, તોપણ સુવાર્તાનો સંદેશો સ્વીકારવા તેઓનાં હૃદય વિશેષ રીતે ખુલ્લાં હતાં. પ્રેરિતોના પ્રયત્નથી આ વર્ગના ઘણા માણસો ખ્રીસ્તી થયા. તેઓમાંનો એક કાંડાકે રાણીનો સીદી પ્રધાન (પ્રે. કૃ. ૮; ૨૬-૪૦) તથા બીજો કાઇસારીઆનો કરનેલ્યસ નામે સુબેદાર હતો (પ્રે. કૃ. ૧૦; ૧—૧૧; ૧૮).

આ કાપરનાહુમનો જમાદાર પણ "દેવનો ભય રાખનાર" હતો. તે દયાળુ માણસ હતો, તે કારણને લીધે પોતાના ચાકર (ગુલામ)ના હકમાં વિનંતી કરવા આપણા પ્રભુની પાસે તે આવે છે. આ ચાકર ઘણું કરીને વિશ્વાસુ ચાકર હશે, તેથી તેનો ધણી તેના પર ઘણો પ્રેમ રાખતો હતો. તે પક્ષઘાતી હતો, ને તેની સ્થિતિ ગંભીર હતી; પરંતુ જ્યારે જમાદારે સાંભળ્યું કે ઇસુ પાછો કાપરનાહુમમાં આવ્યો છે, ત્યારે તેના હૃદયમાં આશા ઉત્પન્ન થઇ. જમાદાર જે વિનંતી કરે છે તે પરથી તેનો વિશ્વાસ કેટલો મોટો છે, તે દેખાઇ આવે છે. તેણે ઇસુનો ઉપદેશ સાંભળ્યો હતો, અને ઘણું કરીને તેના ચમત્કારો પણ જોયા હશે, તેથી બીજાઓની પેઠે તેને ખાતરી થઇ હશે (૭; ૨૯), કે જે આવો અદ્દભૂત બોધ આપે છે ને આવાં આશ્ચર્યજનક કામ કરે છે, તે જરૂર કોઇ મોટો અધિકારી અગર અધિકારયુક્ત વ્યક્તિ હોવી જોઇએ. ઇસુ તેને ઘેર આવે એવી જરૂર પણ તેને લાગી નહિ. તેના મનમાં એવો વિચાર હતો કે હું પોતે માત્ર નીચ હોદ્દાનો અમલદાર છું, છતાં મારા હાથ નીચેના સિપાઇઓને હું હુકમ કરૂં છું અને તેઓ તે પાળે છે; તો આવો પરાક્રમી અધિકારી એક શબ્દ માત્ર બોલે, તો તરતજ તેનો હુકમ માથે ચઢાવીને દૂતો તે બર લાવવા વેગે ઉડી જશે, એમાં કંઇ પણ શંકા નથી. તેનો વિશ્વાસ કેટલો મોટો હતો, તે આ તેના દર્શાવેલા વિચારમાં માલમ પડી આવે છે એટલુંજ નહિ, પણ તેની નમ્રતા કેટલી બધી હતી તે પણ એ પરથી જણાઇ આવે છે. તેના વિશ્વાસ તેમજ તેની નમ્રતાનો તેને બદલો પણ મળ્યો. તેના વિષે સંત ઓગસ્ટિન લખે છે, કે "ખ્રીસ્ત તેના ઘરમાં પ્રવેશ કરે તેને માટે તેણે પોતાને અયોગ્ય ગણ્યો, ત્યારે ખ્રીસ્ત તેના હૃદયમાં પ્રવેશ કરે એને માટે તે યોગ્ય ગણાયો."

આ દૈવી સાજાપણું આપનાર તે કોઇ માત્ર માનવ નહોતો, પરંતુ તે તો મનુષ્યો તથા દૂતોનો પણ પ્રભુ હતો, એવી રીતે જમાદારે તેને ઓળખ્યો. ખ્રીસ્તની આવી ઓળખાણ પામવામાં યહુદી લોકો કરતાં તે આગળ વધેલો હતો, એવું માલમ

પડે છે. આથી આપણા પ્રભુને ઘણો આનંદ થયો. તેથી અન્ય લોકોની સમજણ વિનાની આસ્થા સાથે આ જમાદારની સમજપૂર્વક આસ્થા સરખાવીને પ્રભુ ઇસુ આસપાસ ઉભા રહેલાઓની તરફ ફરીને કહે છે, કે "એટલો વિશ્વાસ મેં ઇસ્રાએલમાં પણ જોયો નથી." આ જમાદારનો વિશ્વાસ જોઇને ઇસુ ખ્રીસ્તને દિલાસો પણ મળ્યો, તેથી તે વખતે તેનો વિચાર દર્શાવવા કલમ ૧૧, ૧૨માં મળેલા શબ્દો, જે લુકના કહેવા પ્રમાણે તે બીજે પ્રસંગે બોલ્યો હતો (લુક ૧૩; ૨૮, ૨૯), તે શબ્દો માત્થી અહીં આગળ દાખલ કરે છે: "અને હું તમને કહું છું કે પૂર્વથી તથા પશ્ચિમથી ઘણા લોક આવશે, ને ઇબ્રાહીમની તથા ઇસ્હાકની તથા યાકૂબની સાથે આકાશના રાજ્યમાં બેસશે; પણ રાજ્યના દીકરાઓ બહારના અંધારામાં નંખાશે, કે જ્યાં રડવું ને દાંત પીસવું થશે."

૩. પીતરની સાસુને સાજી કરવામાં આવી (માર્ક ૧; ૨૯-૩૪. લુક ૪; ૩૮-૪૧).

બીજા સુવાર્તિકોના જણાવ્યા પ્રમાણે, ઇસુ ખ્રીસ્ત કાપરનાહુમમાં રહેવા ગયો ત્યાર પછીના પહેલાજ સાબ્બાથે આ બનાવ બન્યો. સભાસ્થાનમાં બપોરની ભજનસેવામાં તે હાજર થયો હતો. એ પ્રસંગે તેણે મંડળી આગળ ભાષણ કર્યું એટલુંજ નહિ, પણ એક ચમત્કાર પણ કર્યો હતો; એટલે અશુદ્ધ ભૂતવળગેલા એક માણસને તેણે સાજો કર્યો. આ ચમત્કારથી પ્રેક્ષકવર્ગને નવાઇ લાગી હતી. ત્યાર પછી તે પીતર સાથે તેને ઘેર ગયો. ત્યાં પહોંચ્યા પછી તેઓને ખબર પડી કે પીતરની સાસુને તાવ* આવે છે. ઇસુએ તેનો હાથ પકડયો, એટલે તરત તેનો તાવ જતો રહ્યો; અને તેણે ઉઠીને તેઓની સરભરા કરી (દાખલા તરીકે, લુક ૧૦; ૪૦. યો. ૧૨; ૨).

બપોરે સભાસ્થાનમાં ભૂતવળગેલા માણસને સાજો થએલો જોવાથી ઘણાં દુ:ખિતોનાં હૃદયોમાં આશા ઉત્પન્ન થઇ હતી. આ માણસને માટે પ્રભુએ આટલું બધું કર્યું, તો બીજાંઓને માટે પણ તે એમજ કરશે, એમ ધારીને જેઓના ઘરમાં માંદાં હતાં તેઓએ પોતાનાં માંદાંને ઉપાડીને તેમને પ્રભુની આગળ ઉતાવળથી રજુ કરવાની તજવીજ કરી. માણસનો જીવ જોખમમાં હોય તોજ સાબ્બાથ દિવસે દરદની સારવાર થઇ શકે, એવો રાબ્બીઓનો નિયમ હતો. યહુદીઓની ગણત્રી પ્રમાણે સૂરજ અસ્ત થતી વખતે સાબ્બાથ સમાપ્ત થયો હતો, તેથી "સાંજ પડી ત્યારે" એવાં માણસોનાં ટોળે ટોળાં પીતરના ઘર તરફ જવા લાગ્યાં. પ્રભુએ તે સર્વને સાજાં કર્યાં, પણ સામટાં નહિ; કેમકે લુકના લખ્યા પ્રમાણે "તેણે તેઓમાંના દરેક ઉપર હાથ મૂકીને તેઓને સાજાં કર્યાં" (લુક ૪; ૪૦).

---

*કાપરનાહુમ દરીઆની સપાટીથી ૬૮૦ ફૂટ નીચું હતું, તેથી તે પ્રદેશમાં તાવ ઘણો પ્રબળ હતો.

આ પ્રમાણે પૃથક્પૃથક્ માણસનું દુઃખ પોતાના ખ્યાલમાં લઇને આપણા પ્રભુએ તે દરેક ઉપર દયા દર્શાવી. એમાં પ્રબોધકનું વચન (યશા. ૫૩; ૪) કેવી રીતે પૂરૂં થાય છે તે, પોતાની રીત પ્રમાણે, માત્થી પોતાના વાચકોને જણાવે છે: "તેણે પોતે આપણા મંદવાડ લીધા, ને આપણા રોગ ભોગવ્યા" (૮; ૧૭) એટલુંજ નહિ, પણ દયાનાં કામોમાં પ્રભુ ઇસુ માણસો પ્રત્યે કેવી ભારે સહલાગણી ધરાવતો હતો, તે વાતની છાપ પણ માત્થી પોતાના વાચકોના મન ઉપર પાડવા ચાહે છે. વિશ્વાસ વિના સાજા કરવાનો ચમત્કાર થઇ શકે નહિ, અને સાજા કરનારમાં સહલાગણી હોય તોજ એવો વિશ્વાસ સામા માણસમાં ઉપજાવી શકાય; અને જેનામાં પ્રેમ હોય તેનામાંજ એવી સહલાગણી પણ હોય.

## સરોવર ઓળંગીને ઇસુ એકાંત જગા શોધવા ગયો

(અધ્ય. ૮; ૧૮-૩૪)

(૧) અડચણો. ૮; ૧૮-૨૨.

**[૧૮] અને ઇસુએ લોકોનો મોટો સમુદાય પોતાની આસપાસ ભેગો થએલો દીઠો, ત્યારે પેલે પાર જવાની તેણે આજ્ઞા કીધી. [૧૯] અને એક શાસ્ત્રીએ પાસે આવીને તેને કહ્યું, કે ઓ ઉપદેશક, જ્યાંકહીં તું જઇશ ત્યાં હું તારી પાછળ આવીશ. [૨૦] ત્યારે ઇસુ તેને કહે છે, કે લોંકડાંને દર હોય છે, ને આકાશનાં પક્ષીઓને માળા હોય છે; પણ માણસના દીકરાને માથું ટેકવવાનો ઠામ નથી. [૨૧] અને તેના શિષ્યોમાંથી બીજાએ કહ્યું, કે પ્રભુ, મને રજા આપ કે હું જઇને પહેલાં મારા બાપને દાટી આવું. [૨૨] પણ ઇસુએ તેને કહ્યું, કે તું મારી પાછળ આવ, ને મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે.**

ઘણાં કામ કરવાથી પ્રભુ ઇસુ થાકી ગયો હતો, તેથી તેણે કાપરનાહુમ મૂકીને બહારગામ જવાનો વિચાર કર્યો. માર્ક અને લુક જણાવે છે કે આ પ્રસંગે તે સરોવર મૂકીને ખુશકી માર્ગે ગયો (માર્ક ૧; ૩૫-૩૯. લુક ૪; ૪૨-૪૪). આ વખતે ગાલીલમાં થઇને ઇસુએ જે મુસાફરી કરી (માર્ક ૪; ૩૫—૫; ૨૦. લુક ૮; ૨૨-૩૯) તે માત્થી પડતી મૂકે છે, અને ત્યાર પછીના વખતમાં સરોવર ઓળંગીને પેલે પાર તેણે જે કામ કર્યું તેનો હેવાલ અહીં આપે છે. ઇસુએ લોકોથી અલગ થઇ એકાંત જગામાં જવાનો પ્રયત્ન કર્યો ખરો, પરંતુ તેમ કરવામાં તેને ઘણી મુશ્કેલી પડી. એ મુશ્કેલી કેવી હતી તેના દાખલા તરીકે માત્થી બે બીના અહીં આગળ રજુ કરે છે. લુકની સુવાર્તામાં એ બીનાઓ તદન જુદા સંજોગો સાથે સંબંધ ધરાવે છે (લુક ૯; ૫૧-૬૨). પોતાના ચેલાઓને પસંદ કરવાની ઇસુની રીત કેવી હતી, તે આ બન્ને દાખલા પરથી માલમ પડે છે.

બધા ચેલાઓને તેણે પોતે પસંદ કર્યા; અને તેની પાછળ ચાલવાથી કેવાં કેવાં દુ:ખ ભોગવવાની જરૂર પડશે તે સમજ્યા વિના જેટલાએ તેની પાછળ આવવાની ઇચ્છા બતાવી, તે દરેકને તેણે ના પાડી. આ બે દાખલા પરથી જુદા જુદા વર્ગના ઉમેદવારો દેખાડવામાં આવે છે.

૧. "એક શાસ્ત્રીએ પાસે આવીને તેને કહ્યું, કે ઓ ઉપદેશક, જ્યાંકહીં તું જઇશ ત્યાં હું તારી પાછળ આવીશ." ફરોશીપંથમાં જેઓ ખાસ ભણેલા અથવા જ્ઞાની હતા તેઓને "શાસ્ત્રી" નામ આપવામાં આવે છે. તેઓ ઘણું કરીને ઇસુના સહુથી કટ્ટા દુશ્મન હતા. હવે આવો એક શાસ્ત્રી ઇસુની પાછળ આવવાનું મન બતાવે, તે તો અસાધારણ વાત કહેવાય. વળી પ્રથમ દૃષ્ટિએ જોતાં આપણને એવું લાગે પણ ખરૂં કે એવા માણસને મેળવી લેવાથી ખ્રીસ્તનું કામ આગળ વધે; તોપણ તેણે આ માણસનો સ્વીકાર કર્યો નહિ. તેનો સ્વીકાર ન કરવાનું કારણ તેના જવાબ ઉપરથી માલમ પડે છે. તે જમાનામાં ઇસુના ચમત્કારો જોઇને જેમ ઘણાંઓના મન ઉપર અસર થઇ, તેમ આ શાસ્ત્રીના મન ઉપર પણ અસર થઇ હતી. અને એથી તેને ખાતરી થઇ હતી કે જોકે ઇસુનો બહારનો દેખાવ નમ્ર છે ખરો, તો પણ તે ખરેખર મસીહ છે, અને ઇસ્રાએલના રાજા તરીકે તે પોતાનું મહત્ત્વ થોડાજ વખતમાં જાહેર કરશે. આ કારણને લીધે તેણે સ્વાર્થથી ઇસુની દીનાવસ્થામાં ભાગીદાર થવાનું મન બતાવ્યું, એ હેતુથી કે તેના થનાર મહત્ત્વમાં પણ તે ભાગીદાર થાય. ઇસુની પાછળ ચાલવું તે તો ગંભીર કામ હતું. તેમાં ઘરબાર, સગાં તથા મિત્રોનો ત્યાગ કરવાની જરૂર પડે એટલુંજ નહિ, પણ ઇસુ ખ્રીસ્તના ગયા પછી માણસોની અદેખાઇ તથા સતાવણી વેઠીને તે કામ જારી રાખવાનું હતું. તે કામ કેવું છે તે જે માણસ સમજ્યો છે, તેવો કોઇ પણ માણસ વિના વિચારે તેમાં સામેલ થવાની ઇચ્છા રાખે નહિ, એ સ્વાભાવિક છે. ઇસુ ખ્રીસ્ત આ શાસ્ત્રીના વિચારો જાણતો હતો તેથી તે તેને કહે છે, કે "લોંકડાંને દર હોય છે, ને આકાશનાં પક્ષીઓને માળા હોય છે, પણ માણસના દીકરાને માથું ટેકવવાનો ઠામ નથી." પૃથ્વી પર આપણા પ્રભુની સ્થિતિ કેવી હતી તે આ વચન પરથી જણાય છે. તેની આગળ રાજ્યાસન નહિ, પણ ગલગથાનો વધસ્તંભ મૂકેલો હતો; અને વધસ્તંભ સુધી આ શાસ્ત્રી ખ્રીસ્તની પાછળ પાછળ જાય, એવું સંભવિત નહોતું.

"માણસનો દીકરો." આ શબ્દો અહીં આગળ પહેલીજ વાર માત્થીના વૃત્તાંતમાં મળે છે, અને તેમાં પણ આપણા પ્રભુના જવાબનું રહસ્ય સમાએલું છે. જાણવા જેવી વાત એ છે, કે જોકે આ શબ્દો સુવાર્તાઓમાં ઘણી જગાએ મળે છે, તોપણ એકલા ઇસુના પોતાના હોઠોથીજ નીકળેલા આપણા સાંભળવામાં આવે છે. પોતાને તો તે હમેશાં આ રીતેજ ઓળખાવે છે, પણ એ રીતે

બીજું કોઇ તેને ઓળખાવતું નથી. તે મસીહ છે એમ ધારીને "દાઉદનો દીકરો" અથવા "દેવનો દીકરો" એવું નામ બીજાઓ તેને આપતા હતા. પણ "માણસનો દીકરો" એ શબ્દો વાપરીને મસીહના સંબંધમાં તે જમાનાના લોકોના જે વિચાર હતા તેનો ઇસુ ખ્રીસ્ત નકાર કરે છે. આ વાતને લીધે શિષ્યો પણ ગુંચવણમાં રહેતા હતા, અને આ શાસ્ત્રીની માફક તેઓની ધારણા પણ એવી હતી, કે સમય આવશે ત્યારે પ્રભુ ઇસુ દીનતાનો વેષ પડતો મૂકીને મહત્ત્વનો વેષ ધારણ કરશે. આ વિચારો તેઓના મનમાંથી દૂર કરવા સારૂ પ્રભુ ઇસુ કોઇ પણ રાજકીય અટક નહિ ગણકારતાં પોતાને "માણસનો દીકરો" એ નામથી ઓળખાવતો હતો.

આ શાસ્ત્રીએ ઇસુની પાછળ જવાની ઇચ્છા બતાવી પણ ઇસુએ તેનો અંગીકાર ન કર્યો. અહીં આગળ માત્થી તેની સાથે એક બીજા ઉમેદવારની સરખામણી કરે છે. આ માણસને ઇસુએ પોતે પ્રથમ બોલાવ્યો હતો, અને તેણે પોતે ના પાડી હતી. દંતકથા એવી છે, કે આ માણસ તો પ્રેરિત ફિલિપ હતો, અને તે સંભવિત લાગે છે. તે બારમાંનો એક હશે, કેમકે જ્યારે તેણે વાંધો બતાવ્યો, ત્યારે ઇસુએ તેનો વાંધો નહિ ગણકારતાં તેને ફરજ પાડી. વળી સુવાર્તાઓમાં ફિલિપનાં જે લક્ષણો જણાય છે, તે તરફ જોતાં આ વિચારોને ટેકો મળે છે. આ માણસ ભલે ગમે તે હોય તોપણ તે "શિષ્ય" હતો, અને તેની લાયકી જોઇને પ્રેરિતની ચઢીઆતી સેવા બજાવવા સારૂ ખ્રીસ્તે તેને પસંદ કર્યો હતો. લુકના હેવાલ પ્રમાણે પ્રથમ ઇસુએ તેને તેડું આપીને કહ્યું, કે "મારી પાછળ આવ," ત્યારેજ આ શિષ્યે પોતાનો વાંધો જણાવ્યો. તેણે તદ્દન ના પાડી એમ તો નહિ, પણ બહાનું કાઢયું, કે "પ્રભુ, મને રજા આપ, કે હું જઇને પહેલાં મારા બાપને દાટી આવું." જો તેનો બાપ ખરેખર મરી ગએલો હોય, તો શું તે જઇને તેના પ્રત્યે પ્રેમની છેલ્લી ફરજ બજાવે, એવી તેની પવિત્ર ફરજ ન હતી? એ દૃષ્ટિએ જોતાં ઇસુનો જવાબ કેટલો કઠોર લાગે છે! પરંતુ તેનો બાપ ખરેખર મરી ગયો હતો, એવું સમજવાની જરૂર નથી. ચાલતી રૂઢી પ્રમાણે તેના કહેવાનો ભાવાર્થ એવો છે, કે "જ્યાં સુધી મારો બાપ હેયાત છે, ત્યાં સુધી તેને મૂકીને મારાથી ક્યાંય જવાય નહિ." ઇસુના જવાબનું રહસ્ય એવું જણાય છે, કે નવા જીવનમાં ચાલવા સારૂ જેની પાસે ઇશ્વરનું આત્મિક તેડું આવે, તેણે સમજવું જોઇએ કે તે જીવન પ્રત્યે તેને માથે ફરજ રહેલી છે, અને તે ફરજ કરતાં દુનિયાની બીજી ગમે તે ફરજ ઉતરતીજ સમજવી. એમ કહેવામાં આવે છે, કે એક વખતે સૂર દેશમાં એક ખ્રીસ્તી મિશનેરીએ એક જુવાન તુર્કને યૂરોપ જઇ પોતાનો અભ્યાસ પૂરો કરવા સલાહ આપી. ત્યારે તે જુવાને ઉપર પ્રમાણેજ જવાબ આપ્યો, કે "પહેલાં મારે મારા બાપને દાટવો જોઇએ." તેની

સાથે મિશનેરીએ સહલાગણી ધરાવીને તેને દિલાસો આપ્યો, ત્યારે તે જુવાને એવો ખુલાસો કર્યો, કે "મારો બાપ તો હજી મરી નથી ગયો; પરંતુ તે હેયાત છે, ત્યાં સુધી તેને મૂકીને મારાથી જવાય નહિ." આ જુવાન શિષ્યે પણ એવુંજ બહાનું કાઢયું. એ પરથી યાકૂબ તથા યોહાનના કરતાં તે કેટલો જુદો છે, તે જણાય છે (૪; ૨૨).

(૨) પ્રભુ તોફાન શાંત પાડે છે. ૮; ૨૩-૨૭.

**[૨૩] અને હોડી પર તે ચઢયો ત્યારે તેના શિષ્યો તેની સાથે ગયા.**
**[૨૪] અને જુઓ, સમુદ્રમાં એવું મોટું તોફાન થયું કે તે હોડી મોજાંઓથી ઢંકાઇ ગઇ; પણ તે પોતે ઉંઘતો હતો. [૨૫] ત્યારે તેઓએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું, કે ઓ પ્રભુ, અમને બચાવ, અમે નાશ પામીએ છીએ. [૨૬] અને તે તેઓને કહે છે, ઓ અલ્પવિશ્વાસીઓ, તમે શા વાસ્તે ભયભીત થયા છો? પછી તેણે ઉઠીને પવનને તથા સમુદ્રને ધમકાવ્યા; ને મહા શાંતિ થઇ. [૨૭] ત્યારે તે માણસોએ અચરત થઇને કહ્યું, કે એ શી તરેહનું માણસ છે કે પવન તથા સમુદ્ર પણ એનું માને છે!**

ઇસુ ખ્રીસ્ત બેથસાઇદા આગળ પોતાની હોડીમાં બેઠો. માર્ક ૩; ૯માં જણાવ્યા પ્રમાણે, માછી લોકોમાં તેના જે શિષ્યો હતા, તેઓ સાથે ઇસુની ખાસ ગોઠવણ હતી, કે પ્રસંગોપાત એક ખાસ હોડી તેના ઉપયોગને અર્થે તૈયાર રાખવામાં આવે. સાંજનો સમય હતો અને વહાણની સફરમાં સાતેક માઇલ તેઓને કાપવાના હતા. તેઓ સફર કરતા હતા, એટલામાં ઇસુ ઉંઘી ગયો. માછલી પકડવા માટે જે માછીઓનાં વહાણ દરરાત્રે સરોવરમાં આમતેમ ફરતાં હતાં, તેઓમાં થઇને પ્રભુની હોડી કિનારો મૂકીને જવા લાગી. આખરે ખુલ્લા સરોવરમાં હોડી આવી પહોંચી, એટલામાં તોફાન થવા લાગ્યું. આ સરોવર એવું છે કે ઘડીકમાં તોફાન થઇ આવે ને સમુદ્ર ઉછળતો થઈ જાય. કિનારેથી હંકારતી વખતે જે પાણી શાંત હતું, તેણે થોડીજ વારમાં વિકાળ મોજાંઓનું સ્વરૂપ ધારણ કર્યું. છતાં સ્વામી તો ઉંઘતો હતો, ત્યારે શિષ્યોએ તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું, કે "ઓ પ્રભુ, અમને બચાવ, અમે નાશ પામીએ છીએ." ઇસુ તેઓને કહે છે, કે "ઓ અલ્પવિશ્વાસીઓ, તમે શા વાસ્તે ભયભીત થયા છો?" શિષ્યો હમેશાં 'તેઓનો આકાશી બાપ તેઓની સંભાળ લે છે' તે વાત ભૂલી જતા હતા, અને એ જોઇને ઇસુ ઘણી વાર પોતાની અજાયબી દર્શાવે છે (૬; ૩૦).

ઇસુએ જે જે મહાભારત કૃત્યો કર્યાં હતાં, તે તેનામાં રહેનાર ઇશ્વરી પરાક્રમથી થયાં હતાં. અહીં આગળ જે કૃત્ય કરવામાં આવ્યું તે ખરેખર

ઉત્પન્નકર્તાનું એક પરાક્રમી કૃત્ય હતું. ગીતકર્તાના કહ્યા પ્રમાણે "સમુદ્ર તેનો છે, તેણે તે બનાવ્યો" (ગીત ૯૫ ; ૫), અને "વાયુઓને તે પોતાના દૂતો બનાવે છે" (ગીત ૧૦૪ ; ૪). ગાલીલ સરોવરમાં જે તોફાન થતાં હતાં તે જ્યાં સુધી રહેતાં ત્યાં સુધી તો બહુ જોસથી થતાં હતાં, પણ ઘણુંકરીને તે ઝાઝા સમય સુધી ચાલતાં નહોતાં. વળી પવન બંધ થયા પછી ઘણા વખત સુધી મોજાં ઉછળતાં રહેતાં ; પરંતુ આ સમયે તે પ્રમાણે થયું નહિ. પ્રભુએ "પવનને તથા સમુદ્રને ધમકાવ્યા" ત્યારે "મહા શાંતિ થઇ." શિષ્યોએ આ જોયું એટલુંજ નહિ, પણ બીજી હોડીઓમાં જે માણસો હતા તેઓએ પણ તે જોયું. પોતાના અનુભવમાં તેઓએ એવું કદી જોયું નહોતું, તેથી તેઓ બોલી ઉઠયા, કે "એ શી તરેહનું માણસ છે કે પવન તથા સમુદ્ર પણ એનું માને છે!"

આ ચમત્કાર દૃષ્ટાંતરૂપ ચમત્કાર છે. પૃથક્પૃથક્ વ્યક્તિઓને તેમજ સમસ્ત મંડળીને પણ ખ્રીસ્ત શાંતિ તથા સલામતી આપનાર છે, એવું એ પરથી જણાય છે. પોતાના ચેલાઓ સાથે હોડીમાં ખ્રીસ્ત હતો તોપણ આ મોટું તોફાન થયું, તેવીજ રીતે તે આપણી સાથે હોવા છતાં આપણને દુ:ખ તથા જોખમનો અનુભવ થયા વગર રહેતો નથી. સંત ઓગસ્ટિને ઇ. સ. ૪૦૦માં લખ્યું હતું, કે "જેમ સમુદ્રમાં તેમ આપણા આ જીવનમાં આપણે તરીએ છીએ, પવન શરૂ થાય છે, અને પરીક્ષણનાં તોફાન ખૂટતાં નથી, તેનું કારણ એ છે કે ઇસુ તારામાં સુનેલો છે. એટલે તેના પરનો તારો વિશ્વાસ હૃદયમાં ઉંઘી ગએલો છે. એમ ન હોય તો બીજું શું કારણ હોય? ઇસુને જગાડીને તારે કહેવું જોઇએ, કે 'ઓ પ્રભુ, અમને બચાવ, અમે નાશ પામીએ છીએ,' તો તે જાગશે, એટલે તારો વિશ્વાસ તારી પાસે પાછો વળશે, અને જોખમ વીતી જશે." તેમજ ઇ. સ. ૨૦૦માં તર્તલીઅને લખ્યું હતું કે, "મંડળીને એક નાની હોડીની ઉપમા આપવામાં આવી છે ; કેમકે સમુદ્રમાં એટલે જગતમાં, અને મોજાંથી એટલે સતાવણી તથા પરીક્ષણથી, તે અશાંત થઇ જાય છે. એવે વખતે ઉંઘી ગએલા કે સુતેલા પ્રભુને સંતોની પ્રાર્થના વડે જગાડવામાં આવે છે, ત્યારે તે જગતને ધમકાવીને પોતાનાંને શાંતિ આપે છે."

ખ્રીસ્તના ચમત્કારો તેના ચારિત્ર્ય સાથે મળતા જણાય છે. દરેક ચમત્કારથી દૃશ્ય તથા અદૃશ્યનો સંબંધ દેખાડવામાં આવે છે ; વળી, ઇશ્વર કુદરતમાં જે કાર્યો કરે છે, તે પરથી આત્મિક બાબતોમાં તેની કાર્ય કરવાની રીત કેવી છે તેનો ખુલાસો સૂચવવામાં આવે છે. જેમ આત્મિક બાબતોમાં તેમજ દૈહિક બાબતોમાં પણ ઇશ્વર પર વિશ્વાસ રાખવાની જરૂર છે. જ્યાં વિશ્વાસ નથી ત્યાં શાંતિ નથી. પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોનાં મન શાંત કર્યાં, ત્યાર પછીજ તેણે મોજાંઓ શાંત કર્યાં.

(૩) ભૂતવળગેલો એક માણસ સાજો કરાયો. ૮; ૨૮-૩૪.

[૨૮] અને પેલે પાર ગાડરેનોના દેશમાં તે પહોંચ્યો ત્યારે ભૂત
વળગેલા બે માણસ કબરોમાંથી નીકળતા તેને મળ્યા. તેઓ એવા
બીહામણા હતા કે તે માર્ગે કોઇથી જવાતું ન હતું. [૨૯] અને જુઓ,
તેઓએ બૂમ પાડતાં કહ્યું, કે ઓ દેવના દીકરા, અમારે ને તારે શું
છે? સમય અગાઉ તું અમને પીડા દેવાને અહીં આવ્યો છે શું? [૩૦] હવે
તેઓથી બહુ આઘું ઘણાં ભુંડાનું એક ટોળું ચરતું હતું. [૩૧] અને ભૂતોએ
તેને વિનંતી કીધી, કે જો તું અમને કાઢે તો ભુંડાના ટોળામાં અમને
મોકલ. [૩૨] અને તેણે તેઓને કહ્યું, કે જાઓ. પછી તેઓ નીકળીને
ભુંડામાં પેઠા; ને જુઓ, આખું ટોળું કરાડા પરથી સમુદ્રમાં ધસી
પડ્યું, ને પાણીમાં બુડી મુઉં. [૩૩] ત્યારે ચરાવનારા નાઠા, ને નગરમાં
જઇને તેઓએ સઘળું કહી જણાવ્યું; ને ભૂતવળગેલાઓને શું થયું
તે પણ કહ્યું. [૩૪] ત્યારે જુઓ, આખું નગર ઇસુને મળવાને બહાર
આવ્યું; ને તેને જોઇને તેઓએ તેને વિનંતી કીધી, કે અમારી
સીમોમાંથી જા.

આગળ જતાં તેઓ પૂર્વ કાંઠા ઉપર ઉતર્યા, અને ગેરાસીનીઓના દેશમાં આવી પહોંચ્યા (માર્ક ૫; ૧. લુક ૮; ૨૬). અહીં આગળ 'ગાડરેનો' એ શબ્દ, જેને તે પ્રદેશની ભૂગોળની માહિતી ન હોય એવા કોઇ લહિયાની ભૂલથી દાખલ કરવામાં આવ્યો હોય એમ લાગે છે; કેમકે સરોવરના કાંઠાથી દક્ષિણ દિશા તરફ છ માઇલ દૂર "ગાદારા" ગામ આવેલું હતું, વળી સરોવરના અગ્નિ ખૂણાથી ત્રીસ માઇલ દૂર દેકાપોલીસમાં "ગેરાસા" નામનું શાહેર આવેલું હતું; તેથી ભૂલ સમજીને આ લેખકે કે તેની પછીના કોઇ લહિયાએ ઇરાદાપૂર્વક "ગાદરા" નામ રાખ્યું હોય, તે બનવાજોગ છે. આ સરોવરના કાંઠા ઉપર એકજ જગા એવી છે કે, જ્યાં 'કરાડો' છેક પાણીની પાસે આવેલો છે, અને ત્યાં આગળ "કેરસા" અથવા "ગેરસા" નામનું સ્થળ છે એટલુંજ નહિ, પણ તેની પાસે પ્રાચીન સમયનું કબરસ્તાન છે, અને ડુંગરના ખડકમાં કબરો કોતરેલી જણાય છે.

તેઓ ઉતર્યા ત્યારે મોટી સવારનો સમય હશે. એકાંત જગા મળશે, એવું ધારીને ઇસુ ખ્રીસ્ત પોતાના શિષ્યોને સાથે લઇ ડુંગરના ઢોળાવ ઉપર ચઢવા લાગ્યો (૧૪; ૨૩. માર્ક ૬; ૪૬. યોહ. ૬; ૧૫); પણ તેઓ કબરસ્તાનની પાસે આવ્યા, એટલામાં તો એક ભયંકર દેખાવ તેઓના જોવામાં આવ્યો. પુરાતન કાળમાં એવી માન્યતા હતી કે સઘળાં દરદ, પછી તે નૈતિક, માનસિક કે શારીરિક હોય, પણ તે બધાં અશુદ્ધ આત્માઓના વળગવાથી થાય

છે. અશુદ્ધ આત્માઓના વળગવાથી જુદાં જુદાં પરિણામ આવે છે, એવી તે જમાનાના લોકોની માન્યતા હતી. તેઓની માન્યતા પ્રમાણે "જુઠા આત્માઓ" હતા, જેઓ જુઠું બોલવા તથા ભૂલો કરવા માણસોને પ્રેરણા કરતા હતા (૧ રાજા ૨૨; ૨. ૧ યોહ. ૪; ૬); વળી "અશુદ્ધ આત્માઓ" હતા, જેનાથી અનીતિનાં કામો તથા કંટાળાદાયક રોગ થતા હતા. ખાસ કરીને "ફેફરાનું દરદ" થતું હતું, જેનાં લક્ષણો 'બૂમો પાડવી,' 'ગબડવું,' 'મોંમાંથી ફીણ કાઢવું,' ઇત્યાદિ હતાં (૧૭; ૧૫. માર્ક ૧; ૨૧-૨૮: ૯; ૧૪-૨૯. લુક ૪; ૩૧-૩૭: ૯; ૩૭-૪૩). પણ ખાસ કરીને "ગાંડપણ" તો ભૂતો વળગવાનુંજ ચિહ્ન જણાતું હતું. કોઇ માણસમાં બીહામણું ગાંડપણ હોય, તો લોકો એમ સમજતા કે તેને અનેક ભૂતો વળગેલાં છે. ગાંડો માણસ પણ ઘણી વાર પોતા વિષે એમજ સમજતો હતો, જેથી કોઇ વાર તે પોતાના નામમાં બોલે, અને કોઇ વાર અનેક નામમાં બોલે. દાખલા તરીકે: કાપરનાહુમના સભાસ્થાનમાં એક ગાંડા માણસે ઇસુને સંબોધીને કહ્યું, કે "તારે ને અમારે શું છે? તું કોણ છે એ હું જાણું છું" (લુક ૪; ૩૪). જુદી જુદી સુવાર્તાઓમાં આ બીનાના વૃત્તાંતમાં જે તફાવત પડે છે, તેનો ખુલાસો આવી રીતે મળે છે: માત્થીના વૃત્તાંત પ્રમાણે બે માણસ હતા, પણ માર્ક તથા લુકના વૃત્તાંત પ્રમાણે એક માણસ હતો. માણસ તો ખરેખર એકજ હતો, પરંતુ માર્ક તથા લુકના કહ્યા પ્રમાણે તેના રોગિષ્ટ મગજની અંદર એવો વિચાર ભરાઇ રહેલો હતો, કે મને એક ભૂત નહિ, પણ અનેક ભૂતોની સેના વળગેલી છે; તેથી તેઓના નામમાં તે બોલ્યો ત્યારે બહુવચનમાં બોલ્યો. તે સમયમાં લેખિત સુવાર્તાઓ નહોતી, અને આ વાર્તા મુખ્જુબાનીથી ચાલતી હતી; તેથી આ વાર્તાનાં બે રૂપ થયાં, અને એમ થાય એમાં કંઇ નવાઇ જેવું નથી. માત્થીએ પોતાની સુવાર્તામાં તે અરસામાં ચાલતું બીજું રૂપ દાખલ કર્યું. તે સમયના ગાંડા લોકોને વાસ્તે હાલના જેવી કોઇ ખાસ વ્યવસ્થા નહોતી, તેથી તેઓ પોતાની મરજી પ્રમાણે આમતેમ રખડતા હતા. આ ગાંડો માણસ ગુફાઓમાં પડી રહેતો હતો. તેનાથી લોકો બીહતા હતા. કોઇ અજાણ્યા માણસને તે જુએ, તો તેના પર તે હુમલો કરતો. પરંતુ ખ્રીસ્તને તેણે જોયો ત્યારે તે તેની આગળ નમી ગયો.

કેવી રીતે તેણે પ્રભુ ઇસુને ઓળખી કાઢયો હશે? ગાંડો થયા પહેલાં અથવા અમુક શુદ્ધિના સમયે તેણે કાપરનાહુમમાં ઇસુનો ઉપદેશ સાંભળ્યો હોય, અને તેના ચમત્કારો જોયા હોય, એ બનવા જોગ છે. તે પોતે શુદ્ધિમાં હતો ત્યારે કદાચ તેના મન પર ઇસુની અસર થઇ હશે; પરંતુ તેણે ઇસુનો સ્વીકાર કર્યો નહોતો. હમણાં ઇસુ સામો મળ્યો ત્યારે તેની આગળ તે શરમાય છે ને નમે છે.

ગાંડા માણુસ સાથે વર્તવાની જે સૌથી સારામાં સારી પદ્ધતિ હાલ મનાય છે, તેજ પદ્ધતિ પ્રમાણે પ્રભુ ઇસુ આ માણુસ સાથે વર્ત્યો ; એટલે ગાંડા માણુસના વિચારો ગાંડપણુ ભરેલા છે, એવું તે કહેતો નથી, તેમ તેની સામે થતો નથી ; પણુ ભળતા વિચારોમાં તેણે તેને જવાબ દીધો. આ પ્રમાણે પ્રભુ ઇસુએ અશુદ્ધ આત્માને તેનામાંથી નીકળી જવાનો હુકમ ફરમાવ્યો (માર્ક ૫; ૮). આવા માણુસોના સંબંધમાં ઇસુની રીત આ પ્રમાણેજ હતી. તેનો અધિકાર એવો હતો કે જેથી ઘણુંકરીને સામા માણુસમાં વિશ્વાસ ઉપજાવવામાં આવતો હતો. આ માણુસતો ભ્રમિત વિચાર એટલો બધો સજ્જડ હતો, કે ઇસુના કહ્યા છતાં તે હજી પોતાના ભ્રમિત વિચારમાં ટકી રહ્યો. તેની ભ્રમિત માન્યતા જોકે ટકી રહી ખરી, તો પણુ તેનું જોર નરમ પડી ગયું. તેના મનમાં એવો વિચાર આવ્યો, કે મસીહ છેવટનો ન્યાય કરવા અકાળે આવ્યો છે, માટે ભૂતોના નામમાં બોલીને તે તેના કાલાવાલા કરવા લાગે છે, કે “ ઓ દેવના દીકરા, અમારે ને તારે શું છે ? ”

હજી તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરતાં આપણો પ્રભુ તેને એક પ્રશ્ન પૂછે છે, કે “ તારૂં નામ શું છે ? ” ગાંડા માણુસે જવાબ આપ્યો, કે “ મારૂં નામ સેના છે, કેમકે અમે ઘણા છીએ.” પ્રાચીન લોકોની માન્યતા એવી હતી, કે ઉજ્જડ અરણ્ય તે ખાસ રીતે ભુંડા આત્માઓને રહેવાનું સ્થળ છે ( ૧૨ ; ૪૩ ). આ ગાંડો માણુસ ભૂતોના હકમાં વિનંતી કરતાં માગે છે, કે જો તેઓને પોતાનું માનવી રહેઠાણ મૂકીને જવુંજ પડે, તો દેશમાંથી એટલે વસ્તીવાળા દેશમાંથી કાઢીને ઉજ્જડ અરણ્યમાં એમને મોકલવાં નહિ. સરોવરને પૂર્વ કિનારે જે વસ્તી હતી, તે ઘણુંકરીને વિદેશીઓની હતી. પાસે કરાડા પર બે હજાર જેટલાં ભુંડોનું ટોળું ચરતું હતું. તે જોઇને આ ગાંડા માણુસે ઇસુને વિનંતી કરી, કે ભૂતોને તેમાં પેસવાની પરવાનગી આપ. આ પ્રમાણે આ ગાંડા માણુસનો વિચાર હતો, પણુ તેના મનમાંથી તેનો ભ્રમિત વિચાર દૂર કરવાનો રસ્તો પ્રભુ ઇસુને સુઝયો. અઢારમા સૈકાની આખરે રૂશિયાના કાઇસાર પહેલા પાઉલને એવી જાતનો ભ્રમિત વિચાર થયો હતો, કે ‘ મારા કાનમાં એક ભમરી પેસીને મારા મગજમાં રહે છે.’ એ સંબંધી શું કરવું તે વિષે ઘણી ચળવળ થઇ. છેવટે કાઇસારના ડોક્ટરે એક યુક્તિ કરી. રાજાના કાનની તપાસ ગંભીર રીતે કરીને તેણે કહ્યું, કે ખરેખર અંદર ભમરી છે, પણુ હું તેને બહાર કાઢીશ. પછી પોતાની પાસે દાબડીમાં એક ભમરી સંતાડી રાખી હતી, તે જાણે કે રાજાના કાનમાંથી કાઢી, એવો તેણે ડોળ કર્યો; અને રાજાને કહ્યું, કે જુઓ, આ નીકળી ! હવે તમને આરામ થાય છે ? રાજાએ કહ્યું, હા ; અને તે દહાડાથી તેનું ગાંડપણુ મટી ગયું.

એજ પ્રમાણે આ ગાંડા માણુસનું ગાંડપણુ દૂર કરવામાં આવ્યું. ભૂતવળગેલા માણુસે ઇસુને વિનંતી કરી, કે અમને ભુંડોમાં મોકલો. ઇસુએ કહ્યું, કે

જાઓ. હવે એવા માણસો જ્યારે સાજા થતા હતા ત્યારે સાજા થતી વખતે તેઓ પહેલાંના કરતાં વિશેષ બીહામણા બની જતા હતા (માર્ક ૧; ૨૬: ૯; ૨૬. લુક ૯; ૪૨). ભુંડોના ટોળા તરફ તે માણસ દોડી ગયો, તો ભુંડોનું ટોળું તેના હુમલા તથા તેની બૂમોથી બીધું ને નાઠું, કરાડા પરથી સમુદ્રમાં ધસી પડયું ને પાણીમાં બુડી મુઉં; ત્યારે તે માણસને ખાતરી થઇ કે મારામાંથી ભૂતો નીકળીને ભુંડોમાં પેઠાં છે ને હું સાજો થયો છું.

ઇસુએ આવું દયાકૃત્ય કર્યું તેને લીધે તેનો આવકાર થવો જોઇએ, પણ તે થયો નહિ. તે પોતાના શિષ્યો સાથે આરામ લેવા આવ્યો હતો, પરંતુ વચમાં આવી પડેલા કામને લીધે ધારેલો આરામ તેમને મળ્યો નહિ. પોતાનાં ભુંડોનો નાશ થયાને કારણે ગેરાસીની લોકો દુ:ખી થયા. પોતાનો પડોસી ગાંડપણથી સાજો થયો, એ વાત તેઓના ખ્યાલમાં ન આવી, પણ પોતાને નુકસાન થયું તેજ તેઓના ધ્યાનમાં આવ્યું. હવે બીજું વધારે નુકસાન ફરી ન થાય, માટે તેઓ પોતાના દેશમાંથી નીકળી જવાને ઇસુની વિનંતી કરે છે.

"આખું શહેર ઇસુને મળવાને બહાર આવ્યું." "મળવાને" શબ્દને માટે ગ્રીકમાં જે ક્રિયાપદ છે તે સભ્યતા દર્શાવે છે (૨૫; ૬. યોહ. ૧૨; ૧૩, ૧૮ તથા પ્રે. કૃ. ૨૮; ૧૫માં પણ એજ શબ્દ મળે છે). ઇસુ કરતાં પોતાનાં ભુંડોને તેઓએ વધારે મૂલ્યવાન ગણ્યાં. તેઓ ઇસુથી અલગ થવા ચહાતા હતા, પણ તેને નાખુશ કરવાની તેઓની હિમ્મત ચાલતી નહોતી, માટે તેઓએ આવીને સભ્યતાથી તેને વિનંતી કરી, કે "અમારી સીમોમાંથી જા."

### ૩. એક પક્ષઘાતી માણસને ઇસુ સાજો કરે છે (અધ્ય. ૯; ૧-૮)

**ત્યારે હોડીમાં બેસીને તે પેલે પાર ગયો, ને પોતાના નગરમાં આવ્યો. [૨] અને જુઓ, ખાટલે પડેલા એક પક્ષઘાતીને લોક તેની પાસે લાવ્યા, ને ઇસુએ તેઓનો વિશ્વાસ જોઇને પક્ષઘાતીને કહ્યું, કે દીકરા, હિમ્મત રાખ, તારાં પાપ તને માફ થયાં છે. [૩] ત્યારે જુઓ, શાસ્ત્રીઓમાંના કેટલાએકે પોતાના મનમાં કહ્યું, કે એ દુર્ભાષણ કરે છે. [૪] ત્યારે ઇસુએ તેઓના વિચાર જાણીને કહ્યું, કે તમે તમારા મનમાં શા માટે ભુંડા વિચાર કરો છો? [૫] કેમકે એ બેમાંનું વધારે સહેલું કયું છે, એમ કહેવું કે તારાં પાપ તને માફ થયાં છે, અથવા એમ કહેવું કે ઉઠીને ચાલ્યો જા? [૬] પણ માણસના દીકરાને પૃથ્વી પર પાપોની માફી આપવાનો અધિકાર છે, એ તમે જાણો માટે, (ત્યારે તે પક્ષઘાતીને કહે છે કે) ઉઠ, તારો ખાટલો ઉંચકીને તારે ઘેર ચાલ્યો જા. [૭] અને તે ઉઠીને પોતાને ઘેર ગયો. [૮] અને તે જોઇને લોકો ભયભીત થયા, ને જેણે માણસોને એવો અધિકાર આપ્યો માટે તેઓએ તેની સ્તુતિ કીધી.**

"પોતાનું નગર" એટલે બેથલેહેમ જ્યાં ઇસુનો જન્મ થયો હતો તે નહિ, તેમ નાઝારેથ જ્યાં આગળ તે ઉછરીને મોટો થયો હતો તે પણ નહિ; પણ કાપરનાહુમ જે ગાલીલ પ્રાંતમાં આવેલું હતું અને ઇસુના જાહેર કામનું મુખ્ય સ્થળ હતું, તેજ નગર અહીં આગળ દેખાડવામાં આવે છે. ત્રણે સંદર્શક સુવાર્તિકો આ વાર્તા લખે છે (માર્ક ૨; ૧-૧૨. લુક ૫; ૧૭-૨૬). ઇસુનાં ભાષણો તથા બોધને માટે વધારે જગા મળે, તેથી આ બીના માત્થીએ પોતાની રીત પ્રમાણે સંક્ષેપમાં લખી છે. એમ કરવામાં તેણે ઠીક કર્યું; કેમકે અહીં આગળ ઇસુ ખ્રીસ્તના હોઠોથી જે શબ્દો નીકળ્યા, તેમાં તે પોતાનું ઈશ્વરત્વ સાફ પ્રગટ કરે છે. આ પક્ષઘાતી માણસને જે દુઃખ વેઠવું પડતું હતું, તે તો તેનાં પાપને લીધે વેઠવું પડતું હતું, એમ લાગે છે. અનીતિને ધોરણે ચાલવાથી તેણે પોતાનું શરીર બગાડી નાખ્યું હતું, તેથી શરૂઆતમાંજ ઇસુ તેને કહે છે, કે "દીકરા, હિમ્મત રાખ, તારાં પાપ તને માફ થયાં છે." "દીકરા"ને માટે ગ્રીકમાં જે શબ્દ છે તેનો ખરો અર્થ "ફીકો" અગર "નાનું બાળક" થાય છે. એ ઉપરથી, ઇસુનો તેના ઉપર કેટલો બધો પ્રેમ છે તે, તથા પક્ષઘાતીની સ્થિતિ કેવી દયામણી થએલી છે તે, જણાઇ આવે છે. આ વાત સાંભળવાથી હાજર રહેલા શાસ્ત્રીઓને ઘણું ખોટું લાગ્યું. "પાપની માફી" તો ઇશ્વર સિવાય બીજું કોઇ આપી શકતું નથી; માટે તેઓને લાગ્યું, કે ઇસુ દુર્ભાષણ કરે છે, ને પોતાને ઇશ્વર સમાન ગણે છે. તેઓનો બડબડાટ સાંભળીને ઇસુ તેઓને પ્રશ્ન પૂછે છે, કે "આ બેમાંનું વધારે સહેલું કયું છે, એમ કહેવું કે તારાં પાપ તને માફ થયાં છે; અથવા એમ કહેવું, કે ઉઠીને ચાલ્યો જા?"

"પણ તેઓ છાના રહ્યા," કારણ કે આ સમય અગાઉ તેઓની સભામાં આ પ્રશ્નનો નિકાલ થઇ ગયો હતો. રાબ્બીઓની ઇશ્વરવિદ્યાનો એક સિદ્ધાંત એ હતો, કે 'મંદવાડ થાય છે તે પાપની શિક્ષાનેલીધે થાય છે' (સરખાવો યોહ. ૯; ૨). માટે, એમના પોતાના સિદ્ધાંત પ્રમાણે, મંદવાડનું મૂળ, એટલે પાપ, જાય ત્યારેજ મંદવાડ જાય. આ બાબત ખ્યાલમાં લઇએ તો પછી ઇસુ જે કહે છે તેનો અર્થ સમજાશે. તેને "પાપોની માફી આપવાનો અધિકાર છે" એ તેઓ જાણે માટે, તે તેઓની દૃષ્ટિ આગળ આ માણસને સાજો કરે છે. ઇસુ આ માણસને સાજો કરી શક્યો એ રાબ્બીઓના મત પ્રમાણેજ હતું, અને તેથી સાબીત થતું હતું કે પાપની માફી આપવાનો અધિકાર તેને હોવોજ જોઇએ; અને જો પાપની માફી આપવાનો અધિકાર તેને હોય તો તે પોતે ઇશ્વર પણ હોવો જોઇએ. સંત ક્રીસોસ્ટોમ કહે છે, કે "જો ઇસુ કેવળ માણસજ હોત તો તે સાફ કહેત, કે ઈશ્વરની સાથે મને પોતાને સરખો ગણાવવાનો વિચાર નથી. પરંતુ તેણે એવું કંઇ કહ્યું નહિ, પણ તેથી ઉલટું, પોતાને પાપની માફી આપવાનો અધિકાર છે, એટલે તે પોતેજ ઇશ્વર છે, એવું સાબીત કરવાના ઇરાદાથી તેણે આ ચમત્કાર કર્યો."

આ ચમત્કારમાં જે વિશેષ લક્ષણ જણાઇ આવે છે તે એમાં રહેલું છે, કે અમુક મત સાબીત કરવા માટે ઇસુએ તે ચમત્કાર કર્યો. "તારાં પાપ તને માફ થયાં છે," એ પ્રમાણે તો હરકોઇ પાખંડી માણસ પણ કહી શકે, કેમકે બોલેલા શબ્દોની અસર થઇ છે કે કેમ, તેની ખાતરીનું પ્રમાણ માણસોને મળે એમ નથી. પણ "ઉઠીને ચાલ્યો જા," એવું તો જેને અધિકાર હોય તેજ બોલી શકે. અધિકાર વિના એવા શબ્દો કોઇ બોલે તો તરત તેનો ઢોંગ ઉઘાડો થાય. જેમ પુનરૂત્થાન સંબંધી તેમ આ ચમત્કાર સંબંધી પણ આપણે સમજવું જોઇએ કે બન્નેમાં ઇસુએ જે દાવો કર્યો હતો તેનું પ્રમાણ ઈશ્વરે પોતે આપ્યું. જે જે દાવા પ્રભુ ઇસુ કરતો હતો, તે એવા ભારે હતા કે બીજો કોઇ એવા દાવા કરે, તો તે દાવા ખરા છે કે નહિ, અને તે દાવા કરનાર જાતે કેવો છે, એ વિષે લોકોના મનમાં ભારે શક ઉપજ્યા વગર રહે નહિ. આ દાવો કરવાથી ઇસુ વિષે એક વાત નક્કી થઇ જતી હતી: કાં તો તે ઇશ્વરનો દીકરો હતો, અગર તો તે દુર્ભાષણ કરનાર હતો. તેથી આ ચમત્કારમાં ઇસુએ ઇરાદાપૂર્વક ઇશ્વર પાસે ચિહ્ન માગ્યું, અને ઇશ્વરે ચમત્કાર કરીને ઇસુનું ચારિત્ર્ય ખરૂં ઠરાવ્યું. ઇસુ પોતા વિષે જે દાવો કરતો હતો તેને તેનું ચારિત્ર્ય પૂરેપૂરી રીતે મળતું જણાઇ આવે છે, તે કારણથી તેનો દાવો માન્ય રાખ્યા સિવાય છૂટકો નથી.

### ૪. માત્થીને તેડું (અધ્ય. ૯ ; ૯-૧૩)

**૯ અને ઇસુએ ત્યાંથી જતાં માત્થી નામે એક માણસને દાણ લેવાની ચોકી પર બેઠેલો દીઠો; ને તેણે તેને કહ્યું, કે તું મારી પાછળ આવ. ત્યારે તે ઉઠીને તેની પાછળ ગયો.**

**૧૦ અને એમ થયું, કે ઘરમાં તે જમવા બેઠા ત્યારે જુઓ, ઘણા દાણીઓ તથા પાપીઓ આવીને ઇસુની તથા તેના શિષ્યોની સાથે બેઠા. ૧૧ અને ફરોશીઓએ એ જોઇને તેના શિષ્યોને કહ્યું, કે તમારો ઉપદેશક દાણીઓની તથા પાપીઓની સાથે શા માટે ખાય છે? ૧૨ અને તેણે એ સાંભળીને તેઓને કહ્યું, કે જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ જેઓ માંદા તેઓને છે. ૧૩ પણ, યજ્ઞ કરતાં હું દયા ચાહું છું, એનો શો અર્થ છે, તે જઇને શીખો; કેમકે ન્યાયીઓને નહિ, પણ પાપીઓને તેડવા હું આવ્યો છું.**

રૂમી રાજ્યમાં કર ઉઘરાવવા માટે અમુક માણસો ઇજારા રાખતા હતા. તેઓને સરકારના ભંડોળમાં અમુક રકમ ભરવી પડતી હતી. પોતપોતાના પ્રાંતમાં ઠરાવેલી રકમ ઉપરાંત તેઓ જેટલું વધારે ઉઘરાવે, તેટલો નફો તેમને પોતાને મળતો હતો. આ માણસો રોમ શહેરમાં રહેતા હતા, અને જે પ્રાંતનો ઇજારો તેઓને મળ્યો હોય તે પ્રાંતમાં તેઓ પોતાના સ્થાનિક અવેજીઓ ઠરાવીને

તેઓને ઇજારો આપતા હતા. આ અવેજીઓ જ્યારે ઉઘરાણી કરે ત્યારે તેઓ પણ પોતાના નફા સાથે કર ઉઘરાવતા, અને માત્ર ઠરાવેલી રકમ રોમ શહેર મોકલતા હતા. એમ કરતાં રૈયતને માથે જે ખર્ચ પડતું, તે બહુ મોટું અને ભારે હતું. તે કારણને લીધે આખા રૂમી રાજ્યમાં સ્થાનિક ઇજારદારને બધા લોકો ધિક્કારતા હતા. વળી બીજા બધા દેશના કરતાં પાલેસ્તાઇનમાં આ દાણીઓને લોકો વિશેષ ધિક્કારતા હતા; કેમકે તેઓ ઘણું કરીને યહુદી હોવા છતાં, જુલમી તથા વિદેશી રાજ્યના અવેજી તરીકે કામ કરતા હતા. પ્રભુ ઇસુને જે સવાલ પૂછવામાં આવ્યો હતો (૨૨ ; ૧૭), તે તે જમાનામાં યહુદીઓમાં ખાસ ચર્ચાતો હતો, કે દેશભક્ત યહુદીઓએ કાઇસારને કર ભરી આપવો કે કેમ? આ કારણને લીધે યહુદી દાણીઓને લોકો અધમ ગણતા, અને "પાપીઓ" (૧૧ ; ૧૯), "વિદેશીઓ" (૧૮ ; ૧૭) તથા "કસબણો" (૨૧ ; ૩૧, ૩૨) સાથે તેઓને સરખામણીમાં મૂકતા હતા. સ્વાભાવિક છે કે, માણસનો તિરસ્કાર કરવામાં આવે ત્યારે તે વિશેષ બેપરવાઇથી વર્તે. ઇસુના જમાનામાં દાણીઓ એજ પ્રમાણે વર્તતા હતા.

આવા તિરસ્કાર પામેલા લોકોની સાથે પ્રભુ ઇસુ સંબંધ રાખે છે, એ જોઇને ફરોશીઓને બહુ કંટાળો ઉપજતો હતો; તેથી તેઓ "દાણીઓ તથા પાપીઓનો મિત્ર" (૧૧ ; ૧૯) એવું નામ તેને આપતા હતા. પરંતુ જ્યારે પ્રભુએ પોતાના પ્રેરિતોમાંનો એક થવા સારૂ એક દાણીને, અને તે વળી એક યહુદી દાણીને, તેની ચોકી પરથી બોલાવ્યો ત્યારે તો ફરોશીઓને વિશેષ અચંબો લાગ્યો. અહીં આગળ તેને "માત્થી" નામ આપવામાં આવે છે, તે ઉપરથી સમજવું કે તે સુવાર્તિક પોતેજ હતો. આ સુવાર્તિકે, એટલે પ્રેરિત માત્થીએ, "આપણા પ્રભુનાં વચનો" નામનું પુસ્તક ચાલતી હેબ્રી ભાષામાં લખ્યું હતું, અને તે પુસ્તકને આધારે આ સુવાર્તા રચવામાં આવી; તેથી જોકે આ સુવાર્તાનો લેખક જુદો હતો, તોપણ માત્થીનું નામ કાયમ રાખવામાં આવ્યું; અને એમ કરવું તે વાજબી છે, કેમકે માત્થીના મૂળ લખાણને આધારે આ સુવાર્તા લખવામાં આવી હતી. જાણવા જેવી વાત એ છે કે બીજા સુવાર્તિકો તેને "લેવી" નામ આપે છે (માર્ક ૨ ; ૧૪. લુક ૫ ; ૨૭). જેમ સીમોનને તેડયા પછી ઇસુએ તેને "પીતર" નામ આપ્યું (લુક ૬ ; ૧૪. યોહ. ૧ ; ૪૨), તેમ લેવીને તેડયા પછી તેણે તેને "માત્થી" એટલે "પ્રભુનું દાન" એ નામ આપ્યું હશે. આ બીનાનું વર્ણન કરતાં માર્ક તથા લુક તેનું જુનું નામ વાપરે છે, અને તેમ કરતાં પ્રીતિને અંગે તેઓ તેનો આગલો ઇતિહાસ છુપાવે છે; પણ માત્થી પોતે તે બાબત છુપાવતો નથી. તે તો પ્રેરિત પાઉલની માફક પોતાની આગલી સ્થિતિ નમ્રતાથી સ્વીકારે છે, ને પોતાને "માત્થી દાણી" એ નામ આપે છે (૧૦ ; ૩. માર્ક ૩ ; ૧૮. લુક ૬ ; ૧૫). પોતાના તારનાર ઇસુની કૃપાને કારણે તે પોતાને ખાલી કરે છે.

તેડું મળ્યા પહેલાં માત્થીએ કાપરનાહુમમાં ઇસુનો બોધ સાંભળ્યો હશે, એમ લાગે છે. જોકે સભાસ્થાનમાં તેનાથી પેસાય એવું નહોતું, તોપણ ખુલ્લી જગામાં જ્યારે ઇસુ ઉપદેશ કરે, ત્યારે સમુદાયની બહાર દૂર ઉભા રહીને "દાણીઓ તથા પાપીઓના મિત્ર"નાં દયા તથા કૃપાયુક્ત વચનો તેણે સાંભળ્યાં હશે, જેથી તેને પોતાનાં પાપની લાગણી થઇ હશે, અને તેણે પ્રભુ ઇસુ પર વિશ્વાસ કર્યો હશે.

ચોકી પરથી ઇસુએ તેને બોલાવ્યો ત્યારે લુકના જણાવ્યા પ્રમાણે તેણે પોતાને ઘેર ઇસુને માટે મોટી મિજબાની કરી, ને તેમાં બીજા શિષ્યોને તથા પ્રેરિતોને નહોતર્યાં એટલુંજ નહિ, પણ પોતાની પાપી સ્થિતિમાં ભાગીદાર થએલા જે જે દાણીઓ તથા પાપીઓ હતા તેઓને પણ તેણે આમંત્રણ આપ્યું. તેમ કરવામાં પોતાના જુના જીવનને જાહેર રીતે તજી દેવું, અને પ્રભુનો સ્વીકાર જાહેર રીતે કરવો, એવો તેનો હેતુ જણાય છે. તેની એવી પણ ઇચ્છા હશે, કે તે પોતાના દાણી ભાઇઓને પ્રભુને અર્થે મેળવી લે.

તે જમાનામાં એવો રિવાજ હતો, કે મોટી મિજબાની થાય ત્યારે જે કોઇ ચાહે તે હાજર થઇ મહેમાનોની વાતચિત સાંભળી શકે. તે સાંજે કેટલાક ફરોશીઓ પણ આ જોવાને હાજર થયા હતા. દાણી જેવા લોકોની સાથે ઇસુ સંબંધ રાખે, એ ફરોશીઓને અયોગ્ય લાગતું હતું, તેથી તેઓ માહોમાંહે ચર્ચા કરતા હતા; અને તેના શિષ્યોની આગળ તે વિષે તેઓએ વાંધો લીધો. આ વાત ખ્રીસ્તના જાણવામાં આવી ત્યારે તેણે તેઓને નીચે પ્રમાણે બેવડો જવાબ આપ્યો :—

૧. દાણીઓ તથા પાપીઓ સાથે સંબંધ રાખીને મને દુનિયામાં જે કામ સોંપવામાં આવ્યું છે, તેજ કામ હું કરૂં છું. પુરાતન વખતની એક કહેવત હતી, કે "વૈદનું કામ માંદાઓની સાથે છે." એક વખતે એન્ટીસથેનેસ નામના ગ્રીક તત્ત્વજ્ઞાનીએ પાજી લોકો આગળ ભાષણ કર્યું; અને તેને લીધે કોઇએ તેને ઠપકો આપ્યો ત્યારે તેણે એજ કહેવતનો ઉપયોગ કરીને જવાબ આપ્યો, કે "વૈદો તો માંદાઓ સાથે વ્યવહાર રાખે, પણ એથી તેઓને એજ દરદ હોય, એવું કોણ સમજે"? પ્રભુ ઇસુ અહીં આગળ એવીજ રીતે આ કહેવતનો ઉપયોગ કરે છે. પ્રભુ ઇસુ જ્યારે આ વાત બોલે ત્યારે તે કેટલી વિશેષ વજનદાર ગણાય! કેમકે તે તત્ત્વજ્ઞાની નહિ પણ જગતનો તારનાર હતો. પાપીઓની સાથે તેને ખાસ કરીને કામ હતું. વળી જેમ માણસ પાપી તેમ તેને તારનારની અગત્ય પણ વધારે, ને એવાને તારવામાં તારનારનો મહિમા પણ વધારે હોય.

૨. મારી વર્તણુક પર તમે ટીકા કરો છો ખરા, પણ ઇશ્વર મારી વર્તણુકને માન્ય રાખે છે, કેમકે આ કામ કરવામાં હું તો ઇશ્વરનું એક

> ખાસ લક્ષણ પ્રગટ કરૂં છું, એટલે કે "યજ્ઞ કરતાં હું દયા ચાહું છું (હોશી. ૬ ; ૬), એનો શો અર્થ છે, તે જઇને શીખો; કેમકે ન્યાયીઓને નહિ, પણ પાપીઓને તેડવા હું આવ્યો છું."

ઇસુ ખ્રીસ્ત પાસે એક શાસ્ત્રી આવ્યો હતો, પણ તેણે તેનો સ્વીકાર ન કર્યો (૮ ; ૧૮-૨૦). જો ખ્રીસ્તનો હેતુ દૈહિક હોત, તો તે એવા માણસનો સ્વીકાર ચાહીને કરત. હવે તે જમાનામાં શાસ્ત્રી જેવો કોઇ સારો ગણાતો નહોતો અને દાણી જેવો કોઇ હલકો ગણાતો નહોતો; તેમ છતાં ઇસુએ શાસ્ત્રીનો સ્વીકાર ન કર્યો, અને આવા એક દાણીનો સ્વીકાર કર્યો, તેમાં તેણે મોટી હિમ્મત દેખાડી. દૈહિક ફતેહ મેળવવાની રીતે જોતાં ઇસુનું એ કામ ડહાપણ ભરેલું ન ગણાય; છતાં ચાલતા જમાનાના વિચાર પ્રમાણે જેઓ મોટા ને આબરૂદાર ગણાતા હતા તેઓ કરતાં, એજ વિચાર પ્રમાણે જેઓ હલકા ગણાતા હતા, તેઓ ઘણી બાબતમાં આકાશના રાજ્યની પાસે છે, એવું ખ્રીસ્તને લાગ્યું. આ બીનામાં બે વાત ઉપર આપણે ધ્યાન આપવાની જરૂર છે:—

૧. આવી જાહેર રીતે પ્રભુ ઇસુ જ્ઞાતિભેદ વિષે પોતાનો કંટાળો પ્રગટ કરે છે. તેમ કરવાનું કારણ એ જણાય છે કે, માણસનો તિરસ્કાર કરવાથી આપણે તેઓને નુકસાન પહોંચાડીએ છીએ. અમુક માણસ ચોર હોય, પરંતુ ચોર સમજીનેજ આપણે તેને નિહાળીએ, ને તેજ પ્રમાણે તેની સાથે વર્તીએ, તો તે ચોરજ થાય એવો સંભવ રહે છે; પરંતુ આપણે તેને માનની દૃષ્ટિએ નિહાળીએ, અને તેની સાથે પ્રીતિથી વર્તીએ, તો આપણે તેના વિષે સારા વિચાર કરીએ એવો યોગ્ય થવાને તે પ્રયત્ન કરશે.

૨. ધર્મપાલન તે કેવળ જગતમાં મોટા ગણાતાઓ કે આબરૂદાર માણસોનું કામ છે એમ નહિ, કારણ કે ઇશ્વરની આગળ તો બધાં સરખાં છે. મનુષ્યનાં બધાં દીકરાદીકરીઓ તેને સરખી રીતે વહાલાં લાગે છે. તે તો માણસની વર્ણને નહિ પણ વર્તણુકને નિહાળી રહ્યો છે.

## ૫. જુનું તથા નવું (અધ્યા. ૯ ; ૧૪-૧૭)

૧૪ ત્યારે યોહાનના શિષ્યો તેની પાસે આવીને કહે છે, કે અમે
તથા ફરોશીઓ ઘણીવાર ઉપવાસ કરીએ છીએ, પણ તારા શિષ્યો
ઉપવાસ નથી કરતા, એનું કારણ શું? ૧૫ ત્યારે ઇસુએ તેઓને કહ્યું, કે
જ્યાં સુધી વર જાનૈયાઓની સાથે છે, ત્યાં સુધી શું તેઓ શોક કરી
શકે છે? પણ એવા દહાડા આવશે કે વર તેઓની પાસેથી લઇ
લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ કરશે. ૧૬ વળી કોરા લુગડાનું થિગડું

**જુના લુગડામાં કોઇ નથી દેતું, કેમકે તે થિંગડાથી તે લુગડું ખેંચાય છે, ને તે વધારે ફાટી જાય છે. [17]વળી નવો દ્રાક્ષારસ જુની મશકોમાં કોઇ નથી ભરતું; જો ભરે તો મશકો ફાટી જાય, ને દ્રાક્ષારસ વહી જાય ને મશકોનો નાશ થાય; પણ નવો દ્રાક્ષારસ નવી મશકોમાં ભરવામાં આવે છે જેથી બન્નેનું રક્ષણ થાય છે.**

યોહાન બાપ્તિસ્મા કરનારે પ્રભુ ઇસુને મસીહ તરીકે ઓળખ્યો ને તેને પ્રગટ કર્યો, ત્યાર પછી થોડા સમયમાં હેરોદ આન્તિપાસે તેને પકડાવીને કેદખાનામાં નાખ્યો. જો યોહાન છૂટો રહ્યો હોત, તો જરૂર તે પ્રભુ ઇસુનો શિષ્ય થાત, અને પોતાના શિષ્યોને પણ તેની પાસે લાવત. તેઓમાંના કેટલાક, જેમકે યોહાન, આંદ્રિયા તથા સીમોન, પોતાની મેળે ઇસુના શિષ્યસમૂહમાં દાખલ થયા હતા (યોહ. ૧; ૩૫, ૪૨); પણ યોહાન બાપ્તિસ્મા કરનાર કેદખાનામાં નંખાવાથી તેના બાકીના શિષ્યો તેની સલાહ લઇ શકે એવું નહોતું, તેથી તેઓ હજુ પણ તેનાજ શિષ્ય તરીકે રહ્યા. વળી ખ્રીસ્તના શિષ્યો થતાં તેઓએ આંચકો ખાધો, તેમાં નવાઇ જેવું કંઇ નથી; કેમકે તેના શિક્ષણ તથા કામમાં તેઓથી સમજાય નહિ એવું ઘણું હતું. ખાસ કરીને પ્રાચીન નિયમ તથા તેને લગતાં સેવાકાર્યો પ્રત્યે આપણો પ્રભુ જે મન રાખતો હતો, તેને લીધે તેઓને ગુંચવણ થતી હતી. યોહાન બાપ્તિસ્મા કરનારે જ્યારે જ્યારે ઉપદેશ કર્યો ત્યારે પસ્તાવા પર તેણે ઘણો ભાર મૂક્યો હતો, અને સ્વાભાવિક રીતે તેણે પોતાના શિષ્યોને ઉપવાસ કરવાનું શિખવ્યું હતું. પરંતુ ઇસુ પંડે ઉપવાસ કરવા પર ભાર મૂકતો નહોતો, તેમજ પોતાના શિષ્યો ઉપવાસ કરે, એવું તે તેઓની પાસે માગતો પણ નહોતો; એટલુંજ નહિ પણ ઉપવાસ કરવાની ફરોશીઓની જે રીત હતી, તેને પણ તેણે વખોડી કાઢી હતી (૬; ૧૬-૧૮).

માત્થીએ કરેલી મિજબાનીની વખતે જે ફરોશીઓને આપણા પ્રભુએ જાહેર રીતે શરમાવ્યા હતા, તેઓને આ બાબતને લીધે તેની સાથે નવી તકરાર કરવાનું કારણ મળ્યું. અહીં આગળ એમ લખેલું છે કે, ઉપવાસ સંબંધીનો સવાલ પૂછનાર તો યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યો હતા. પરંતુ માર્ક લખે છે કે આ સવાલ પૂછવામાં તેઓની સાથે ફરોશીઓ પણ સામેલ હતા (માર્ક ૨; ૧૮); વળી લુક ૫; ૩૩ માં "તેઓએ તેને કહ્યું" એ શબ્દો પરથી ફરોશીઓ સમજવાના છે, એવું આગળ પાછળની વાત તરફ જોતાં માલમ પડે છે. એ સવાલ પૂછવામાં ઇસુ ખ્રીસ્તને વાદવિવાદમાં સપડાવવાની ફરોશીઓની મતલબ જણાય છે, કે જેથી તેના પર કાયદેસર કામ ચલાવવાનું કારણ તેઓને મળે. પરંતુ યોહાનના શિષ્યોનો ઇરાદો કપટ ભરેલો નહોતો, માટે આપણા પ્રભુએ પ્રીતિથી તેઓનો આવકાર કર્યો, અને ધીરજથી તેઓનો સવાલ સાંભળીને તેઓની શંકા

દૂર કરવાનો પ્રયત્ન કર્યો. તેઓના ગુરૂને પકડવામાં આવ્યો તે પહેલાં તેણે જે વચન કહ્યું હતું, તે વચન ઇસુ પ્રથમ તેઓને યાદ દેવડાવે છે: "જેને કન્યા છે તેજ વરરાજા છે; પણ વરરાજાનો મિત્ર જે ઉભો રહીને તેનું સાંભળે છે, તે વરરાજાની વાણીથી બહુ આનંદ પામે છે; એ માટે મારો એ આનંદ સંપૂર્ણ થયો છે. તે વધતો જાય, પણ હું ઘટતો જાઉં, એ અવશ્યનું છે" (યોહ. ૩; ૨૯, ૩૦). જે પ્રમાણે યોહાને આનંદથી ઇસુનો આવકાર કર્યો હતો, તેવીજ રીતે તેના શિષ્યોએ પણ તેનો સ્વીકાર કરીને હર્ષ કરવો જોઇએ. કેમકે વરરાજા તો ખ્રીસ્ત પંડે છે અને જાનૈયા તો તેના શિષ્યો છે. તેઓ મધ્યે વરરાજા આવ્યો છે, માટે શોક નહિ પણ આનંદ કરવાનો વખત છે. શોક કરવો એ હાલમાં તો છાજતું નથી, પણ પ્રભુ ઇસુ અગાઉથી જાણતો હતો, કે "એવા દહાડા આવશે, કે વર તેઓની પાસેથી લઇ લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ કરશે."

યોહાન બાપ્તિસ્મા કરનારના શિષ્યો પુરાતન ચાલને અનુસરતા જુના રિવાજો જારી રાખવાને પ્રયત્ન કરતા હતા, તેમાં તેઓની મોટી ભૂલ હતી, એ વાત ઇસુ ખ્રીસ્ત તેઓને બે દાખલા આપીને સમજાવે છે:—

૧. તેમ કરવામાં તેઓ જુના લુગડા પર કોરા લુગડાનું થિંગડું માર્યા જેવું કરતા હતા. ગમે તેવી સારી રીતે કોઇ થિંગડું મારે તોપણ કોરૂં લુગડું જુના લુગડાને મળતું આવે નહિ (લુક ૫; ૩૬); અને જોનાર તમામને તે કેવળ થિંગડું છે, એવું તરત માલમ પડી આવે એટલુંજ નહિ, પણ લુગડું ધોવાથી નવો ભાગ સંકોચાય ને જુનામાં વધારે ફાટ પડે.

૨. વળી જુની મશકોમાં નવો દ્રાક્ષારસ ભરવા જેવું તેઓ કરતા હતા. દ્રાક્ષારસ ખાટો થઇને ફીણ સાથે ઉકાળે ચઢે, ત્યારે મશક ફાટી જાય છે (યહો. ૯; ૪). નવી તથા નરમ મશક હોય તોજ તે ટકી રહે છે.

આ ઉપરથી પ્રભુ ઇસુ એવું શિખવે છે, કે બાપદાદાઓના સંપ્રદાયને વળગી રહેવું, અને ઇસુમાં રહેલા નવા અજવાળાની સામે થવું, એ ખોટું છે; પણ પવિત્ર આત્મા પર આધાર રાખીને, ઇશ્વરના વચન પર જે કંઇ નવો પ્રકાશ પડે તેનો સ્વીકાર કરવો જોઇએ.

ઇસુ ખ્રીસ્ત જુના નિયમશાસ્ત્ર પ્રત્યે કેવું મન રાખતો હતો તે આ જગાએ પણ દેખાડવામાં આવે છે. સુવાર્તાને અંગે જે સત્ય દુનિયામાં તે લાવ્યો હતો, તે દર્શાવવા માટે દુનિયામાંનાં જુનાં સાધનો બસ નહોતાં. "પ્રેરિતોનાં કૃત્યો"માંના જે યહુદી ખ્રીસ્તીઓ નિયમશાસ્ત્ર તથા સુવાર્તા એકબીજા સાથે જોડી દઇને નવા થએલા ખ્રીસ્તીઓને નિયમશાસ્ત્રની સઘળી કર્મક્રિયાઓ પાળવાની ફરજ પાડવાનો

પ્રયત્ન કરતા હતા, તેઓ તો 'જુની મશકોમાં નવો દ્રાક્ષારસ' રેડવા જેવું કરતા હતા. હાલના જમાનામાં જેઓ મૃત્યુકારક અક્ષરને વળગી રહી જીવાડનાર આત્માને પડતો મૂકે છે, તેઓને પણ આ દાખલાઓ લાગુ પડે છે.

વળી લુગડાથી આપણું બાહ્ય જીવન અને નવા દ્રાક્ષારસથી આપણું આંતરિક જીવન દેખાડવામાં આવે છે. તે પરથી એવું સમજવાનું છે, કે ખ્રીસ્તને સ્વાર્પણ કર્યા પછી, આપણા વ્યવહારમાં એક સરખો દેખાવ દરેકના જોવામાં આવવો જોઇએ. થિંગડાં મારવાં એટલુંજ બસ નથી, પણ આપણું બાહ્ય જીવન જે માણસોના જોવામાં આવે છે, તેમાં છેક બદલાણ થવું જોઇએ. આવું બદલાણ થાય, તેને માટે આંતરિક જીવનમાં પણ બદલાણ થવાની જરૂર છે. અને આંતરિક જીવનમાં બદલાણ થાય, તો તે બાહ્ય જીવનમાં દેખાઇ આવ્યા વગર રહેજ નહિ. ખ્રીસ્ત જે નવું જીવન આપે છે તેને પ્રે. કૃ. ૨; ૧૩માં નવા દ્રાક્ષારસની ઉપમા આપવામાં આવી છે; અને એવી ઉપમા તેને આપવામાં આવે તે તો ખરેખર ઘટારત છે, કેમકે તે ઉભરાતું જીવન છે; સર્વ સમજણ કરતાં અધિક એવું તે જીવન છે. માણસના ગોઠવેલા ગમે તેવા શબ્દો હોય તોપણ તે વડે તેનું વર્ણન થાય નહિ; અને માણસના ગોઠવેલા ગમે તેવા નિયમ હોય તોપણ તેમાં તેનો સમાવેશ પણ થાય નહિ.

### ૬. યાઐરસની દીકરી તથા લોહીવાવાળી સ્ત્રી (અધ્ય. ૯; ૧૮-૨૬)

**૧૮ તે તેઓને આ વાત કહેતો હતો, તેવામાં જુઓ, એક અધિકારી આવીને તેને પગે લાગીને કહે છે, કે મારી દીકરી હવે તો મરી ગઇ હશે, પણ તું આવીને તારો હાથ તેના પર મૂક, એટલે તે જીવતી થશે.**
**૧૯ ત્યારે ઇસુ ઉઠીને પોતાના શિષ્યો સુદ્ધાં તેની પાછળ ગયો. ૨૦ અને**
**જુઓ, એક સ્ત્રીને બાર વરસથી લોહીવા હતો, તે તેની પછવાડે**
**આવીને તેના લુગડાની કોરને અડકી; ૨૧ કેમકે તેણે પોતાના મનમાં**
**ધાર્યું, કે જો હું માત્ર એના લુગડાને અડકું તો સાજી થઇ જઇશ.**
**૨૨ ત્યારે ઇસુએ પાછા ફરીને તથા તેને જોઇને કહ્યું, કે દીકરી, હિમ્મત**
**રાખ, તારા વિશ્વાસે તમે સાજી કીધી છે. ને તે સ્ત્રી તેજ ઘડીથી સાજી**
**થઇ. ૨૩ પછી ઇસુએ તે અધિકારીના ઘરમાં આવીને વાંસળી વગાડ-**
**નારાઓને તથા લોકને કકળાટ કરતા દેખીને ૨૪ તેણે કહ્યું, કે આઘા**
**ખસો; કેમકે છોડી મરી નથી ગઇ, પણ ઉંઘે છે. અને તેઓએ તેને**
**હસી કાઢયો. ૨૫ અને લોકોને બહાર કાઢવામાં આવ્યા ત્યારે તેણે માંહે**
**જઇને તેનો હાથ પકડયો; ને તે છોડી ઉઠી. ૨૬ અને તે વાતની ચર્ચા**
**તે આખા દેશમાં ફેલાઇ ગઇ.**

યાએરસ એ યહુદીઓના સભાસ્થાનનો એક અધિકારી હતો એમ બીજા સુવાર્તિકો જણાવે છે (માર્ક ૫; ૨૨. લુક ૮; ૪૧). સભાસ્થાનના લોકો પ્રભુ ઇસુની વિરૂદ્ધ વિશેષ બોલતા હતા, ને તેના પર અદેખાઇ પણ રાખતા હતા, તે વાત આપણે ખ્યાલમાં લઇએ, તો તેઓમાંનો એક જણ ઇસુને પગે લાગે છે, તે વાત આપણને નવાઇ પમાડયા વગર રહે નહિ. આ અધિકારી વિપત્તિથી નરમ થઇ ગયો હતો, ને પોતાના દુઃખના સમયમાં તેને એવું લાગ્યું, કે પ્રભુ વગર બીજું કોઇ મને મદદ આપી શકે એમ નથી.

જમાદારના ચાકરના સંબંધમાં (૮ ; ૫–૧૩) જેમ માત્થીએ ટુંકમાં પતાવી દીધું છે, તેમ અહીં આગળ પણ તેણે આ વર્ણન સંક્ષેપમાં લખ્યું છે (સરખાવો માર્ક ૫ ; ૨૧–૪૩. લુક ૮; ૪૦–૫૬). માર્કની સુવાર્તામાં આ બીનાની સવિસ્તર હકીકત આપેલી છે, તે કારણથી તે સુવાર્તાનો અભ્યાસ કરતી વખતે આ બન્ને બીનાનો પૂરો ખુલાસો કરવો આપણને વધારે સુગમ પડશે. અહીં આગળ ટુંકામાં લખવાનું કારણ માત્ર એટલુંજ જણાય છે, કે અત્યાર અગાઉ ઇસુ ખ્રીસ્તે સાજા કરવાના ઘણા ચમત્કાર કર્યા હતા, પરંતુ મુએલાંમાંથી માણસને સજીવન કરવાનો આ પહેલોજ દાખલો છે; તેથી બધા સંજોગોનું વિગતવાર વર્ણન નહિ કરતાં, સુવાર્તિક ટુંકમાં પ્રભુ ઇસુના દિવ્ય પરાક્રમ પર આપણું ધ્યાન ખેંચે છે.

ઇસુ ખ્રીસ્તે ચમત્કારિક રીતે લોકોને સાજાપણું આપ્યું એવું ઘણા લોકો સહેલથી માની શકે છે, પરંતુ તેઓમાંના કેટલાએકને પુનરૂત્થાનના ચમત્કારો માનતાં મુશ્કેલી લાગે છે. ખ્રીસ્તનું પોતાનું પુનરૂત્થાન થયું, એ વાત પર વિશ્વાસ રાખવો જો સહેલ છે; તો યાએરસની દીકરીનું પુનરૂત્થાન કરવામાં આવ્યું, એ વાત પર વિશ્વાસ રાખવો તે કંઇ મુશ્કેલ વાત નથી. કારણ કે ખ્રીસ્તના પોતાના પુનરૂત્થાનથી યાએરસની દીકરીના પુનરૂત્થાનનો ખુલાસો થઇ જાય છે, ને તેને લીધે તે સંભવિત લાગે છે. આમાં ત્રણ વાત ખ્યાલમાં લેવાની જરૂર છે.

૧. ચમત્કારિક સાજાપણાના દાખલા જોકે ઇશ્વરની મહેરબાનીના પૂરાવા તરીકે મહત્ત્વના છે ખરા, તોપણ મરણ પછીના જીવનનો ખુલાસો કરવા માટે તેઓ નિરર્થક છે. વળી મરણ પછીનું જીવન તે સુવાર્તાનો પાયો છે; અને જેમ ઇશ્વરની દયા પ્રગટ કરવા માટે પ્રભુ ઇસુએ સાજા કરવાના ચમત્કારો કર્યા, તેમ આ મોટા પાયારૂપી સિદ્ધાંતનો ખુલાસો કરવા માટે તેણે પુનરૂત્થાનના ચમત્કારો કર્યા હોય, એ સ્વાભાવિક છે.

૨. વળી મુએલાંઓને ઉઠાડવાનું કામ પોતાના સાધારણ સેવાકાર્યનો એક ભાગ છે, એવું ઇસુ પોતે સમજતો હતો (૧૧; ૫. લુક ૭;

૨૨ ) એટલુંજ નહિ, પણ માત્થીના કહ્યા પ્રમાણે તેણે પોતાના પ્રેરિતોને એજ અધિકાર આપ્યો હતો (૧૦ ; ૮), અને તે અધિકારથી પીતરે તાબીથાને મુએલાંમાંથી ઉઠાડી ( પ્રે. કૃ. ૯ ; ૪૦ ).

૩. ઇસુએ જેટલા જેટલા ચમત્કારો કર્યા તે બધા અમુક આત્મિક ઇરાદાથી કર્યા હતા. વળી તેના બધા ચમત્કારો તેના શિક્ષણના દાખલારૂપ હતા. તે શિક્ષણ જો આપણે કબૂલ કરીએ તો જે પોતે 'પુનરૂત્થાન તથા જીવન' છે (યો. ૧૧ ; ૨૫), તેને આ કામ વિશેષ રીતે છાજતું છે, એવું કબુલ કર્યા વગર છૂટકોજ નથી.

લોહીવાવાળી સ્ત્રીને સાજી કરવાના ચમત્કારની સવિસ્તર હકીકત પણ બીજી સુવાર્તાઓમાં મળે છે, તેથી તે સુવાર્તાઓનો અભ્યાસ કરતી વખતે એ ચમત્કારોનો અભ્યાસ પણ આપણે કરીશું. હમણાં એટલુંજ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત ઘણીવાર માણસોના અપૂર્ણ વિશ્વાસને સંપૂર્ણ કરવાના ઇરાદાથી તેનો સ્વીકાર કરતો હતો; અને આ ચમત્કાર તેના એ રિવાજના દાખલારૂપ જણાય છે.

**૭. બે આંધળા તથા એક મુંગાને સાજા કરવામાં આવ્યા** (અધ્ય. ૯; ૨૭-૩૪)

**[27] અને ઇસુ ત્યાંથી જતો હતો, તેવામાં બે આંધળા તેની પાછળ**
**જઇને બૂમ પાડવા લાગ્યા, કે ઓ દાઉદના દીકરા, અમારા પર દયા**
**કર. [28] અને ઘરમાં તે આવ્યો, ત્યારે તે આંધળાઓ તેની પાસે**
**આવ્યા, ને ઇસુ તેઓને કહે છે, કે હું એ કરી શકું છું એવો તમને**
**વિશ્વાસ છે શું? તેઓ તેને કહે છે, કે હા, પ્રભુ. [29] ત્યારે તે તેઓની**
**આંખોને અડકીને કહે છે, કે તમારા વિશ્વાસ પ્રમાણે તમને થાઓ.**
**[30] અને તેઓની આંખો ઉઘડી ગઇ. પછી ઇસુએ તેઓને સખત**
**આજ્ઞા આપી, કે જોજો, કોઇ જાણે નહિ. [31] પણ તેઓએ બહાર**
**જઇને તે આખા દેશમાં તેની કીર્તિ ફેલાવી.**

**[32] અને તેઓ બહાર ગયા ત્યારે જુઓ, ભૂતવળગેલા એક મુંગા**
**માણસને તેની પાસે લાવવામાં આવ્યો. [33] અને ભૂત કાઢવામાં આવ્યું**
**ત્યારે તે મુંગો બોલ્યો, ને લોકોએ અચરત થઇને કહ્યું, કે ઇસ્રાએલમાં**
**આવું કદી જોવામાં આવ્યું નથી. [34] પણ ફરોશીઓએ કહ્યું, કે તે**
**ભૂતોના સરદારથી ભૂતોને કાઢે છે.**

માર્ક તથા લુકના વૃત્તાંત પ્રમાણે ઉપર વર્ણવેલો ચમત્કાર કરતી વેળાએ, છોડીનાં માબાપ, તથા શિષ્યોમાં જે ત્રણ ખાસ વિશ્વાસુ હતા, તેઓ સિવાય બીજું કોઇ ઘરમાં હાજર નહોતું. ઇસુએ તે વાત છાની રાખવાને કહ્યું હતું; હમેશને માટે તો નહિ, પણ તે ત્યાંથી નીકળી જાય ત્યાં સુધી એ વાત છાની રાખવામાં

આવે, એવી તેની ઇચ્છા હતી. તેનું કારણ સહેજે સમજાઇ આવે છે. અધિકારીના ઘર સુધી તેની પાછળ એક મોટો સમુદાય આવેલો હતો, ને બહાર મહોલ્લામાં ઉભો રહીને ઇસુની રાહ જોતો હતો. જો તેજ વેળાએ આ વાત બહાર પડી હોત, તો લોકો ખરો અર્થ સમજ્યા વિના મસીહ તરીકે તેનો આવકાર કરી દેત. જો એમ થયું હોત તો એમાં બે પ્રકારનું જોખમ રહેલું હતું:—

૧. આત્મિક મસીહને બદલે દૈહિક મસીહ તરીકે તેનો સ્વીકાર થાત.

૨. રૂમી અધિકારીઓને તેના પર રાજ્યદ્રોહના ગુનાહનો શક આવે એવો સંભવ રહેતો હતો.

તેથી ગુપ્ત રીતે નીકળી જવાનો અને એકાંત જગા શોધવાનો તેને વિચાર થયો. પરંતુ તેમ કરતાં તેને ઘણીજ મુશ્કેલી નડી. કેમકે સાજા થવાની આશાએ બે આંધળા માણસો સમુદાયમાં આવેલા હતા, અને ઇસુ ઘરમાંથી નીકળ્યો કે તરત તેઓએ તેની વિનંતી કરી. સમુદાયથી અલગ થવાની આશા રાખતાં ઇસુએ તેઓની બૂમ પર ધ્યાન દીધું નહિ ને આગળ ચાલતો થયો. પણ "ઓ દાઉદના દીકરા, અમારા પર દયા કર," એવી બૂમ પાડતા, જે ઘરમાં ઇસુ જતો હતો ત્યાં તેઓ તેની પાછળ ગયા. મસીહ વિષેના ચાલતા ભૂલભરેલા વિચારોમાં તેઓ બન્ને સામેલ હોય, પણ તેઓને તેની અગત્ય હતી; અને અગત્ય જોઇને, કોઇને તેનાથી ના પડાય નહિ; તેથી ઘરમાં તેઓનો આવકાર કરીને ઇસુએ તેઓને સાજા કર્યા, એટલે તેઓની આંખો પર પોતાનો હાથ મૂકીને તેઓને દેખતા કર્યા.

વિશ્વાસ વગર ચમત્કાર થઇ શકતો નથી (૧૩; ૫૮), કેમકે તારનારની કૃપાને પ્રાપ્ત કરવા વિશ્વાસથી આત્માને મોકળો કરવામાં આવે છે, ને આપણા વિશ્વાસના પ્રમાણમાંજ પ્રભુ પોતાનું તારણસાધક કાર્ય કરી શકે છે. ભિક્ષુક ભિક્ષા લેવા માટે પોતાના હાથમાં પ્યાલો લઇને ઘેરઘેર ફરે છે. હવે આપનારનો હાથ ગમે તેટલો ઉદાર હોય તો પણ ભિક્ષુકનું પાત્ર નાનું હોય, તો તેના પાત્રના પ્રમાણમાંજ તેને મળે છે. આત્મિક બાબતમાં પણ એમજ છે. પ્રભુની દયા તો અખૂટ છે ખરી, પણ આપણા વિશ્વાસના પ્રમાણમાંજ તેનો અનુભવ આપણને થઇ શકે છે: "તમારા વિશ્વાસ પ્રમાણે તમને થાઓ."

પ્રભુ ઇસુ એકાંતમાં જવા ઇચ્છતો હતો, પણ તે તેનાથી બની શક્યું નહિ. આ બે માણસને તેણે રજા આપી, અને તેઓ આનંદ કરતા કરતા પોતાને ઘેર જવા લાગ્યા; એટલે વળી બીજા આવીને ઉભા રહ્યા. તેઓ ભૂતવળગેલા એક મુગા માણસને સાથે લઇને આવ્યા હતા. ફરીથી લોકોનો સમુદાય ભેગો મળ્યો. તેઓમાં કેટલાક ફરોશીઓ પણ હતા. આ માણસને પણ ઇસુએ સાજો કર્યો, જેથી લોકો તેનાં વખાણ કરવા લાગ્યા, ને "અચરત થઇને કહ્યું, કે ઇસ્રાએલમાં આવું કદી

જોવામાં આવ્યું નથી." તે સાંભળીને ફરોશીઓનાં મન ચીડાઇ ગયાં. ચમત્કાર થયો નથી, એવું તો તેઓથી કહી શકાય એમ નહોતું; પણ ગમે તે પ્રકારે તેની આબરૂ ઘટી જાય, એવા હેતુથી તેઓએ તેના પર તહોમત મૂક્યું, કે "તે ભૂતોના સરદાર (બાલઝબુલ)થી ભૂતોને કાઢે છે."

## ૮. પ્રભુ ઇસુ બાર પ્રેરિતોને કામ કરવા મોકલે છે (અધ્ય. ૯; ૩૫–૧૦; ૪)

**૩૫ અને ઇસુ તેઓનાં સભાસ્થાનોમાં બોધ કરતો, ને રાજ્યની સુવાર્તા પ્રગટ કરતો, ને હરેક [પ્રકારનો] રોગ તથા હરેક [પ્રકારની] બીમારી ટાળતો, સઘળાં નગરોમાં તથા ગામોમાં ફરતો ગયો.**
**૩૬ અને લોકોને જોઇને તેને તેઓ પર દયા આવી; કેમકે તેઓ પાળક વગરનાં ઘેટાંના જેવા હેરાન થએલા તથા વેરાઈ ગએલા હતા.**
**૩૭ ત્યારે તે પોતાના શિષ્યોને કહે છે, કે ફસલ પુષ્કળ છે ખરી, પણ મજૂરો થોડા છે. ૩૮ એ માટે તમે ફસલના ધણીને પ્રાર્થના કરો, કે તે પોતાની ફસલને સારૂ મજૂરો મોકલે.**

**૧ પછી તેણે પોતાના બાર શિષ્યોને પાસે તેડીને અશુદ્ધ આત્માઓને કાઢવાનો, તથા હરેક તરેહનો મંદવાડ તથા હરેક જાતનો રોગ ટાળવાનો અધિકાર તેઓને આપ્યો.**

**૨ અને તે બાર પ્રેરિતનાં નામ આ છે: પહેલો, સીમોન જે પીતર કહેવાય છે તે, ને તેનો ભાઇ આંદ્રિયા; ઝબદીનો દીકરો યાકૂબ, તથા તેનો ભાઇ યોહાન; ૩ ફિલિપ તથા બારથલમુ; થોમા તથા માત્થી દાણી; અલફીનો દીકરો યાકૂબ તથા થાદી; ૪ સીમોન કનાની, તથા યહુદા ઇસકારીઓત, જે તેને પરસ્વાધીન કરનાર પણ હતો.**

કાપરનાહુમ મૂકીને ફરીથી ગાલીલના મધ્ય પ્રદેશમાં થઇને જવાનું ઇસુને શું પ્રયોજન હતું? તેના ચમત્કારોને લીધે ને ખાસ કરીને મુએલાંમાંથી અધિકારીની દીકરીને તેણે સજીવન કરી હતી તેને લીધે, લોકોમાં મસીહ સંબંધીની આસ્થા ઉત્પન્ન થઇ હતી. આથી શહેરમાં તેના કામમાં ખલેલ પહોંચી હતી એટલુંજ નહિ, પણ ફરોશીઓની તીવ્ર અદેખાઇ જોઇને આપણા પ્રભુને એવું લાગ્યું, કે હવે સમય ટુંકો છે, માટે જેમ બને તેમ મારે મારા આકાશી સમાચારનો ફેલાવ જલદી કરવો જોઇએ. વળી આ સમયે પોતાના કામની પદ્ધતિમાં ફેરફાર કરવાનો ઇરાદો તે રાખતો હતો. તેણે પોતાના પ્રેરિતોને પસંદ કર્યા હતા, ને તેઓને દીક્ષા આપી હતી, એ સારૂ કે તે પોતે પૃથ્વી પર રહે ત્યાં સુધી તેની સેવાના કામમાં તેઓ તેને સહાય કરે; અને તેના ગયા પછી પણ તેજ કામ તેઓ જારી રાખે. આ કામને અર્થે કેટલાક વખતથી

પોતાના દાખલા વડે તેમ પોતાના બોધ વડે તે તેમને તૈયાર કરતો આવ્યો હતો. તે તેઓમાં આ સેવાકાર્ય શરૂ કરવાની ઉમેદ જોવાની આશા રાખતો હતો, પણ હજુ સુધી જોઇએ તેવી ઉમેદ તેઓમાં જોવામાં આવી નહોતી.

ઇસુ ખ્રીસ્ત જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં હોંસીલો લોકસમૂહાય તેની પાછળ જતો. તેઓમાંના કેટલાક માંદા હતા, જેઓ સાજા થવાને ચહાતા હતા; અને કેટલાક તો તેને જોવાને તથા તેનું સાંભળવાને દૂર દૂરથી આવેલા હતા, ને લાંબી મુસાફરીથી થાકી ગયા હતા. એવાં માણસોને જોઇને ઇસુને હમેશાં દયા આવતી હતી. અહીં આગળ ગણના ૨૭; ૧૭ પ્રમાણે તે તેઓને "પાળક વગરની તથા રાનમાં રખડતી ટોળી"ની ઉપમા આપે છે. તેઓ શા કારણથી તેની પાસે આવ્યા હતા, તે પ્રભુ ઇસુ જાણતો હતો. તેઓ પોતાની ભારે અગત્યને લીધે તેની પાસે આવ્યા હતા; તેઓને શરીરમાં સાજા થવાની અગત્ય હતી એટલુંજ નહિ, પણ તેઓના આત્માઓ શાંતિ તથા આશાના સમાચારના ભૂખ્યા હતા. વળી તે અગત્ય સમસ્ત દુનિયાની હતી; અને આખી દુનિયા કાપનારને માટે તૈયાર થઇ ગએલી ફસલના ખેતર જેવી હતી. એવા સંજોગોમાં, કાપનાર એટલા થોડાજ હોય, ને આટલા બધા નવરા થઇને ઉભા રહેલા હોય, એ વાતને લીધે ઇસુ ખ્રીસ્તનું મન ઉદાસ થતું હતું. આ પાળક વગરના સમૂહાય પ્રત્યે પોતાના શિષ્યોમાં લાગણી ઉપજાવવા માટે તે તેઓને કહે છે, કે "તમે ફસલના ધણીને પ્રાર્થના કરો, કે તે પોતાની ફસલને સારૂ મજૂરો મોકલે." તેની ઇચ્છા એવી હતી, કે દુનિયાની જે અગત્ય હતી તેને લીધે તેઓમાં લાગણી ઉત્પન્ન થાય; અને તે લાગણીને લીધે તેઓમાં પ્રાર્થના કરવાનું મન પણ થાય, તો પોતાની પ્રાર્થના અમલમાં લાવવાને, પુરાતન વખતના પ્રબોધકની માફક ઇશ્વરની સાથે, સાથી કામદાર થવાનું તેઓને મન થવાથી તેઓ અવશ્ય કહે, કે "હું અ મને મોકલ" (યશ. ૬; ૮).

આવી ગંભીર રીતે આપણા પ્રભુએ પોતાના બાર પ્રેરિતોને બોધ સુવાર્તાનું કામ કરવાને માટે તેઓને દુનિયામાં મોકલ્યા. સુવાર્તાના કામને જે માણસોને ઇસુ ખ્રીસ્તે પોતાના સાથી કામદાર તરીકે પસંદ કર્યા હતા, તો નીચલા વર્ગના માણસો હતા, તેમજ તેઓમાંના દરેકની માનસિક સાધારણ પ્રકારની હતી, તેને લીધે તેઓ પોતાના પ્રભુની વાતો સમજવામાં સુધી પણ મંદ રહ્યા હતા. અને તેને લીધે તેઓને કેળવણી આપવાનું ઇસુ ખ્રીસ્તને વિશેષે કરીને મુશ્કેલ લાગ્યું ખરૂં; તથાપિ જે ઇરાદાને અર્થે તે તેડવામાં આવ્યા હતા તે તરફ જોતાં તેઓ અયોગ્ય સાધનો ગણાય તેઓએ જે જોયું હતું અને સાંભળ્યું હતું, તે વિષેની સાક્ષી તેઓએ આ હતી; અને તે કામને માટે પ્રવીણતાની નહિ પણ પ્રમાણિકતાની અગત્ય હતી.

હવે આ માણુસો કેવા પ્રકારના હતા તે તરફ, તેમજ તેઓનો સમય કેવો હતો તે તરફ જોતાં, જેમાં આખી દુનિયાના સુધારાનો સમાવેશ થઇ જાય, તથા આખી દુનિયાના રિવાજ અને મતમાં બદલાણુ થઇ જાય, એવો વિચાર તેઓને સુઝે, અથવા કોઇ તેઓને સુઝાડે તોપણુ કદી એ પ્રમાણે થઇ શકે, એવી જરાપણુ આશા તેઓ રાખે, એવું તો કોઇના માનવામાં કદી આવે નહિ. સુવાર્તાના મોટા મોટા વિચારો કલ્પી કાઢવાની તેવા માણુસોમાં શક્તિ હોય, અગર તે બર આવે તેને માટે પોતાના જીવ આપવાની તેઓમાં હિમ્મત હોય, તે બનવા જોગ નથી. તેઓને ઘણીવાર શંકા આવી હતી, તેઓએ પોતાના પ્રભુની સાથે ઘણીવાર વાદવિવાદ કર્યો હતો, તેના પર અવિશ્વાસ આણ્યો હતો, અને અણીનો વખત આવ્યો ત્યારે તેઓ તેને મૂકીને નાસી ગયા હતા, ને તેનો નકાર પણુ કર્યો હતો; તો શું આવા માણુસોના સંબંધી કદી માનવામાં આવે, કે તેઓએ પોતાની મેળે સુવાર્તાઓ ગોઠવી કાઢી? અને જે પ્રભુને જીવતાંજીવત તેઓએ નકાર્યો હતો, તેના મરણુ પછી તેઓ ફરી ભેગા થઇને એક સંપથી તેના પુનરૂત્થાન વિષે સાક્ષી આપે ખરા? વળી તેમને દાબી દેવાને માટે યહુદી અધિકારીઓનું એટલુંજ નહિ, પણુ આખા રૂમી રાજ્યનું દબાણુ થયા છતાં, તેઓના પ્રયત્ન એવા સફળ થાય ખરા કે તેઓની સાક્ષીને લીધે, તેઓના જમાનામાં આખા રૂમી રાજ્યમાં તેઓની વાતનો સ્વીકાર થાય એટલુંજ નહિ, પણુ આજ દિવસ સુધી, અને વિશેષે કરીને આ વૈજ્ઞાનિક જમાનાની બારીક તપાસ થયા છતાં, તેઓની વાત પર સમસ્ત ખ્રીસ્તી સમાજનો વિશ્વાસ રહે? શું આ બધું માત્ર માનવી સાધનોથી થયું હશે ખરૂં? જો ઇસુ ખ્રીસ્તે પોતાના પ્રેરિત થવાને માટે મોટા મોટા પંડિતોને બોલાવ્યા હોત, તોએ તેઓ આવી સુવાર્તા રચી શકત નહિ. કારણુ કે જેમ જેમ આપણે સુવાર્તાનો અભ્યાસ કરીએ છીએ, તેમ તેમ તેની સરળ તથા સાદી વાર્તા વાંચવાથી આપણુને ખાતરી થતી જાય છે, કે તે ખરી છે એવી તેના પર છાપ પડેલી છે એટલુંજ નહિ, પણુ તેમાં ઇશ્વરનું પરાક્રમ રહેલું છે.

પ્રેરિતોની સંખ્યા બારની હતી, અને તેઓને પ્રથમ યહુદી લોકો પાસે મોકલવામાં આવ્યા (૧૦; ૫, ૬, ૨૩), તે પરથી લાગે છે કે ઘણુંકરીને ઇસ્રાએલનાં બાર કુળની સંખ્યા પ્રમાણે તેઓની સંખ્યા ઠરાવવામાં આવી હતી. તેઓનું કામ મુશ્કેલ ને ઘણીવાર જોખમ ભરેલું હતું, તેથી તેઓ એકબીજાને હિમ્મત તથા ટેકો આપી શકે (સરખાવો સભ. ૪; ૯, ૧૦), માટે બબ્બેની જોડમાં તેઓને મોકલવામાં આવ્યા (માર્ક ૬; ૭). એવીજ રીતે માત્થી બબ્બેની જોડમાં તેઓનાં નામ જણાવે છે. તેઓનાં નામની ટીપ ત્રણે સંદર્શક સુવાર્તાઓમાં મળે છે (માર્ક ૩; ૧૬–૧૯. લુક ૬; ૧૪–૧૬). વળી પ્રેરિત. ૧; ૧૩ માં પરસ્વાધીન કરનારનું આસન ખાલી રાખીને લુક ફરી તેઓનાં નામની

ટીપ આપે છે. નીચે પ્રમાણેની ત્રણ ટીપ તપાસતાં કેટલીએક જાણવા જેવી હકીકત મળે છે:—

| માત્થી | માર્ક | લુક |
|---|---|---|
| સીમોન પીતર | સીમોન પીતર | સીમોન પીતર |
| આંદ્રિયા | ઝબદીનો દીકરો યાકૂબ | આંદ્રયા |
| ઝબદીનો દીકરો યાકૂબ | યોહાન | યાકૂબ |
| યોહાન | આંદ્રયા | યોહાન |
| ફિલિપ | ફિલિપ | ફિલિપ |
| બારથલમુ | બારથલમી | બારથલમી |
| થોમા | માત્થી | માત્થી |
| માત્થી દાણી | થોમા | થોમા |
| અલફીનો દીકરો યાકૂબ | અલફીનો દીકરો યાકૂબ | અલફીનો [દીકરો] યાકૂબ |
| થાદી | થાદી | સીમોન ઝેલોટીસ |
| સીમોન કનાની | સીમોન કનાની | યાકૂબનો [દીકરો] યહુદા |
| યહુદા ઇસકારીઓત | યહુદા ઇસકારીઓત | યહુદા ઇસકારીઓત |

૧. **સીમોન.** તેને ઇસુએ પહેલીજ મુલાકાતે બેથાબારા આગળ 'પીતર' અથવા 'કેફા' (એટલે 'ખડક') એવું નામ આપ્યું હતું (યોહ. ૧ ; ૪૦–૪૨). તેના ભાઇનું નામ આંદ્રિયા હતું. તેઓના બાપનું નામ યોના—યોહાન હતું (યોહ. ૨૧ ; ૧૫–૧૭. માત્થી ૧૬; ૧૭). બેથસાઇદા, જે કાપરનાહુમનું બંદર હતું, ત્યાંના તેઓ રહીશ હતા, અને જાતે માછી હતા (યોહ. ૧ ; ૪૪. માત્થી ૪ ; ૧૮).

પીતર બાર પ્રેરિતોમાં મુખ્ય હતો. અધ્ય. ૧૦; ૨માં જે "પહેલો" શબ્દ આવે છે તેને માટે ગ્રીકમાં જે શબ્દ છે તેનો અર્થ "મુખ્ય" થાય છે. જ્યાં પ્રેરિત પાઉલ પોતાને "પાપીઓમાં મુખ્ય" કહે છે (૧ તીમ. ૧; ૧૫) ત્યાં આગળ પણ એજ શબ્દ છે. પીતરને મુખ્ય શિષ્ય કહેવાનું કારણ શું?

(૧) બાર શિષ્યોમાં તે ઉમરમાં સહુ કરતાં મોટો હોય, એમ લાગે છે. વળી સુવાર્તાના વૃત્તાંત ઉપરથી એવું લાગે છે, કે બારે શિષ્યોમાં એકલા તેણેજ લગ્ન કર્યું હતું (૮; ૧૪).

(૨) તેનો સ્વભાવ ઉતાવળિયો હતો, તે કારણને લીધે જોકે તે ઘણીવાર ભૂલ કરતો હતો ખરો, તોપણ તેનામાં હિમ્મત તથા ઉદારતા જેવાં ખાસ લક્ષણો હતાં. સંત ક્રીસોસ્ટોમ તથા સંત ઓગસ્ટિન કહે છે, કે "જે શિષ્ય પર ઇસુ પ્રેમ રાખતો હતો તે યોહાન હોય (યોહ. ૧૯ ; ૨૬ : ૨૧ ; ૭, ૨૦), તો ઇસુ પર જે શિષ્ય પ્રેમ કરતો હતો, તે પીતર હતો, એમ કહી શકાય." યોહાન સંબંધી જ્યાં આગળ

કહેવામાં આવ્યું છે, કે "જેના પર ઇસુ પ્રેમ રાખતો હતો," ત્યાં આગળ અસલ ભાષામાં "પ્રેમ રાખતો હતો" તેને માટે જે શબ્દ છે તેનો અર્થ 'પ્યાર રાખવો' એવો નહિ, પણ "સન્માનનીય માનવું" એવો થાય. બીજી જગાએ (યોહ. ૨૦; ૨) ખાસ પ્યારના અર્થમાં લખેલું છે, કે ઇસુ યોહાન પર પ્રેમ રાખતો હતો; પરંતુ ત્યાં આગળ યોહાનની સાથે પીતરનું નામ આવે છે: એટલે "સીમોન પીતર તથા બીજા શિષ્ય, જેના પર ઇસુ પ્રેમ રાખતો હતો" તે, અથવા જે બે શિષ્ય ઇસુને વહાલા લાગતા હતા તે. બાર શિષ્યોમાં પીતર તથા યોહાન સ્વામીને વિશેષ વહાલા લાગતા હતા; તે બન્ને પર તે પ્રેમ રાખતો હતો. પણ યોહાનમાં એવું એક લક્ષણ હતું કે જે પીતરમાં જણાતું નથી; તે તો એ કે તેનામાં ડહાપણ કે ઠરેલપણું હતું, અને તેને લીધે પ્રભુ ઇસુ તેના પર ખાસ વિશ્વાસ રાખતો હતો, એમ લાગે છે. પણ પીતર ઉતાવળીઆ સ્વભાવનો માણસ હતો, અને જોકે પોતાના હૃદયનો પ્રેમ રેડી દેવાને તે ઉતાવળીઓ હતો ખરો, તોપણ "પોતાને મોઢે અવિચારથી" બોલવાની પણ તેને ટેવ હતી.

(૩) પીતરને મુખ્ય ગણવાનું કારણ આ પરથી પણ સૂચવાય છે, કે જેવી રીતે પાઉલ પ્રેરિત પોતાને "પાપીઓમાં મુખ્ય" કબૂલ કર્યા પછી લખે છે, કે "મારા પર દયા કરવામાં આવી, એ સારૂ કે અનંત જીવનને સારૂ જેઓ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કરે છે, તેઓને હું નમુનારૂપ થાઉં" (૧ તીમ. ૧; ૧૬), અને તે "પાપીઓમાં મુખ્ય" હતો, તેથીજ તે પોતાના તારનારની કૃપાનો આદર્શ નમુનો થઇ શક્યો; એવીજ રીતે પીતર, જેણે પોતાના સ્વામીનો નકાર કર્યો, તે તેના પ્રેરિતોમાં મુખ્ય ગણાયો.

આંદ્રિયા વિષે સુવાર્તામાં થોડીજ હકીકત મળે છે. તેનું વિશેષ લક્ષણ એ જણાઇ આવે છે, કે પોતાના ભાઇ સીમોનની સાથે તેને પ્રીતિનો ગાઢો સંબંધ હતો. એ બે ભાઇઓમાં સીમોન ઘણું કરીને મોટો હતો. બેથાબારા આગળ (યોહ. ૧; ૪૦–૪૨) પ્રથમ આંદ્રિયાને આપણા પ્રભુની ઓળખાણ થઇ. તેનું વિશેષ લક્ષણ આ વાતમાં દેખાય છે, કે તેણે તરતજ પોતાના મોટા ભાઇને ખબર આપવાની તથા તેને તારનારની પાસે લાવવાની ઉતાવળ કરી. તેઓ માછી તરીકે સાથે સાથે કામ કરતા હતા (માર્ક ૪; ૧૮), અને કાપરનાહુમમાં તેઓ સાથે રહેતા હતા એટલુંજ નહિ, પણ તેઓની સાથે ઇસુ પણ રહેતો હોય એવું લાગે છે. સુવાર્તાપ્રસારક કામમાં પણ તેઓ સાથે કામ કરે, તે છાજતું હતું. તેઓ

બન્નેએ ધર્મને અર્થે પ્રાણત્યાગનો મુગટ મેળવી લીધો. બન્નેને વધસ્તંભે જડવામાં આવ્યા. જે દિવસે રૂમ શહેરમાં પાઉલનો શિરચ્છેદ કરવામાં આવ્યો, તેજ દિવસે નીરો બાદશાહના વખતમાં પીતરને પણ ત્યાં આગળ વધસ્તંભે જડવામાં આવ્યો, એવું કહેવામાં આવે છે (સરખાવો યોહ. ૨૧; ૧૮, ૧૯). આંદ્રિયા વિષે પણ એવીજ દંતકથા છે, કે આખાયા પ્રાંતના પાત્રે નામના ગામમાં તેને વધસ્તંભે જડવામાં આવ્યો.

૨. **યાકૂબ તથા યોહાન.** તેઓ તેમના બાપ ઝબદી સાથે માછીનો ધંધો કરતા હતા, અને માછીઓના પ્રમાણમાં તેઓની દૈહિક સ્થિતિ સારી હોય એમ લાગે છે, કેમકે તેઓ નોકરો રાખતા હતા (માર્ક ૧; ૨૦). તેમની માનું નામ સાલોમે હતું, જે ઇસુની મા મરિયમ કુંવારીની બેન થતી હતી (૨૭; ૫૬. માર્ક ૧૫; ૪૦. યોહ. ૧૯; ૨૫), તેથી તેઓ ઇસુના મસીઆઇ ભાઇ ગણાય. સાલોમે વિશ્વાસુ શિષ્યા હતી, પણ તેની સાથે તે ચાલાક તથા મહત્ત્વાકાંક્ષી બાઇ પણ હતી (૨૦; ૨૦, ૨૧). યાકૂબ તથા યોહાનમાં તેઓની યુવાવસ્થામાં જે લક્ષણ હતું (સરખાવો લુક ૯; ૫૨-૫૫) તે લક્ષણ તેઓની મા તરફથી તેમને મળ્યું હોય એમ લાગે છે. એ લક્ષણ પરથી ઈસુએ "બોઅનેરગેસ" એટલે "ગર્જનાના દીકરા," એવી તે બન્નેની અટક પાડી (માર્ક ૩; ૧૭). બધા શિષ્યોમાં આ બે જણની માનસિક શક્તિ વધારે હતી. દુર્ભાગ્યની વાત એ છે, કે ઇ. સ. ૪૪માં હેરોદ આગ્રીપાની સતાવણીવખતે, યાકૂબ જે એમાં મોટો ભાઇ હતો તેને મારી નાખવામાં આવ્યો (પ્રે. કૃ. ૧૨; ૧, ૨); પરંતુ યોહાન છેક વૃદ્ધાવસ્થાએ પહોંચતાં સુધી જીવતો રહ્યો, અને એફેસસમાં લાંબી મુદ્દત સુધી સેવાનું કામ બજાવ્યા પછી પોતાની અમૂલ્ય સુવાર્તા વડે તેણે મંડળીને ધનવાન બનાવી, એવું અત્યાર સુધી ઘણા ટીકાકારોનું માનવું છે. યાકૂબ પણ તેના નાના ભાઇ યોહાન, તથા સીમોન પીતરની માફક, ઇસુની સાથે ખાસ નિકટનો સંબંધ રાખતો હતો. એ ઉપરથી જણાય છે કે જે સુલક્ષણો તેઓમાં હતાં તે તેનામાં પણ હતાં (સરખાવો માર્ક ૫; ૩૭: ૯; ૨; ૧૪; ૩૩). પાછળથી તેજ નિકટના સંબંધમાં આંદ્રિયા પણ જોડાયો હોય એમ લાગે છે (માર્ક ૧૩; ૩).

૩. **ફીલીપ.** સંદર્શક સુવાર્તાઓમાં પ્રેરિતોની જે ટીપ આપેલી છે તે સિવાય, એ સુવાર્તાઓમાં બીજી કોઇ જગાએ ફીલીપનું નામ આવતું નથી. પરંતુ ચોથી સુવાર્તામાં તેના વિષે કેટલીક હકીકત મળે છે. તે કીર્તિ પામેલો હોય એમ લાગતું નથી. તોપણ તેને માનયોગ્ય શિષ્ય ગણવાનાં કારણો મળે છે. પીતર તથા આંદ્રિયાની માફક તે બેથસાઇદાનો રહીશ હતો, ને ઘણું કરીને તે પણ માછી હતો. વળી બેથાબારા આગળ તે પણ આપણા પ્રભુને મળ્યો હતો (યોહ. ૧; ૪૩, ૪૪). તે આંદ્રિયાનો ગાઢો મિત્ર હોય, અને દયાળુ, શરમાળ તથા સમ-

જવામાં કંઇક ધીમો હોય, એવો જણાય છે (યોહ. ૬ ; ૫–૯ : ૧૨ ; ૨૧, ૨૨ : ૧૪ ; ૮, ૯). આકાશના રાજ્યમાં દરેક પ્રકારના દાનનો ખપ છે, તેથી ફીલીપ સંસારી કામમાં પ્રવીણ હોવાને લીધે તેને પ્રેરિતોની ટોળીમાં એક વખત મોદી નિમવામાં આવ્યો હતો (યોહ. ૬ ; ૫–૭).

**બારથલમી.** ફીલીપનો સાથી પ્રેરિત બારથલમી હતો. બાર પ્રેરિતોની ટીપમાં તેનું નામ આવે છે, એ સિવાય આખા નવા કરારમાં કોઇ જગાએ તેનું નામ મળતું નથી. ખરી રીતે જોતાં બારથલમી એ નામ નથી પણ અટક છે. બાર-થલમી એટલે થલમીનો દીકરો. એવું કહેવાય છે કે બારથલમી તથા ગાલીલના કાનાનો નાથાનાએલ, એ બન્ને એક ને એકજ હોય. નાથાનાએલ ફીલીપનો મિત્ર હતો. બેથાબારાથી કાના ગામમાં લગનપ્રસંગે જતાં ઇસુની સાથે ફીલીપે તેની ઓળખાણ કરાવી (યોહ. ૧ ; ૪૫–૫૧). પુનરૂત્થાન પામેલો ઇસુ ગાલીલના સરોવરને કિનારે જે પ્રેરિતોની ટોળીને મળ્યો તે ટોળીમાં નાથાનાએલ પણ હતો (યોહ. ૨૧ ; ૨). એ ઉપરથી, નાથાનાએલ તથા બારથલમી એકજ છે, એ સૂચના કંઇક ખરી લાગે છે. તો નાથાનાએલ નહિ, પણ બારથલમી એવું જુદું નામ કેમ વપરાય છે? તેના જવાબમાં એમ કહી શકાય, કે નાથાનાએલ નામનો અર્થ "ઇશ્વરે આપ્યું છે" થાય છે, અને માત્થી નામનો અર્થ "પ્રભુનું દાન" થાય છે. હવે ગ્રીક ભાષામાં તે બન્ને નામને માટે "થીઓડોર" શબ્દ વાપરવામાં આવે તો કદાપિ ગોટાળો થવાની દહેશત રહે, તેથી નાથાનાએલને બદલે બારથલમી એ નામ ટીપની અંદર રાખવામાં આવ્યું હોય.

૪. **થોમા.** ખરૂં જોતાં થોમા એ પણ સંજ્ઞાવાચક નામ નથી, પરંતુ યોહ. ૧૧ ; ૧૬ : ૨૧ ; ૨માં જણાવ્યા પ્રમાણે તે અટક છે. તેનો અર્થ ગ્રીકમાં "દીદીમસ" એટલે "જોડભાઇ" થાય છે. ઇતિહાસકર્તા યુસેબીઅસે એવી સાક્ષી આપી છે, કે તેનું ખરૂં નામ "યહુદા" હતું. તે નામ નહિ વાપરવાનાં બે કારણ જણાય છે :—

૧. બાર પ્રેરિતોમાં એજ નામના બીજા બે શિષ્યો હતા.

૨. પરસ્વાધીન કરનારનું નામ પ્રાચીનકાળની મંડળીમાં કંટાળારૂપ હતું.

આ પ્રેરિત સંબંધી જે કંઇ જાણી શકાય, તે માત્ર ચોથી સુવાર્તા પરથીજ જણાય છે (યોહ. ૧૧ ; ૧૬ : ૧૪ ; ૫ : ૨૦ ; ૨૪–૨૯ : ૨૧ ; ૨). તે ઉદાસીન સ્વભાવનો હતો, પરંતુ તેનામાં ખરો ભક્તિભાવ જણાય છે.

**માત્થી.** (જુઓ ૯ ; ૯-૧૩ પરની ટીકા)

૫. **અલફીનો દીકરો યાકૂબ.** આ યાકૂબ અને યોહાનનો ભાઇ યાકૂબ, એ બન્ને એકબીજાથી જુદા છે ; અને તે જુદાપણું દેખાડવા માટે તેને "અલફીનો દીકરો" એ નામ આપવામાં આવેલું છે ; તેમજ બીજી જગાએ તેને "નાનો"

(માર્ક ૧૫; ૪૦) એવી અટક પણ આપવામાં આવેલી છે, એટલે તે કદમાં નાનો હશે, એવું લાગે છે. તેની માનું નામ મરિયમ હતું, અને તેને "યોસે" નામનો બીજો એક દીકરો હતો. યોસે પણ એક શિષ્ય હતો. માત્થીના બાપનું નામ પણ "આલ્ફી" હતું (માર્ક ૨; ૧૪), તેથી માત્થી તથા નાનો યાકૂબ કદાપિ ભાઇઓ હોય. નાના યાકૂબ વિષે પણ એથી દંતકથા છે કે, તે પણ દાણી હતો. ઇસુનો ભાઇ યાકૂબ, જે યરૂશાલેમની મંડળીનો પાળક થયો, તે આનાથી જુદો હતો.

**લેવી** જેની અટક થાદી હતી તે. યાકૂબનો સાથી કામદાર "થાદીઅસ" કે "થાદી" હતો. લુકમાં તેને "યાકૂબનો દીકરો યહુદા" એ નામ આપવામાં આવેલું છે (લુક ૬; ૧૬). ત્યાં "યાકૂબનો ભાઇ યહુદા" એમ લખેલું છે ખરૂં, પણ તે ભૂલ છે. એ ભૂલનાં બે કારણ છે:—

૧. યાકૂબનો યહુદા, અને આલ્ફીનો યાકૂબ, એમાં બાપ દીકરાનો સંબંધ દેખાડનાર રૂઢી છે.

૨. જો "યાકૂબનો ભાઇ યહુદા" એ પ્રમાણે તે શબ્દનો તરજુમો કરીએ, તો તે ઇસુનો ભાઇ યહુદા થાય (સરખાવો ૧૩; ૫૫ અને યહુદા ૧; ૧); પણ તે બનવા જોગ નથી, કેમકે ઇસુ જીવતો હતો એ દરમિયાન તેના ભાઇઓમાંના કોઇએ તેના પર વિશ્વાસ કર્યો નહોતો (યોહ. ૭; ૫).

આ પ્રેરિતના સંબંધમાં તેણે ઇસુને જે પ્રશ્ન પૂછયો (યોહ. ૧૪; ૨૨) તે સિવાય બીજું કંઇ લખવામાં આવ્યું નથી.

૬. **સીમોન કનાની.** કનાની એટલે "કનાન દેશનો" અથવા "કાના ગામનો" એવું સમજવું નહિ. લુકની સુવાર્તામાં આ શિષ્યને "ઝેલોટીસ" એ અટક આપવામાં આવે છે (લુક ૬; ૧૫), અને તે ગ્રીક શબ્દ છે. આર્મેઇક ભાષા (ઇસુના જમાનામાં ચાલતી હેબ્રી ભાષા)માં તે શબ્દનું રૂપ "કનાની" થાય. તો કનાની કે ઝેલોટીસ લોકો કોણ હતા? તેઓ તો ઝનુની રાજકીય પંથના માણસો હતા. તે પંથ ગાલીલના યહુદાએ સ્થાપન કર્યો હતો. તેઓ રૂમી રાજનો તીવ્ર ધિક્કાર કરતા હતા, અને ફિતૂર કરવાને તથા તરવારથી મસીહ સંબંધીની આશાઓ બર લાવવાને તેઓ તત્પર રહેતા હતા (પ્રે. કૃ. ૫; ૩૭). સીમોન કનાની પહેલાં આ પંથનો માણસ હશે, એવું લાગે છે.

**યહુદા ઈસ્કારીઓત.** છેલ્લા પ્રેરિતનું નામ પણ યહુદા હતું. યહુદા દીદીમસથી તેમજ યહુદા થાદીથી તેને જુદો દેખાડવા માટે "ઇસ્કારીઓત" એ નામ તેને આપવામાં આવેલું છે. તેના બાપનું નામ "સીમોન ઇસ્કારીઓત" હતું; એટલે યહુદા પ્રાંતના દક્ષિણ ભાગમાં "કેરીઓથ" નામનું ગામ હતું, ત્યાં આગળ તેઓનો ગરાસ હતો (સરખાવો યોહ. ૬; ૭૧: ૧૩; ૨૬). બારે

પ્રેરિતોમાં, પરસ્વાધીન કરનાર એકલો યહુદાનો વતની અને ખાનદાન કુટુંબનો હતો. બાકીનાઓ તો તિરસ્કાર પામેલા ગાલીલના ગરીબ ગામડાંના લોકો હતા.

અ. આ નાની ટોળીની જુદી જુદી વ્યક્તિમાં કેટલાં બધાં જુદાં જુદાં લક્ષણો જણાય છે? ઓછામાં ઓછા બે દાણીઓ હતા અને એક ઝેલોટ હતો. દાણીઓ રૂમી રાજના વફાદાર કહેવાય, ત્યારે ઝેલોટીસ રાજદ્રોહી ગણાય, છતાં એવા પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળા માણસો પણ ઇસુના સહવાસમાં આવવાથી એક કુટુંબના ભાઇઓ જેવા બની ગયા.

આ. બધા પ્રેરિતો જુવાન માણસો હતા, તેઓમાં ઇસુ ખ્રીસ્ત બાપ જેવો હતો. 'ઉપરની કોટડીમાં' તેણે તેઓને કહ્યું હતું, કે "નાનાં બાળકો, હું તમને અનાથ નહિ મૂકીશ" (યોહ. ૧૩; ૩૩: ૧૪; ૧૮). જ્યારે તે એમ બોલ્યો ત્યારે તેની ઉમર કેવળ તેત્રીસ વરસની હતી. ઘરડાઓમાંથી બહુ થોડાએજ ઇસુનો સમાચાર સ્વીકાર્યો. નીકોદીમસ વૃદ્ધ માણસ હતો; વિશ્વાસ કરવામાં તે કેટલો ધીમો માલમ પડે છે! વૃદ્ધ માણસને નવા વિચારો ગ્રહણ કરતાં બહુ મુશ્કેલ લાગે છે.

## ૯. પ્રેરિતોનો અખત્યાર (અધ્ય. ૧૦ ; ૫-૪૨)

(૧) તેઓના કામની પદ્ધતિ. ૧૦; ૫-૧૫.

[5] ઇસુએ તે બારેને મોકલીને એવી આજ્ઞા આપી, કે
તમે વિદેશીઓને માર્ગે ન જાઓ ને સમરૂનીઓના કોઇ નગ-
રમાં ન પેસો; [6] પણ તેના કરતાં ઇસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાંની
પાસે જાઓ. [7] અને તમે જતાં જતાં એમ પ્રસિદ્ધ કરો, કે આકા-
શનું રાજ્ય પાસે આવ્યું છે. [8] માંદાઓને સાજા કરો, રક્તપિત્તીઓને
શુદ્ધ કરો, મુએલાંઓને ઉઠાડો, ભૂતોને કાઢો: તમે મફત પામ્યા,
મફત આપો. [9] સોનું કે રૂપું કે તાંબું તમારા કમરબંધમાં ન રાખો.
[10] મુસાફરીને સારૂ જોળું અથવા બે અંગરખા, અથવા જોડા, અથવા
લાકડી પણ ન લો; કેમકે મજૂર પોતાના પોષણને યોગ્ય છે. [11] અને
જે જે નગરમાં કે ગામમાં તમે જાઓ, તેમાં યોગ્ય કોણ છે એની
તપાસ કરો, ને ત્યાંથી નીકળતાં સુધી તેને ત્યાં રહો. [12] અને ઘરમાં
જઇને તેનાંને સલામ કહો. [13] અને જો તે ઘર યોગ્ય હોય તો તમારી
કુશળતા તેના પર આવશે, પણ જો તે યોગ્ય નહિ હોય તો તમારી
કુશળતા તમારા પર પાછી આવશે. [14] અને જો કોઇ તમારો આવકાર

**નહિ કરે, ને તમારી વાતો નહિ સાંભળે તો તે ઘરમાંથી અથવા તે નગરમાંથી નીકળતાં તમે તમારા પગ પરની ધૂળ ખંખેરી નાખો.**
**[15]હું તમને ખચીત કહું છું, કે ન્યાયકાળે સદોમ તથા ગમોરાહ દેશના હાલ તે નગરના કરતાં સહેલ થશે.**

તેઓ યહુદીઓ હતા, તેથી આસપાસના વિદેશીઓ તેમજ સમરૂનીઓ જેઓ વિદેશી જેવા હતા, તેઓને તેઓ તિરસ્કારની દૃષ્ટિએ નિહાળે, તે તો તેઓના જમાના તરફ જોતાં સ્વાભાવિક લાગે છે. એવા લોકો પર દયા રાખવાનો નમુનો આપણા પ્રભુએ પોતાના પ્રેરિતોને આપ્યો ન હોત, તો તેઓની આગળ ઉપદેશ કરવાનો વિચાર સરખો પણ તેઓના મનમાં આવત નહિ. ઇસુ ખ્રીસ્તે શરૂઆતમાં પોતાના પ્રેરિતોને પાલેસ્તાઇનમાંજ ઉપદેશ કરવાનું કહ્યું, તેનું કારણ એ છે કે રાજ્યનાં સારાં બીનો સ્વીકાર કરવાને પાલેસ્ટાઇન દેશની ભૂમિ યહોવાહથી ખાસ રીતે તૈયાર કરવામાં આવી હતી. માટે પહેલું વાવેતર ત્યાંજ થાય, તો જડ નાખ્યા પછી સુવાર્તા આખી પૃથ્વી પર પ્રસરી જાય એમ હતું. સુવાર્તાનો સમાચાર પરદેશમાં લઇ જવાનો વખત આવશે, પણ હજુ આવ્યો નથી, એમ ધારીને આપણા પ્રભુએ પ્રથમ એ પ્રમાણે કહ્યું, કે "યરૂશાલેમથી માંડીને સઘળી પ્રજાઓને પસ્તાવો તથા પાપનિવારણ પ્રગટ કરાવવાં જોઇએ" (લુક ૨૪; ૪૭).

આ સુવાર્તાના કામમાં પ્રેરિતો ઇસુના સાથી કામદારો થવાના છે, તેથી તે પોતે જેવાં કામ કરે છે તેવાંજ કામ તેઓએ કરવાનાં છે, એટલે તેઓએ ઉપદેશ કરવાનો છે એટલુંજ નહિ, પણ તેઓએ ચમત્કારો પણ કરવાના છે; માટે જેમ "પોતાના દેહધારીપણાના સમયમાં" ઇસુ ખ્રીસ્ત ઇશ્વરના આત્માથી ચમત્કારો કરતો હતો (૧૨; ૨૮. યોહ. ૧૪; ૧૦), તેમ તેઓ પણ તેના નામમાં ચમત્કારો કરતા હતા (પ્રે. કૃ. ૩; ૬, ૧૬: ૪; ૧૦).

જેમ ઇશ્વરે ઇસુ ખ્રીસ્તની મારફતે કામ કર્યું, તેમજ ઇસુ ખ્રીસ્તે પોતાના શિષ્યોની મારફતે કામ કર્યું. પ્રાચીન મંડળી તો ચમત્કારિક દાનોથી વેષ્ટિત થએલી હતી, તેમાં જરા પણ શક નથી. પ્રેરિતો જાતે તે વિષે સાક્ષી આપે છે. દાખલા તરીકે, પ્રેરિત પાઉલ પોતાના પત્રોમાં એ પ્રમાણે ઘણીવાર લખે છે, અને તે વળી સાધારણ જાણીતી વાત હોય, કે જે વિષે પોતાના વાંચકોના મનમાં જરા પણ શંકા ન હોય, એવી રીતે તે લખે છે (સરખાવો ૧ કર. ૧૨; ૯, ૧૦. ગલ. ૩; ૫).

આ દાન તો અમુક વખતને માટે મંડળીને આપવામાં આવ્યાં હતાં, પરંતુ અસલ પ્રેરિતોના મરણ પછી પણ તે કાયમ રહ્યાં. ત્યાર પછી તે ધીમે ધીમે ઘટતાં ગયાં; અને ચોથા સૈકામાં, થેસ્સાલોનીકીઓને પાઉલે લખેલા બીજા પત્ર પર

ટીકા લખતાં સંત ક્રિસોસ્ટોમ જણાવે છે, કે "તેવાં દાન તદન અલોપ થયાં હતાં." જસ્ટિન માર્ટર તથા ઇરેનિયસની સાક્ષી એવી છે, કે બીજા સૈકામાં એવાં દાનો હતાં. તર્તલીઅનની સાક્ષી પણ એવી છે, કે ત્રીજા સૈકા સુધી તે દાનો રહ્યાં. આ દાન બંધ થવાનું કારણ એવું નથી, કે મંડળીએ પુનરૂત્થાન પામેલા પોતાના પ્રભુની સાથેનો આત્મિક સંબંધ છોડી દીધો હતો. તે તો ઇશ્વરના ઇરાદા પ્રમાણેજ થયું. કારણ કે ખાસ ઇરાદાથી ઇશ્વરે તે દાન મંડળીને આપ્યાં હતાં, અને તે દાન આપવાનો હેતુ પૂરો થયો, ત્યારે ઇશ્વરે તે પાછાં લઇ લીધાં જેમ આપણા વખતમાં, તેમ ઓગસ્ટિનના વખતમાં પણ, એવો સવાલ ચર્ચાતો હતો, કે પુરાતન મંડળીમાં ચમત્કારો થતા હતા, અને હમણાં કેમ થતા નથી? તે સવાલના જવાબમાં તેણે કહ્યું, કે "દુનિયાએ વિશ્વાસ નહોતો કર્યો, ત્યાં સુધી તો ચમત્કારો અગત્યના હતા, એ સારૂ કે તેઓ વિશ્વાસ કરે. હાલમાં તો તેઓ પોતે વિશ્વાસ કરી શકે, તે માટે જે માણસો ચમત્કારો જોવાની આશા રાખે છે, તેઓ પોતે મોટા ચમત્કારરૂપ છે; કારણ કે જ્યારે દુનિયા વિશ્વાસ કરે છે, ત્યારે તેઓ વિશ્વાસ કરતા નથી."

વળી એ વાત આપણને સત્ય અને બુદ્ધિસંપન્ન લાગે છે, પરંતુ તે આખું સત્ય નથી; અને ચમત્કાર થવાનું એકલું તેજ કારણ હતું, એમ પણ નથી. સુવાર્તા ઇશ્વર તરફથી છે, તેના પૂરાવાને અર્થે ચમત્કારિક દાનો આપવામાં આવ્યાં હતાં એટલુંજ નહિ, પણ દુનિયાઇ વ્યવસ્થામાં નવીન તથા ચઢીઆતી આત્મિક વ્યવસ્થા દાખલ થવાથી દુનિયાના જીવનમાં ચમત્કારિક પરાક્રમનો અનુભવ થયા વગર રહેજ નહિ. વળી એ વાતના દાખલાઓ કુદરતની વ્યવસ્થા પરથીજ સૂચવવામાં આવે છે. દાખલા તરીકે, સૃષ્ટિની સાધારણ વ્યવસ્થાનો અભ્યાસ કરવાથી, ચમત્કાર થાય છે એ માનવું આપણને સહેલ પડે છે. સૃષ્ટિમાં જીવ કઇ રીતે ઉત્પન્ન થયો, તે વિષે કોઇ પણ જાતની નિશાની રહેલી નથી. નિર્જીવ વસ્તુમાંથી જીવ પેદા થતો નથી. માટે સૃષ્ટિના ઇતિહાસમાં એવો વખત આવેલો હોવોજ જોઇએ, કે જેમાં ઇશ્વરે સાધારણ સૃષ્ટિની વ્યવસ્થામાં ફેરફાર કરીને બહારથી જીવ મૂક્યો હશે. વસ્તુમાં જીવ દાખલ થયા પછી, જેમ નિર્જીવ વસ્તુ, તેમ સજીવ વસ્તુ અથવા પ્રાણી, તમામ કુદરતના નિયમને આધીન થયાં. એવીજ રીતે ઇશ્વરે બીજી વખતે કુદરતનો સાધારણ ક્રમ ઓળંગીને દુનિયાઇ વ્યવસ્થામાં પોતાનો પેદા કરનાર હાથ મૂક્યો; અને ઇશ્વરના દીકરાએ અવતાર લીધો ત્યારે કુદરતી વ્યવસ્થામાં એક દૈવી જીવન દાખલ થયું; તેની સાથે એક નવું પરાક્રમ પણ દુનિયાની વ્યવસ્થામાં દાખલ થયું, અને દૈવી જીવનની સાથે ગાઢો સંબંધ રાખનારાંમાં તે જોર કરવા લાગ્યું, એમાં કંઇ નવાઇ જેવું નથી. તેમ થવાથી માનવી જાતને એક નવું જીવન પ્રાપ્ત થયું, જે છેક આપણા સુધી વારસામાં ઉતરી

આવ્યું છે. આ મહિમાવાન થએલા તારનારની કૃપા નિત્ય ગુપ્ત રીતે કાર્ય કરે છે, અને હાલમાં દુનિયાઇ વ્યવસ્થામાં તે તો સૌથી સબળ તથા પરાક્રમી કાર્યકર્ત્તા છે.

પ્રેરિતોને એવી ફરજ પાડવામાં આવી, કે તેઓ પોતાની મુસાફરીને માટે કંઇ સરસામાન સાથે ન લે. કેટલીક વસ્તુઓ, જે ખાસ અગત્યની હોય, તેવી વસ્તુઓજ અપવાદ તરીકે સાથે રાખવાની તેઓને પરવાનગી આપવામાં આવી. પરંતુ તે વસ્તુઓ કયી કયી હતી, તે વિષે જુદી જુદી સુવાર્તાઓમાં સહેજસાજ તફાવત માલમ પડે છે; જેમકે

૧. માત્થી (૧૦; ૧૦ સાથે લુક ૨૨; ૩૫ સરખાવો) કહે છે, કે "જોણું અથવા બે અંગરખા અથવા જોડા ન લો." માર્ક ૬; ૯માં લખેલું છે કે "પણ ચંપલ પહેરવાં." તે જમાનામાં ઘણું કરીને કેવળ સારી સ્થિતિના માણસો જોડા પહેરતા હતા. માટે પ્રભુ ઇસુ પોતાના પ્રેરિતોને જોડા પહેરવાને મના કરે છે. પરંતુ તેઓ ઉઘાડા પગે ફરે એવી તેની મરજી નહોતી, તેથા તેણે તેઓને ગરીબ લોકો પહેરે એવાં ચંપલ પહેરવાની પરવાનગી આપી.

૨. માત્થી (૧૦; ૧૦ સાથે લુક ૯; ૩ સરખાવો) લખે છે, કે "લાકડી [અથવા લાકડીઓ] પણ ન લો." માર્ક ૬; ૮માં લખેલું છે, કે "માર્ગને સારૂ કેવળ એક લાકડી વિના બીજું કંઇ લેવું નહિ." આ પરથી ખ્રીસ્તના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે કે, જે જે વસ્તુનો તાત્કાલિક ખપ પડે છે તેટલીજ વસ્તુઓ સાથે રાખવી, પણ સાધારણ મુસાફરની પેઠે વધારાની કે ખપ ઉપરાંતની વસ્તુઓ સાથે લેવી નહિ. મતલબ એ છે કે "આવતી કાલને સારૂ ચિંતા ન કરો" (૬; ૩૪), એ હુકમને અનુસરીને શિષ્યોએ પોતાના આકાશી બાપ પર સઘળો આધાર રાખવાનો છે.

મુસાફરીને સારૂ સાથે સરસામાન ન લેવો, એવું ખ્રીસ્તે પોતાના શિષ્યોને ફરમાવ્યું, તેનું કારણ એ પણ હતું કે તે જમાનામાં એવી જરૂર નહોતી. તેઓ પોતાના સ્વામીની માફક જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેઓના ઉપદેશથી જેઓને આશીર્વાદ મળ્યો હોય, તેઓ તેમની સેવા કરે (લુક ૮; ૩). જેમ "મજૂર પોતાના પોષણને યોગ્ય છે," તેમ પ્રેરિતો પણ પોતાના આશીર્વાદિત કામને અંગે પોષણ યોગ્ય છે. વળી તેઓ તે પોષણ હકથી માગી શકે છે એટલુંજ નહિ, પણ તેઓની સેવા કરવામાં સેવા કરનારને સારૂ મોટો આશીર્વાદ પણ રહેલો છે; માટે ગમે તે માણસને એ સેવા બજાવવાની તક આપવી એમ નહિ, પણ તે સેવા બજાવવાને કોણ યોગ્ય છે, તેની બરાબર તપાસ કરીને તેને ત્યાંજ તેઓએ ઉતારો કરવો. એમ કરવાનું કારણ એ જણાય છે, કે જે માણસ તેઓને પરોણા

રાખે તેનું ચારિત્ર્ય સંતોષકારક ન હોય, તો તેઓના કામમાં ખલેલ પહોંચવાનો સંભવ રહે. માટે અમુક ગામમાં ગયા પછી શિષ્યોએ એવા કોઇ ચારિત્ર્યવાન માણુસને શોધી કાઢવો, ને જ્યાં સુધી તેઓ તે ગામ કે શહેરમાં રહે ત્યાં સુધી તેઓએ તેને ત્યાંજ રહેવું. કેમકે અમુક માણુસને ત્યાં ઉતારો કર્યા પછી તેઓ બીજાને ત્યાં જાય, તો અસલ યજમાનને ખોટું લાગે એ સ્વાભાવિક છે એટલુંજ નહિ, પણુ જુદા જુદા માણુસોના ઘરે ઉતારો કરવાથી તેઓ ગામની ખટપટમાં ઉતરવાના જોખમમાં આવે.

જે ઉમદા કામને અર્થે તેઓ આવ્યા છે, તે કામ ઉપરજ તેઓએ પોતાનું સઘળું ચિત્ત રાખવું, અને વિવેકથી તેમજ પોતાના કામમાં અડચણુ ન આવે એવી રીતે તેઓએ બધાં સાથે વર્તવું જોઇએ. તેઓ કોઇ માણુસને ત્યાં જાય ત્યારે, રીત પ્રમાણે, તેઓએ પ્રથમ કુશળતા કરવી ; અને જો કોઇ તેઓનો આવકાર ન કરે, તો કુશળતામાં દર્શાવેલો આશીર્વાદ તે માણુસને મળે નહિ.

યહુદીઓમાં એવો રિવાજ હતો, કે પરદેશમાં મુસાફરી કરીને તેઓ સ્વદેશમાં પાછા આવતા, ત્યારે પવિત્ર ભૂમિની હદમાં પગ મૂક્યા પહેલાં, તેઓ પોતાના પગ પરની ધૂળ ખંખેરી નાખતા હતા. એજ રિવાજ પ્રમાણે ખ્રીસ્ત પોતાના શિષ્યોને કહે છે, કે "જો કોઇ તમારો આવકાર નહિ કરે, ને તમારી વાતો નહિ સાંભળે તો તે ઘરમાંથી અથવા તે નગરમાંથી નીકળતાં તમે તમારા પગ પરની ધૂળ ખંખેરી નાખો." સદોમ તથા ગમોરાહના લોકોએ જે પાપ કર્યું હતું તે અજ્ઞાનતાને કારણે હતું; પરંતુ જેઓ સુવાર્તાનો સંદેશો સાંભળે છે, છતાં તેનો સ્વીકાર કરતા નથી, તેઓ અજવાળું પામ્યા છતાં પાપ કરે છે.

અનુભવે, અને અનુભવદ્વારા પવિત્ર આત્માએ, સમસ્ત ખ્રીસ્તી મંડળીને એવું શિખવ્યું છે, કે અહીં આપવામાં આવેલા હુકમો, જે મુસાફરીમાં બાર પ્રેરિતોને પ્રથમ મોકલવામાં આવ્યા હતા તે મુસાફરીને માટેજ વાસ્તવિક રીતે બંધનકારક હતા. આ હુકમો સદાને માટે બંધનકારક છે એવું સમજીને તેઓને અક્ષરશઃ અનુસરવા માટે ઘણાએ પ્રયત્ન કર્યા છે, એવું મંડળીના ઇતિહાસ પરથી જણાય છે; અને તેઓની આસ્થાને લીધે આપણે એવા માણુસોને માન આપ્યા વગર રહી શકતા નથી; પરંતુ ઇતિહાસદ્વારા જોઇ શકાય છે કે ઘણું કરીને ભિક્ષુકના કામને ભિક્ષકના કોડ વળગી રહે છે. અમુક પ્રદેશમાં તેમજ અમુક પ્રસંગને માટે ઇસુ ખ્રીસ્તે જે હુકમો આપ્યા, તેનું શબ્દશ: પાલન કરવાનું છે, એવું સમજીને જુદા દેશોમાં ને જુદા સંજોગોમાં એ હુકમોને અનુસરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, પરંતુ એમ કરવા જતાં આત્મિક જીવન વૃદ્ધિ પામવાને બદલે જોખમમાં આવી પડવાનો સંભવ રહે છે.

(૨) તેઓની થનાર સતાવણી. ૧૦; ૧૬-૨૩.

**[16] જુઓ, વરૂઓમાં ઘેટાંના જેવા હું તમને મોકલું છું; માટે તમે
સાપના જેવા હોશિયાર, તથા કબૂતરના જેવા સાલસ થાઓ. [17] અને
તમે માણસોથી સાવધાન રહો; કેમકે તેઓ તમને ન્યાયસભામાં
સોંપશે, ને તેઓનાં સભાસ્થાનોમાં તમને ફોરડા મારશે. [18] અને
તેઓને તથા વિદેશીઓને માટે સાક્ષીને અર્થે મારે લીધે તમે હાકેમોની
તથા રાજાઓની આગળ લઇ જવાશો. [19] પણ જ્યારે તેઓ તમને
પકડાવે ત્યારે તમે ચિંતા ન કરો કે શી રીતે અથવા શું બોલીએ, કેમકે
શું બોલવું તે તેજ ઘડીએ તમને અપાશે. [20] કેમકે જે બોલે છે તે તો
તમે નથી, પણ તમારા બાપનો જે આત્મા તે તમારામાં બોલે છે.
[21] અને ભાઇ ભાઇને તથા બાપ દીકરાને મારી નંખાવવાને સોંપી દેશે,
ને છોકરાં માબાપની સામે ઉઠીને તેઓને મારી નંખાવશે. [22] અને
મારા નામને સારૂ સહુ તમારો દ્વેષ કરશે, તોપણ જે કોઇ અંત સુધી
ટકશે તે તારણ પામશે. [23] અને જ્યારે તેઓ એક નગરમાં તમારી પૂઠે
લાગે ત્યારે તમે બીજામાં નાસી જાઓ, કેમકે હું તમને ખચીત કહું છું
કે માણસનો દીકરો આવે ત્યાં સુધી ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં તમે
ફરી વળશો નહિ.**

ઇસુએ પોતાના પ્રેરિતોને માથે જે કામ મૂક્યું તે ભારે જોખમભરેલું કામ હતું; તેથી તે તેઓને સાફ જણાવી દે છે, કે આગળ જતાં અનેક પ્રકારનાં દુ:ખો તમારે ભોગવવાં પડશે. "જુઓ, વરૂઓમાં ઘેટાંના જેવા હું તમને મોકલું છું;" એમ કહેતાં તેઓને સતાવણીનો જે અનુભવ ભવિષ્યમાં થવાનો હતો, તે ઇસુ સાફ કહી દેખાડે છે. પુરાતન સમયના એક લેખકના કહેવા પ્રમાણે, આ પ્રસંગે પીતરે ખ્રીસ્તને એવો સવાલ પૂછ્યો, કે "ઘેટાંને વરૂ ફાડી નાખે તો શું થાય?" ત્યારે ખ્રીસ્તે જવાબ આપ્યો, કે "મરણ પછી ઘેટાંને વરૂઓની બીક રાખવાની જરૂર નથી, કેમકે આત્માનો નાશ કરવાનો અધિકાર વરૂઓને આપવામાં આવેલો નથી." આવા સંજોગો તરફ જોઇને પ્રભુ ઇસુએ પોતાના પ્રેરિતોને એવી સલાહ આપી, કે "તમે સાપના જેવા હોશિયાર તથા કબૂતરના જેવા સાલસ થાઓ." (ગ્રીકમાં "કબૂતર" માટે જે શબ્દ વાપરવામાં આવ્યો છે તેનો તરજુમો "કબૂતર" થાય તેમજ "હોલો" પણ થાય. અંગ્રેજીમાં તરજુમો કરનારાઓના નમુનાને અનુસરીને ગુજરાતીમાં "હોલો" શબ્દ વાપરવો મને વધારે પસંદ છે.) રાબ્બીઓના લખાણમાં "સાપ" તે ચતુરાઇની અને "હોલો" તે નિખાલસપણાની ઉપમારૂપ છે. સાપની ઉપમા ઉત્પત્તિના ત્રીજા અધ્યાય પર અને હોલાની ઉપમા ગીતોના ગીત ઉપર આધાર રાખે છે. રાબ્બીઓનું એવું વચન હતું, કે "પવિત્ર તથા

ત્રિધન્ય મહોવાહે ઇસ્રાએલી લોકોને કહ્યું, કે મારા પ્રત્યે ઇસ્રાએલી લોકો હોલા જેવા નિખાલસ, પણ વિદેશીઓ પ્રત્યે સાપના જેવા હોશિયાર, છે." ખ્રીસ્તના કહેવાનો અર્થ એવો જણાય છે, કે સતાવણીથી પોતાનું રક્ષણ કરવા માટે જેમ પાઉલે પોતે "રૂમી માણસ છું" એવો દાવો કર્યો (પ્રે. કૃ. ૧૬; ૩૭: ૨૨; ૨૫), તેમ ખ્રીસ્તી માણસોએ પોતાની અક્કલ વાપરીને દરેક વાજબી સાધનનો ઉપયોગ કરવો. સુવાર્તાપ્રસારક કામમાં પ્રેરિતોને આ બન્ને ગુણોની અગત્ય હતી.

કલમ ૧૭-૨૨ માં જે વાત મળે છે, તે માર્ક તથા લુકની સુવાર્તાઓમાં, પ્રભુ ઇસુએ પકડાયા પહેલાંની રાત્રે થનાર બીનાઓ સંબંધી જે ભાષણ કર્યું (માર્ક ૧૩; ૯-૧૩. લુક ૨૧; ૧૨-૧૭) તેમાં મળે છે; અને ઘણું કરીને આ વચનોનું ખરૂં સ્થાન તેજ છે. પ્રેરિતોને કેવી રીતે હાકેમો તથા રાજાઓની આગળ લઇ જવામાં આવ્યા, તે તો પ્રેરિતોનાં કૃત્યો પરથી જણાઇ આવે છે (પ્રે. કૃ. ૨૪; ૧ : ૨૫; ૬). વળી જે શાહેદી પૂર્યાને લીધે એ પ્રમાણે થયું, તે શાહેદી કેવી રીતે સફળ થઇ તે વિષે પુરાતન મંડળીનો ઇતિહાસ સાક્ષીરૂપ છે. ઇસુના કહેવાનો અર્થ એવો જણાય છે, કે જ્યારે યહુદીઓ પ્રેરિતોને હાકેમો તથા રાજાઓની આગળ લઇ જશે, ત્યારે પ્રેરિતો પોતાના બચાવમાં જે ભાષણ કરશે, તેથી યહુદીઓ તથા વિદેશીઓના મન ઉપર ખ્રીસ્તી ધર્મની સત્યતાની છાપ પડશે. વળી થયું પણ આ પ્રમાણેજ. જેમ જેમ સતાવણીઓ થતી ગઇ, તેમ તેમ સુવાર્તાનો ફેલાવ વિશેષ ગતિમાન થતો ગયો. અને ધર્મને લીધે જેઓએ પ્રાણત્યાગ કર્યો, તેઓની સાક્ષીથી સુવાર્તાના ફેલાવની વૃદ્ધિ થઇ. વૃદ્ધ ધર્મપિતૃ પોલીકાર્પને સ્મર્ણા શહેરમાં ન્યાયાધીશની આગળ લઇ જવામાં આવ્યો. ત્યાં ખ્રીસ્તના નામની નિંદા કરવાનું તેને ફરમાવવામાં આવ્યું, ત્યારે તેણે ગંભીર ચહેરે સમુદાય તરફ જોઇને કહ્યું, કે "છયાસી વરસથી મેં તેની સેવા કરી છે, અને તેણે કોઇ પણ બાબતમાં મારૂં ભુંડું કર્યું નથી; તો, મારા રાજા, જેણે મારૂં તારણ કર્યું છે તેની નિંદા મારાથી શી રીતે થાય?"

(કલમ ૨૧ અને ૨૨ માં જે વાત મળે છે, તેજ વાત કલમ ૩૪-૩૫ માં મળે છે, માટે તે કલમોની સાથે આપણે તેનો વિચાર કરીશું).

આ બધા સંજોગોમાં જે સાક્ષી તેઓએ આપવાની છે તે તેઓને પ્રભુ તરફથી મળવાની છે. "કેમકે શું બોલવું તે તેજ ઘડીએ તમને અપાશે. કેમકે જે બોલે છે તે તો તમે નથી, પણ તમારા બાપનો જે આત્મા તે તમારામાં બોલે છે."

વળી ખ્રીસ્ત એમ પણ કહે છે, કે "જ્યારે તેઓ એક નગરમાં તમારી પૂઠે લાગે ત્યારે તમે બીજામાં નાસી જાઓ." એ પરથી એવું શિખવવામાં આવે છે કે જાણીબુઝીને તેઓએ સતાવણીમાં ઝંપલાવવું નહિ. પાછળના વખતમાં,

પોલીકાર્પ તથા સિપ્રિયન નામના ધર્માધ્યક્ષોએ પણ એજ સલાહ આપી હતી. આવી સ્પષ્ટ સલાહ હોવા છતાં તે નહિ ગણકારીને પ્રાચીન મંડળીમાંના ઘણા, ધર્મને અર્થે પ્રાણત્યાગનો મુગટ મેળવી લેવા માટે, વિનાકારણ સતાવણીના મુખમાં જઇ પડતા હતા. વળી આ સલાહ આપવાનું ખાસ કારણ શું હતું તે અહીં આગળ જણાવવામાં આવે છે; એટલે "માણસનો દીકરો આવે ત્યાં સુધી ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં તમે ફરી વળશો નહિ." મતલબ કે સમય ટુંકો છે, માટે વખત ગુમાવવો નહિ. જો એક શહેરમાં તેઓની સતાવણી થતી હોય, તો વિલંબ કર્યા વિના, શ્રોતાઓ મળે એવા બીજા શહેરમાં તેઓએ જતા રહેવું.

"પ્રભુનું આવવું." આ શબ્દો નવા કરારમાં જુદે જુદે સ્થળે જુદા જુદા સંજોગો સાથે સંબંધ ધરાવે છે; એટલે

૧. વચનમાં આપવામાં આવેલા તારનાર તરીકે જગતનું તારણ કરવા સારૂ ઇસુએ અવતાર લીધો, ત્યારે તેનું પહેલું આવવું થયું.
૨. માણસનો ન્યાય કરવા જગતને અંતે તે ફરી પ્રગટ થશે, ત્યારે તેનું બીજી વાર આવવું થશે.

જેવી રીતે ઇસ્રાએલે લાંબા વખત સુધી તેના પ્રથમ આગમનની રાહ જોઇ, અને 'ઇશ્વર પોતાનું વચન પાળતો નથી,' એવું ઘણીવાર તેઓને લાગ્યું પણ હતું; તેજ પ્રમાણે ઇસુનું આકાશગમન થયું ત્યારથી માંડીને મંડળી તેના બીજા આગમનની રાહ જોઈ રહી છે. અને જેમ પાઉલના જમાનામાં થેસ્સાલોનીકી મંડળીમાં થયું હતું, તેમ 'તે ફરી ક્યારે આવશે' તે વિષેના વિચારમાં તલ્લિન થઇને, માણસ પોતાના નિરર્થક વિચારો ગોઠવીને ઘણીવાર ગફલતમાં પડે છે.

પ્રભુ ઇસુ અદૃશ્ય થયો છે ખરો, પરંતુ જે જગતને સારૂ તેણે પોતાનો પ્રાણ આપ્યો હતો તેને તેણે તજી દીધું નથી, એ વાત આપણે યાદ રાખવીજ જોઇએ. તેના આપેલા વચન મુજબ (૧૮; ૨૦: ૨૮; ૨૦) તે નિરંતર આપણી સાથે છે, અને એ રીતે પોતાનો પરાક્રમ તથા મહિમા પ્રગટ કરે છે:—

૧. ખ્રીસ્તને પરસ્વાધીન કરવામાં આવ્યો, તે રાત્રે તેણે પોતાના અગીઆર શિષ્યોને જે વચનો કહ્યાં, તે આપણે ભૂલી જવાં જોઇએ નહિ: "તમારાં હૃદયોને વ્યાકુળ થવા ન દો; તમે દેવ પર વિશ્વાસ રાખો છો, મારા પર પણ વિશ્વાસ રાખો. મારા બાપના ઘરમાં રહેવાનાં ઠેકાણાં ઘણાં છે, નહિ તો હું તમને કહેત; કેમકે હું તમારે માટે જગા તૈયાર કરવાને જાઉં છું. અને જો હું જઇને તમારે માટે જગા તૈયાર કરીશ, તો હું પાછો આવીશ, અને તમને મારી પાસે લઇ જઇશ, જેથી જ્યાં હું છું ત્યાં તમે પણ [રહો]" (યોહ. ૧૪; ૧–૩). આ પ્રસંગે પ્રભુ ઇસુ મરણદ્વારા

તેઓથી વિદાય થવાનો હતો, અને તેઓનો દિલાસો આ વાતમાં સમાયલો હતો, કે જ્યારે તેમનો વારો આવે અને તેજ માર્ગે તેઓ જાય, ત્યારે માર્ગને અંતે, પોતાના આશીર્વાદિત ઘરમાં તેઓનો આવકાર કરવાને સારૂ તેઓનો સ્વામી સામો મળશે. આ રીતે જોતાં પ્રભુનું આવવું તે આપણુ સહુની નજીક છે, ને દિનપ્રતિદિન તે વધારે નજદીક આવતું જાય છે.

૨. ઇશ્વરના સનાતન ઇરાદાઓ ઇતિહાસદ્વારા બર લાવવામાં આવે છે. અને પવિત્ર શાસ્ત્ર પ્રમાણે, દરેક ઐતિહાસિક બીનાદ્વારા, પોતાની ઇચ્છા બર લાવવા સારૂ, પ્રભુનું આવવું થાય છે; અને એજ અર્થે આપણે આ વાક્ય સમજવાનું છે.

ઘણાં વરસોથી ઇસ્રાએલ દેશ રૂમી રાજ્યને તાબે થએલો હતો, અને પ્રભુ ઇસુના જમાનામાં ઇસ્રાએલીઓ રૂમી રાજ્યની ઝુંસરી તળે પીડાતા હતા. પોતાને તાબે થએલા કોઇ પણ પ્રાંતમાં જ્યારે ફિતૂર થાય, ત્યારે રૂમી કાઇસારો સખત પગલાં ભરતા. જેઓને સમયનાં ચિહ્ન પારખવાની શક્તિ હતી, તે દરેકને માલમ પડતું હતું કે ઇસ્રાએલી લોકો વારે ઘડીએ ફિતૂર કરે છે, તેથી તેઓ કાઇસારનો ક્રોધ પોતાને માથે લાવશે. અને ચાળીસ વરસ પછી જ્યારે તીતસની ફોજે આવીને યરૂશાલેમ શહેરને ઘેરી લીધું, તેનો નાશ કર્યો, ને તેમાંના રહેવાસીઓને ઘરબાર વિનાના કરીને આખી પૃથ્વીની પીઠ પર વિખેરી નાખ્યા, ત્યારે ખ્રીસ્તનું વચન પૂરૂં થયું. મસીહ સંબંધી તેઓના જે દૈહિક વિચારો હતા તેને વળગી રહેવાથી, તેઓએ આ પ્રમાણે પોતાને હાથે પોતાનો નાશ કર્યો. જો તેઓએ પ્રભુ ઇસુનો સ્વીકાર કર્યો હોત, તો આવું ગંભીર પરિણામ આવત નહિ. પોતાના દેશી ભાઇઓને નાશમાં જતા જોઇને પ્રભુ ઇસુની આંખોમાં આંસુ આવ્યાં. છેવટ સુધી તે આશા રાખતો હતો, કે તેઓ પોતાની શાંતિને લગતી વાતો સમજશે. તે તેઓની પાસે કૃપા લઇને આવ્યો હતો, છતાં જો તેઓ તેનો સ્વીકાર ન કરે, અને પોતાના દૈહિક વિચારો તજી દે નહિ, તથા જે રાજ્ય આ દુનિયાનું નથી તેને ગ્રહણ ન કરે, તો તેઓનું ન્યાયશાસન વહેલું થાય, એમાં કશો સંદેહ નથી. તેથી આ પ્રમાણે ઉતાવળ કરવાનું કારણ શું છે તે તે પોતાના પ્રેરિતોને બતાવે છે; એ સારૂ કે "માણસનો દીકરો આવે" તે પહેલાં તેનો સમાચાર પહોંચાડતાં તેઓ ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં ફરી વળે.

(૩) તેઓનો દિલાસો. ૧૦; ૨૪-૩૧.

**૨૪ ચેલો ગુરૂ કરતાં મોટો નથી, ને દાસ પોતાના શેઠ કરતાં મોટો નથી. ૨૫ ચેલો પોતાના ગુરૂ સરખો હોય, ને દાસ પોતાના શેઠ સરખો હોય તો તેજ ઘણું છે. જો ઘરના ધણીને તેઓએ બાલઝબુલ કહ્યો**

**છે, તો તેના ઘરના લોકોને કેટલું વિશેષે કરીને તેઓ એમજ કહેશે?**
**૨૬ તે માટે તેઓથી તમે બીહો મા, કેમકે ઉઘાડું નહિ કરાશે એવું કંઈ**
**ઢાંકેલું નથી, ને પ્રગટ નહિ થશે એવું કંઇ ગુપ્ત નથી. ૨૭ હું તમને**
**અંધારામાં જે કહું છું તે તમે અજવાળામાં કહો, ને તમે કાને જે સાંભળો**
**છો તે ધાબાંઓ પરથી પ્રગટ કરો. ૨૮ અને શરીરને જેઓ મારી નાખે**
**છે, પણ આત્માને મારી નાખી શકતા નથી, તેઓથી બીહો મા; પણ**
**એના કરતાં આત્મા તથા શરીર એ બન્નેનો નાશ નરકમાં જે કરી શકે**
**છે તેનાથી બીહો. ૨૯ પૈસાની બે ચક્લી વેચાતી નથી શું? તોપણ**
**તમારા બાપ[ની ઇચ્છા] વગર તેમાંથી એકે ભોંય પર પડનાર નથી.**
**૩૦ અને તમારા માથાના નિમાળા પણ બધા ગણેલા છે. ૩૧ તે માટે**
**બીહો મા; ઘણી ચક્લીઓ કરતાં તમે મૂલ્યવાન છો.**

"ચેલો ગુરૂ કરતાં મોટો નથી, ને દાસ પોતાના શેઠ કરતાં મોટો નથી," એ પ્રમાણે પ્રભુ ઇસુ વારંવાર કહેતો હતો, એમ લાગે છે. અહીં આગળ તેનો અર્થ એવો જણાય છે, કે પોતાના સ્વામી કરતાં પોતાને ઓછા દુઃખનો અનુભવ થાય, એવી આશા પ્રેરિતોથી રખાય નહિ. લુક ૬; ૪૦ માં એજ શબ્દો મળે છે. ત્યાં આગળ તેનો અર્થ એવો થાય છે, કે આંધળા દોરનારાઓના શિષ્યો પોતાના શિક્ષકના જેટલાજ આંધળા હોય છે. યોહાન ૧૩; ૧૬ માં તેનો અર્થ એવો થાય છે, કે જેમ ઇસુએ બીજાઓના પગ ધોયા તેમ શિષ્યોએ પણ કરવું; અને યોહાન ૧૫; ૨૦ માં તેનો અર્થ માત્થી ૧૦; ૨૪ ના જેવોજ છે: એટલે પોતાના સ્વામીને જે સતાવણી થાય છે, તેજ સતાવણી શિષ્યોને પણ થશે. દાખલા તરીકે ખ્રીસ્ત તેઓને કહે છે, કે બાલઝબુલના પરાક્રમથી હું ભૂતો કાઢું છું એવું તહોમત મારા પર મૂકવામાં આવે છે, તેજ પ્રમાણે તમારા પર પણ તહોમત મૂકવામાં આવશે.

વળી આ સતાવણીના સમયમાં તેઓ સ્થિર રહી શકે, તે માટે ઇસુ ખ્રીસ્ત તેઓને દિલાસારૂપ બે વિચારો સૂચવે છે:—

૧. તે તેઓને પોતાની સમક્ષતાની ખાતરી આપે છે. જે દુઃખો તેઓના અનુભવમાં આવશે, તે તેઓએ તેની ખાતર વેઠવાનાં છે એટલુંજ નહિ, પણ તેની સાથે રહીને વેઠવાનાં છે. અને તે તેઓ વેઠે, માટેજ આ બધા વખતથી તે તેઓને તૈયાર કરતો આવ્યો છે. પહાડ ઉપર અથવા ઘરમાં કે એકાંતમાં જે મહાન સત્ય તેઓને શિખવવામાં આવ્યું હતું, તે તો કોઇ ગુપ્ત કે મર્મિક જ્ઞાન હતું એમ નહિ, પણ તે તો સમસ્ત દુનિયાને અર્થે તારણનો સંદેશો હતો. આ તારણનો સંદેશો તેઓએ હિમ્મતથી પ્રગટ કરતા રહેવાનું છે.

આ પ્રમાણે કલમ ૨૬, ૨૭માં તે તેઓને તેઓની ફરજ બતાવે છે એટલુંજ નહિ, પણ તે શબ્દોમાં એક મોટું વચન સમાયલું છે, એટલે ઇસુના પોતાના પ્રયત્ન કરતાં તેઓનો પ્રયત્ન વધારે સફળ નીવડશે. નાના તથા છેવાડા પ્રાંતમાં ઇસુએ જે શિક્ષણ આપ્યું, તેમાં તો તેની દેહધારણની અવસ્થામાં તે પૂરી ફતેહ પામ્યો નહિ, એ ખરૂં; પરંતુ અંત્યોખ, એફેસસ, કોરીંથ, આલેકસાંદ્રિયા, તથા રોમ જેવાં રૂમી રાજ્યનાં મોટાં મોટાં શહેરોમાં, તેના શિષ્યો જ્યારે તેજ શિક્ષણ આપશે ત્યારે તેઓ ફતેહ પામશે.

રાબ્બીઓ શિક્ષણ આપતા હતા ત્યારે તેઓ બેસીને હેબ્રી ભાષામાં તરજુમો કરનારના કાનમાં ધીમેથી બોલતા હતા, અને તરજુમો કરનાર તેનો તરજુમો કરીને લોકોને તેઓની ભાષામાં સંભળાવતો હતો. એવીજ રીતે ગાલીલમાં, એકાંત વાસના સમયમાં, આપણા પ્રભુએ પોતાના શિષ્યોને જે વચનો કહ્યાં હતાં, તે તેઓએ જાહેર રીતે આખી દુનિયામાં પ્રગટ કરવાનાં હતાં. સંદેશા અથવા ઢંઢેરાઓ 'ધાબાંઓ પરથી' પ્રગટ કરવાનો રિવાજ હતો. એ પ્રમાણે, સાબ્બાથ શરૂ થયાનો સમાચાર સભાસ્થાનના ધાબા પરથી રણશિંગડું વગાડીને પ્રગટ કરવામાં આવતો હતો. એવીજ રીતે આજે મુસલમાનોના કાજીઓ મસ્જીદના ધાબા ઉપર ચઢીને બાંગ પોકારે છે.

૨. કલમ ૨૮-૩૧ માં જણાવ્યા પ્રમાણે ખ્રીસ્ત પોતાના શિષ્યોને યાદ કરાવે છે કે મારો આકાશી પિતા નિત્ય તમારી સંભાળ લે છે. તમને સતાવનાર કેવળ તમારાં શરીરને મારી નાખી શકે, પણ તેથી તમારે બીવાની જરૂર નથી. પરંતુ "આત્મા તથા શરીર એ બન્નેનો નાશ નરકમાં જે કરી શકે છે, તેનાથી બીવું." "આત્મા તથા શરીર એ બન્નેનો નાશ નરકમાં જે કરી શકે છે" તે ઇશ્વર છે, એવું ઘણું કરીને સમજવામાં આવે છે; પરંતુ કેટલીક વાતો ધ્યાનમાં લેવાથી આપણને ખાતરી થશે કે, પ્રભુ ઇસુના કહેવાનો અર્થ એવો નથી:—

અ. પવિત્રશાસ્ત્રમાં ઇશ્વરને માણસનો નાશ કરનાર તરીકે નહિ, પણ માણસોના તારનાર તથા રક્ષણ કરનાર તરીકે વર્ણવવામાં આવેલો છે (લુક ૯; ૫૪, ૫૫). "નાશ કરનાર" તે તો શાસ્ત્રની રૂઢી પ્રમાણે ખાસ અટક છે, અને તે શેતાનને આપવામાં આવે છે (પ્રક. ૯; ૧૧). યાકૂબ ૪; ૧૨માં લખેલું છે, કે "તે તો તારવાને તથા નાશ કરવાને

શક્તિમાન છે." ઇશ્વર તો માણસનો નાશ નહિ પણ માણસનાં પાપનો નાશ કરનાર છે. કેમકે નવા કરારમાં કોઇ જગાએ એમ લખેલું નથી કે તે આત્માનો નાશ કરે છે; તેમજ તે શરીરનો નાશ કરે છે એમ પણ લખેલું નથી. કારણ કે પુનરૂત્થાનમાં રહેલા રહસ્ય પરથી જણાય છે, કે શરીર તથા આત્મા બન્ને તેને એકસરખી રીતે વહાલાં લાગે છે. તે "દેહનો" નાશ કરે છે, એવો સાર તો મળે છે ખરો (રૂમી. ૮; ૩); પણ દેહ તે જુદો ને શરીર તે જુદું છે. નવા કરારના વિચાર પ્રમાણે "દેહ" શબ્દથી માણસનો પતિત સ્વભાવ સૂચવવામાં આવે છે, અને જ્યારે ઇશ્વર દેહનો નાશ કરે છે ત્યારે તેમાં તેનો હેતુ એ જણાય છે, કે આત્મા તારણ પામે (૧ કર. ૫; ૫). ઇશ્વર "તારવાને તથા નાશ કરવાને શક્તિમાન છે," એવી જ્યારે યાકૂબ વાત કરે છે (યા. ૪; ૧૨), ત્યારે તેના કહેવાનો અર્થ પણ એજ છે. નવા કરારના શિક્ષણ પ્રમાણે, ઇશ્વર તથા શેતાનમાં જે મોટો તફાવત છે તે આ વાતમાં રહેલો જણાય છે, કે શેતાન જ્યારે આત્મા તથા શરીર એ બન્નેનો સંહારક છે, ત્યારે ઇશ્વર તે બન્નેનો ઉદ્ધારક છે.

**આ.** આ કહેવતનું ખરૂં સ્વરૂપ લુકની સુવાર્તામાં મળે છે; અને ખ્રીસ્તના કહેવાનો અર્થ શો છે તે તે પરથી નક્કી થાય છે: "નરકમાં નાખી દેવાનો જેને અધિકાર છે, તેનાથી બીહો; હા, હું તમને કહું છું, કે તેનાથી બીહો" (લુક ૧૨; ૫). હવે જ્યાં આગળ આ શબ્દો મળે છે ત્યાં આગળ તે શબ્દોથી 'સોંપેલો અધિકાર' દેખાડવામાં આવે છે (સરખાવો ૧૦; ૧. માર્ક ૩; ૧૫: ૬; ૭. લુક ૯; ૧: ૧૦; ૧૯). વળી આપણો પ્રભુ પોતાના અધિકાર સંબંધી પણ એમજ કહે છે: "તે આપવાનો મને અધિકાર છે, અને તે પાછો લેવાનો પણ મને અધિકાર છે. એ આજ્ઞા મારા બાપ તરફથી મને આપવામાં આવી છે" (યોહ. ૧૦; ૧૮. વળી યોહ. ૧૯; ૧૦, ૧૧. પ્રે. કૃ. ૯; ૧૪. ૧ કર. ૯; ૪, ૫). ઇશ્વર અધિકાર આપે છે ખરો, પણ બીજા પાસેથી લેતો નથી. અને "જેને અધિકાર છે," તે શબ્દોથી 'આપેલો અધિકાર' દેખાડવામાં આવે છે, માટે તે શબ્દો ઇશ્વરને લાગુ પડે નહિ.

જ્યારે જ્યારે આકાશી પિતા વિષે ઇસુ ખ્રીસ્ત વાત કરે છે, ત્યારે ત્યારે 'તે આપણા પર કેટલો પ્રેમ રાખે છે ને આપણને તારવાની છેવટ સુધી કેવી આશા રાખે છે', એજ તેનું શિક્ષણ છે. તો શું "ઇશ્વરથી તમે બીહો, જેને તે તમારાં શરીરનો નાશ કરે, ને તમને નરકમાં નાખી દે," અને "બીહો મા, કેમકે ઇશ્વર ચકલીનો મિત્ર છે, ને તમે ઘણી ચકલીઓ કરતાં મૂલ્યવાન છો," એવાં બે વિપરીત વચનો ઇસુ ખ્રીસ્ત સાથે સાથે ઉચ્ચારે, એ સંભવિત લાગે છે? ઇસુના કહેવાનો અર્થ તો એજ જણાય છે, કે સતાવણી કરનારાઓ ગમે તે કહે અને ગમે તે કરે, તોપણ શિષ્યોએ તે વાતની પરવા રાખવી નહિ; પણ તેઓની ઉચ્ચ સેવા તજી દેવાને જે તેઓનું પરીક્ષણ કરે છે, તેના ફાંદાથી નિત્ય બીવું. ખરેખર! "યહોવાહ સર્વેને હિતકારક છે, પોતાનાં સર્વ કામો પર તેની રહેમ છે" (ગીત. ૧૪૫; ૯); હા, તેનાં ઉત્પન કરેલાં નાનાંમાં નાના પ્રાણી ઉપર પણ તેની રહેમ છે. "પૈસાની બે ચલ્લી વેચાતી નથી શું? તો પણ તમારા બાપની ઇચ્છા વગર તેમાંથી એક ભોંય પર પડનાર નથી." વળી લુક ૧૨; ૬ માં એમ પણ લખેલું છે, કે "શું પાંચ ચકલી બે પૈસે વેચાતી નથી? તો પણ દેવની દૃષ્ટિમાં તેઓમાંની એક વિસારેલી નથી." ગરીબ લોકો ચકલીઓને ખાતા હતા. બજારમાં ચકલીઓ બીજાં બધાં પક્ષીઓ કરતાં સસ્તી હતી. તેઓનો ભાવ એક પૈસામાં બે અથવા બે પૈસામાં પાંચ, એ પ્રમાણે હતો; એટલે બે પૈસાની ખરીદનારને એક વધારાની માગી મળે. તો એવી રીતે મફત માગી મળે, એવી ચલ્લી પણ આપણા બાપની જાણ વગર ભોંય પર પડતી નથી, અગર ઇશ્વરની દૃષ્ટિમાં વિસારેલી નથી. એ પરથી ખ્રીસ્ત પોતાના શિષ્યોને કહે છે, કે તમારો આકાશી પિતા આ હલકી ને કિંમત વગરની ચકલીની આટલી બધી સંભાળ લે છે, ને ચિંતા રાખે છે; તો તેને તમારી કેટલી વિશેષ ચિંતા હશે? વળી વાત ખરેખર એમજ છે, એવું જણાવીને તે તેઓને પુરાતન કાળની એક હેબ્રી કહેવતની યાદ આપે છે, કે "તમારા માથાના નિમાળા પણ બધા ગણેલા છે" (સરખાવો ૨ શમ. ૧૪; ૧૧).

(૪) તેઓને માટે ચેતવણી. ૧૦; ૩૨–૩૯.

**[૩૨] માટે માણસોની આગળ જે કોઇ મને કબુલ કરશે, તેને હું પણ**
**મારા આકાશમાંના બાપની આગળ કબુલ કરીશ. [૩૩] પણ માણસોની**
**આગળ જે કોઇ મારો નકાર કરશે, તેનો નકાર હું પણ મારા આકાશ-**
**માંના બાપની આગળ કરીશ.**

**[૩૪] પૃથ્વી પર શાંતિ કરાવવાને હું આવ્યો છું એમ ન ધારો; શાંતિ**
**તો નહિ, પણ તરવાર ચલાવવાને હું આવ્યો છું. [૩૫] કેમકે માણસને**
**તેના બાપની ઉલટો, તથા દીકરીને તેની માની ઉલટી, તથા વહુને**
**તેની સાસુની ઉલટી કરવાને હું આવ્યો છું. [૩૬] અને માણસના વૈરી**

**તેના ઘરમાંનાજ થશે. [37]મારા કરતાં જે બાપ અથવા મા પર વત્તી**
**પ્રીતિ કરે છે તે મારે યોગ્ય નથી; ને દીકરા કે દીકરી પર જે મારા કરતાં**
**વત્તી પ્રીતિ કરે છે, તે મારે યોગ્ય નથી. [38]અને પોતાનો વધસ્તંભ**
**ઉંચકીને મારી પાછળ જે આવતો નથી તે મારે યોગ્ય નથી. [39]જે**
**પોતાનો જીવ બચાવે છે તે તેને ખોશે, ને મારે લીધે જે પોતાનો જીવ**
**ખોય છે તે તેને બચાવશે.**

આ પ્રમાણે શિષ્યોની સાથે આકાશી પિતા જે સંબંધ રાખે છે, તે સંબંધ જાળવી રાખવા માટે તેઓએ પોતે પ્રયત્ન કરવો જોઇએ. તે સંબંધ કેવી રીતે જાળવી રાખી શકાય, તે પ્રભુ ઇસુ અહીં આગળ દેખાડે છે. તારણનો આધાર વિશ્વાસ પર રહે છે. ખ્રીસ્તના સુવાર્તાપ્રસારક કામમાં જે સંકટો તેઓને વેઠવાં પડશે, તેમાં આકાશી બાપ તેઓની ચિંતા રાખશે ખરો, પરંતુ તેઓ પોતે વિશ્વાસુ રહે એ જરૂરનું છે. જો કોઇ પણ શિષ્ય સઘળું વેઠીને પ્રભુ ઇસુ ખ્રીસ્તના માર્ગમાં ચાલવા તત્પર રહે, તો સતાવણી તથા મરણ આવે તેમ છતાં પણ ઇશ્વરની હજુરમાં તેની સર્વકાળની સલામતી રહેશે. પરંતુ દુનિયામાં ખ્રીસ્તની સાથે ઉઘાડી રીતે સામેલ થવાના પરિણામથી તે બીહે, અને "હળ પર હાથ દીધા પછી તે પછવાડે જુએ" (લુક ૯; ૬૨), તો ખ્રીસ્ત તેને ઇશ્વરની આગળ પોતાના શિષ્ય તરીકે કબુલ કરશે નહિ. ખ્રીસ્ત તથા તેના શિષ્યની વચ્ચેનો સંબંધ તે અન્યોન્ય સંબંધ છે, અને બન્ને બાજુએ ફરજો તથા જવાબદારી રહેલી છે. શિષ્યનું કલ્યાણ કરવામાં જેમ પ્રભુ ઇસુ કશું પાછું રાખતો નથી, તેમ પોતાના પ્રભુની સેવા કરવામાં શિષ્યે પણ કશું પાછું રાખવું નહિ. જો તે કંઇ પણ પાછું રાખે, તો ખ્રીસ્ત સાથેના સંબંધમાં જે આશીર્વાદ રહેલો છે, તેથી તે પોતાને હાથે પોતાને અલગ કરે છે.

પ્રેરિતોએ જે કામ કરવાનું હતું. તે પોતાની મુઠીમાં પ્રાણ લઇને કરવાનું હતું; માટે જરૂરનું હતું કે તેઓ સહુથી પહેલાં પોતાના તારનારને સંપૂર્ણ રીતે અર્પાઇ જાય; અને તેઓ એમ કરે તોજ તેઓ ટકી રહી શકે. તે કામને અંગે, માણસોમાં જે ભારેમાં ભારે દુ:ખ ગણાય છે, એટલે વહાલાંઓથી દૂર થવું અગર તેઓથી ધિક્કાર પામવો, તેનો પણ તેઓને અનુભવ થવાનો હતો. તેથી અધ્ય. ૧૦; ૨૧, ૨૨ પ્રમાણે તે અહીં આગળ એ મહાદુ:ખનું વિસ્તારથી વર્ણન કરે છે. આ ગંભીર વચનોનો ખુલાસો આપણા દેશનાં બધાં ખ્રીસ્તી ભાઇએનો પોતેજ કરી શકે છે. ખ્રીસ્તને કબુલ કરવાથી, કેટલી બધીવાર કલમ ૩૫ ને ૩૬ માંનું ગંભીર વચન આપણા દેશમાં આપણા ભાઇઓના અનુભવમાં પૂરૂં થએલું જાણવામાં આવ્યું છે? માણસ પોતાના બાપને ઉલટો, દીકરી પોતાની માને ઉલટી, ને વહુ

પોતાની સાસુને ઉલટી, એ પ્રમાણે ઘરમાંનાંજ માણુસો એકબીજાનાં વેરી થયાના કેટલા બધા દાખલા આપણે જોયા છે !

વળી પ્રાચીન મંડળીમાં 'ભાઇએ ભાઇને તથા બાપે દીકરાને મારી નંખાવવાને સારૂ સોંપી' દેવાના દાખલા પણુ બન્યા હતા. આપણા પ્રભુનાં ગંભીર વચનો સંપૂર્ણ રીતે પૂરાં થયાં છે. સ્તેફનના વખતથી માંડીને જે જે માણુસોએ ધર્મને અર્થે પ્રાણુત્યાગ કર્યો છે તે બધાએ ખ્રીસ્તના નામની ખાતર પોતાનો પ્રાણુત્યાગ કર્યો છે. તે "નામ" જો તેઓએ નાકબુલ કર્યું હોત તો તેઓનો બચાવ થયો હોત ; પરંતુ એવો બચાવ નહિ ગણુકારતાં, તેઓ અંત સુધી તે "નામ"ને વળગી રહ્યા, ને તેથી તેના કરતાં મોટો બચાવ તેઓ પામ્યા. તર્તલીયન પોતાના સમયના સતાવણી વેઠનારાઓના સંબંધમાં કહે છે, કે "અમે અમારો ગુનોહ કબુલ કરીએ છીએ ત્યારે અમારાં શરીરને અસહ્ય વેદના આપવામાં આવે છે ; અને નાકબુલ કરીએ છીએ, ત્યારે અમને છૂટા કરવામાં આવે છે. કેમકે આ લડાઇ તે તો એક 'નામ' વિષેની લડાઇ છે." છતાં અહીં આગળ, પોતાની હમેશની રીત પ્રમાણે, ખ્રીસ્ત એવું શિખવે છે કે દુનિયાની તમામ ફરજો કરતાં મારા પ્રત્યેની શિષ્યની ફરજ મોટી છે ; અને ગમે તેવાં દુ:ખો વેઠવાં પડે તો તે વેઠીને પણુ તે ફરજ અદા કરવી જોઇએ.

ખ્રીસ્તે સર્વ મનુષ્યોના આત્માઓ ઉપર તેમજ સર્વ માનવી સંસ્થાઓ ઉપર આ પ્રમાણે સર્વોપરીપણાનો દાવો કર્યો, તે વખતે તે સારી પેઠે જાણુતો હતો, કે મારો સ્વીકાર કરનારને મારો સ્વીકાર કર્યા બદલ તીવ્ર વિરૂદ્ધતા વેઠવીજ પડશે ; પરંતુ તે એવું પણુ જાણુતો હતો કે ઇશ્વરની સાથે મનુષ્યોનો સમાગમ થાય, અને પૃથ્વી પર કાયમને માટે શાંતિ સ્થાપિત થાય, તે સારૂ અંધકારના પરાક્રમીઓ સાથે આવી ભારે લડાઇ લડયા વગર છૂટકો નથી. તેથી તે કહે છે, કે "પૃથ્વી પર શાંતિ કરાવવાને હું આવ્યો છું એમ ન ધારો ; શાંતિ તો નહિ, પણુ તરવાર ચલાવવાને હું આવ્યો છું." પછી ઉપર બતાવ્યા પ્રમાણે તે તે વચનનો ખુલાસો કરે છે. 'તરવાર' શબ્દથી સતાવણી, તથા ખ્રીસ્તને કબુલ કરવાને લીધે ઘરસંસાર તથા જનસમાજમાં જે કંઇ ફાટફૂટ પડે, તે બધું દેખાડવામાં આવે છે.

રૂમી રાજ્યમાં અમુક પ્રકારના ગુનેહગારોને વધસ્તંભે જડીને મારી નાખવામાં આવતા હતા. હવે ઇસુ ખ્રીસ્ત જાણુતો હતો, કે મારા પ્રત્યે યહુદીઓના અધિકારીઓની અદેખાઇને લીધે, વહેલું મોડું રૂમી અધિકારીઓનું ધ્યાન સુવાર્તાની હીલચાલ ઉપર ખેંચાશે, અને તેથી મારૂં મરણ થશે ; એટલુંજ નહિ પણુ પ્રેરિતો તેની સાથે સામેલ થયા હતા તેને લીધે તેઓને પણુ મારી નાખવામાં આવે એવું જોખમ રહેલું હતું, તે પણુ તે જાણુતો હતો. તેથી તે તેઓને સાફ ચેતવણી આપે છે, કે જેઓ મારી સાથે વધસ્તંભ પર પ્રાણુ

આપતાં સુધી આવવા રાજી નથી, તેઓને આ હીલચાલમાં જોડાવાનું કંઇ કામ નથી. ગુનેહગાર માણસને પોતાનો વધસ્તંભ ઉંચકીને, જે જગાએ તે મરવાનો હોય, ત્યાં લઇ જવાની ફરજ પાડવામાં આવતી હતી. તે પરથી સુવાર્તાની સેવાને ખ્રીસ્ત એજ ઉપમા આપે છે; અને કહે છે, કે "પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ જે આવતો નથી, તે મારે યોગ્ય નથી." પ્રભુ ઇસુના કહેવાનો મૂળ અર્થ એજ હતો; પરંતુ તેની સેવાને અંગે જે કંઇ દુઃખ આપણે વેઠવું પડે, તે બધા દુઃખને તેના શબ્દો લાગુ પડે છે. તેમજ પોતાનો વધસ્તંભ ઉંચકીને તેની પાછળ ચાલવામાં શિષ્યનું ખરૂં કલ્યાણ સમાયલું છે, એવું પણ તે શિખવે છે. ૩૯મી કલમનો ભાવાર્થ આ પ્રમાણે છે, કે સતાવણીના સમયમાં પોતાનો જીવ બચાવવા ખાતર જે કોઇ મારો નકાર કરશે, તે પોતાનું આત્મિક જીવન ખોઇ નાખશે; પરંતુ ધર્મને અર્થે પ્રાણત્યાગ કરીને જે પોતાનો જીવ ખોઇ નાખશે, તેને તો અનંતજીવનનો અનુભવ થશે. ઇસુ ખ્રીસ્તના કહેવાનો મૂળ અર્થ એજ હતો, તથાપિ તેની સેવાને અર્થે જે માણસ સ્વત્યાગ કરશે, તેને પણ તેના સ્વત્યાગના પ્રમાણમાં આ વચનમાં રહેલા આશીર્વાદનો અનુભવ થશે.

(૫) તેઓના દુઃખમાં થનાર ભાગીદારને બદલો. ૧૦; ૪૦-૪૨.

**૪૦ જે તમારો આવકાર કરે છે તે મારો પણ આવકાર કરે છે, ને જે મારો આવકાર કરે છે તે મારા મોકલનારનો પણ આવકાર કરે છે. ૪૧ પ્રબોધકને નામે પ્રબોધકનો આવકાર જે કરે છે, તે પ્રબો-ધકનું ફળ પામશે; ને ન્યાયીને નામે ન્યાયીનો આવકાર જે કરે છે તે ન્યાયીનું ફળ પામશે. ૪૨ અને હું તમને ખચીત કહું છું કે શિષ્યને નામે જે કોઇ આ નાનામાંના એકને માત્ર ટાઢા પાણીનું પ્યાલું પીવાને આપે, તે તેનું ફળ પામ્યા વિના રહેશેજ નહિ.**

ઉપર બતાવ્યા પ્રમાણે પૂરી રીતે ખ્રીસ્તને અર્પાઇ જવાથી તથા સ્વત્યાગ કરવાથી એક ખાસ પરિણામ આવે છે, અને તે પર ઇસુ પોતાના પ્રેરિતોનું લક્ષ ખેંચે છે. પોતાના તારનારની સાથે આવો ગાઢો સંબંધ રાખવાથી, માણસો સાથેના તેઓના સંબંધ પર અસર થાય છે. આવી રીતે સ્વાર્પણ થએલો શિષ્ય પોતાના પ્રભુની સાથે એટલે સુધી એક થઇ જાય છે, કે યોહાનની રૂઢી પ્રમાણે બોલતાં એમ કહી શકાય, કે "તે બાપમાં છે ને બાપ તેનામાં છે." આવી રીતે ખ્રીસ્તની સાથે ઐક્યતાના સંબંધમાં આવવાથી પરિણામ એવું થાય છે, કે એકને જે કંઇ કરવામાં આવે, તે બધાંને કરવામાં આવે છે.

ખ્રીસ્તના સેવકોના પ્રયત્નથી માણસો જગતમાંથી નીકળીને ઇશ્વરને શરણે આવે, અને તેને લીધે તેઓને ભારે દુઃખ વેઠવું પડે, તે વખતે તેના સેવકોને દુઃખની લાગણી કેટલી બધી થતી હશે? યાજકોએ ઇસુના મિત્ર લાજરસને મારી

નાખવાનો મનસુબો કર્યો (યોહ. ૧૨ ; ૧૦, ૧૧), તે વખતે તેને કેટલી બધી લાગણી થઇ હશે? તેમજ ગેથસેમાને વાડીમાં ઇસુએ વિનંતી કરી, કે "જો તમે મને શોધતા હો તો આ માણસોને જવા દો" (યોહ. ૧૮ ; ૮) તે વખતે પણ, જેમ લાજરસ પર દુઃખ આવ્યું તેમ પ્રેરિતો પર પણ રખેને દુઃખ આવે, એ વિચારથી ઇસુને કેટલી બધી ચિંતા થઇ હશે? તો પ્રેરિતોના પ્રયત્ન વડે જેઓ સુવાર્તાનો સ્વીકાર કરશે, ને સુવાર્તાને અંગે જેઓની સતાવણી થશે, તેવાઓને લીધે પોતાના પ્રેરિતોને દુઃખની લાગણી કેટલી બધી થશે, ને તેઓના વિશ્વાસની કસોટી તથા પરીક્ષણ કેટલાં બધાં થશે, તે વિષે પ્રભુ ઇસુ ખ્રીસ્ત અગાઉથી જાણતો હતો. માટે અહીં આગળ તે તેઓને કહે છે, કે તેઓના પ્રયત્નદ્વારા જેઓ વિશ્વાસ કરશે, તેઓને જે કંઇ દુઃખ પડશે, તે તેઓને લીધે નહિ, પણ મારે લીધે તથા મારા વધસ્તંભને લીધે પડશે, પણ તેઓ પોતાનું ફળ પામ્યા વિના રહેશેજ નહિ.

આ વાતના દાખલા તરીકે ઇસુ ખ્રીસ્ત કહે છે, કે પ્રબોધકનો સ્વીકાર તે પ્રબોધક છે તેને લીધે જે કોઇ કરે છે, તેને પ્રબોધકનું ફળ મળશે ; ન્યાયી માણસનો સ્વીકાર તે ન્યાયી છે તેને લીધે જે કોઇ કરે છે, તેને ન્યાયી માણસનું ફળ મળશે ; અને આ નાનાંઓમાંના એકને તે શિષ્ય છે તેને લીધે જે કોઇ ટાઢા પાણીનો પ્યાલો પાશે, તે તેનું ફળ પામ્યા વિના રહેશેજ નહિ. પણ તે કેવું ફળ? ઉપર પ્રમાણે શિષ્યનું ફળ નહિ તો બીજું શું? પણ આવો ઉદારતા ભરેલો બદલો ક્યારે મળે? લેનાર શિષ્ય છે, એવું જાણીને જ્યારે આપનાર જાણીબુઝીને આપે ત્યારે.

## IV. ઇશ્વરનું જ્ઞાન તથા તેનો શબ્દ. અધ્ય. ૧૧; ૧–૧૩; ૫૨

### ૧. યોહાન બાપ્તિસ્મા કરનાર તરફથી આવેલા પ્રતિનિધિઓ
(અધ્ય. ૧૧; ૧-૧૯)

(૧) યોહાનનો પ્રશ્ન. ૧૧; ૧–૬.

**[1]અને ઇસુ પોતાના બાર શિષ્યોને આજ્ઞા આપી ચુકયો, ત્યારે એમ થયું કે બોધ કરવાને તથા વાત પ્રગટ કરવાને તે ત્યાંથી તેઓનાં નગરોમાં ગયો.**

**[2]હવે યોહાને કેદખાનામાં ખ્રીસ્તનાં કામ સંબંધી સાંભળીને પોતાના શિષ્યોને મોકલીને તેને પૂછાવ્યું, કે [3]આવનાર તે તુંજ છે, કે અમે બીજાની રાહ જોઇએ? [4]ત્યારે ઇસુએ તેઓને ઉત્તર દીધો, કે તમે જે જે સાંભળો છો ને જુઓ છો, તે જઇને યોહાનને કહી દેખાડો, કે [5]આંધળા દેખતા થાય છે, ને પાંગળા ચાલતા થાય છે, રકતપિત્તીઓ શુદ્ધ કરાય છે, ને બહેરા સાંભળતા થાય છે, મુએલા ઉઠાડાય છે, ને દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરાય છે. [6]અને જે કોઇ મારા સંબંધી ઠોકર નહિ ખાય તેને ધન્ય છે.**

આ સુવાર્તાના લેખકે પોતાના વાચકોની ઓળખાણ પ્રભુ ઇસુ ખ્રીસ્ત સાથે કરાવ્યા બાદ વિસ્તારથી તેનાં વચનો તથા કામોનું વર્ણન દાખલાસહિત કર્યું છે; તેમજ તેના સાથી કામદાર તથા તેઓનાં કામ વિષે પણ તેણે વાચકોને માહિતગાર કર્યા છે. આ વિભાગમાં આગળની વાતોને આધારે, ખ્રીસ્તના અસ્તિત્વનો ખુલાસો કરવામાં આવે છે, અને ઇશ્વરના જ્ઞાન તથા શબ્દ તરીકે તેનું વિવરણ કરવામાં આવે છે. આગળ જતાં તે વાતનું સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

બાર પ્રેરિતોને સુવાર્તાપ્રસાર કરવાને મોકલ્યા પછી ઇસુ ખ્રીસ્ત એકલો રહીને ઉપદેશ કરતો તથા માંદાંઓને સાંજા કરતો ફરે છે, એટલામાં આ બનાવ બન્યો (લુક ૭; ૧૮-૩૫). એક વરસ ઉપર હેરોદ આન્તિપાસે યોહાન બાપ્તિસ્મા કરનારને પકડાવીને મૃત સરોવરને પૂર્વ કાંઠે આવેલા માખીરસના કિલ્લામાં તેને બંદીખાને નાખ્યો હતો; તોપણ ઇસુનાં કામ વિષે યોહાન વારંવાર સાંભળતો હતો. એ ઉપરથી તેના મનમાં શક આવ્યો, અને જેમ જેમ વખત વીતતો ગયો, તેમ તેમ તે શક વધતો ગયો. ખ્રીસ્તનાં કામ વિષે તેણે સાંભળ્યું હતું ખરૂં, પણ જેવાં કામ તે ધારતો હતો તેવાં કામ તેને માલમ પડતાં નહોતાં. તોપણ મસીહના કામ સંબંધી યોહાનના વિચારો બીજાઓના કરતાં ઘણા ઉમદા

હતા: "તેનું સૂપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખળીને પૂરેપૂરી સાફ કરશે, ને પોતાના ઘઉં ભંડારમાં ભરશે, પણ ભુસું ન હોલવાનાર અગ્નિમાં તે બાળી નાખશે" (૩; ૧૨).

યોહાન બાપ્તિસ્મા કરનારનું ધારવું એવું હતું કે મસીહ પ્રથમ તો મોટો ધર્મસુધારક થશે, અને પ્રજાકીય જીવન શુદ્ધ કરશે; વળી તે એવું પણ ધારતો હતો, કે મસીહ "દેવનું હલવાન છે" (યોહ. ૧; ૨૯, ૩૬), એટલે યજ્ઞાર્થ હલવાન. એમ છતાં યોહાન ગુંચવણમાં પડયો, તેનું કારણ એ હતું કે આ અરસામાં મસીહ આ બેમાંનું એકે કામ કરતો જણાતો નહોતો. આ સમયે ઇસુ ખ્રીસ્ત પોતાના જમાનાની ભ્રષ્ટતા ઉપર હુમલો નહિ કરતાં, કામ તથા ઉપદેશ વડે, આકાશી પિતાના પ્રેમનો કૃપાવંત સંદેશો સંભળાવી રહેલો હતો. તેમજ આ અરસામાં તે સતાવણી, ખેદ તથા મરણ પણ સહન કરતો ન હતો; કેમકે તે દહાડાઓમાં જોકે તેના પર અધિકારીઓની અદેખાઇ વધતા પ્રમાણમાં થતી જતી હતી ખરી, તો પણ હજુ સમુદાયમાં તો તે લોકપ્રિય હતો (ઉપવાસ વિષે જુઓ ૯; ૧૪-૧૭). આ જોઇને યોહાનને મુઝવણ થઇ, કે આવનાર મસીહ ખરેખર આજ હશે કે કેમ? તેથી એ વાતની ખાતરી કરવા સારૂ તેણે પોતાના બે ચેલાઓને તેની પાસે મોકલ્યા. તેઓએ આવીને ઇસુને પ્રશ્ન પૂછયો, કે "આવનાર તે તુંજ છે, કે અમે બીજાની રાહ જોઇએ?"

ત્યારે ઇસુએ તેઓને શો જવાબ આપ્યો? પોતે કોણ છે એ વાતની શાસ્ત્રને આધારે તેણે કોઇ પણ જાતની દલીલ કરી, એમ નહિ. યોહાનના પ્રતિનિધિઓ આવી પહોંચ્યા એ અરસામાં માંદાઓને સાજાં કરવાના કામમાં તે રોકાએલો હતો, તેથી તે કામ ઉપર તેઓનું લક્ષ ખેંચીને તે કહે છે, કે "તમે જે જે સાંભળો છો ને જુઓ છો તે જઇને યોહાનને કહી દેખાડો." મસીહનાં કામ સંબંધી પવિત્ર શાસ્ત્રમાં અગાઉથી જે કહેવામાં આવ્યું હતું (યશા. ૩૫; ૫, ૬: ૬૧; ૧) તે પ્રમાણેજ આ કામ હતાં.

આ પ્રમાણે જ્યારે તેના અધિકારના સંબંધમાં તેને પ્રશ્ન પૂછવામાં આવ્યો, ત્યારે તેણે કોઇ પણ જાતની દલીલ કરી નહિ, પરંતુ કેવળ પોતાના કામ તરફ પ્રશ્ન પૂછનારનું ધ્યાન ખેંચ્યું. સામા માણસના હૃદયમાં વિશ્વાસ ઉપજાવવો હોય તો ઘણે ભાગે દલીલ બહુ સાર્થક નીવડતી નથી, પણ પ્રમાણિક માણસની સાક્ષી વધારે અસરકારક નીવડે છે. આ પરથી સુવાર્તાપ્રસારક કામની ખરી પદ્ધતિ આ જગાએ સૂચવવામાં આવે છે. આપણે સાક્ષી છીએ. જો આપણે પોતાના જાતઅનુભવને આધારે સાક્ષી પૂરીએ તોજ આપણે પ્રભુને અર્થે બીજાઓને મેળવી શકીએ. "તમે જે જે સાંભળ્યું છે અને જોયું છે તે જઇને માણસોને કહી દેખાડો."

(૨) યોહાન વિષે ખ્રીસ્તની સાક્ષી. ૧૧; ૭-૧૫.

[7] અને તેઓ પાછા જતા હતા ત્યારે ઇસુ યોહાન સંબંધી લોકોને
કહેવા લાગ્યો, કે તમે રાનમાં શું જોવા નીકળ્યા? શું પવનથી હાલતા
બરૂને? [8] પણ તમે શું જોવા નીકળ્યા? શું ઝીણાં લુગડાં પહેરેલા
માણસને? જુઓ, જેઓ ઝીણાં લુગડાં પહેરે છે તેઓ રાજમહેલોમાં
છે. [9] તો તમે શું જોવા નીકળ્યા? શું પ્રબોધકને? હું તમને કહું છું, કે
હા, પ્રબોધક કરતાં જે ઘણો અધિક તેને. [10] જેના સંબંધી એમ લખેલું
છે, કે

જો, હું મારા દૂતને તારા મોં આગળ મોકલું છું,
જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,

તે એજ છે. [11] હું તમને ખચીત કહું છું, કે સ્ત્રીઓથી જેટલા જનમ્યા
છે, તેઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર કરતાં કોઇ મોટો ઉત્પન્ન થયો
નથી; તો પણ આકાશના રાજ્યમાં જે નાનો તે પણ તેના કરતાં મોટો
છે. [12] અને યોહાન બાપ્તિસ્મા કરનારના વખતથી તે હજી સુધી
આકાશના રાજ્ય પર બળાત્કાર કરાય છે, ને બળાત્કાર કરનારાઓ
બળાત્કારથી તે લઇ લે છે. [13] કેમકે બધા પ્રબોધકોએ તથા નિયમ-
શાસ્ત્રે યોહાન લગી પ્રબોધ કર્યો છે. [14] અને જો તમે માનવા ચાહો
તો એલીયાહ જે આવનાર છે તે એજ છે. [15] જેને સાંભળવાને કાન
છે તે સાંભળે.

યોહાનના પ્રતિનિધિઓ સાથે ઇસુને જે વાતચીત થઈ, તે સમુદાયે તથા કેટલાક ફરોશીઓએ અને શાસ્ત્રીઓએ બરાબર ધ્યાન દઇને સાંભળી હતી (લુક ૭; ૩૦). યોહાને એક મોટા માણસ તરીકેની નામના પ્રાપ્ત કરી હતી, અને જ્યાં સુધી તે છૂટો હતો ત્યાં સુધી તો તે નામના ટકી રહી હતી, કારણ કે લોકોનાં ટોળેટોળાં તેની પાછળ જતાં હતાં. પરંતુ હેરોદ રાજાએ તેને પકડાવીને બંદીખાનામાં નાખ્યો, ત્યારે તેનો અધિકાર ઉઠી ગયો છે, એમ ધારીને તેના દુર્ભાગ્યપણાના સમયમાં લોકો તેનો તિરસ્કાર કરવા તથા તેને મહેણાં મારવા લાગ્યા. એવા કેટલાક તિરસ્કારયુક્ત શબ્દો ઇસુને કાને પડયા હોય એવું લાગે છે. તે શબ્દો કયા કયા?

૧. "પવનથી હાલતું બરૂ" (કલમ ૭). યોહાને પૂછાવેલા પ્રશ્નને લીધે તેઓને એવો વહેમ આવ્યો, કે યોહાન અસ્થિર માણસ છે; એટલે આજે જે વાત તેણે માની લીધી હોય તેના પર તે બીજે દહાડે શક લાવે, એવો છે. ઇસુ પૂછે છે, કે તમે તેની પાછળ રાનમાં ગયા ત્યારે તે તમને પવનથી હાલતા બરૂ જેવો અસ્થિર લાગ્યો શું?

૨. "ઝીણાં લુગડાં પહેરેલો માણસ" (કલમ ૮). એટલે એશઆરામ ભોગવનાર રાજદરબારી માણસ. "યોહાન રાજાની ઇચ્છાને આધીન થઇ ગએલો છે; ખેદથી તે નરમ થએલો છે; અને થોડા વખતમાં વળી તે રાજાનો માણસ થઇ જશે, ને ઝીણાં લુગડાં પહેરનાર થશે!" એવા તિરસ્કારયુક્ત શબ્દો ઇસુને કાને પડયા હશે, જેથી તેણે તેઓને કહ્યું, કે તમે તેની પાછળ રાનમાં ગયા ત્યારે તે તમને એવો લાગ્યો શું?

૩. જો યોહાન ખરો "પ્રબોધક" (કલમ ૯) હોત તો ઇસુ ખરો મસીહ છે કે કેમ, તે તે જાણત, એવી વાત પણ થતી હશે. તેથી ઇસુ તેઓને પ્રશ્ન કરે છે, કે "તેને શું સમજીને તમે તેની પાછળ પાછળ ફર્યા? શું પ્રબોધક સમજીનેજ તમે તેની પાછળ નથી ફર્યા? હું કહું છું કે તે પ્રબોધક કરતાં મોટો છે, કારણ કે પ્રબોધકોને તો આવનાર મસીહ વિષે માત્ર સ્વપ્ન થયાં હતાં, પણ આ યોહાન તો શાસ્ત્રના કહ્યા પ્રમાણે (મલ. ૩; ૧) તેનો ખાસ એલચી થયો છે." (૩; ૧-૧૨ સુધીનો ખુલાસો વાંચો.)

પુરાતન પ્રબોધકે જણાવ્યું હતું કે મસીહના આવ્યા પહેલાં એલીયાહ પ્રગટ થશે, અને મસીહનો સ્વીકાર કરવા માટે તે પ્રજાને તૈયાર કરશે (મલ. ૪; ૫, ૬), એ વાતમાં રહેલું રહસ્ય યોહાનના આવવાથી ખરૂં પડયું. આ તો કોઇ સાધારણ પ્રબોધકનું કામ નહોતું. તો પણ ખ્રીસ્ત કહે છે, કે "આકાશના રાજ્યમાં જે નાનો તે પણ તેના કરતાં મોટો છે." એટલે આકાશના રાજ્યમાં, આત્મિક બાબતોમાં જે સૌથી પાછળ પડેલો તે જુના કરારમાંના મોટામાં મોટા પુરુષ કરતાં પણ મોટો છે. પણ શી બાબતમાં મોટો? આશીર્વાદની પ્રાપ્તિની બાબતમાં. જે રાજ્ય સ્થાપવાને ઇસુ ખ્રીસ્ત આવ્યો, તેને માટે યોહાને રસ્તો સિદ્ધ કર્યો ખરો, પરંતુ તે પોતે તેમાં પ્રવેશ પામ્યો નહિ; તેથી તેમાં પ્રવેશ પામેલાઓમાંના નાનાઓમાં નાનાનો આશીર્વાદ યોહાનના કરતાં મોટો ગણાય. આવી રીતે યોહાન બાપ્તિસ્મા કરનારની મોટાઇની શી બાબતમાં હદ બાંધેલી હતી, તે ખ્રીસ્ત જણાવે છે. આ વાત બરાબર સમજવા માટે ૧૨મી તથા ૧૩મી કલમોને ઉલટસુલટ કરવાની જરૂર છે; કેમકે પવિત્ર હસ્તલેખોનો ઉતારો કરવામાં, જેમ ઘણી જગાએ થયું છે, તેમ અહીં આગળ પણ આ બે કલમો ઉલટસુલટ થઇ ગઇ છે. આ કલમો આ પ્રમાણે વાંચવી જોઇએ: "બધા પ્રબોધકોએ તથા નિયમશાસ્ત્રે યોહાન લગી પ્રબોધ કર્યો છે. અને યોહાન બાપ્તિસ્મા કરનારના વખતથી તે હજુ સુધી આકાશના રાજ્ય પર બળાત્કાર કરાય છે, ને બળાત્કાર કરનારાઓ બળાત્કારથી તે લઇ લે છે." કોઇ શહેરને બળાત્કારથી કબજે લેવાની ઉપમા આ

વાક્યોમાં રહેલી છે. ખ્રીસ્તના કહેવાનો ભાવાર્થ શો છે તે જુઓ: નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોની પ્રાચીન વ્યવસ્થા યોહાનના સમય સુધી ટકી રહી હતી; અને તેણે મસીહના એલચી તરીકે આકાશના રાજ્યના આગમનની વાત જાહેર કરી હતી. પરંતુ દુર્ભાગ્યની વાત એ હતી, કે તે રાજના સંબંધમાં તેને ગેરસમજ ઉત્પન્ન થઇ હતી, અને તે કારણે મસીહનું વર્ણન કરતાં તે તેને ક્રોધાયમાન તથા પરાક્રમી પ્રજાકીય સુધારક તરીકે પ્રગટ કરતો હતો (૩; ૧૨). તે જમાનાની ફિતૂર કરવાની હીલચાલને પુષ્ટિ મળે એવું યોહાનના ઉપદેશનું રૂપ હતું. ઇતિહાસકર્તા યોસેફ્સ જણાવે છે, કે "યોહાન ફિતૂર કરવા લોકોને ઉશ્કેરશે, એવી બીકથી હેરોદ આન્તિપાસે તેને પકડાવીને બંદીખાનામાં નંખાવ્યો." જોકે સુવાર્તિકો બીજું કારણ બતાવે છે ને તે પણ ખરૂં છે; છતાં અહીં આગળ ઇતિહાસકર્તાની વાતને ઇસુનો ટેકો મળે છે. કેમકે યોહાનના વખતથી માંડીને યહુદી દેશભક્તો પોતાની પ્રજાનો છૂટકો બળાત્કારથી કરવાની આશા રાખતા હતા, અને તેમ કરવાના સારામાં સારા લાગની તેઓ રાહ જોતા હતા. જે રાજ્યની આશા યોહાન રાખતો હતો તે તો ખરૂં જોતાં આકાશનું રાજ્ય નહિ, પણ આ દુનિયાનું, બળાત્કારથી સ્થાપન થએલું, રાજ્ય હતું; અને તે કારણને લીધે, જોકે તે મોટો હતો, હા, પ્રબોધક કરતાં મોટો હતો, તોપણ આકાશના રાજ્યનો નમ્રમાં નમ્ર ચેલો, જેનામાં પ્રભુનો આત્મા હોય, તેના કરતાં તે નાનો ગણાય.

"જેને સાંભળવાને કાન છે તે સાંભળે." એવા શબ્દો વારંવાર વાપરીને ઇસુ ખ્રીસ્ત એવું શિખવતો હતો, કે જેઓનાં હૃદય તૈયાર થઇ ગયાં છે, તેઓજ આત્મિક સત્યનો સ્વીકાર કરી શકે છે.

(૩) પ્રભુ ઇસુ પોતાના જમાનાના લોકોને વખોડે છે. ૧૧; ૧૬-૧૯.

**૧૬ પણ આ પેઢીને હું શાની ઉપમા આપું? તે છોકરાંના જેવી છે, કે જેઓ ચૌટાંઓમાં બેસીને પોતાના સાથીઓને હાંક મારતાં કહે છે, કે ૧૭ અમે તમારી આગળ વાંસળી વગાડી, પણ તમે નાચ્યા નહિ; અમે શોક કીધો, પણ તમે રડયા નહિ. ૧૮ કેમકે યોહાન ખાતોપીતો નથી આવ્યો, છતાં તેઓ કહે છે, કે તેને ભૂત વળગ્યું છે. ૧૯ માણસનો દીકરો ખાતોપીતો આવ્યો, છતાં તેઓ કહે છે, કે જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર! પણ જ્ઞાન પોતાનાં કૃત્યોથી યથાર્થ ઠરે છે.**

ગામનું ચોટું તે છોકરાંને માટે રમવાની જગા હતી. તે જમાનાના લોકો પહેલાં યોહાનની સામા થયા, ને ત્યાર પછી ઇસુની સામા થયા. તેથી પ્રભુ ઇસુ

તેઓને, અને ખાસ કરીને ફરોશીઓને, રમતમાં લડનારાં છોકરાંની ઉપમા આપે છે. પ્રથમ તેઓને લગ્નનૃત્ય રમવું હતું, પણ યોહાન તેઓની વાંસળીથી નાચ્યો નહિ. તેના તપસ્વીપણાને કારણે તેઓને ખોટું લાગ્યું. તે તો જેમ જોઇએ તેમ આનંદ કરતો નહોતો ; તેથી તેઓ તેના વિષે કહેતા હતા, કે તેનામાં ઉદાસપણાનો આત્મા છે. ત્યારપછી તેઓને દફનનું નાટક ભજવવું હતું ; પણ ઇસુ તેઓના વિલાપમાં ભાગીદાર ન થયો. તે તો લગ્નમાં તથા મિજબાનીમાં જતો હતો, તેથી તેને "ખાવરો ને દારૂબાજ માણસ" અને "દાણીઓનો તથા પાપીઓનો મિત્ર" એવાં નામ તેઓ આપતા હતા. કોઇ પણ રીતે તેઓ રાજી થાય એવું નહોતું.

"જ્ઞાન પોતાનાં કૃત્યોથી યથાર્થ ઠરે છે." આ તો યહુદી જ્ઞાનીઓની એક કહેવત હતી. તે કહેવતનું બીજું રૂપ પણ હતું, એટલે "જ્ઞાન પોતાનાં છોકરાંથી યથાર્થ ઠરે છે." હવે યહુદીઓના આત્મિક જીવનના ઇતિહાસ પરથી જોઇ શકાય છે કે એક મોટા વિચાર તરફ તેઓનાં મન આકર્ષાતાં હતાં ; અને ઘણા સેકાઓ સુધી યહુદીઓની જે પ્રજાકીય આશા હતી તે, એ વિચારથી, વિપત્તિના સમયમાં સતેજ કરવામાં આવતી હતી. એ વિચાર તો મસીહ વિષેનો વિચાર હતો. તેઓનાં ઉમદામાં ઉમદા સાહિત્ય એ વિચારથી પ્રેરાયલાં છે, તે સૌ કોઇ જાણે છે. પરંતુ તેની સાથે તેઓનો બીજો એક મોટો વિચાર હતો ; જેના પર, મારા ધારવા પ્રમાણે, ઓછું ધ્યાન આપવામાં આવ્યું છે, એટલે જ્ઞાનનો વિચાર. પહેલો વિચાર આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તમાં પૂરો થાય છે, તેથી તે હરકોઇના ધ્યાનમાં આવ્યા વગર રહે નહિ. પરંતુ આ બીજો વિચાર પડતો મૂકવામાં આવે, તે સ્વાભાવિક છે. વિચાર કરી જોતાં આપણને માલમ પડશે, કે યહુદીઓના વિચારો તથા સાહિત્યોમાં "જ્ઞાનવિષયક સાહિત્ય"નું સ્થાન ઘણું મોટું હતું. કેમકે જુના કરારમાં એટલુંજ નહિ પણ અપોક્રિફામાં પણ જેને "જ્ઞાનસાહિત્ય" નામ આપવામાં આવે છે, એવાં પુસ્તકો ઘણાં છે : મુખ્યત્વે કરીને "નીતિવચનો," "સભાશિક્ષણ" તથા "સુલેમાનનું જ્ઞાન." જેમ મસીહ, તેમ જ્ઞાન પણ, એક વ્યક્તિ હોય તેવી રીતે તે પુસ્તકોમાં 'જ્ઞાન'નું વર્ણન કરેલું છે (સરખાવો નીતિવચન અધ્ય. ૮, ૯). તે જ્ઞાન ઇશ્વરી જ્ઞાન છે ; અને જગત સ્થપાયા અગાઉથી 'ઇશ્વરનો ઇરાદો' ઇશ્વર સાથે અસ્તિત્વ ધરાવનાર હતો, તથા ઉત્પત્તિના કામમાં તેના અવેજી તરીકે હતો, એવું વર્ણન કરવામાં આવેલું છે.

આ જ્ઞાનના વિચારની અસર યહુદીઓના મન ઉપર કેટલી બધી થઇ હતી તે ઉપર દેખાડેલાં જ્ઞાનવિષયક સાહિત્યો ઉપરથી જણાય છે. તે જ્ઞાનની શોધમાં ઇસ્રાએલના જ્ઞાનીઓ ઘણા સૈકા સુધી રોકાએલા હતા, અને તે શોધનું વર્ણન વિશેષ ચિત્તાકર્ષક રીતે અયૂબના પુસ્તકના ૨૮મા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. ત્યાં તેજ વાત ચર્ચાવવામાં આવે છે. લેખકનો વિચાર એવો જણાય છે કે

જ્ઞાનનો માર્ગ જો મળે તો દુનિયા વિષેના ઇશ્વરના સદાકાલિક ઇરાદાઓનો ખુલાસો થાય; પરંતુ સૃષ્ટિની બારીક તપાસ કરવાથી "જ્ઞાન ક્યાંથી આવે છે અને બુદ્ધિનું સ્થળ ક્યાં છે" તે માલમ પડતું નથી. પૃથ્વીની ખાણોમાં, અને સમુદ્રના તળીયામાં તપાસ કરવાથી સઘળી કિમ્મતી વસ્તુઓને ખુલ્લી કરવામાં આવે છે, જેમકે હીરા, મોતી, સોનું, રૂપું વગેરે. પણ જે "અતિ મૂલ્યવાન મોતી" છે તે તેઓમાં નથી. "ઉંડાણ કહે છે, કે તે મારામાં નથી, અને સમુદ્ર કહે છે કે તે મારી પાસે નથી" (અયૂ. ૨૮; ૧૪). ત્યાર પછી ભૂમધ્ય સમુદ્રના પૂર્વના કાંઠા ઉપર લેખક આપણને ઉભા રાખે છે, અને પ્રાચીન દુનિયાનો વેપાર ચારે દિશા તરફ લઇ જનારા વેપારીઓની સાથે આપણી ઓળખાણ કરાવે છે. પરંતુ તેઓએ પોતાની સઘળી લાંબી મુસાફરીઓમાં તેના વિષે કંઇ સાંભળ્યું નથી, તેમજ તે લેવાને તેઓનું સઘળું દ્રવ્ય બસ પણ થાય નહિ. છેવટે નીચલી દુનિયાના પરાક્રમીઓને—વિનાશ તથા મૃત્યુને— પૂછવામાં આવે છે; ત્યારે તેઓ કહે છે, કે "અમે અમારા કાનોએ માત્ર તેની અફવા સાંભળી છે" (અયૂ. ૨૮; ૨૨). તોએ એવો માર્ગ છે તે વિષે લેખકને ખાતરી છે! "ઇશ્વર તેનો માર્ગ સમજે છે, અને તેજ તેનું સ્થળ જાણે છે." "કોઇ શિકારી પક્ષી તે રસ્તો જાણતું નથી, અને બાજ પક્ષીની આંખે પણ તે જોયો નથી; મદોન્મત્ત પશુના પગ ત્યાં પડયા નથી, અને વિકાળ સિંહ પણ ત્યાં થઇને ગયો નથી" (અયૂ. ૨૮; ૭, ૮). ઇસુ કહે છે કે તે માર્ગ હું છું (યોહ. ૧૪; ૬).

તો તેનાં છોકરાં કોણ? જેઓ તેના વિદ્યાર્થીઓ છે, તેના પગ પાસે બેસે છે, ને તેના શિક્ષણનો લાભ લે છે તેઓ. જેમ લખેલું છે, કે "જ્ઞાન પોતાના દીકરાઓને ઉંચા કરે છે, ને જેઓ તેની શોધ કરે છે, તેઓને તે પકડી રાખે છે" (સભાશિક્ષણ ૪; ૧૧).

આપણા પ્રભુના કહેવાનો અર્થ એવો જણાય છે, કે હું યહુદીઓની બધી આશાઓ પૂર્ણ કરવા આવ્યો છું. હું ઇશ્વરનું જ્ઞાન તથા તેનો સનાતન શબ્દ છું; અને જેમ યોહાનના સંબંધમાં તેમ મારા સંબંધમાં પણ ટીકા કરવામાં આવે છે, તોપણ મારાં કૃત્યો મને યથાર્થ ઠરાવે છે. અથવા તે કહેવતના બીજા રૂપ પ્રમાણે ખ્રીસ્તના કહેવાનો અર્થ એવો જણાય છે, કે જેઓ દૈવી જ્ઞાનના ખરા શોધક છે, તેઓને મારા સંબંધી ઠોકર ખાવાનું કારણ મળે એ સંભવિત નથી. જેઓ ઇશ્વરથી શિક્ષણ પામેલા હતા, તેઓને માટે તો યોહાન તથા ઇસુ બન્ને તારણના સેવકરૂપ થઇ પડયા હતા. બન્નેને ઇતિહાસે યથાર્થ ઠરાવેલા છે.

## ૨. વિરૂદ્ધતાની વૃદ્ધિ (અધ્ય. ૧૧; ૨૦–૩૦)

અત્યાર સુધી ખ્રીસ્તનું કામ શાંતિથી ચાલતું આવ્યું હતું. કાપરનાહુમમાં એટલુંજ નહિ, પણ આખા ગાલીલ પ્રાંતમાં તેના ઉપદેશ તથા ચમત્કારોની અસર

એવી થઇ હતી, કે પુરાતન વખતથી જેની આશા રાખવામાં આવી હતી, તેજ મસીહ આવ્યો છે, એવી તેની કીર્તિ ફેલાઇ ગઇ (૪; ૨૩-૨૫). મસીહના રાજ્ય સંબંધી લોકોના જે ખોટા વિચારો હતા તેને લીધે તે પોતે નાખુશ થતો હતો એટલુંજ નહિ, પણ અનેક જાતનાં જોખમ ઉભાં થયાં હતાં; તો પણ તેની સાથે ઘણાઓએ તેની કૃપાનો મહિમા જોયો હતો, ઘણા તેના શિષ્યો થઇ ગયા હતા, અને બાર પ્રેરિતો પણ તેણે મેળવ્યા હતા. અત્યાર સુધી તેનું કામ સંપૂર્ણ સફળ થતું હોય, એવો દેખાવ ઉપર ઉપરથી હતો; પરંતુ સાધારણ જનસમુદાયનાં વખાણ મધ્યે ફરોશીઓ, અને ખાસ કરીને તેઓમાં જે જ્ઞાની તથા શાસ્ત્રીઓ કહેવાતા હતા, તેઓના ગુસ્સાનો અવાજ વધારે ને વધારે સ્પષ્ટતાથી સંભળાતો હતો. અત્યાર સુધી તેઓએ પોતાની વિરૂદ્ધતા ઉઘાડી રીતે પ્રગટ કરી નહોતી, પણ હવે પછી તેઓએ ઇસુની સામે રાતદિવસ યુદ્ધ જારી રાખ્યું. અહીંથી માંડીને વધસ્તંભ સુધીનો ખ્રીસ્તનો ઇતિહાસ ઘણોજ ગંભીર અને દુઃખ ભરેલો છે. એ દુઃખમય ઇતિહાસનું વર્ણન શરૂ કર્યા પહેલાં માત્થી સુવાર્તિક પ્રભુ ઇસુનાં બે મોટાં વચનો રજુ કરે છે:—

(૧) ગાલીલનાં શહેરોની મંદ સ્થિતિ. ૧૧; ૨૦-૨૪.

**[૨૦] ત્યારે જે નગરોમાં તેનાં પરાક્રમી કામો ઘણાં થયાં હતાં, તેઓએ પસ્તાવો નહિ કીધો, માટે તે તેઓ ઉપર દોષ મૂકવા લાગ્યો, કે [૨૧] ઓ ખોરાઝીન, તને હાય! હાય! ઓ બેથસાઇદા, તને હાય! હાય! કેમકે જે પરાક્રમી કામો તમારામાં થયાં, તે જો સૂર તથા સીદોનમાં થયાં હોત, તો તેઓએ તાટ તથા રાખમાં બેસીને ક્યારનો પસ્તાવો કર્યો હોત. [૨૨] વળી હું તમને કહું છું કે ન્યાયકાળે સૂર તથા સીદોનને તમારા કરતાં સહેલ પડશે. [૨૩] અને, ઓ કાપરનાહુમ, તું આકાશ સુધી ઉંચું કરાશે શું? તું પાતાળ સુધી નીચું ઉતરશે; કેમકે જે પરાક્રમી કામો તારામાં થયાં તે જો સદોમમાં થયાં હોત, તો તે આજ લગી રહેત. [૨૪] વળી હું તમને કહું છું, કે ન્યાયકાળે સદોમ દેશને તારા કરતાં સહેલ પડશે.**

આ સુવાર્તાની અભ્યંતર સાક્ષી પરથી, તેમજ લુક પોતાની સુવાર્તામાં જ્યાં આગળ આ વાત દાખલ કરે છે (લુક ૧૩; ૧૦-૧૫) તે જગા પરથી, જણાય છે, કે ગાલીલમાં ઇસુએ કરેલી સેવાના છેલ્લા સમય સાથે આ વાત સંબંધ ધરાવે છે.

હઠીલી રાજધાનીમાં પોતાનો છેલ્લો સમાચાર સંભળાવવા માટે અને ત્યાં પોતાનો પ્રાણ આપવા માટે આપણો પ્રભુ યરૂશાલેમ જવાની પોતાની છેલ્લી મુસાફરીમાં નીકળતો હતો, અને ડુંગરના ઢોળાવના રસ્તા પર જતાં જતાં જે શહેરોમાં તેણે પોતાનો કૃપાવંત સમાચાર સંભળાવ્યો હતો ને પોતાના કૃપાવંત

ચમત્કારો કર્યા હતા, તે બધાં શહેરો તેના જોવામાં આવ્યાં, ત્યારે આ હૃદયભેદક વિલાપ તેના મુખમાંથી નીકળ્યો. આ શહેરોએ જે પ્રસંગ ખોઇ નાખ્યો હતો ને પોતા પર દોષ આણ્યો હતો, તેને લીધે ઇસુ ખ્રીસ્ત વિલાપ કરે છે. પોતાની ધર્મસેવા બજાવતાં, મોટામાં મોટા ચમત્કારો આ ગાલીલ પ્રાંતનાં શહેરોમાંજ તેણે કર્યા હતા. એ શહેરોમાંનાં ત્રણ અહીં આગળ સંબોધવામાં આવેલાં છે:—

ખોરાજીન:—આ શહેર ગાલીલ સરોવરની ઉતર દિશાના કાંઠાથી થોડે દૂર આવેલું હતું, ને કાપરનાહુમથી ચાર માઇલ વેગળું હતું. ધ્યાનમાં લેવા જેવી વાત એ છે, કે જો કે ઇસુએ આ શહેરમાં ખાસ કામ કર્યું હતું એવું અહીં જણાવવામાં આવે છે, તો પણ સુવાર્તાઓમાં અન્ય કોઇ સ્થળે તેનું નામ આવતું નથી. એ ઉપરથી જણાય છે કે ઇસુએ જે કામ કર્યું, તેનો માત્ર ટુંક હેવાલ આપણી પાસે છે (સરખાવો યોહ. ૨૧; ૨૫).

બેથસાઇદા:—આ બેથસાઇદા જુલિયસ, યરદન નદીને પેલે પાર, ખોરાજીનથી ત્રણ માઇલ દૂર આવેલું હતું (લુક ૯; ૧૦). તે પ્રદેશમાં ખ્રીસ્તે પાંચ હજાર માણસોને જમાડયા હતા (૧૪; ૧૩–૨૧. માર્ક ૬; ૩૦–૪૪. લુક ૯; ૧૦–૧૭. યોહ. ૬; ૧–૧૪). જે પરાક્રમી કામો ત્યાંના લોકોએ જોયાં હતાં, તેથી તેઓના હૃદયમાં વિશ્વાસ ઉત્પન્ન થાય એવી આશા સ્વાભાવિક રીતે રાખી શકાય, પરંતુ એ આશા ફળીભૂત થઇ નહિ. ઇસુ ખ્રીસ્તે ઘણું વાવ્યું હતું, પણ થોડુંજ લણ્યું હતું. તેથી ગાલીલથી વિદાય થતાં, સૂર તથા સીદોનમાં તે થોડીજ મુદત સુધી રહ્યો હતો, છતાં એટલામાં તેનો કેવો આવકાર થયો હતો, એ તેને યાદ આવે છે! (માર્ક ૭; ૩૧).

કાપરનાહુમ:—દુનિયાનાં તમામ શહેરોમાં જો કોઇ વિશેષ આશીર્વાદ પામેલું શહેર હોય તો તે કાપરનાહુમ હતું; કેમકે તેમાં આપણા પ્રભુએ વાસો કર્યો હતો. તેના મહોલ્લામાં રોજરોજ તેના આશીર્વાદિત પગ ફર્યા હતા, અને ત્યાંના લોકોએ રોજરોજ તેનું કૃપાવાન મુખ જોયું હતું. આવા અલભ્ય લાભની જેણે અવગણના કરી તેનો દોષ કેટલો મોટો ગણાય!! બાબેલના ગર્વિષ્ઠ રાજાને જે વચન કહેવામાં આવ્યું હતું (યશ. ૧૪; ૧૩–૧૫) તેજ વચન પ્રભુ ઇસુ કાપરનાહુમને લાગુ કરે છે. ખરેખર! પોતાના સ્વર્ગીય ત્રાતાનો નકાર કરવાને કારણે, યહુદી લોકો પર રૂમીઓ તથા બીજા વિદેશી શત્રુઓને હાથે જે ભારે આફત આવી પડી, તે વેઠવામાં ગાલીલ પ્રાંત પૂરી રીતે ભાગીદાર થયો. ગાલીલ પ્રાંતનાં શહેરો સદોમ તથા ગમોરાહની

માફક તદ્દન નાશ પામ્યાં, અને કાપરનાહુમ તો ક્યાં આગળ હતું તેનું નામનિશાન પણ હાલ રહેલું નથી.

(૨) માનવી ગરજની સાથે પ્રભુ ઈસુની સહલાગણી. ૧૧; ૨૫-૩૦.

[25]તે વેળા ઇસુએ કહ્યું, કે ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના પ્રભુ,
હું તારી સ્તુતિ કરૂં છું, કેમકે જ્ઞાનીઓ તથા તર્કશાસ્ત્રીઓથી તેં એ
વાતો ગુપ્ત રાખી, ને બાળકોની આગળ પ્રગટ કીધી છે. [26]હા, ઓ
બાપ, કેમકે તને એવું સારૂં લાગ્યું. [27]મારા બાપે મને સઘળું સોંપ્યું
છે; ને બાપ વગર દીકરાને કોઇ જાણતો નથી, ને દીકરા વગર, તથા
જેને દીકરો પ્રગટ કરવા ચાહે તેના વગર, બાપને કોઇ જાણતો નથી.
[28]ઓ વૈતરૂં કરનારાઓ તથા ભારથી લદાએલાઓ, તમે સઘળા મારી
પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. [29]મારી ઝુંસરી તમે
પોતા પર લો, ને મારી પાસે શીખો; કેમકે હું મનમાં નમ્ર તથા
રાંકડો છું, ને તમે તમારા જીવમાં વિસામો પામશો. [30]કેમકે મારી
ઝુંસરી સહેલ, ને મારો બોજો હલકો છે.

પ્રભુ ઇસુના સેવાકાર્યના છેલ્લા સમયમાં કાપરનાહુમના લોકો પર તેના ચમત્કારોની અસર થએલી જણાય છે. પરંતુ ફરોશીઓના દબાણને લીધે તેઓ ઢચુપચુ કરતા હતા. ઇસુના ચમત્કારોથી સામાન્ય લોકોમાં જે હોંસ ઉત્પન્ન થઇ હતી, તે ઘણું કરીને નિરર્થક તથા તેના કામમાં ખલેલ પહોંચાડે એવી હતી; કેમકે મસીહ સંબંધીના ખોટા વિચારો પર તે હોંસ હમેશાં આધાર રાખતી હતી. પરંતુ જ્યાં જ્યાં પ્રભુ ઇસુએ શબ્દથી કે કૃત્યથી પોતાનો સમાચાર પ્રગટ કર્યો હતો, ત્યાં ત્યાં અમુક જનો પોતાનાં પાપની માફી, દુઃખમાં દિલાસો ને આત્મિક ભૂખની તૃપ્તિ પામ્યાં હતાં. આ નમ્ર લોકો જગતની દૃષ્ટિએ ભલે હલકા ગણાતા હોય, તોપણ તેઓને સારૂ ઇસુ ખ્રીસ્ત ઉપકારસ્તુતિ કરે છે. ઇસુએ પોતાની આગળ જે સિત્તેર શિષ્યોને મોકલ્યા હતા, તેઓનું કામ સફળ થયાની ખબર જ્યારે તેણે સાંભળી ત્યારે, યરૂશાલેમમાં છેલ્લી વાર જતાં, આ ઉપકારસ્તુતિનાં વચનો (કલમ ૨૫-૨૭) તે બોલ્યો હતો (લુક ૧૦; ૨૧, ૨૨).

એક સૈકાથી વધારે વખત પછી સેલ્સસ નામના એક તત્ત્વજ્ઞાનીએ, ઇસુના આ શબ્દોને આધારે ખ્રીસ્તી ધર્મની વિરૂદ્ધ તિરસ્કારયુક્ત વાત લખી. તે કહે છે કે “ આ સમાજની સંગતમાં પ્રવેશ પામવાની શરતો કેવી છે તે જુઓ, તો કોઇ ભણેલો, ડાહ્યો કે બુદ્ધિવંત માણસ તેની સન્નિદ્ધ ન આવે; કેમકે આપણામાં એવી વાતો ભુંડી ગણાય છે. પરંતુ જો કોઇ અભણ, અક્કલ વગરનો, અણુકેળવાયલો કે બાળક હોય તો તે હિમ્મતથી આવે.” ઇતિહાસના દરેક પૃષ્ઠ પર જે પાઠ સ્પષ્ટ રીતે લખાયલો છે, તે આ તત્ત્વજ્ઞાનીએ પોતાની મગજશક્તિને લીધે અભિ-

માન કરતાં પડતો મૂક્યો છે. તેજ પાઠ પ્રેરિત પાઉલ કોરીંથની મંડળીના જ્ઞાનીઓને શિખવવા મહેનત કરે છે: "ભાઇઓ, તમે તમારા તેડાને લક્ષમાં રાખો, કે જગતમાં ગણાતા ઘણા જ્ઞાનીઓને, ઘણા પરાક્રમીઓને, ઘણા કુલીનોને તેડવામાં આવ્યા નથી; પણ દેવે જ્ઞાનીઓને શરમાવવા સારૂ જગતના મૂર્ખોને પસંદ કર્યા છે, અને શક્તિમાનોને શરમાવવા સારૂ જગતના નિર્બળોને પસંદ કર્યા છે, અને જેઓ મોટા મનાય છે તેઓને નહિ જેવા કરવા સારૂ, દેવે જગતના અકુલીનોને, ધિક્કાર પામેલાઓને તથા જેઓ કંઇ વિસાતમાં નથી તેઓને પસંદ કર્યા છે" (૧ કોર. ૧; ૨૬-૨૮).

કુદરતી વ્યવસ્થામાં એ વાતનો દાખલો મળે છેઃ એટલે અળસીઆં પૃથ્વીમાં નહિ જેવાં પ્રાણી છે, તેથી તે જે કામ કરે છે તે પર કોઇ ધ્યાન દેતું નથી. જેમ જેમ માટી વનસ્પતિને પુષ્ટિ આપે છે, તેમ તેમ માટીમાંથી કસ નીકળી જાય છે; પણ અળસીઆં નીચેથી નવી ને તાજી માટી લાવ્યાં કરે છે. જો બધાં અળસીઆં મરી જાય તો થોડાજ વખતમાં પૃથ્વીની પીઠ પરથી બધી વનસ્પતિ જતી રહે; અને પૃથ્વી પર કંઇ ફળ નહિ આવવાથી તે પર કોઇ જીવ રહી શકે નહિ. એવીજ રીતે આત્મિક બાબતોમાં પણ થાય છે. તેનો મોટામાં મોટો દાખલો આકાશના રાજ્યની સ્થાપનામાં દેખાઇ આવે છે.

સુવાર્તા તે તારણનો સંદેશો છે. જેઓને પોતાની ગરજનું ભાન છે, તેઓજ તેનો સ્વીકાર કરી શકે છે. જગતમાં ગણાતા જ્ઞાનીઓ તથા બુદ્ધિવંતોને પોતાની આત્મિક ગરજ સુઝતી નથી. સૃષ્ટિ વિષે તર્કવિતર્કો કર્યા કરવા, અને સંસારી બાબતોની વ્યવસ્થામાં પ્રવીણ થવું, એમાંજ તેઓ સંતોષી હોય છે. પરંતુ જે "વૈતરૂં કરનારા તથા ભારથી લદાએલા" હોય છે, તેઓ તો સુવાર્તાની ખુશ ખબર સાંભળીને સહુથી પહેલાં ત્રાતાનો અંગીકાર કરે છે. વેતરૂં કરનારાઓ તથા ભારથી લદાયલાઓને જે કૃપાવંત આમંત્રણ આપવામાં આવેલું છે તે કેવળ માત્થીની સુવાર્તામાંજ મળે છે. જે સંજોગોમાં તે વચન કહેવામાં આવ્યું હતું તે ગમે તેવા હોય, તોપણ તેનો સમાચાર સદાકાળને માટે છે.

જાણવા જેવી વાત એ છે, કે આપણા પ્રભુનું આ પ્રખ્યાત વચન સભાશિક્ષણ ૫૧; ૨૩-૨૭ને આધારે રચાએલું છે. ત્યાં આગળ એમ લખેલું છે, કે

"હે અભણો, તમે મારી પાસે આવો,
અને શિક્ષણના ઘરમાં વાસો કરો.
તમને આ વાનાંની ખોટ કેમ છે?
અને તમારા આત્માઓને તરસ કેમ લાગે છે તે કહો?
મેં મારૂં મુખ ઉઘાડીને કહ્યું છે, કે
નાણાં વિના તેણીને પોતાને સારૂ મેળવી લો.

ઝુંસરી તળે તમારી ગરદન નમાવો;
અને તમારા આત્મા શિક્ષણ પામો.
તે હાથ લાગવી મુશ્કેલ છે.
મેં થોડોજ શ્રમ કર્યો,
અને ઘણો વિસામો પામી લીધો;
તે તમે તમારી આંખોએ જુઓ."

એ ઉપરાંત, આપણા પ્રભુના શિક્ષણમાં આ પુસ્તકનો ઉપયોગ કરવાના બીજા ઘણા દાખલાઓ છે; જેમકે

| પ્રભુ ઇસુનાં વચનો | સભાશિક્ષણનાં વચનો |
|---|---|
| ૧. માત્થી ૨૩; ૬. "મુખ્ય જગાઓ તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો...તેઓ ચાહે છે." | સભા. ૭; ૪. "પ્રભુની પાસે મુખ્ય જગા ન શોધો ને રાજાની પાસે માનનું આસન ન શોધો." |
| ૨. માત્થી ૬; ૧૪, ૧૫. "જો તમે માણસોને તેઓના અપરાધ માફ કરો, તો તમારો આકાશમાંનો બાપ તમને પણ માફ કરશે. પણ જો તમે માણસોને તેઓના અપરાધ માફ નહિ કરો, તો તમારો બાપ તમારા અપરાધ પણ તમને માફ નહિ કરશે." માર્ક ૧૧; ૨૫. "જ્યારે જ્યારે તમે ઉભા રહીને પ્રાર્થના કરો છો, ત્યારે ત્યારે જો કોઇ તમારો અપરાધી હોય, તો તેને માફ કરો, એ માટે કે તમારો બાપ જે આકાશમાં છે, તે પણ તમારા અપરાધો તમને માફ કરે." | સભા. ૨૮; ૨. "તારા પડોસીએ તને કંઇ ઇજા કરી હોય, તે તું તેને માફ કર. એ પ્રમાણે તું પ્રાર્થના કરે છે ત્યારે તારાં પાપ પણ તને માફ થશે." |
| ૩. લુક ૫; ૩૯. "જુનો દ્રાક્ષારસ પીધા પછી કોઇ નવો પીવા માગતો નથી, કેમકે તે કહે છે, કે જુનો સારો છે." | સભા. ૯; ૧૦. "જુના મિત્રને તજી ન દે. કેમકે તેની સાથે નવો સરખાવવા જોગ નથી. નવો મિત્ર તે નવા દ્રાક્ષારસ જેવો છે. તે જુનો થઇ જાય ત્યારેજ તે આનંદથી તારાથી પીવાશે." |

૪. લુક ૧૨; ૧૬-૨૧. "એક ધનવાન માણસની ભોંયમાંથી ઘણી ઉપજ થઇ; તેણે મનમાં એવો વિચાર કર્યો કે હું શું કરૂં? કેમકે મારી ઉપજ ભરી મૂકવાને મારી પાસે જગા નથી. તેણે કહ્યું, કે હું આમ કરીશ. મારી વખારોને પાડી નાખીને હું તે કરતાં મોટી બંધાવીશ; અને ત્યાં મારૂં બધું અનાજ તથા મારી માલમિલકત ભરી મૂકીશ. હું મારા જીવને કહીશ, કે ઓ જીવ, ઘણાં વરસને માટે ઘણી માલમિલકત તારે સારૂ રાખી મૂકેલી છે; આરામ લે, ખા, પી, આનંદ કર. પણ દેવે તેને કહ્યું, કે ઓ મૂર્ખ, આજ રાત્રે તારો જીવ તારી પાસેથી માગી લેવામાં આવે છે; ત્યારે જે વસ્તુઓ તેં સિદ્ધ કરી છે તે કોની થશે? જે પોતાને સારૂ દ્રવ્યનો સંગ્રહ કરે છે, અને દેવ પ્રત્યે ધનવાન નથી, તે તેવોજ છે."

સભા. ૧૧; ૧૮, ૧૯. "કોઇ તો ચાલાકીથી તથા કંજુસાઇથી ધનવાન થઇ જાય છે, અને તેને આ પ્રમાણે બદલો મળે છે, એટલે, જો કે તે કહે છે, કે હું વિસામો પામ્યો છું; અને હવેથી નિત્ય મારી મિલકતમાંનું ખાઇશ. પણ તેના પર કેવો કાળ આવશે, અને તે વાનાં બીજા પાસે મૂકીને મરવું પડશે, તે તે સમજતો નથી."

આ ઉપરથી દેખાય છે કે સભાશિક્ષણના પુસ્તક પર પ્રભુ ઇસુ પ્રેમ રાખતો હતો. અને ખરેખર! અપોક્રિફામાંનાં બધાં પુસ્તકોમાં "સભાશિક્ષણ" સૌથી સુંદર છે. ઘણું કરીને તે મોડું પ્રગટ થયું, તેથીજ તેને જુના કરારમાં દાખલ કરવામાં આવ્યું નહિ. પરંતુ પ્રભુ ઇસુ જેમ જુના કરારનાં વચનો વાપરતો હતો, તેમ તે "સભાશિક્ષણ"નાં વચનો પણ વાપરે છે; પરંતુ તેઓમાં વિસ્તાર કરીને તે તેઓને નવા તથા ઉમદા અર્થથી ભરપૂર કરે છે.

સભાશિક્ષણ ૫૧; ૨૩-૨૭ સુધીનાં વચનોમાં શિરાકનો દીકરો પોતાના વાચકોને દેવી જ્ઞાન શોધવાની ભલામણ કરે છે; અને તે શોધતાં શોધતાં પોતાને જે શાંતિ પ્રાપ્ત થઇ હતી, તે તે પ્રગટ કરે છે. જ્ઞાની પોતાના શિષ્યોને, પોતાના નમુના પ્રમાણે, જ્ઞાનની સનિદ્ધ આવવાનું કહે છે. પરંતુ પ્રભુ ઇસુ તો પોતાને

જ્ઞાનની જગાએ ઠરાવીને કહે છે, કે "ઓ વેતરૂં કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા મારી પાસે આવો, ને હું તમને વિસામો આપીશ. મારી ઝુંસરી તમે પોતા પર લો, ને મારી પાસે શીખો; કેમકે હું મનમાં નમ્ર તથા રાંકડો છું, ને તમે તમારા જીવમાં પામશો. કેમકે મારી ઝુંસરી સહેલ, ને મારો બોજો હલકો છે." સમસ્ત માણસજાતની આશાઓ પોતામાં પૂરી થાય છે, એવું પ્રભુ ઇસુ આ ઉપરથી શિખવે છે; અને તેની સાથે તે એમ પણ શિખવે છે કે હું પોતે યહુદીઓનો અપેક્ષિત મસીહ છું એટલુંજ નહિ, પણ તેઓના અપેક્ષિત જ્ઞાનનો પણ હું અવતાર છું (૧૧; ૧૯ પરની ટીકા જુઓ). જેનામાં સંપૂર્ણ ઇશ્વરત્વ ન હોય તેવો કોઇ જન આ વચન ઉચ્ચારે, તો તે દુર્ભાષણ નહિ તો બીજું શું ગણાય?

જેઓને પોતાનાં પાપના ભારની લાગણી થાય છે, ને જેઓને પોતાના જીવન તથા ધર્મનાં સેવાકાર્યો પણ બોજારૂપ લાગે છે, તેઓને ઇસુ ખ્રીસ્ત પોતાની પાસે આવવાનું આમંત્રણ આપે છે. પ્રભુ ઇસુના શ્રોતાજનો યહુદીઓ હતા, માટે તે તેઓને નિયમને ધોરણે ચાલતા બંધનથી છોડાવવાનું, પોતાના જેવા નમ્ર તથા રાંક બનાવવાનું તથા તેઓને મારી ને શાંતિ આપવાનું વચન આપે છે. જ્યાં ધર્મ છે ત્યાં ઝુંસરી તો હોયજ; પણ પોતાની ઝુંસરી તથા યહુદી ધર્મની ઝુંસરીમાં કેવો તફાવત છે, તે દેખાડવાને ઇસુ આ ઉપમા વાપરે છે. વળી ઇસુના શ્રોતાજનો તેના કહેવાનો અર્થ તરત સમજી શકે એવું હતું, કેમકે નિયમને "ઝુંસરી"ની ઉપમા આપવાની યહુદીઓમાં સાધારણ રૂઢી હતી (પ્રે. કૃ. ૧૫; ૧૦).

મુસાના નિયમ જોકે વિશ્વાસ તથા સદાચારના ધોરણ તરીકે આપવામાં આવ્યા હતા, તોપણ રાબ્બી લોકોએ તેમાં ઝીણા ઝીણા નિયમો ઉમેરીને ભારે ઝુંસરી બનાવી દીધી હતી. જેથી પ્રેરિત પાઉલ તેને "દાસત્વની ઝુંસરી" (ગલ. ૫; ૧) કહે છે. વળી તેજ ઝુંસરીનું વર્ણન કરતાં પ્રેરિત પીતર યરૂશાલેમની મહાસભામાં કહે છે, કે "જે ઝુંસરી આપણા પૂર્વજો તેમજ આપણે પોતે પણ સહન કરી શક્યા નહિ તે શિષ્યોની ગરદન પર મૂકીને દેવનું પરીક્ષણ કેમ કરો છો?" (પ્રે. કૃ. ૧૫; ૧૦). તેથી ઇસુ જ્યારે પોતાના ચેલાઓને કહે છે, કે "મારી ઝુંસરી પોતા પર લો," ત્યારે તેનો અર્થ એવો જણાય છે, કે જુના નિયમને તથા તેના ભારે વિધિઓને પડતા મૂકો, અને મારા નિયમને એટલે વિશ્વાસ તથા સદાચરણના વધતા સારા ધોરણને આધીન થાઓ. તેનો નિયમ સહેલો છે, અથવા ખરો અર્થ જોતા જઇએ તો ૧ કર. ૧૩; ૪ તથા એફ. ૪; ૩૨ પ્રમાણે "માયાળુ" છે, એટલે "નડે નહિ તેવી બંધબેસતી ઝુંસરી."

ઇસુ ખ્રીસ્તનો નિયમ કેવો છે? જે નિયમને ધોરણે તેણે પોતાનું જીવન તથા વર્તન ચલાવ્યું તેજ તેનો નિયમ છે; અને બે બાબતમાં તેનો સમાવેશ થાય છે:—

૧. બાપની ઇચ્છા પૂરી કરવી ; અને
૨. જેવો બાપ આપણા પર પ્રેમ રાખે છે, તેવો તેના પર તથા એક-બીજા પર પ્રેમ રાખવો.

આપણે એવી રીતે તેની ઝુંસરી પોતા પર લઇએ, ત્યારે આપણો ભાર હલકો જણાય છે. કેમકે તેની ઝુંસરી આપણી ગરદન પર લઇએ છીએ, ત્યારે તે પોતે આપણી સાથે એજ ઝુંસરી તળે જોડાય છે. ઇસુના કહેવાની મતલબ એ છે, કે "ફરોશીઓના નિયમો જેવા અગણિત ને બોજારૂપ છે તેવા મારા નિયમો નથી. કેટલાક નિયમો દરેક ખ્રીસ્તીને પાળવાની જરૂર છે, પણ તે થોડા અને સરળ છે. મારા ધર્મનું રહસ્ય એવું છે, કે માણસોએ ફરોશીઓના જેવા કઠણ તથા અભિમાની નહિ, પણ મારા જેવા રાંક, નમ્ર, પ્રીતિવાન તથા દયાળુ થવું. આવી વાતોનું અનુકરણ કરતાં તમને એવો અનુભવ થશે, કે એ વાતો તમને બોજારૂપ તો નહિ થાય એટલુંજ નહિ, પણ એથી ઉલટું ધર્મપાલનમાં તમને આનંદ પ્રાપ્ત થશે, ને તમારા આત્માઓ શાંતિ પામશે." આમાં એક વાત પર આપણું ધ્યાન વિશેષ ખેંચાય છે, તે એ કે જો ઇસુમાં ખરૂં ઇશ્વરત્વ ન હોય, તો આવો મોટો દાવો કર્યા પછી, શું તે એમ કહી શકે, કે "હું મનમાં નમ્ર તથા રાંકડો છું ?"

### ૩. વિશ્રામવારનો ભંગ (અધ્ય. ૧૨ ; ૧-૨૧)

(વળી જુઓ માર્ક ૨ ; ૨૩—૩ ; ૬. લુક ૬ ; ૧-૧૧)

વિશ્રામવારના પાલન વિષે ઇસુનું શિક્ષણ કેવું છે તેના બે દાખલા આપીને, એ પરથી આ સુવાર્તાનો લેખક પ્રભુ ઇસુની ઝુંસરી રાબ્બીઓની ઝુંસરીથી કેટલી હલકી છે તે દર્શાવે છે. આપણા જમાનામાં ફરોશીઓ વિષે ઘણું લખવામાં આવ્યું છે, જેથી તેઓને સમજવા તથા તેઓને સહલાગણીની દૃષ્ટિએ નિહાળવા આગળની કોઇ પણ પેઢી કરતાં આપણે વિશેષ શક્તિમાન થયાં છીએ. તેઓના ઇતિહાસ તરફ જોતાં તેઓમાં મુખ્ય બે લક્ષણો જણાય છે; એટલે દેશભક્તિ તથા ધર્માસ્થા. પ્રભુ ઇસુના જમાનામાં તેઓમાંના ઘણા અભિમાની અને ઢોંગી હતા ખરા; પરંતુ જેમ પુરાતન સમયમાં મૂર્તિપૂજાની અસરથી યહુદી ધર્મને જોખમમાં આવતો જોઇને પ્રબોધકોએ હઠેઠથી લોકોને ચેતવણી આપી હતી; તેમ ખ્રીસ્તના જમાનામાં, પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓના વિચારથી અને ગ્રીક તથા રૂમી લોકોના સહવાસથી, યહુદીઓનાં મનોઉપર જે માઠી અસર થતી હતી, તે જોઇને ફરોશીઓને ઘણી ચિંતા થતી હતી. તેઓ નિયમશાસ્ત્ર પર અતિશય ભાર મૂકતા હતા ખરા, પરંતુ એમ કરવામાં તેઓનો મુખ્ય હેતુ પોતાનો પ્રજાકીય ધર્મ સાચવવાનોજ હતો. તો પણ યહુદી નિયમશાસ્ત્રનું ખરૂં રહસ્ય શું છે, તે સંબંધમાં ઘણી વાતે તેઓની ગેરસમજ થઇ હતી ; અને એ ભૂલ તેઓને જણાવવી, એ પ્રભુ ઇસુને આવશ્યક લાગ્યું.

ઇસુ તથા ફરોશીઓ વચ્ચે જે વિરૂદ્ધતા ઉત્પન્ન થઇ, તેમાં ઇસુ તેઓની સામે થયો એમ તો નહિ, પણ તેઓ ઇસુની સામા થયા. નિયમશાસ્ત્રના બંધનમાંજ ધર્મની સલામતી રહેલી છે, એવું તે સમયના સંજોગો તરફ જોઇને ફરોશીઓ ધારતા હતા; અને ઇસુના શિક્ષણથી આ બંધન ઢીલું થઇ જશે, એવું તેઓને લાગ્યું, તેથી તેઓ તેની સામા થયા. જો કે આપણા પ્રભુ પ્રત્યે તેઓની વર્તણુક ગેરવાજબી માલમ પડે છે, તોપણ તેઓના સંબંધમાં યથાન્યાય ફેંસલો આપવો હોય તો ઉપર લખેલી વાતો આપણે ખ્યાલમાં લેવીજ જોઇએ.

આ અધ્યાયથી માંડીને ઇસુ પ્રત્યે ફરોશીઓની જાહેર વિરૂદ્ધતા શરૂ થાય છે; અને ઘણું કરીને તે વિરૂદ્ધતા હમેશાં બાહ્ય ધર્મક્રિયાઓ ઉપર આધાર રાખે છે. સાબ્બાથ પાળવા વિષે પ્રભુ ઇસુએ જે શિક્ષણ આપ્યું, તે તેઓની વિરૂદ્ધતામાં વૃદ્ધિ થવાનું મુખ્ય કારણ જણાય છે. આ બાબતમાં સંદર્શક સુવાર્તિકોની સાથે ચોથા સુવાર્તિકનો મત પણ મળતો જણાય છે (યોહ. ૫ ; ૯ : ૭ ; ૨૨ : ૯ ; ૧૪). બધા કરતાં માત્થી આ બીના વિશેષ વિસ્તારથી વર્ણવે છે.

(૧) અનાજનાં કણુસલાં. ૧૨ ; ૧-૮.

**[1] તે વેળાએ ઇસુ વિશ્રામવારે અનાજનાં ખેતરોમાં થઇને જતો હતો; ને તેના શિષ્યોને ભૂખ લાગી હતી, ને તેઓ કણસલાં તોડવા તથા ખાવા લાગ્યા. [2] ત્યારે ફરોશીઓએ તે જોઇને તેને કહ્યું, કે જો, વિશ્રામવારે જે કરવું ઉચિત નથી તે તારા શિષ્યો કરે છે. [3] પણ તેણે તેઓને કહ્યું, કે જ્યારે દાઉદ તથા તેના સાથીઓ ભૂખ્યા હતા, ત્યારે તેણે જે કર્યું તે શું તમે વાંચ્યું નથી? [4] કે તેણે દેવના ઘરમાં પેસીને અર્પેલી રોટલી, જે તેને તથા તેના સાથીઓને ખાવી ઉચિત ન હતી, પણ એકલા યાજકોને ઉચિત હતી, તે તેણે ખાધી. [5] અથવા શું નિયમશાસ્ત્રમાં તમે એમ નથી વાંચ્યું, કે વિશ્રામવારે મંદિરમાં યાજકો વિશ્રામવારને અપવિત્ર કર્યા છતાં પણ નિર્દોષ છે? [6] પણ હું તમને કહું છું કે મંદિર કરતાં અહીં એક મોટો છે. [7] વળી યજ્ઞ કરતાં હું દયા ચાહું છું, એનો અર્થ જો તમે જાણતા હોત તો નિર્દોષને તમે દોષિત ન ઠરાવત. [8] કેમકે માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે.**

સાબ્બાથનો ભંગ કરવો, અથવા દુર્ભાષણ કરવું, તે બન્ને ગુન્હાને કારણે યહુદી નિયમશાસ્ત્ર પ્રમાણે માણસને પત્થરે મારી નાખવામાં આવતા હતા (નિર્ગ. ૩૧; ૧૪, ૧૫. ગણ. ૧૫ ; ૩૨-૩૬). આવું તહોમત પ્રભુ ઇસુ પર મૂકવામાં આવે, તે સ્વાભાવિક રીતે આપણને અજાયબ લાગે છે. કેમકે તે નિયમનો "નાશ કરવા તો નહિ, પણ પૂર્ણ કરવા આવ્યો" હતો (૫ ; ૧૭); તેમજ

નિયમમાં નિર્માણ કરેલાં સેવાકાર્યો તે નિત્ય પાળનો હતો (લુક ૪ ; ૧૬). માણસ તથા ઢોર અઠવાડિયામાં એક દિવસ આરામ પામે, ને માણસનો આત્મા પોતાના ઉત્પન્નકર્તાની સાથે તે દિવસે વિશેષ સહવાસ રાખે, એવી રીતે નિર્માણ કરેલો સાબ્બાથ ખરેખર અમૂલ્ય આશીર્વાદરૂપ હતો, અને આપણા પ્રભુનું શિક્ષણ પણ એવુંજ હતું ; પરંતુ જે સંસ્થા પહેલાં આશીર્વાદરૂપ હતી, તેને ફરોશીઓએ બોજારૂપ કરી નાખી હતી.

"તેમાં તું કંઇ કામ ન કર" (નિર્ગ. ૨૦ ; ૧૦), એ આજ્ઞામાં તેઓએ ઘણા બારીક નિયમો દાખલ કરીને તેનો વિસ્તાર કર્યો હતો. એવાં ઓગણચાળીસ કામો તેઓએ ઠરાવ્યાં હતાં કે જે તે દિવસે ન થાય. આ ઓગણચાળીસ કામો મૂળ કામો હતાં, અને તેઓને તેઓ "બાપો" નામ આપતા હતા. અને જેમ બાપને છોકરાં અગર સંતાન હોય, તેવીજ રીતે દરેક મૂળ કામ અથવા વર્ગ વિભાગેલો હતો. જેમકે "ખેડવું," તે તો ઓગણચાળીસ વર્ગોમાંનું એક મૂળ કામ એટલે બાપ હતો. પરંતુ તેના જેવું જે કંઇ કાર્ય હોય, તે તેનું સંતાન ગણાય. તેથી 'ખોદવું,' તેને પણ ખેડવાનું સંતાન ગણીને તેઓ મના કરતા હતા. "દળવું" તે બાપરૂપ ગણાતું હતું; માટે તરકારી કાપીને તેના ટુકડા કરવા, તે તેનું સંતાન ગણાતું હતું. "અનાજ કાપવું," તે કામ પણ બાપરૂપ ગણાતું હતું ; તેથી ઘાસનું એક પાંદડું તોડયું હોય, તો તે લણવાના કાર્યનું સંતાન ગણાય ; એટલુંજ નહિ, પણ સ્ત્રીઓને સાબ્બાથદિવસે આરસીમાં જોવાની મના કરેલી હતી, રખેને પોતાના માથા પર એક પણ ધોળો નિમાળો જોઇને તેઓને તે ખેંચી કાઢવાનું પરીક્ષણ થાય ; અને જો કોઇ એમ કરે તો તે અનાજ કાપવા જેટલું મોટું પાપ ગણાય. વળી "ખળીમાં પગર ફેરવવો" તે પણ ઓગણચાળીસ બાપમાંનો એક હતો ; અને કણસલાંને બે હાથે મસળવાં, તે તેનું સંતાન કહેવાય. બાપરૂપી કાર્યથી સાબ્બાથનો ભંગ જેટલો થાય, તેટલોજ ભંગ સંતાનરૂપી કાર્યથી પણ થાય.

હવે આ બધા બારીક નિયમો ઉપરથી અહીં આગળ વર્ણવેલી બીનાનો અર્થ સમજી શકાય છે. આ પહેલીજ વખતે ફરોશીઓએ પોતાની વિરૂદ્ધતા ઉઘાડી રીતે દર્શાવી હોય, એમ લાગે છે (માર્ક ૨ ; ૨૩-૨૮. લુક ૬ ; ૧-૫).

ગેન્નેસારેતના મેદાનનાં ખેતરો ઉભું અનાજ કાપવાની તૈયારીમાં હતાં. એપ્રિલની શરૂઆતમાં ફસલનો વખત હતો, તેથી આ બનાવ માર્ચ ઇ. સ. ૨૭માં બનેલો હોવો જોઇએ ; એટલે ગાલીલમાંના પ્રભુ ઇસુના કામના પહેલા વરસની આખરે આ બનાવ બન્યો હશે.

ઇસુ તથા તેના શિષ્યો ખેતરમાં થઇને જતા હતા, અને ભૂખ લાગવાથી શિષ્યો ચાલતાં ચાલતાં અનાજનાં કણસલાં તોડવા તથા હાથે મસળીને ખાવા લાગ્યા. આ જોઇને ફરોશીઓને ઇસુ પર દોષ મૂકવાનો લાગ મળ્યો. ફરોશી-

ઓના વિચાર પ્રમાણે શિષ્યોનો દોષ શામાં રહેલો હતો? શું ચોરી કર્યાનો ગુન્હો તેઓએ કર્યો હતો? ના; કેમકે પુરાતન નિયમ પ્રમાણે માણસના અવરજવર માટે ખેતરમાં શેઢો રાખવાની ફરજ પાડવામાં આવતી હતી એટલુંજ નહિ, પણ વટેમાર્ગુઓને જતાં જતાં દ્રાક્ષ તથા અનાજનાં કણુસલાં તોડીને ખાવાની છૂટ પણ હતી (પુન. ૨૩ ; ૨૪, ૨૫). ત્યારે તેઓનો દોષ શો હતો? તેઓનો દોષ એટલોજ જણાય છે, કે સાબ્બાથને દિવસે તેઓએ આ કામ કર્યું, એટલે તેઓએ કણુસલાં તોડયાં. એથી, ઉપર બતાવ્યા પ્રમાણે, અનાજ કાપવાનો ગુન્હો તેઓએ કર્યો; તેમજ તે મસળ્યાં, એટલે પગર ફેરવવાનો ગુન્હો.પણ તેઓએ કર્યો. ઇસુએ શો જવાબ આપ્યો? "શું તમે એમ નથી વાંચ્યું?" એવું કહીને આપણો પ્રભુ પોતાની રીત પ્રમાણે જુના કરારમાંથી બે દાખલાઓ લે છે; અને જે શાસ્ત્રનું ફરોશીઓ સન્માન રાખતા હતા, તે વિષે તેઓની સમજ કેટલી અધુરી છે, તે તેઓને દેખાડે છે.

૧. પહેલો દાખલો દાઉદ વિષે છે (૧ શમ. ૨૧ ; ૧-૬). શાઉલે દાઉદને મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો, તેથી તે આમતેમ નાસતો ફરતો હતો. નાસતો નાસતો તે નોબમાં આવ્યો, અને અહીમેલેખ યાજકની પાસે જઇને તેણે કહ્યું, કે ત્રણ દિવસથી હું તથા મારા સાથીઓ ભૂખ્યા છીએ, માટે મને પાંચ રોટલી આપ. અહીમેલેખે જવાબ દીધો, કે મારી પાસે સાધારણ રોટલી બીલકુલ નથી; પણ પવિત્ર રોટલી જે એકલા યાજકો ખાઇ શકે, તેજ છે. પછી યાજકે તે રોટલી દાઉદને આપી, અને દાઉદે તથા તેના સાથીઓએ તે ખાધી.

અહીં આગળ પ્રભુ ઇસુ એવું શિખવે છે, કે જે નિયમ કેવળ બાહ્ય ક્રિયાઓને લગનો છે, તે માણસની અગત્ય કરતાં ઉતરતો છે. યોગ્ય કારણ હોય તો તેનો ભંગ થઇ શકે, તેમ છતાં પાપ થતું નથી. દાઉદના કૃત્યમાં જુદા જુદા ત્રણ ગુન્હા માલમ પડે છે: (૧) પવિત્રસ્થાનમાં પ્રવેશ, (૨) અર્પિત રોટલી ખાવી, (૩) સાબ્બાથનો ભંગ. કેટલી ચોક્સાઇથી જુના કરારના વૃત્તાંતનો પ્રભુ ઇસુએ અભ્યાસ કર્યો હતો, તે તેના શબ્દો ઉપરથી જણાય છે; કેમકે

(૧) દાઉદે પવિત્રસ્થાનમાં પ્રવેશ કર્યો, એવું જુના કરારમાં લખેલું નથી; પણ ૧ શમ. ૨૧ ; ૭ પરથી એવું અનુમાન કરી શકાય; કેમકે "દોએગ યહોવાહની આગળ રોકાયલો હતો," અને ત્યાં તેણે દાઉદને જોયો હશે.

(૨) દાઉદના સાથીઓએ અર્પિત રોટલી ખાધી, એમ પણ લખેલું નથી ; પણ ૨૧ ; ૫ પરથી અનુમાન કરીને એમ કહી શકાય. કેમકે દાઉદે કેવળ પોતાને વાસ્તે માગણી કરી એટલુંજ નહિ, પણ પોતાના સાથીઓને વાસ્તે પણ માગણી કરી હોય, એવું લાગે છે.

(૩) તે દિવસે સાબ્બાથ હતો, એમ પણ લખેલું નથી ; પણ છઠ્ઠી કલમ પરથી અનુમાન કરીને એમ કહી શકાય. કેમકે તે દિવસ રોટલી અદલબદલ કરવાનો દિવસ હતો, માટે તે સાબ્બાથ હશે (લેવી. ૨૪ ; ૮).

૨. ગણના ૨૮ ; ૯, ૧૦ પરથી માલમ પડે છે, કે જેમ બીજા દિવસોએ તેમ સાબ્બાથદિવસે પણ યાજકોએ પોતાની સેવાને લગતાં કાર્ય કરવાનાં હતાં. રાબ્બીઓની એક એવી કહેવત હતી, કે "મંદિરમાં સાબ્બાથ પળાતો નથી." દર સાબ્બાથવારે સેવા બજાવતાં, મંદિરના સેવકોને બાહ્ય રીતે સાબ્બાથનો ભંગ કરવો પડતો હતો, પણ અભ્યંતર રીતે તેનો ભંગ થતો નહોતો. ખ્રીસ્ત જે મંદિર કરતાં મોટો છે (૧૨; ૬), તેના સેવકો કેમ એમ ન કરે? અહીં આગળ પ્રભુ ઇસુ ફરીથી હોશીઆ ૬ ; ૬માંનું વચન તેઓને યાદ દેવડાવે છે. આ સ્થાને તેના કહેવાનો અર્થ એવો છે, કે ઇશ્વર માણસની બાહ્ય ક્રિયા ઉપર નહિ, પણ તેના અભ્યંતર વિચારો પર ધ્યાન આપે છે ; માટે માણસો આંતરિક રીતે સાબ્બાથ પાળે, તો ઇશ્વર સંતોષી છે. વળી સાબ્બાથ કરતાં માણસ મોટું છે; કેમકે સાબ્બાથ તો માણસની સેવાને અર્થે ઠરાવેલી એક સંસ્થા છે.

"માણસનો દીકરો વિશ્રામવારનો પણ પ્રભુ છે." એમ કહેતાં ઇસુ ખ્રીસ્ત પોતાના શિષ્યોનું વર્તન પોતાના અધિકારથી યથાર્થ ઠરાવે છે, ને સઘળા નિયમ ઉપર પોતાનું સર્વોપરીપણું પ્રગટ કરે છે (સરખાવો ૫ ; ૨૧, ૨૨ઃ ૯ ; ૬).

(૨) પ્રભુ ઇસુએ સુકાઇ ગએલા હાથવાળાને સાજો કર્યો. ૧૨; ૯–૨૧.

**[૯] અને તે ત્યાંથી નીકળીને તેઓના સભાસ્થાનમાં આવ્યો;**
**[૧૦] અને જુઓ, ત્યાં એક માણસ હતો, જેનો હાથ સુકાઇ ગએલો હતો. અને ઇસુ પર બહો મૂકવા સારૂ તેઓએ તેને પૂછ્યું, કે શું વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે? [૧૧] ત્યારે તેણે તેઓને કહ્યું, કે તમારામાં એવું કયું માણસ હશે, કે જેને એક ઘેટું હોય, ને વિશ્રામવારે જો તે ખાડામાં પડે તો તે તેને પકડીને બહાર નહિ કાઢશે? [૧૨] તો માણસ ઘેટા કરતાં**

કેટલું ઉત્તમ છે? એ માટે વિશ્રામવારે સારૂં કરવું ઉચિત છે. [13] ત્યાર
પછી પેલા માણસને તે કહે છે, કે તારો હાથ લાંબો કર. અને તેણે
તે લાંબો કીધો, અને તે હાથ બીજાના જેવો સાજો થયો. [14] ત્યારે
ફરોશીઓએ નીકળીને તેને મારી નાખવાને માટે તેની વિરૂદ્ધ મસ-
લત કીધી. [15] પણ ઇસુ એ જાણીને ત્યાંથી નીકળી ગયો; ને ઘણા
લોક તેની પાછળ ગયા; ને બધાને સાજા કરીને [16] તેણે તેઓને સખત
આજ્ઞા આપી, કે તમારે મને પ્રગટ નહિ કરવો. [17] એ માટે કે યશા-
યાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે

[18] જુઓ, મારો સેવક, જેને મેં પસંદ કીધો;
મારો પ્રિય, જેના પર મારો જીવ પ્રસન્ન છે;
તે પર હું મારો આત્મા મૂકીશ;
ને તે વિદેશીઓને ન્યાયકરણ પ્રગટ કરશે.
[19] તે ઝઘડો નહિ કરશે, ને બૂમ નહિ પાડશે;
ને તેની વાણી રસ્તાઓમાં કોઇ નહિ સાંભળશે.
[20] જ્યાં લગી ન્યાયકરણને તે જયમાં નહિ પહોંચાડે,
ત્યાં લગી છુંદેલું બરૂ તે ભાંગી નહિ નાખશે,
ને ધુંઆતું શણ પણ તે નહિ હોલવશે.
[21] અને વિદેશીઓ તેના નામ પર આશા રાખશે.

ઇસુ ખ્રીસ્ત ખેતરમાંથી બારોબાર સભાસ્થાનમાં ગયો, એવું સમજવાની જરૂર નથી. કેમકે જે સાબ્બાથે શિષ્યોએ અનાજનાં કણસલાં તોડયાં તે સાબ્બાથે નહિ, પણ લુકના જણાવ્યા પ્રમાણે તે પછીના સાબ્બાથે આ બનાવ બન્યો (લુક ૬; ૬).

હવે પારખા પર્વનો વખત પાસે આવ્યો હતો, તેથી તે અઠવાડિયાની આખર સુધીમાં ઇસુ કાપરનાહુમ મૂકીને પર્વ પાળવા યરૂશાલેમ જવા નીકળ્યો હતો (સરખાવો યોહ. ૫; ૧). તે સાબ્બાથે પોતાની મુસાફરીમાં જે ગામમાં ઇસુએ ઉતારો કર્યો હતો, ત્યાંના એક સભાસ્થાનમાં આ બનાવ બન્યો હશે (માર્ક ૩; ૧). માર્ક સુવાર્તિકના વૃત્તાંતમાં આ ગામનું નામ તિબેરીઅસ હોય, એવું સૂચવવામાં આવે છે. એ ગામ કાપરનાહુમથી દક્ષિણ દિશામાં ગાલીલ સરોવરથી દશ માઇલ દૂર આવેલું હતું. હેરોદ આન્તિપાસે આ ગામ પોતાની રાજધાની થવા માટે નવે નામે બંધાવવાની શરૂઆત કરી હતી. આ અરસામાં એ બાંધકામ હજુ ચાલુ હતું.

"પોતાની રીત પ્રમાણે" (લુક ૪; ૧૬) પ્રભુ ઇસુ તે સાબ્બાથે જાહેર ભજનસેવામાં હાજર થયો, ત્યારે તેને સભાની આગળ ભાષણ કરવાનું આમંત્રણ

આપવામાં આવ્યું ( લુક ૬ ; ૬). તેના આવવાથી બધાંને તેને જોવાનું તથા તેનું સાંભળવાનું મન થયું. આગલે સાબ્બાથે કાપરનાહુમમાં જે બનાવ બન્યો હતો, તે વિષે સભાસ્થાનના અધિકારીઓએ સાંભળ્યું હતું ; અને આ પ્રસંગે ફરીથી વાદવિવાદ થશે, એવું તેઓ ધારતા હતા. કેમકે સુકાઇ ગએલા હાથવાળો એક માણસ સભાસ્થાનમાં હાજર હતો ( લુક ૬ ; ૬ ). સરોવરકાંઠાની જગા ભેજવાળી હોવાથી આ પ્રકારનું સંધિવાનું દરદ ત્યાં પ્રબળ હતું.

આ માણસ સંબંધી એક જુની દંતકથા ચાલે છે. તે એવી છે કે તે જાતે કડીઓ હતો. જો એ દંતકથા ખરી હોય તો, એમ ધારી શકાય કે તિબેરીઅસમાં જે મોટાં મોટાં બાંધકામો થતાં હતાં તે કામમાં તે રોકાયલો હશે ; અને તેના જમણા હાથને આ દરદ થવાથી તે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત થએલો હશે. આ જોઇને ઇસુને લાગણી ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. રાબ્બીઓનો એવો નિયમ હતો, કે માણસનો જીવ ભારે જોખમમાં હોય, તોજ સાબ્બાથને દિવસે વૈદ પોતાનું કામ કરે. માટે, ઇસુ તેને સાજો કરશે કે કેમ, તે વિષે ઘણાના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો હશે. અધિકારીઓના ધાર્યા પ્રમાણેજ થયું. ઇસુ ખ્રીસ્તે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું ત્યાર બાદ આ માણસે વિનંતી કરી. ઇ. સ. ૬૫-૧૦૦ના અરસામાં “ હેબ્રીઓની સુવાર્તા ” નામનું પુસ્તક લખવામાં આવ્યું ; તે પુસ્તકમાં આ વાર્તા મળે છે. તે પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આ દુખિત માણસે આપણા પ્રભુને કહ્યું, કે “ હું કડીઓ હતો, અને મારા હાથે મારૂં ગુજરાન ચલાવતો હતો, પણ હાલ હું અશક્ત થઇ ગએલો છું ; તેથી, હે પ્રભુ, હું તને વિનંતી કરૂં છું, કે તું મને સાજો કર ; એ માટે કે મારી રોટલીને માટે ભિક્ષા માગી શરમ ભરેલી રીતે મારે મારૂં ગુજરાન ચલાવવું ન પડે.” ઉપદેશકના બોધાસન પાસે આવેલા બાંકડા પર જે ફરોશીઓ બેઠેલા હતા, તેઓએ તરત વાંધો ઉઠાવ્યો ને કહ્યું, કે “ શું વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે ? ”

આ માણસ દુઃખી હતો ખરો, પણ તેનો જીવ જોખમમાં નહોતો ; તેથી રાબ્બીઓના નિયમ પ્રમાણે સાબ્બાથનો સૂરજ આથમતાં સુધી તેને સાજો કરવાનું કામ મુલતવી રાખવું જોઇએ (લુક ૧૩ ; ૧૪). પરંતુ ઇસુએ એમ કર્યું હોત તો પોતાનું કામ અનિયમિત છે, એવું તેણે કબુલ કર્યું કહેવાત. વળી જો તે તેને તરતજ સાજો કરે, તો તેથી ફરોશીઓના ધારવા પ્રમાણે નિયમનો ભંગ થાય, અને તેના પર દોષ મૂકવાનો જે લાગ તેઓ શોધતા હતા, તે લાગ તેઓને મળે. પરંતુ પ્રભુ ઇસુએ આ માણસને બોલાવીને તેને મંડળીની સમક્ષ ઉભો રાખ્યો ( માર્ક ૩ ; ૩. લુક ૬ ; ૮ ). પછી તેણે ફરોશીઓને પ્રતિપ્રશ્ન કર્યો, કે “વિશ્રામવારે સારૂં કરવું કે માઠું કરવું ? જીવને બચાવવો કે તેને મારી નાખવો, કયું ઉચિત છે ? ”

કોઇ પણ જાતના શ્રમ વિના તેમજ દવા વિના કેવળ શબ્દથી માણુસને સાજો કરવામાં આવે, તો તેથી પણ સાબ્બાથનો ભંગ થાય છે, એમ કહેવું એ તો કેવળ અદેખાઇજ પ્રગટ કરે છે. રાબ્બીઓ પોતાના નિયમનો એવો ખુલાસો કરતા હતા, કે "જાનનું જોખમ અગર અંગનું જોખમ પણ સાબ્બાથને રદ કરે છે." વળી તેનો ખુલાસો કેટલાએક એ પ્રમાણે કરતા હતા, કે જોખમ થવાનો સંભવ હોય તોપણ માણુસની સારવાર થઇ શકે. જેમ બીજી બાબતો વિષે, તેમ આ બાબત વિષે પણ, રાબ્બી હિલ્લેલ તથા શામાયના વખતથી મતભેદ પડયો હતો. હિલ્લેલના ખુલાસામાં વિશેષ દયા દેખાતી હતી; અને આપણા પ્રભુના શબ્દો પરથી લાગે છે, કે હિલ્લેલનો ખુલાસો ઘણા સ્વીકારતા હતા. પ્રભુ ઇસુનો પ્રશ્ન સાંભળીને તેઓ છાના રહ્યા. "અને તેઓના હૃદયની કઠણુતાને લીધે તે દલગીર થઇને ગુસ્સાસહિત ચોતરફ તેઓ ભણી જોઇને તે માણુસને કહે છે, કે તારો હાથ લાંબો કર. અને તેણે તે લાંબો કર્યો, અને તેનો હાથ સાજો થયો" (માર્ક ૩ ; ૫).

ઇસુ ખ્રીસ્તે જે દલીલ કરી (૧૨ ; ૧૦), તે હાજર રહેલી મંડળીને વાજબી લાગે, તે તો સ્વાભાવિક છે. વળી તેનો કરેલો ચમત્કાર જોઇને તેના પ્રત્યે સામાન્ય લોકોના મનમાં સભ્યતા ઉત્પન્ન થઇ. ફરોશીઓએ ઇસુ ખ્રીસ્ત પર મરણુદંડ ઠરાવવાનું ધાર્યું, પરંતુ લોકોની મનોભાવના જોઇને તેઓ તે પ્રમાણે કરી શક્યા નહિ; તોપણુ તેમ કરવાનો વિચાર તેઓએ છોડયો નહિ, ને ખભળી ઉઠીને તેઓએ હેરોદીઓની સાથે તેની વિરૂદ્ધ મનસુબા કર્યો (માર્ક ૩ ; ૬).

આ હેરોદીઓ કોણુ હતા? તેઓ તો સાદુકીઓ હતા (સરખાવો ૧૬ ; ૬. માર્ક ૮ ; ૧૫). ફરોશીઓ દેશભક્ત હતા, પરંતુ સાદુકીઓ રૂમી અધિકારીઓને આધીન રહેતા હતા. તેથી જેમ યહુદાહ પ્રાંતમાં યાજકપદને લગતી જગાઓ તેમને આપવામાં આવી હતી, તેમજ ગાલીલમાં પણ બનતું. તેઓ હેરોદ આન્તિપાસને આધીન રહેતા હતા, માટે તેઓ તો હેરોદ રાજાના સાદુકીવર્ગના હજુરીઆ હતા. આ બાબતના સંબંધમાં તેઓનું નામ વાંચતાં એમ લાગે છે કે હેરોદની રાજધાની તિબેરીઅસમાં આ બનાવ બન્યો હશે.

હવે ફરોશીઓ તથા સાદુકીઓ પરસ્પર કટ્ટા શત્રુઓ હતા. આ બે વિરૂદ્ધ પક્ષ મારો નાશ કરવા એકસંપીલા થયા છે, એવું જ્યારે ઇસુએ જાણ્યું ત્યારે પોતાનું ભારે જોખમ સમજીને તે ત્યાંથી નીકળી ગયો.

સભાસ્થાનમાં થએલા ચમત્કારની ખબર ચોતરફ ફેલાઇ ગઇ; તેથી તે રસ્તે જતો હતો એટલામાં સાજાપણું પામવા માટે ઘણા લોકે તેના પર પડાપડી કરી, અને જો કે ગાલીલની દક્ષિણ હદ ઓળંગીને હેરોદની હકુમતમાંથી નીકળી જવાની તેને ઉતાવળ હતી, તોપણુ તેણે સાજા થનાર કોઇને ના પાડી નહિ. આ પ્રસંગે ઇસુએ તેઓને એવી આજ્ઞા કેમ આપી હશે, કે "તમારે મને પ્રગટ નહિ

કરવો ?" તેના વિરોધીઓ તેને પકડવાનો નિશ્ચય કરી રહ્યા હતા, માટે તેઓની બીકને લીધે તેણે આ પ્રમાણે કહ્યું હશે એમ નહિ ; પણ તેના કામને લીધે લોકો આવેશી થતા હતા, અને તેઓ ફિતૂર કરે એવું જે જોખમ હમેશાં રહેતું હતું, તે જોખમ આ પ્રસંગે ઇસુને વિશેષ લાગ્યું. વળી લેખક પોતાના યહુદી વાચકોને એવી ખાતરી આપવા માગે છે, કે ઇસુ તો ખરેખર તેઓનો વચનદત્ત મસીહ છે, તેથી તેનામાં એજ લક્ષણ હોવું જોઇએ, એટલે "તે બૂમ નહિ પાડશે, પોતાનો સાદ ઉંચો નહિ કરશે, રસ્તામાં તે પોતાની વાણી નહિ સંભળાવશે" (યશા. ૪૨ ; ૧-૪). મસીહ સંબંધી પ્રભુ ઇસુના જમાનાના લોકોના વિચાર યશાયાહના વિચારથી કેટલા બધા જુદા હતા ! તઓની માન્યતા એવી હતી, કે મસીહ તો બળાત્કાર તથા તરવારથી પોતાનું રાજ સ્થાપશે ; પણ ખરો મસીહ એ માન્યતાથી કેટલો બધો જુદો જણાય છે ! જેમ યશાયાહે કહ્યું છે, કે 'છુંદાએલા બરૂને તે ભાગી નાખશે નહિ, અને મંદમંદ સળગતી દિવેટને હોલવશે નહિ" (યશ. ૪૨ ; ૩) એવોજ તે જણાય છે.

જેઓ શરીરમાં નબળાં હતાં, ને જેઓને ઇસુ ખ્રીસ્તે સાજાં કર્યાં, તેઓને છુંદેલા બરૂની ઉપમા આપવામાં આવેલી છે ; અને જેઓ વિશ્વાસમાં નબળાં હતાં, પણ જેઓના વિશ્વાસને પ્રભુ ઇસુએ બળવાન કર્યો, તેઓને મંદમંદ સળગતી દિવેટની ઉપમા આપવામાં આવેલી છે. ગમે તે પ્રકારની માનવી નબળાઇ હોય, પરંતુ તે પ્રત્યે પ્રભુ ઇસુ લાગણી ધરાવનાર તથા પ્રીતિવાન છે. તેના આવા ગુણો જોઇનેજ વિદેશીઓએ તેના નામ પર વિશ્વાસ કર્યો. તેને લીધે તે 'ન્યાયકરણ' જયમાં પહોંચાડે છે, હા, તેના રાજ્યનો અંત થશે નહિ.

## ૪. શેતાનની સાથે સંપ કરવાનું તહોમત

(અધ્ય. ૧૨ ; ૨૨-૩૭)

**૨૨ તે વખતે ભૂતવળગેલા કોઇ આંધળા મૂગા માણસને તેઓ
તેની પાસે લાવ્યા ; ને તેણે તેને સાજો કીધો, એટલે જે આંધળો તથા
મૂગો હતો તે બોલવા ને જોવા લાગ્યો. ૨૩ અને સર્વ લોકોએ અચરત
થઇને કહ્યું, કે શું એ દાઉદનો દીકરો નથી ? ૨૪ પણ ફરોશીઓએ તે
સાંભળીને કહ્યું, કે ભૂતોના સરદાર બાલઝબુલ[ની મદદ] વગર તે
ભૂતોને કાઢતો નથી. ૨૫ ત્યારે ઇસુએ તેઓનો વિચાર જાણીને તેઓને
કહ્યું, કે પ્રત્યેક રાજ્ય જેમાં ફૂટ પડે, તે તૂટી પડે છે ; ને પ્રત્યેક નગર
અથવા ઘર જેમાં ફૂટ પડે, તે સ્થિર નહિ રહેશે. ૨૬ અને જો શેતાન
શેતાનને કાઢે તો તે પોતે પોતાની સામે થયો ; તો પછી તેનું રાજ્ય
શી રીતે સ્થિર રહે ? ૨૭ અને જો હું બાલઝબુલની મદદથી ભૂતોને
કાઢું છું, તો તમારા દીકરા કોનાથી કાઢે છે ? માટે તેઓ તમારા ન્યાયા-
ધીશ થશે. ૨૮ પણ જો હું દેવના આત્માથી ભૂતોને કાઢું છું, તો દેવનું**

22

**રાજ્ય તમારી પાસે આવ્યું છે [ એમ સમજો ]. ૨૯ વળી કોઇ બળ-**
**વાનના ઘરમાં જઇને તે બળવાનને પહેલવહેલાં બાંધ્યા વિના તેનો**
**સામાન કોઇથી કેમ લૂટાય? પણ તેને બાંધ્યા પછી તે તેનું ઘર લૂટી**
**લેશે. ૩૦ જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે, ને જે મારી સાથે**
**સંગ્રહ નથી કરતો, તે વેરી નાખે છે. ૩૧ એ માટે હું તમને કહું છું, કે**
**હરેક પાપ તથા દુર્ભાષણ માણસોને માફ કરાશે; પણ પવિત્ર**
**આત્માની વિરૂદ્ધ જે દુર્ભાષણ તે માણસને માફ નહિ કરાશે. ૩૨ અને**
**માણસના દીકરાની વિરૂદ્ધ જે કોઇ કંઇ કહેશે, તે તેને માફ કરાશે;**
**પણ પવિત્ર આત્માની વિરૂદ્ધ જે કોઇ કંઇ કહેશે, તે તેને માફ નહિ**
**કરાશે; આ યુગમાં પણ નહિ, ને આવનાર યુગમાં પણ નહિ. ૩૩ ઝાડ**
**સારૂં અને તેનું ફળ સારૂં કરો, અથવા ઝાડ નઠારૂં ને તેનું ફળ પણ**
**નઠારૂં કરો; કેમકે ઝાડ ફળથી ઓળખાય છે. ૩૪ ઓ સર્પોના વંશ,**
**તમે ભુંડા છતાં સારી વાતો તમારાથી શી રીતે કહી શકાય? કેમકે**
**મનના ભરપૂરપણામાંથી મોં બોલે છે. ૩૫ સારૂં માણસ મનના સારા**
**ભંડારમાંથી સારૂં કાઢે છે, ને નઠારૂં માણસ નઠારા ભંડારમાંથી નઠારૂં**
**કાઢે છે. ૩૬ વળી હું તમને કહું છું, કે માણસો જે હરેક નકામી વાત**
**બોલશે, તે સંબંધી ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે. ૩૭ કેમકે**
**તારી વાતોથી તું ન્યાયી ઠરાવાશે અને તારી વાતોથી તું અન્યાયી પણ**
**ઠરાવાશે.**

પ્રભુ ઇસુ પર્વમાં જઇને ગાલીલમાં પાછો આવ્યો હતો (યોહ. ૬ ; ૧). આ વખતે યરૂશાલેમથી સાન્હેદ્રિમસભાના કેટલાક શાસ્ત્રીઓને તેની પાછળ મોકલવામાં આવ્યા, એ માટે કે ગાલીલમાં જઇને તે શું કરે છે તે તેઓ જુએ, તો તેના પર દોષ મૂકવાનો લાગ તેઓને મળે (માર્ક ૩ ; ૨૨). કાપરનાહુમમાં ઇસુના જે શત્રુઓ હતા તેઓની સાથે આ પ્રતિનિધિમંડળ જોડાયું, એથી ઇસુનું કામ કેટલું વિશેષ જોખમ ભરેલું થયું? અહીં આગળ તેઓ પોતાના અદેખાઇ ભરેલા કામમાં રોકાયલા માલમ પડે છે.

તેઓએ પ્રભુ ઇસુ પર આવું નિરર્થક તહોમત મૂક્યું, તે તો તેના ચમત્કારોના ખરાપણાનું સબળ પ્રમાણ છે. જો બની શકત તો તેઓ કહેત કે ખ્રીસ્તથી ચમત્કાર થયા નથી; પરંતુ તેઓથી એવું કહેવાય એમ નહોતું, ત્યારે અદેખાઇથી તેઓએ આ તહોમત તેના પર મૂક્યું.

આ માણસ આંધળો અને મૂંગો હતો, તેથી તે જમાનાના વિચાર પ્રમાણે તેને ભૂત વળગ્યું છે, એવી લોકોની ધારણા હતી. પણ પ્રભુ ઇસુએ તેને સાજો કર્યો, ત્યારે તે જોઇને તે ખરેખર દાઉદનો દીકરો, એટલે મસીહ, છે એવી લોકોને

ખાતરી થઇ; અને તે કારણને લીધે અધિકારીઓને ગુસ્સો ચઢયો. આ વખત પહેલાં પણ (૯; ૩૪) તેઓએ તેના પર આવો દોષ મૂક્યો હતો, પરંતુ હમણાં તેઓ ઉઘાડી રીતે તેના પર તહોમત મૂકે છે. તેઓનું કહેવું એમ હતું, કે ભૂતો ઉપર ઇસુનો જે અધિકાર છે, તે તેને "ભૂતોના સરદાર" બાલઝબુલની સાથે સંપ કરવાથી મળ્યો હતો. બાલઝબુલનું જુનું નામ "બઆલઝબૂબ" હતું; અને તે પુરાતન કનાન દેશમાં એક્રોનનો દેવ એટલે "માખીઓનો પ્રભુ" હતો (સરખાવો ૨ રાજા ૧; ૨, ૧૬). પાછળના વખતના ઇસ્રાએલી લોકોએ એ નામને તિરસ્કારના રૂપમાં ફેરવીને "બઆલઝબુલ" નામ પાડયું. શેતાન વિષે બોલવું હોય ત્યારે તેઓ એ નામ વાપરતા. તેનો અર્થ "છાણનો પ્રભુ" થાય છે. ઇસુ ખ્રીસ્ત પર તહોમત મૂકતાં આવો વિશેભિત તથા અપમાનસૂચક શબ્દ વાપરીને તેઓએ પોતાના દોષમાં વધારો કર્યો. પાછળના વખતના યહુદીઓ કહેતા, કે "મિસર દેશના એક બાજીગર પાસેથી ઇસુ ચમત્કાર કરતાં શીખ્યો હતો." ઇ. સ. ૧૭૦માં એક વિદેશી તત્વજ્ઞાની સેલ્સસે એવીજ વાત લખીને, તેમાં પોતાના વિચાર પ્રમાણે ઉમેરો કર્યો. યહુદી તાલ્મૂદમાં એવું લખેલું છે, કે "વેશ્યા (એટલે કુંવારી મરિયમ)નો દીકરો પોતાની દેહ ચીરીને મિસર દેશમાંથી જાદુ લાવ્યો." વળી એમ પણ લખેલું છે, કે "ઇસુએ જાદુઇ કામ કરીને ઠગાઇ કરી, અને ઇસ્રાએલ પાસે મૂર્તિપૂજા કરાવી." જાણવા જેવી વાત એ છે, કે અરબસ્તાનના મહાન પેગંબર મહમદે યહુદીઓના આ જુઠા આરોપનો ગુસ્સા તથા તિરસ્કારસહિત નકાર કર્યો.

પ્રથમ તો આ આરોપમાં કેટલી મૂર્ખાઇ રહેલી છે તે ઇસુ ખ્રીસ્ત ત્રણ ઉપમા-દ્વારા દેખાડે છે; એટલે હરકોઇ રાજ્ય કે શહેર કે કુટુંબમાં ફાટફૂટ થાય, તો તે તેને માટે હાનિકારક છે. ઇસુએ જે શબ્દોમાં જવાબ આપ્યો તે એ જમાનામાં કહેવતરૂપ હતો. જો ભૂતો કાઢવામાં આપણા પ્રભુએ શેતાનની સાથે સંપ કર્યો હોય, તો તેનો અર્થ એજ થાય, કે શેતાનના રાજ્યમાં અભ્યંતર લડાઇ ચાલે છે. આવો જવાબ આપ્યા પછી તે તેઓને એક તીક્ષ્ણ વાગ્બાણ મારે છે (કલમ ૨૭).

માણસોને ભૂત વળગે છે, એવી જે સામાન્ય માન્યતા તે સમયે હતી, તે વાત શાસ્ત્રીઓ પણ માનતા હતા; અને મંતરમંતરથી ભૂતોને કાઢી શકવાનો કેટલાક યહુદીઓ દાવો ધરાવતા હતા, તે વાતમાં પણ શાસ્ત્રીઓ સંમતિ આપતા હતા (સરખાવો પ્રે. કૃ. ૧૯; ૧૩–૧૬). જો ઇસુ ખ્રીસ્ત બાલઝબુલની મદદથી ભૂતો કાઢતો હોય, તો તેઓના દીકરાઓને, એટલે તેઓના શિષ્યોને, પણ એજ દોષ લાગુ પડે. પરંતુ જો તેમનું કામ ઇશ્વરના આત્માથી હોય, તો ઇસુનું કામ પણ ઇશ્વરના આત્માથીજ છે, એવું તેઓએ સમજવું જોઇએ; માટે ઇસુ પર દોષ મૂકવામાં તેઓ ઇશ્વરના કામને પણ દોષિત ઠરાવે છે.

ઇસુ ખ્રીસ્તે જે જે ચમત્કારો કર્યા, તે તો તેણે પોતાના શબ્દથી કર્યા, ને તેમાં ઇશ્વરની દયા તથા તેનું ચારિત્ર પ્રગટ કરવાનો તેનો ઇરાદો હતો; અથવા ચોથો સુવાર્તિક કહે છે તે પ્રમાણે તેઓ ચિહ્નરૂપ (યોહ. ૪; ૪૮ : ૨૦; ૩૦), એટલે આકાશના રાજ્યના ચિહ્નરૂપ, હતા. માટે આપણો પ્રભુ એમ કહે છે, કે "જો હું દેવના આત્માથી ભૂતોને કાઢું છું તો દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે, એમ સમજો." વળી આવાં પરાક્રમી કામો તેનાથી થયાં, તેનું કારણ એ નહોતું, કે તેણે શેતાનની સાથે સંપ કર્યો હતો; પણ તેનું ખરૂં કારણ એ હતું, કે તે શેતાનના કરતાં બળવાન હતો. એ પરથી તે આ પ્રમાણે કહે છે, કે "બળવાનના ઘરમાં જઇને તે બળવાનને પહેલવહેલાં બાંધ્યા વિના તેનો સામાન કોઇથી કેમ લૂટાય?" તેના કહેવાની મતલબ એ છે કે માણસોનાં શરીરોમાંથી ઉતરતા પ્રકારનાં ભૂતોને હું કાઢી શકું છું, તેનું કારણ એ છે કે તેઓના અધિપતિ શેતાન ઉપર જય પામીને મેં તેને બાંધી લીધેલો છે.

અંધકારના પરાક્રમીઓની સામે દુનિયામાં નિત્ય મલયુદ્ધ ચાલે છે. પરંતુ શેતાન કરતાં ઇશ્વરનો આત્મા બળવાન છે, એવું ઇસુ ખ્રીસ્તે આ ચિહ્નોદ્વારા સાબિત કર્યું. આ પ્રમાણે ઇશ્વરનું રાજ્ય માણસોની પાસે આવવાથી દરેક માણસને માથે ભારે જોખમદારી રહેલી છે. કેમકે આ મલયુદ્ધમાં કેવળ બે પક્ષ છે— ઇશ્વરનો પક્ષ અને શેતાનનો પક્ષ. તે બે પક્ષમાંથી એક પક્ષમાં ઉતર્યા વગર છૂટકો નથી: "જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે, ને જે મારી સાથે સંગ્રહ નથી કરતો તે વેરી નાખે છે."

૧. આથેન્સના નિયમ ઘડનાર સોલોને પોતાના ખરડામાં એક એવો ન્યાયનિયમ દાખલ કર્યો હતો, કે "લૂટફાટ અને અંધેરના સમયમાં જે માણસ કોઇનો પણ પક્ષ ધર્યા વિના તટસ્થ રહે તેને, શાંતિ સ્થપાયા પછી, રાજદ્રોહી ગણવો." જે થવાનું હોય તે થાય, પણ દરેક જણની એ ફરજ છે, કે તેણે નિત્ય સત્યનો પક્ષ ધરવો. એવો પક્ષ જે કોઇ નહિ ધરે તેનો પ્રભુ ઇસુ અંગીકાર કરશે નહિ. "જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે."

૨. "જે મારી સાથે સંગ્રહ નથી કરતો, તે વેરી નાખે છે." જ્યારે ફસલ જોખમમાં હોય છે, ત્યારે જે માણસ નકામો ઉભો રહે છે, ને ફસલનો બચાવ કરવા યત્ન કરતો નથી, તે માણસ વિષે એમજ સમજવું કે તે નાશના કામમાં સહભાગીદાર છે.

શેતાનની વિરૂદ્ધ ખ્રીસ્તનું જે યુદ્ધ હતું તેમાં ફરોશીઓ ખ્રીસ્તના પક્ષમાં ન ઉતર્યા, તેથી શેતાનના પક્ષમાં ઉતરવાનો દોષ તેઓને શિર આવ્યો. વળી આત્મિક ફસલના પૂળા ભેગા કરવામાં તેઓ ખ્રીસ્તને મદદગાર ન થયા, તેથી

ઇશ્વરના ભંડારમાં પૂળા ભેગા કરવામાં તેઓ અટકાવરૂપ થઇ પડેલા જણાયા. આ કારણને લીધે કલમ ૩૧, ૩૨માંની ગંભીર ચેતવણી આપણો પ્રભુ તેઓને આપે છે.

ઉપરોક્ત વાક્યોમાં એવું લખેલું છે, કે "પવિત્ર આત્માની વિરૂદ્ધ જે દુર્ભાષણ તે માણસને માફ નહિ કરાશે." આ પાપ તે શું? અને તે માણસે કર્યું છે, એમ ક્યારે કહી શકાય? આ વિષે પુરાતન વખતથી માંડીને આજદિન સુધી ઘણી ચર્ચા ચાલી રહી છે. તે પાપ કરવામાં ફરોશીઓએ થોડુંજ બાકી રાખ્યું હતું, એવું માત્થી અહીં આગળ જણાવે છે; એટલે તેઓએ આપણા પ્રભુ પર આવું ભારે તહોમત મૂકવામાં ભલાને ભુંડું કહ્યું, અને ભુંડાને ભલું કહ્યું; અને ખરી પવિત્રાતની હરેક પ્રકારના અસર પ્રત્યે શેતાનની પેઠે મુએલા જેવા થઇને, પવિત્રતા તેઓની દૃષ્ટિ આગળ આવી, ત્યારે તેઓ તેને ઓળખી શક્યા નહિ. ખ્રીસ્તની વિરૂદ્ધ દુર્ભાષણ કરવું, તેના દાવાનો નકાર કરવો, તેની સામે થવું, તેને મારી નાખવો, તે બધું માફ થાય. વળી પવિત્ર આત્માને દેવી વ્યક્તિ જાણવા છતાં તેની વિરૂદ્ધ દુર્ભાષણ કરવું, તે પણ માફ થાય; પરંતુ પ્રભુ ઇસુ ખ્રીસ્તના સંપૂર્ણ ચારિત્ર્યમાં જે પવિત્ર આત્મા પ્રગટ કરવામાં આવ્યો, તેની અસરની સામે થવું, ને તેમાં બક્ષેલી કૃપાનો છેવટ સુધી નકાર કરવો, એ પાપની માફી આ દુનિયામાં નહિ, તેમજ આવનાર દુનિયામાં પણ નહિ થાય. ભુંડાઇની સામેના યુદ્ધમાં એકલો પવિત્ર આત્માજ સાર્થક કાર્યકર્તા છે; અને માણસમાં જે પ્રેરક-બુદ્ધિ છે તે તો પવિત્ર આત્માની વાણી છે. તે વાણીને કોઇ કાન નહિ દે, તો અવશ્ય તે જતે દહાડે બંધ થઇ જશે.

હરેક શક્તિનો નિયમ એવો છે, કે તેનો ગેરઉપયોગ થવાથી તે ક્ષીણ થઇ જાય છે:—

૧. પ્રાકૃતિક નિયમ. અમેરિકાના કેન્ટકી પ્રાંતમાં મોટી મોટી ગુફાઓ છે. તેમાં સૂરજનું અજવાળું કદી પ્રવેશ પામતું નથી. તે ગુફાઓમાં કેટલાંક પ્રાણીઓ રહે છે. તેઓને આંખ છે ખરી, છતાં અજવાળાના અભાવે તે નકામી થઇ ગએલી હોય છે, તે કારણથી તેઓ તદન આંધળાં છે. તેઓને ગુફામાંથી બહાર કાઢવામાં આવે, તોપણ તેઓ દેખી શકે નહિ.

૨. માનસિક નિયમ. ડાર્વિન નામે એક માણસ હતો. તેણે પોતાના ૭૩મા વરસમાં પોતાનું જીવનચરિત્ર લખ્યું. તેમાં તે એમ કબુલ કરે છે, કે મારી યુવાવસ્થામાં સુસ્વર, ચિત્રો તથા કવિતાનો મને શોખ હતો; પરંતુ રફતેરફતે તે શોખ મેં ખોઇ નાખ્યો. એમ થવાનું કારણ જણાવતાં તે કહે છે, કે જો મારૂં જીવન ફરી ગાળ-

વાનો પ્રસંગ મને મળે, તો ઓછામાં ઓછું અઠવાડિયામાં એક વાર કંઇક કવિતા વાંચવાનો તથા સ્વર સાંભળવાનો નિયમ રાખું. મારા મગજનો જે ભાગ ક્ષીણ થઇ ગએલો છે તે એવી રીતે કદાપિ ક્રિયાશીલ રહે.

૩. આત્મિક નિયમ. પ્રેરકબુદ્ધિનો ગેરઉપયોગ કરવાથી અગર તેનો ઉપયોગ નહિ કરવાથી, તે મંદ થઇ જાય છે, ને આખરે મરી જાય છે.

ખ્રીસ્તી ધર્માનુસાર પ્રેરકબુદ્ધિ તે શું છે? પવિત્ર શાસ્ત્ર એજ જવાબ આપે છે, કે તે પવિત્ર આત્માની વાણી છે. ફરોશીઓ ભુંડાને સારૂં, ને સારાને ભુંડું કહેતા હતા, અજવાળાની સામે પોતાની આંખો બંધ કરતા હતા; એ જોઇને તેઓ પર આવનાર આપત્તિ સંબંધી આપણા પ્રભુએ તેઓને આ ગંભીર ચેતવણી આપી. તેઓ પોતાની પ્રેરકબુદ્ધિને છુંદી નાખતા હતા. જેણે પોતાની પ્રેરકબુદ્ધિને મારી નાખી છે, તેને માટે બીલકુલ આશા નથી, તેમજ માફી પણ નથી. કારણ કે માફી પામવાને અર્થે પસ્તાવો જોઇએ, અને જેનાથી પસ્તાવો થઇ ન શકે, તેને માફી શી રીતે મળે? ( માર્ક ૩ ; ૨૯ ).

માર્કના વૃત્તાંત પ્રમાણે ઉપરની ગંભીર ચેતવણીથી આ વાત સમાપ્ત થાય છે. પરંતુ માત્થી, અહીં આગળ, ભુંડા વિચાર તથા ભુંડા શબ્દ વિષે આપણા પ્રભુનાં કેટલાંક વચનોની નોંધ લે છે ( ૭ ; ૧૭. લુક ૬ ; ૪૩–૪૫ ), અને તે વાત અહીં દાખલ કરવાનું ખાસ કારણ પણ સૂચવે છે. શાસ્ત્રીઓને આપણા પ્રભુએ જે ભારે તથા ગંભીર વચન કહ્યું, તેના વિષે પ્રશ્ન ઉપસ્થિત થાય, કે શું તે વચન જોઇએ તે કરતાં વધારે સખત નથી? શાસ્ત્રીઓએ ઇસુ પર જે આરોપ મૂક્યો, તે તો હદ ઉપરાંતનો હતો ખરો; પરંતુ વાદવિવાદને અંગે માણસો ઘણીવાર વધુ પડતું બોલે છે, માટે તેઓની તરફેણમાં કદાપિ એમ કહી શકાય કે આ તો "નકામી વાત" હતી; અને કદાપિ આ સુવાર્તિકને એમ લાગ્યું હોય, તેથી તે વાતના સંબંધમાં તે આ વચનો જોડી દે છે.

આપણા હૃદયના વિચારો કેવા છે, તેમજ આપણે પોતે કેવા પ્રકારનાં માણસો છીએ, તે આપણા હોઠના શબ્દોથી પ્રગટ થાય છે. માટે પ્રભુ ઇસુ કહે છે કે "માણસો જે હરેક નકામી વાત બોલશે, તે સંબંધી ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે." માણસના શબ્દ તેમજ કૃત્યથી તેનું ખરૂં ચારિત્ર્ય દીપી નીકળે છે, તે નિયમ આપણો પ્રભુ પોતાના શ્રોતાઓને એટલુંજ નહિ, પણ પોતાને લાગુ પાડે છે. ૩૩મી કલમમાં તેના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે, કે હે ફરોશીઓ, તમે ન્યાયની રૂએ વિચાર કરો. તમે કહો છો કે ભૂતોને કાઢવાં તે કામ સારૂં છે; અને હું તે કામ કરૂં છું તેમ છતાં તમારી દૃષ્ટિએ ભુંડો છું. એટલે આ ઝાડનું

ફળ સારૂં છે, પણ ઝાડ જાતે ખરાબ છે એવું થયું. એમ તો હોયજ નહિ. કાંતો એમ કહો કે મારાં કામ સારાં છે, તેથી હું પણ સારો છું; કાંતો એમ કહો કે મારાં કામ ભુંડાં છે તેથી હું પણ ભુંડો છું. ઝાડ તથા તેનું ફળ, એ બેને તમારાથી જુદાં કરાય નહિ; કેમકે ઝાડ પોતાના ફળથી ઓળખાય છે. વળી એજ નિયમ શબ્દને પણ લાગુ પડે છે. માણસ પોતાના શબ્દથી ઓળખાય છે, કેમકે "મનના ભરપૂરપણામાંથી મોં બોલે છે." મારામાં ભુંડો આત્મા છે, અને બાલઝબુલના પરાક્રમથી હું મારા ચમત્કાર કરૂં છું, એવા તમારા ભુંડા તથા અદેખાઇ ભરેલા શબ્દોને લીધે, જેમ યોહાને તમને કહ્યું (૩ ; ૭), તેમ ખરેખર તમે સર્પના વંશ છો. "તારી વાતોથી તું ન્યાયી ઠરાવાશે અને તારી વાતોથી તું અન્યાયી પણ ઠરાવાશે." આપણે જે બોલીએ છીએ, તે દરેક શબ્દ અસર કરે એવો છે, મરે નહિ એવું બી છે; અને જેમાંથી બચી નહિ શકાય, એવાં પરિણામ તે પોતાની પાછળ લાવે છે. અને તે પરિણામને માટે આપણે જોખમદાર છીએ (સરખાવો યાકૂબ ૩ ; ૫-૧૦).

## ૫. ફરોશીઓ ચિહ્ન માગે છે

(અધ્ય. ૧૨ ; ૩૮-૪૫)

[૩૮] ત્યારે કેટલાએક શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ તેને ઉત્તર દીધો, કે ઓ ઉપદેશક, અમારે કંઇ નિશાણી જોવી છે. [૩૯] પણ તેણે તેઓને ઉત્તર દીધો, કે દુષ્ટ તથા વ્યભિચારી પેઢી નિશાણી માગે છે, પણ યૂના પ્રબોધકની નિશાણી સિવાય કોઇ નિશાણી તેને અપાશે નહિ. [૪૦] કેમકે જેમ યૂના ત્રણ રાતદહાડા મોટા માછલાના પેટમાં રહ્યો હતો, તેમ માણસનો દીકરો પણ ત્રણ રાતદહાડા પૃથ્વીના પેટમાં રહેશે. [૪૧] ન્યાયકાળે નીનવેહનાં માણસ આ પેઢી સાથે ઉઠીને ઉભાં રહેશે, ને તેને અપરાધી ઠરાવશે; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને તેઓએ પસ્તાવો કર્યો, પણ જુઓ, યૂના કરતાં અહીં એક મોટો છે. [૪૨] દક્ષિણની રાણી આ પેઢીની સાથે ન્યાયકાળે ઉઠીને એને અપરાધી ઠરાવશે; કેમકે પૃથ્વીને છેડેથી સુલેમાનનું જ્ઞાન સાંભળવાને તે આવી; પણ જુઓ, સુલેમાન કરતાં અહીં એક મોટો છે. [૪૩] માણસમાંથી નીકળ્યા પછી અશુદ્ધ આત્મા ઉજડ જગામાં વિસામો શોધતો ફરે છે, પણ નથી પામતો; [૪૪] ત્યારે તે કહે છે, કે જે ઘરમાંથી હું નીકળ્યો તેમાંજ હું પાછો જઇશ; ને જયારે તે આવે છે ત્યારે ખાલી તથા વાળેલું તથા વ્યવસ્થિત તે તેને જુએ છે. [૪૫] પછી જઇને પોતા કરતાં ભુંડા બીજા સાત આત્માઓને તે પોતાની સાથે લેતો આવે છે, ને તેઓ તેમાં પેસીને ત્યાં રહે છે; અને તે માણસની છેલ્લી અવસ્થા પહેલાંના કરતાં ભુંડી થાય છે. તેમ આ દુષ્ટ પેઢીને પણ થશે.

જે ફરોશીઓએ ઇસુ ખ્રીસ્ત પ્રભુ પર શેતાનની સાથે સંપ કરવાનું તહોમત મૂક્યું હતું, તેઓ યરૂશાલેમના સભાસ્થાનના પ્રતિનિધિઓ હતા (માર્ક ૩ ; ૨૨). પરંતુ લુક ૧૧ ; ૧૬ પ્રમાણે ઇસુની પાસે નિશાની માગનારા એ નહિ પણ બીજા હતા, એટલે કેટલાક શાસ્ત્રીઓ તથા ફરોશીઓ. તેઓ ઘણું કરીને સ્થાનિક રાબ્બીઓ હતા. પોતાના ભાઇઓ હારી ગયા છે તે જોઇને તેઓ ફરીથી વાદવિવાદ ઉભો કરે છે. તેઓ કંઇ ગુંચવણમાં હોય એવો ડોળ કરીને, ઇસુ ખ્રીસ્તને વિનંતી કરે છે, કે યજ્ઞ ભસ્મ કરવા માટે જેવી રીતે એલીયાહે આકાશથી અગ્નિ મંગાવ્યો (૧ રાજા. ૧૮ ; ૩૬-૩૯), તેવી રીતે તું પણ યહોવાહને વિનંતી કર, અને તું ઇશ્વર તરફથી મોકલાએલો છે એવું કોઇ ચિહ્નથી સાબીત કરી બતાવ. તેઓ સારી પેઠે જાણતા હતા, કે ઇસુ એમ કરવાની ના પાડશે. આશ્ચર્યકારક રીતે પોતાની ઇચ્છા પ્રગટ કરવી, એ દરેક સમયે યહોવાહને યોગ્ય લાગ્યું છે. પરંતુ આ રીતે માણસ તેને ફરજ પાડવા જાય, તે તદ્દન અનુચિત કહેવાય. એમ કરવાથી તેનું પરીક્ષણ કર્યા સમાન પાપ થાય છે. તેઓ એવી આશા રાખતા હતા, કે ઇસુ ના પાડશે એટલે તેના પરથી લોકોનો વિશ્વાસ ઉઠી જશે. પણ તેઓની યુક્તિ તેઓનાજ ગેરલાભમાં ઉતરી, એવું ઇસુએ તેઓને જે જવાબ આપ્યો તે પરથી જણાઇ આવે છે.

૧. ચિહ્ન માગવાથી તેઓ 'દુષ્ટ તથા વ્યભિચારી પેઢી જેવા' એટલે વિશ્વાસ વગરના તથા ઇશ્વર પ્રત્યે અવિશ્વાસુ ઠરે છે (સરખાવો યિર્મે. ૯ ; ૨. હોશ. ૫ ; ૩, ૪. નિર્ગ. ૩૪ ; ૧૫, ૧૬. ગીત. ૭૩ ; ૨૭).

૨. પ્રબોધક યૂનાની નિશાની સિવાય તેઓને બીજી કોઇ નિશાની આપવામાં નહિ આવે. તે નિશાની કઇ હતી ?

આપણી આગળ જે વાક્ય છે (૧૨ ; ૪૦) તે પરથી એવું લાગે છે, કે જેમ યૂના માછલાના પેટમાં ત્રણ રાતદહાડા રહ્યો (યૂના ૧ ; ૧૭), તેમ પ્રભુ ઇસુ પૃથ્વીના પેટમાં ત્રણ રાતદહાડા રહેશે ; અને એ વાત નિશાની માગનારાઓને નિશાનીરૂપ થશે. પરંતુ અહીં આગળ કેટલીક મુશ્કેલીઓ તરત ઉભી થાય છે :—

૧. ઇસુ ત્રણ રાતદહાડા કબરમાં રહ્યો નથી. શુક્રવારે બપોરે ત્રણ વાગે ઇસુ વધસ્તંભ પર મરણ પામ્યો ; અને તેજ દિવસે, સૂરજ આથમ્યા પહેલાં, તેને દાટવામાં આવ્યો. હવે તેજ દિવસે, યહુદી ગણતરી પ્રમાણે, સૂરજ આથમ્યા પછી સાબ્બાથ (આપણો શનિવાર) શરૂ થયો. સાબ્બાથ અથવા શનિવારનો આખો દિવસ તે કબરમાં રહ્યો, અને રવિવારે મોટે પરોઢિયે તે પાછો ઉઠયો. હવે, ઇસુ ખ્રીસ્ત બધું મળીને કેટલો વખત કબરમાં રહ્યો ? શુક્રવારના આસરે બે કલાક, શનિવારના ચોવીસ કલાક અને ત્યાર પછીની

રાતનો મોટો ભાગ; એટલે એક આખો દહાડો અને બીજા બે દહાડાના અમુક ભાગ. "ત્રીજે દહાડે ઉઠયો." આ પ્રમાણે ઘણું કરીને આ ત્રણ દિવસની વાત મળે છે, ને તે સૌ કરતાં વધારે ચોક્કસ છે (સરખાવો ૧૬; ૨૧ : ૧૭; ૨૩ : ૨૭; ૬૪. લુક ૯; ૨૨ : ૧૩; ૩૨ : ૧૮; ૩૩ : ૨૪; ૭, ૨૧, ૪૬. પ્રે. કૃ. ૧૦; ૪૦. ૧ કર. ૧૫; ૪).

૨. વળી "ત્રણ દિવસમાં" એ પ્રમાણે આ ત્રણ દિવસની વાત કોઇ વાર મળે છે. આપણે તેનો અર્થ બરોબર સમજીએ, તો તે વર્ણન પણ ચોક્કસ છે (સરખાવો યોહ. ૨; ૧૯. માત્થી ૨૭; ૪૦).

૩. વળી "ત્રણ દિવસ પછી" એવા શબ્દોમાં પણ આ વાત મળે છે (સરખાવો ૨૭; ૬૩. માર્ક ૮; ૩૧ : ૯; ૩૧ : ૧૦; ૩૪). "ત્રણ દિવસમાં" એ શબ્દોનો અર્થ 'ત્રણ દિવસની મુદતની અંદર' એવો થાય; પણ "ત્રણ દિવસ પછી" એ શબ્દોનો અર્થ સમજવા માટે, વખત ગણવાની પ્રાચીન રીત આપણે ધ્યાનમાં લેવી જોઇએ. પ્રાચીન રીત પ્રમાણે, જે દિવસથી માંડીને વખત ગણવાનો હોય તે, અને જે દિવસ સુધી ગણવાનો હોય, તે બન્ને દિવસ ગણત્રીમાં આવે. આ ગણત્રી પ્રમાણે આપણો પ્રભુ ત્રણ દિવસ પૃથ્વીના પેટમાં રહ્યો, એમ કહી શકાય ખરૂં; પરંતુ તે ત્રણ દિવસ અને ત્રણ રાત પૃથ્વીના પેટમાં રહ્યો, એવું કોઇ પણ ગણત્રી પ્રમાણે કહી શકાય નહિ.

વળી યૂના માછલીના પેટમાં ત્રણ રાત ને ત્રણ દહાડા રહ્યો, તે નીનવેહના લોકોને માટે નિશાનીરૂપ હતુંજ નહિ, કેમકે તે સંબંધી તેઓ કશું જાણતા નહોતા. તે બનાવ નીનવેહથી બહુ દૂર ભૂમધ્ય સમુદ્રમાં બન્યો હતો, અને ત્યાર પછી દરિયો તથા અરણ્ય ઓળંગીને યૂના તેઓ મધ્યે હાજર થયો હતો. નીનવેહવાસીઓ પર યૂનાના ઉપદેશથીજ અસર થઇ. આવનાર ન્યાયશાસન જે તેણે પ્રગટ કર્યું, અને પસ્તાવા સંબંધીનો જે ઉપદેશ કર્યો, તેજ તેઓને માટે નિશાનીરૂપ હતાં (યૂના ૩).

વળી આ ન્યાયશાસન તથા પસ્તાવા સંબંધી યૂનાએ જે ઉપદેશ કર્યો હતો, તેજ ચિહ્ન આપણો પ્રભુ અહીં આગળ પોતાના જમાનાના લોકો આગળ રજુ કરે છે (કલમ ૪૧) એટલુંજ નહિ, પણ લુકની સુવાર્તામાં, જ્યાં આ ચિહ્ન દેખાડવામાં આવે છે, ત્યાં આગળ પ્રભુ ઇસુના દટાવા વિષે કશી વાત નથી (લુક ૧૧; ૨૯-૩૨). ત્યાં એમજ લખેલું છે કે જેમ નીનવેહના લોકોને માટે યૂના ચિહ્નરૂપ હતો, તેમજ માણસનો દીકરો પોતાની પેઢીના લોકોને માટે પણ ચિહ્નરૂપ છે; અને નીનવેહના લોકોના મન ઉપર જે વાતથી અસર થઇ, અને જે વાતથી તેઓના મનમાં પસ્તાવો ઉપજ્યો, તે તો યૂનાનો ઉપદેશજ હતો.

ઉપરોક્ત ખુલાસો ધ્યાનમાં લેવાથી, આ કલમ ભૂલભરેલી છે એમ કબુલ કર્યા વગર છૂટકો જ નથી. આગળપાછળનાં વાક્યો સાથે તે મળતી આવતી નથી. તેમજ લુકની સુવાર્તામાં જે વાત મળે છે, તેની સાથે પણ આ વાત મળતી આવતી નથી. તો આ વાક્યનો ખુલાસો શી રીતે થાય?

તે જમાનામાં સુવાર્તાઓ હાથે લખવામાં આવતી હતી, અને હાથે લખતાં થતી કસુરોનો આ એક દાખલો છે. હસ્તલેખના હાંસીઆમાં લખવાની જગા રાખવામાં આવતી હતી, ત્યાં આગળ કોઇને નોંધ અગર ટીકા લખવી હોય તો લખી શકે. લહીઓ ઘણા શ્રમસહિત સુવાર્તાની નકલ ઉતારવાના કામમાં રોકાયલો હોય, ત્યારે ભૂલચૂકથી એકાદ શબ્દ અગર એકાદ વાક્ય કોઇવાર લખવું રહી જાય; અને એવું થાય ત્યારે તે રહી ગએલો શબ્દ અગર વાક્ય તે હાંસીઆમાં ઉતારી લેતો. કોઇ વાર કોઇ વાચક પોતાને ઠીક લાગે એવી અમુક ખુલાસારૂપ વાત પણ હાંસીઆમાં લખે. આગળ જતાં એવો હસ્તલેખ ફરીથી ઉતારવાનો વખત આવે, ત્યારે હાંસીઆમાં લખેલી વાત 'અસલ લેખમાંથી રહી ગએલી વાત છે,' એમ ધારીને, ઉતારતી વખતે લહીઓ હસ્તલેખની અંદર તેને દાખલ કરે. વળી અસલ લેખમાંની કોઇ પણ વાત ગુમ ન થાય, એવી જેમ તેને વધારે હોંસ હોય, તેમ આ પ્રમાણે કરવાનો સંભવ વધારે રહે, તેનો આ એક દાખલો છે.

આ ચાળીસમી કલમ હાંસીઆમાં લખેલી ખાનગી નોંધ હતી, અને પાછળથી ભૂલચૂકથી પવિત્ર હસ્તલેખમાં દાખલ કરવામાં આવી, એવું મારૂં માનવું છે. તે કાયમ રાખવામાં આવે તો પ્રભુનો અર્થ સમજાતો નથી; પણ જો તે પડતી મૂકવામાં આવે તો પ્રભુનો અર્થ સ્પષ્ટ સમજાય છે. ઇસુ ખ્રીસ્ત આ ફરોશીઓને આકાશથી કંઇ ચિહ્ન આપવાનો નથી. તેઓને કાને સ્વર્ગી સંદેશો પડયો છે. એ સંદેશાનો સ્વીકાર તેઓ ન કરે, તો નીનવેહના લોકો, જેઓએ યૂનાના ઉપદેશને લીધે પસ્તાવો કર્યો હતો; તેમજ શેબાની રાણી, જે પૃથ્વીના છેડાથી સુલેમાનનું જ્ઞાન સાંભળવા સારૂ આવી હતી (૧ રાજા ૧૦), તેઓના નમુનાથી ન્યાયકાળે તેઓને દોષિત ઠરાવવામાં આવશે.

ખરેખર, તેઓની આત્મિક સ્થિતિ જોખમભરેલી હતી, તેથી આપણો પ્રભુ (કલમ ૪૩–૪૫) તેઓને ગંભીર ચેતવણી આપે છે. વળી ઇસુ ખ્રીસ્તે ભૂત વળગેલા એક માણસને સાજો કર્યો, તે પ્રસંગે તે આ પ્રમાણે શિક્ષણ આપે છે, માટે તે ચમત્કાર આ શિક્ષણના ખુલાસારૂપ ગણાય. તે જમાનાના લોકોની માન્યતા એવી હતી કે બધા રોગ, પછી તે શારીરિક, માનસિક, અગર નૈતિક હોય, તો પણ તે બધા રોગ ભૂતના વળગાડથી થાય છે (૮; ૨૮). તેથી માણસ કોઇ પણ દરદમાંથી સાજો થાય ત્યારે લોકો સમજતા હતા, કે તેનામાંથી ભુંડો આત્મા નીકળી ગયો છે; અને જો તેજ દરદ ફરી થાય, તો લોકો

એમ સમજતા, કે ભુંડો આત્મા તેનામાં ફરી પ્રવેશ પામ્યો છે. તેથી માણસ આત્મિક રીતે ભ્રષ્ટ થાય છે ત્યારે તેની આત્મિક દશા કેટલી દયામણી હોય છે તે દેખાડવા આપણો પ્રભુ અહીં આગળ દાખલારૂપે ઉપર પ્રમાણેની તેઓની ચાલતી માન્યતાનો ઉપયોગ કરે છે. માણસનું હૃદય તો કદી ખાલી રહેતું નથી, માટે આપણે પોતાના હૃદયમાંથી ભુંડી વાસના કાઢી નાખીએ એટલુંજ બસ નથી, પરંતુ તેમાં નવી ને શુદ્ધ ભાવનાઓ દાખલ થાય, એવી જરૂર છે. નહિ તો હૃદય ખાલી પડવાથી જુની વાસનાઓ પાછી આવીને તેમાં વાસો કરશે. એમ થાય તો આપણી પહેલી અવસ્થા કરતાં છેલ્લી અવસ્થા વધારે ભુંડી થવાનો સંભવ છે. આપણાં હૃદયોમાં પવિત્ર આત્મા આવીને રહે, તોજ સલામતી છે.

## ૬. ઇસુ ખ્રીસ્તનાં સગાં

(અધ્ય. ૧૨ ; ૪૬–૫૦)

**૪૬ લોકોને તે હજુ વાત સંભળાવતો હતો એટલામાં જુઓ, તેની મા તથા તેના ભાઇઓ આવીને બહાર ઉભાં હતાં, ને તેની સાથે વાત કરવા ચહાતાં હતાં. ૪૭ ત્યારે કોઇએ તેને કહ્યું, કે જો, તારી મા ને તારા ભાઇઓ બહાર ઉભાં છે, ને તેઓ તારી સાથે વાત કરવા માગે છે. ૪૮ પણ પેલા કહેનારને તેણે ઉત્તર દીધો, કે મારી મા કોણ છે? ને મારા ભાઇઓ કોણ છે? ૪૯ અને તેણે પોતાના શિષ્યોની તરફ પોતાનો હાથ લાંબો કરીને કહ્યું, કે જુઓ, મારી મા, ને મારા ભાઇઓ! ૫૦ કેમકે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે જે કોઇ કરે, તેજ મારો ભાઇ તથા બેન તથા મા છે.**

પ્રભુ ઇસુ લોકોની આગળ વાત કરતો હતો, એ દરમિયાન તેનાં સગાં, એટલે તેની મા તથા તેના ભાઇઓ આવ્યાં. તેના ભાઇઓનાં નામ નવા કરારમાં ઘણી જગાએ આવે છે. માત્થી તથા માર્ક પોતપોતાની સુવાર્તામાં તેઓનાં નામ (યાકૂબ, યોસે–અગર યુસફ–, યહુદા તથા સીમોન) આપે છે; વળી તેને કેટલીક બેનો હતી, એવું પણ તેઓ જણાવે છે (૧૩; ૫૫, ૫૬. માર્ક ૬ ; ૩).

પવિત્ર આત્માના કાર્યથી મરિયમ પોતાના પ્રથમજનિત દીકરા ઇસુને જણી (૧; ૨૫. લુક ૨ ; ૭), ત્યાર પછી સાધારણ જન્મના નિયમે કરીને યુસફ તથા મરિયમને આ છોકરાં થયાં. પાછળના સમયમાં, પ્રાચીન મંડળીમાં બે ખોટા મત ઉભા થયા. તે જો ઉભા થયા ન હોત તો ઘણું કરીને ઉપર બતાવ્યા પ્રમાણેજ આજ સુધી માનવામાં આવત.

૧. મરિયમનું સદાનું કુમારિકાપણું. એ નામનો મત પ્રાચીન મંડળીમાં ઉભો થયો, ને જતે દહાડે તેને આધારે મરિયમની પૂજા થવા લાગી.

તેના સંબંધમાં એવી માન્યતા ઉભી થઇ, કે ઇસુના ભાઇઓ તે યુસફની આગલી સ્ત્રીના છોકરા હતા. પણ એ પ્રમાણે તેઓ ઇસુના ભાઇઓ કે સગા ભાઇઓ ગણાય નહિ. જાણવા જેવી વાત એ છે, કે આ માન્યતાનો પહેલામાં પહેલો દાખલો 'પીતરની સુવાર્તા'માં મળી આવે છે. એ સુવાર્તા બીજા સૈકાના મધ્ય ભાગમાં પ્રગટ થઇ, અને તે એક પાખંડી મતને આધારે લખવામાં આવી હતી.

૨. ત્યાર પછીના જમાનામાં મંડળીના કેટલાક લોકો લગ્નનો તિરસ્કાર કરવા લાગ્યા, ને લગ્ન નહિ કરનારને ખાસ માન આપવા લાગ્યા; માટે જેમ મરિયમના સંબંધમાં ખોટી માન્યતા ઉભી થઇ, કે તે સદા કુમારિકા રહી, તેમજ યુસફ વિષે પણ એવી ખોટી માન્યતા ઉભી થઇ. ચોથા સૈકામાં સંત જેરોમે એવો વિચાર ગોઠવી કાઢયો, કે "જેઓ આપણા પ્રભુના ભાઇઓ કહેવાય છે, તેઓ કલોપાસની વહુ મરિયમના છોકરા એટલે ઇસુના મસીઆઇ ભાઇ હતા." તે હિમ્મતવાન સ્ત્રી, સુવાર્તિકના કહ્યા પ્રમાણે (૨૭; ૫૬. યોહ. ૧૯; ૨૫), આપણા પ્રભુના વધસ્તંભ પાસે ઉભી હતી; અને તેના વિષે એવું સૂચવવામાં આવે છે, કે તે મરિયમ કુમારિકાની બેન થતી હતી. આ સૂચના સંબંધી ભારે વાંધા ઉભા થાય છે: બે બેનોનું એકજ નામ હોય, એ સંભવિત નથી એટલુંજ નહિ; પણ કલોપાસની સ્ત્રી મરિયમ અને ઇસુની માની બેન તે બન્ને યોહાનની સુવાર્તા પ્રમાણે (યોહ. ૧૯; ૨૫) જુદી જુદી વ્યક્તિ છે. ઇસુની માની બેનનું નામ સાલોમે હતું, અને તે ઝબદીની સ્ત્રી હતી (૨૭; ૫૬. માર્ક ૧૫; ૪૦). વળી યાકૂબ નાનો તે કલોપાસની સ્ત્રી મરિયમનો દીકરો હતો (માર્ક ૧૫; ૪૦), અને "ક્લોપાસ" તથા "આલ્ફીયસ" તે બન્ને એકજ નામનાં જુદાં જુદાં રૂપ હોવાને લીધે, તે બાર પ્રેરિતોમાંનો એક હશે (૧૦; ૩. માર્ક ૩; ૧૮. લુક ૬; ૧૫). છતાં સાફ લખેલું છે, કે તેના ભાઇઓમાંના કોઇએ આ અરસામાં તેના પર વિશ્વાસ કર્યો નહોતો (યોહ. ૭; ૫). એ ઉપરથી સાબિત થાય છે, કે સુવાર્તિકોની સાક્ષી પ્રમાણેજ ઇસુ ખ્રીસ્ત, પવિત્ર આત્માએ કરી, મરિયમનો પ્રથમજનિત દીકરો હતો. ત્યાર પછી તેને જે છોકરા થયા, તે તેના ભાઇઓ કહેવાય. આ વાતને લીધે જો કોઇની લાગણીને ઠોકર લાગે તો તે લાગણી ખરી સભ્યતા નથી. જે તપસ્વીએ આ દુર્મત શોધી કાઢયો તેનાથી પ્રાચીન મંડળીમાં બગાડ થયો હતો, મંડળીના આખા ઇતિહાસને

નુકસાન પહોંચ્યું છે, ઇશ્વરની બક્ષી ઉત્પત્તિને અપવિત્ર ગણવામાં આવી છે, માણસની સ્વાભાવિક લાગણીઓને દાબી દેવામાં આવી છે, અને ઘરસંસારના પવિત્ર સ્થાનને અપવિત્ર કરવામાં આવ્યું છે.

ઇસુમાં તથા તેના ભાઇઓમાં જે મોટું જુદાપણું દેખાઇ આવે છે, તે ઉપરથી તેના વિષે આપણી જે માન્યતા છે તેને ટેકો મળે છે. પોતાના ભાઇઓને ઇસુ ઘેલા જેવો લાગતો (માર્ક ૩ ; ૨૧). તેઓના જડ મનને લીધે તેઓ તેની વાતો સમજી શકતા નહોતા, તેથી તેના પર તેઓએ અદેખાઇ રાખી. પ્રભુ ઇસુ જે કામ ગાલીલ પ્રાંતમાં કરતો હતો, તેના વિષે તેઓએ સાંભળ્યું હતું; અને યરૂશાલેમમાં પાસ્ખા પર્વની વખતે, તેણે અધિકારીઓના મ્હો પર જે સખત તથા ગંભીર વચનો કહ્યાં હતાં, તે તેઓએ કદાપિ જાતે સાંભળ્યાં હોય; માટે તેને ગાંડો ધારીને, તેઓ પોતાની મા સાથે કાપરનાહુમમાં આવ્યા, એ માટે કે તેઓ તેને પકડીને કબજામાં રાખે. તેઓ ત્યાં આવ્યાં ત્યારે સમુદાયની ભીડને લીધે, તેની પાસે જઇ નહિ શકવાથી, તેઓએ કહેવડાવી મોકલ્યું, કે "તારી મા ને તારા ભાઇઓ બહાર ઉભાં છે, ને તેઓ તારી સાથે વાત કરવા માગે છે." ઇસુએ તેઓને જે જવાબ આપ્યો, તેનો આપણે શો અર્થ સમજવો ?

પ્રભુ ઇસુએ બાર શિષ્યોને સુવાર્તા પ્રગટ કરવા મોકલ્યા, તે વખતે તેણે તેઓને માથે જે ગંભીર ફરજ મૂકી હતી (૧૦; ૩૭), તેજ ફરજ તે અહીં આગળ પોતાને લાગુ કરે છે એટલુંજ નહિ, પણ એથી વિશેષ એ છે, કે હવે પછી દુનિયાઈ બંધનમાં તેનાથી રહેવાય તેમ નહોતું. તેના જન્મનું રહસ્ય આપણે સમજીએ ત્યારેજ તેનો જવાબ આપણાથી સમજાશે. ઇસુનો જન્મ સાધારણ જન્મ નહોતો, પણ ચમત્કારિક હતો. પવિત્ર આત્મા વડે. ઇશ્વરના દીકરાએ અવતાર લીધો હતો; અને તેમ કરીને દુનિયાની વ્યવસ્થામાં તેણે એક નવી વ્યવસ્થા દાખલ કરી હતી. આ નવી વ્યવસ્થાને "આકાશનું રાજ્ય" એ નામ આપવામાં આવે છે. હવે જુની વ્યવસ્થાને જે નિયમો લાગુ પડતા હતા, તે નિયમો નવી વ્યવસ્થાને લાગુ પડે નહિ. જુની વ્યવસ્થામાં સૌથી બંધનકારક સંબંધ તે લોહીના સગપણનો સંબંધ હતો; પણ નવી વ્યવસ્થામાં સૌથી બંધનકારક સંબંધ તે આકાશમાંના બાપની સાથેનો સંબંધ છે. સ્વર્ગી પિતાની ઇચ્છા પૂરી કરવાને માટે જેઓ પ્રયત્ન કરે છે, તેઓ બધા એકબીજાના સગા છે.

## ૭. દૃષ્ટાંતદ્વારા પ્રભુ ઇસુનું શિક્ષણ

(અધ્ય. ૧૩ ; ૧-૫૨)

શાસ્ત્રીઓ તથા ફરોશીઓની સાથે આ પ્રમાણે વાદવિવાદ થઇ રહ્યા પછી ઇસુ ખ્રીસ્ત કાપરનાહુમનું બંદર બેથસાયદા જ્યાં આગળ તે રહેતો હતો ત્યાં ગયો. સાંજની વખતે તે શિષ્યોને સાથે લઇ સરોવરના કાંઠા પર જઇને બેઠો.

આકાશના રાજ્યનાં વાનાં સંબંધી શિષ્યોની સાથે વાત કરવાનો તેનો હેતુ હશે ; પરંતુ લોકોએ તેને જોયો, એટલે તરત તેઓ ટોળાબંધ તેની પાસે આવવા લાગ્યા (સરખાવો લુક ૫ ; ૧-૩). આ જોઇને પ્રભુ ઇસુ પોતાના રિવાજ પ્રમાણે હોડીમાં બેઠો. માર્કની સુવાર્તાના કેટલાક હસ્તલેખોમાં ખાસ હોડી દેખાડેલી છે, એટલે ખાસ એવા સંજોગોને અર્થે જે હોડી રાખી મૂકવામાં આવી હતી તે (સરખાવો માર્ક ૩ ; ૯ : ૪ ; ૧). આ પ્રસંગે તેણે નવી પદ્ધતિ પ્રમાણે ભાષણ કર્યું ; એટલે સાધારણ રીતે ઉપદેશ નહિ કરતાં, તેણે એક પછી એક કેટલાંક દૃષ્ટાંતો, ખુલાસો કે લાગુકરણ કર્યા વગર, તેઓને કહ્યાં.

આ અધ્યાયમાં સાત દૃષ્ટાંતો આપેલાં છે. તેઓમાંનાં પહેલાં ચાર ( એટલે વાવનારનું, કડવા દાણાનું, રાઇના બીનું તથા ખમીરનું ) દૃષ્ટાંત સમુદાયને કહેવામાં આવ્યાં હતાં ; અને છેલ્લાં ત્રણ ( એટલે સંતાડેલું દ્રવ્ય, સારાં મોતી તથા જાળનું ) દૃષ્ટાંત એકલા પોતાના શિષ્યોને કહેવામાં આવ્યાં.

માત્થીનું ચિત્ત વિશેષે કરીને ઇસુના શિક્ષણ પર રહે છે, તેથી આકાશનું રાજ્ય કેવું છે તે દર્શાવવા, તે આ પ્રમાણે સાત દૃષ્ટાંતો સાથે સાથે આપે છે. તેમાં રાજ્યની સ્થાપનાની પદ્ધતિ, રાજ્યની વૃદ્ધિને નડતા અટકાવો, રાજ્યની બાહ્ય તેમજ અભ્યંતર વૃદ્ધિ, રાજ્યમાં પ્રવેશ પામવાની શરતો અને રાજ્યનું છેવટનું શુદ્ધિકરણ, એવી એવી વાતો સમાએલી છે.

માત્થી તથા માર્ક બન્ને એવું જણાવે છે, કે ફરોશીઓ તથા શાસ્ત્રીઓ આપણા પ્રભુની સામા થયા ; અને તેઓની અસરને લીધે તેના શિક્ષણ પ્રત્યે લોકોનાં મન પણ કઠણ થવા લાગ્યાં, ત્યારથી માંડીને તેણે ઉપદેશની આ નવી પદ્ધતિ રાખી ( કલમ ૧૦-૧૬. માર્ક ૪ ; ૧૧, ૧૨. લુક ૮ ; ૧૦).

કોઇવાર એવું લાગે છે, કે દૃષ્ટાંતદ્વારા શિક્ષણ આપવાનો આપણા પ્રભુનો હેતુ એવો હોય, કે જેઓ અંતઃકરણનાં આંધળાં હતાં અને જાણીબુઝીને આત્મિક બાબતો પ્રત્યે પોતાનાં મન જડ રાખતાં હતાં, તેઓથી આકાશના રાજ્યના મર્મો પાછા રાખવામાં આવે ( કલમ ૧૧ તેમજ ૭ ; ૬ પરની ટીકા). પરંતુ દૃષ્ટાંતોમાં એવું લક્ષણ પણ જોવામાં આવે છે, કે જેઓનાં મન આત્મિક બાબતો તરફ વલણ રાખતાં હોય, તેઓને ધ્યાન આપવાને તથા મનન કરવાને આ પ્રકારના શિક્ષણથી વિશેષ ઉત્તેજન આપવામાં આવે. મતલબ કે શ્રોતાઓને માટે દૃષ્ટાંતો કસોટીરૂપ હતાં. જેઓ ખરા મનથી શોધક ન હોય તેઓ તો દૃષ્ટાંતો સાંભળીને પાછાં પડે, પણ જેઓમાં ખરો ભાવ હોય તેઓ સત્યની તરફ વિશેષ આકર્ષાય. આ દૃષ્ટાંતોમાં અમૂલ્ય દ્રવ્ય સંતાડેલું છે, અને એ જાણીને એવાઓ એ સંતાડેલું દ્રવ્ય મળે ત્યાં સુધી આ દૃષ્ટાંતોરૂપી ખાણમાં ખોદ્યા વગર રહેજ નહિ.

આવી રીતે શિક્ષણ આપવાની પદ્ધતિ છેક નવી નહોતી. જુના કરારમાં પણ એ પદ્ધતિના કેટલાક સારા દાખલાઓ મળે છે (૨ શમ. ૧૨; ૧-૪: ૧૪; ૫-૧૧. ૧ રાજા ૨૦; ૩૯, ૪૦. યશા. ૫; ૧-૬: ૨૮; ૨૪-૨૮). વળી રાબ્બીઓ પણ તેજ પદ્ધતિનો ઉપયોગ કરતા હતા. પરંતુ ખ્રીસ્તનાં દૃષ્ટાંતો એ પદ્ધતિના સંપૂર્ણ નમુનારૂપ જણાય છે. તેનાં દૃષ્ટાંતો એટલાં બધાં ઉમદા જણાય છે, કે તેના સમય પછી, તેની પદ્ધતિને અનુસરવાના પ્રયત્ન થોડાએજ કર્યા છે. પ્રેરિતોએ આ પદ્ધતિનો ઉપયોગ ન કર્યો એટલુંજ નહિ, પણ "હેર્માસ" સિવાય ધર્મપિતૃઓમાંના પણ કોઇએ આ પદ્ધતિનો ઉપયોગ કર્યો હોય, એવો દાખલો નથી.

(૧) વાવનારનું દૃષ્ટાંત. ૧૩; ૧-૯.

**[1] તેજ દહાડે ઇસુ ઘરમાંથી નીકળીને સમુદ્રને કિનારે બેઠો. [2] અને અતિ ઘણા લોક તેની પાસે એકઠા થયા, માટે હોડી પર તે ચઢી બેઠો; ને સર્વ લોક કિનારે ઉભા રહ્યા. [3] અને દૃષ્ટાંતોમાં તેણે તેઓને ઘણી વાતો કહી, કે જુઓ, વાવનાર વાવવાને બહાર ગયો. [4] અને તે વાવતો હતો ત્યારે કેટલાંએક [બી] રસ્તાની કોરે પડયાં, એટલે પક્ષીઓ આવીને તે ખાઇ ગયાં. [5] અને કેટલાંએક પત્થરવાળી ભોંય પર પડયાં, જ્યાં ઘણી માટી ન હતી, ને તેને માટીનું ઉંડાણ ન હતું માટે વહેલાં ઉગી નીકળ્યાં, [6] પણ જ્યારે સૂરજ ઉગ્યો ત્યારે તે ચીમળાઇ ગયાં, અને જડ નહિ હોવાથી તે સુકાઇ ગયાં. [7] અને કેટલાંએક કાંટાનાં જાળાંમાં પડયાં, ને કાંટાનાં જાળાંએ વધીને તેને દાબી નાખ્યાં. [8] અને બીજાં સારી ભોંય પર પડયાં, ને તેઓએ ફળ આપ્યાં, કેટલાંકે સોગણાં, ને કેટલાંકે સાઠગણાં, ને કેટલાંકે ત્રીસગણાં. [9] જેને સાંભળવાને કાન છે તે સાંભળે.**

આ દૃષ્ટાંતમાં આકાશનું રાજ્ય સ્થાપન કરવાની પદ્ધતિનું વર્ણન કરવામાં આવે છે. ઇસુ હોડીમાં બેઠો હતો ત્યાં આગળ ગન્નેસારેથ નામનું એક મેદાન હતું, જેમાં ખેડુતો ખેતીના કામમાં હમેશ રોકાયલા રહેતા. આ પ્રસંગે ખેડુતો પોતાના કામમાં રોકાયલા તેના જોવામાં આવ્યા હશે, અને તે પરથી આ બોધ તેના મનને સૂચવવામાં આવ્યો હશે. વળી જે જુદા જુદા વર્ગના શ્રોતાઓ આ દૃષ્ટાંતમાં દર્શાવવામાં આવેલા છે, તે બધા વર્ગના શ્રોતાઓ અત્યાર સુધીના તેના કામમાં તેને મળ્યા હતા. માટે આ સુવાર્તાપ્રસારક કામમાં આપણા પ્રભુને જે જાત્યનુભવ થયો હતો, તેનું વર્ણન તે અહીં આગળ કરે છે.

જુઓ, વાવનાર વાવવાને બહાર ગયો. વાવતાં વાવતાં દરેક જગામાં જે બી પડ્યાં હતાં, તે તો એકજ જાતનાં બી હતાં; તોપણ બધી જગાએ એક

સરખી ફસલ થઇ નહોતી. જુદી જુદી જગાએ ફસલમાં જે તફાવત માલમ પડયો હતો, તેનો આધાર કેવી જમીન પર બી પડયાં છે તે ઉપર રહેતો હતો. કેટલાંક બી ખેતરમાં જવાની કેડી પર પડ્યાં હતાં, ને માણસોના તથા ઢોરના અવરજવરથી તે જમીન એટલી બધી સખત થઇ ગએલી હતી, કે બીનાં મૂળ તેમાં ઉતરી શક્યાં નહોતાં. એ બી જમીન ઉપર ને ઉપર રહ્યાં, તેથી આકાશનાં પક્ષીઓ આવીને તે ખાઇ ગયાં. કોઇ કોઇ સ્થળે જમીનના એવા ભાગ માલમ પડયા, કે જ્યાં નીચેના ખડક ઠેઠ જમીનની સપાટી સુધી ઉપર આવ્યા હતા. એવી જગાએ જે બી પડયાં હતાં, તે જલદી ઉગી નીકળ્યાં ખરાં, પણ નીચે થોડીજ માટી હોવાથી તે જલદી ચીમળાઇ ગયાં. કોઇ કોઇ ઠેકાણે જમીન કાંટાવાળી હતી. ત્યાં ખેડુતે સૂઢ કર્યું નહોતું, તેમ આરડી, કાંટાઝાળાં વગેરે ખોદીને કાઢી નાખ્યાં પણ નહોતાં. એવી જગાએ પડેલાં બી ઉગ્યાં તો ખરાં, પણ આસપાસના કાંટાવાળા છોડવાથી તે દબાઇ ગયાં. પણ ઘણીખરી જગાએ, જ્યાં ખેડુતે મહેનત કરીને જમીન સાફ કરી હતી, ત્યાં પુષ્કળ સારી માટી હોવાથી તે બી સારી રીતે ઉગ્યાં, ને અનાજ સારી રીતે પાક્યું. વળી સારી જમીન પણ એકસરખી નહોતી. જમીનનો જેવો પ્રકાર, જેવો કસ, અને જેવાં હવાપાણી, તે પ્રમાણે સોગણું, સાઠગણું ને ત્રીસગણું ફળ નીપજ્યાં.

(૨) દૃષ્ટાંતદ્વારા શિક્ષણ આપવાનું કારણ. ૧૩; ૧૦-૧૭

**[10] પછી શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું, કે તું તેઓની સાથે**
**દૃષ્ટાંતોમાં શા માટે બોલે છે? [11] ત્યારે તેણે તેઓને ઉત્તર દીધો, કે**
**આકાશના રાજ્યના મર્મો જાણવાનું તમને આપેલું છે, પણ તેઓને**
**નથી આપેલું. [12] કેમકે જેની પાસે છે તેને અપાશે, ને તેની પાસે**
**પુષ્કળ થશે; પણ જેની પાસે નથી તેની પાસે જે છે, તે પણ તેની**
**પાસેથી લઇ લેવાશે. [13] એ માટે હું તેઓની સાથે દૃષ્ટાંતોમાં બોલું છું;**
**કેમકે જોતાં તેઓ જોતા નથી, ને સાંભળતાં તેઓ સાંભળતા નથી, ને**
**સમજતા પણ નથી; [14] ને યશાયાહની વાત તેઓના સંબંધી પૂરી**
**થઇ છે, જે કહે છે, કે**

**તમે સાંભળતાં સાંભળશો, પણ સમજશો નહિ;**
**ને જોતાં જોશો, પણ તમને સુઝશે નહિ.**
**[15] કેમકે એ લોકોનાં મન જડ થઇ ગયાં છે,**
**ને તેઓના કાન બહેર મારી ગયા છે,**
**ને તેઓએ પોતાની આંખો મીંચેલી છે,**
**રખેને તેઓને આંખે સુઝે,**
**ને તેઓ કાને સાંભળે,**

**ને મનથી સમજે,**
**ને ફરે,**
**ને હું તેઓને સાજા કરૂં.**
**[16] પણ તમારી આંખોને ધન્ય છે, કેમકે તેઓ જુએ છે; અને**
**તમારા કાનોને [ધન્ય છે], કેમકે તેઓ સાંભળે છે. [17] કારણ કે હું**
**તમને ખચીત કહું છું, કે તમે જે જે જુઓ છો તે તે ઘણા પ્રબોધકોએ તથા ન્યાયીઓએ જોવા ચાહ્યાં, પણ જોયાં નહિ; ને તમે જે જે સાંભળો છો તે સાંભળવા તેઓએ ચાહ્યાં, પણ સાંભળ્યાં નહિ.**

"જેને સાંભળવાને કાન છે તે સાંભળે," એવું કહીને આપણા પ્રભુએ ઉપરોક્ત દૃષ્ટાંત બંધ કર્યું; અને એમ, તે પર વિચાર તથા મનન કરી તેનો ખુલાસો પોતાની મેળે કરી લેવાને તેણે સાંભળનારાઓને ઉત્તેજન આપ્યું. અહીં આગળ ઇસુનું શિક્ષણ આપતાં આપતાં સુવાર્તિક થોભે છે; અને સમુદાય વિદાય થયા પછી, એકલા ચેલાઓ સાથે ઇસુએ જે વાત કરી, તે જણાવે છે (માર્ક ૪; ૧૦). તેઓએ તેને પૂછ્યું, કે "તું તેઓની સાથે દૃષ્ટાંતોમાં શા માટે બોલે છે?" ત્યારે તેણે એવો ખુલાસો કર્યો, કે હવે પછી નવી પદ્ધતિ પ્રમાણેજ મારૂં સેવાનું કામ ચાલવાનું છે. પૃથ્વી પરનો ખ્રીસ્તનો વાસો સમાપ્ત થવા આવ્યો હતો, અને તેના પ્રત્યે અધિકારીઓની અદેખાઇ દિનપ્રતિદિન વધતી જતી હતી; તેથી જે દિવસે તે પોતે તેઓથી વિદાય થશે, ને એકલા શિષ્યોએ સુવાર્તાનું કામ કરવું પડશે, તે દિવસનો વિચાર તેના મનમાં આવ્યો હતો. એજ મોટા કામને માટે તેણે તેઓને પસંદ કર્યા હતા, ને આકાશના રાજ્યના મર્મો સમજવાની બાબતમાં અત્યાર સુધીમાં તેઓ કંઇક આગળ વધ્યા હતા; છતાં હજી પણ તેઓને ખાસ તૈયાર કરવાની તથા શિક્ષણ આપવાની જરૂર હતી. તેથી હવે પછી આ ભારે તથા અગત્યના કામ પર પ્રભુ ઇસુ ખાસ ધ્યાન આપવાનો ઇરાદો જણાવે છે. અને તે ઇરાદો સાર્થક કરવાને, આ વખતથી માંડીને, જુદી જુદી બે પદ્ધતિ કામે લગાડવાનો તે વિચાર કરે છે:

૧. વારંવાર તેઓની સાથે કાપરનાહુમથી નીકળીને એકાંત જગામાં તેઓની સાથે વાત કરવી.
૨. નવી પદ્ધતિદ્વારા, એટલે દૃષ્ટાંતદ્વારા, શિક્ષણ આપવું.

હેબ્રી પ્રબોધકોએ પણ દૃષ્ટાંતો કહ્યાં હતાં (૨ શમ. ૧૨; ૧-૬. યશા. ૫; ૧-૬. હઝ. ૧૭; ૩-૧૦: ૨૪; ૩-૫); તેમજ યહુદી રાબ્બીઓ પણ આ પદ્ધતિનો ઉપયોગ કરતા હતા. એજ પ્રમાણે આપણો પ્રભુ પણ સમુદાયની આગળ હવે પછી સરળ દૃષ્ટાંતોદ્વારાજ ઇશ્વર સંબંધી તથા તેની ભલાઇ સંબંધી વાત કરવાનો, ને પછી પોતાના ચેલાઓ સાથે એકાંતમાં તેજ દૃષ્ટાંતોનો ઉંડો તથા આત્મિક અર્થ સ્પષ્ટ કરવાનો પોતાનો ઇરાદો જણાવે છે (માર્ક ૪; ૩૩, ૩૪).

ઉપર ઉપરથી કદાપિ એવું લાગે, કે ઇસુ સમુદાયને તજી દે છે; પણ એમ નથી. જેમ શિક્ષક પોતાના વર્ગમાંના હોશિયાર ને મહેનતુ છોકરાઓ પાછળ વધારે મહેનત લે છે, ને તેઓનાં મન કેળવવાને ખાસ પ્રયત્ન કરે છે; તેમ હવેથી માંડીને ખ્રીસ્ત પોતાના ખાસ ચેલાઓને માટે વિશેષ મહેનત કરે છે. કેમકે રાબ્બી લોકોની કહેવત પ્રમાણે "જેની પાસે કંઇ છે, તેને અપાશે; ને જેની પાસે કંઇ નથી, તેની પાસે જે કંઇ છે, તે પણ લઇ લેવામાં આવશે." અથવા આ કહેવતના બીજા રૂપ પ્રમાણે બોલીએ, તો "જે માણસ વધતો નથી, તે માણસ ઘટે છે." એટલે જે ચેલો આળસુ છે, ને પોતાનું જ્ઞાન વધારવા ખંતથી અભ્યાસ કરતો નથી તે જે કંઇ શીખ્યો હોય તે પણ વહેલો ભૂલી જાય છે.

વળી યશાયાહ પ્રબોધકના કહેવા પ્રમાણે (યશ. ૬; ૯, ૧૦) માણસો સાથે યહોવાહ પણ એવીજ રીતે વર્તે છે. જેઓ પોતાનાં હૃદય કઠણ કરે છે, ને પોતાના કાન તથા આંખ બંધ રાખે છે, તેઓને તેઓની અજ્ઞાનતા તથા અંધત્વમાં તે રહેવા દે છે. તથાપિ ઇશ્વરના ન્યાયની સાથે દયા મિશ્રિત થએલી માલમ પડે છે. તેજ પ્રમાણે આત્મિક બાબતો સમજવાને મંદ માલમ પડનાર સમુદાયને પડતો મૂકીને, તથા તેઓની પાસેથી પાછા વળીને પોતાના ચેલાઓની પાછળ ખાસ મહેનત કરવામાં, સમુદાય પ્રત્યેનો તેમજ સમસ્ત માનવજાત પ્રત્યેનો ઇસુનો ઇરાદો પ્રેમાળ તથા કૃપાળુ હતો; કેમકે તેનો હેતુ એજ હતો, કે તેના ગયા પછી જગતને જીતી લેવાને તે તેઓને તૈયાર કરે. અનાદિકાળથી યહોવાહના ભક્તોએ તથા પ્રબોધકોએ તારણનું જે દર્શન જોયું હતું, તે દર્શન આજ કામદ્વારા અખીલ માનવજાતના અનુભવમાં સાર્થક થવાનું હતું.

### (૩) વાવનારના દૃષ્ટાંતનો ખુલાસો. ૧૩; ૧૮–૨૩.

**[18]હવે વાવનારનું દૃષ્ટાંત સાંભળો. [19]જ્યારે રાજ્યનું વચન કોઇ સાંભળે છે, ને નથી સમજતો, ત્યારે શેતાન આવીને તેના મનમાં જે વાવેલું તે છીનવી લઇ જાય છે; રસ્તાની કોરે જે બી વાવેલું તે એજ છે. [20]અને પત્થરવાળી ભોંય પર જે બી વાવેલું તે એ છે, કે વચન સાંભળીને તરત હર્ષથી તેને માની લે છે. [21]તો પણ તેના પોતામાં જડ નહિ હોવાથી તે થોડીજ વાર ટકે છે, અને જ્યારે વચનને લીધે વિપત્તિ અથવા સતાવણી આવે છે, ત્યારે તરત તે ઠોકર ખાય છે. [22]અને કાંટાનાં જાળાંમાં જે બી વાવેલું તે એ છે, કે વચન સાંભળે છે, પણ આ જગતની ચિંતા તથા દ્રવ્યની માયા વચનને દાબી નાખે છે, ને તે નિષ્ફળ થઇ જાય છે. [23]અને સારી ભોંય પર જે બી વાવેલું તે એ છે, કે વચન સાંભળે છે, ને સમજે છે, ને તેને નિશ્ચે ફળ લાગે છે, એટલે કોઇને સોગણાં, તો કોઇને સાઠગણાં, અને કોઇને ત્રીસગણાં લાગે છે.**

આ દૃષ્ટાંત કહેવામાં ઇસુના બે હેતુ હતા. એટલે અત્યાર સુધીમાં તેને પોતાને જે અનુભવ થયો હતો તે જણાવવો; અને ત્યાર પછી પ્રેરિતોને તથા પ્રેરિતો પછી તેના બધા સેવકોને જે અનુભવ થવાનો હતો, તે પણ અગાઉથી દેખાડવો. જે અસંતોષકારક શ્રોતાઓ આ દૃષ્ટાંતમાં દેખાડવામાં આવે છે, તેઓ સુવાર્તાના દુશ્મન છે, એમ નથી. માર્ગ પર પડેલાં બી એટલે અવિચારી તથા બેદિક્કરા માણસો. તેઓ વાત સાંભળે છે ખરા, પરંતુ મંદ બુદ્ધિના હોવાથી તેઓને આત્મિક વાનાંનું ભાન રહેતું નથી, તેથી વાત તેઓના મનમાં ઉતરતી નથી; જેથી શેતાન આવીને વાવેલાં બી સહેલાઇથી લઇ જાય છે. પત્થરવાળી જમીન પરથી એવા લોકો દર્શાવાય છે, કે જેઓમાં સહેલાઇથી હોંસ ઉત્પન્ન થઇ શકે છે ખરી, પણ તેઓમાં સ્થિરપણું કે ઠરેલપણું ન હોવાથી તેઓ અંત સુધી ફળ આપી શકતા નથી. મુશ્કેલી ઉભી થાય છે, ત્યારે તેઓ એકદમ ઠંડા પડી જાય છે. કાંટાવાળી જમીન પરથી જે લોકો દેખાડવામાં આવે છે તેઓ ફળ આપે છે ખરા, પરંતુ જગતની માયા તથા દ્રવ્યના લોભને કારણે, જેમ જોઇએ તેમ ફળ આપી શકતા નથી. હૃદયમાં જે જગા ઇસુને આપવી જોઇએ, તે જગા તેઓએ બીજાને આપેલી હોય છે (સરખાવો ૬; ૨૪). સારી જમીન ઉપર પડેલાં બી પરથી સારા ખ્રીસ્તીઓ સમજવાના છે. તેઓ ખ્રીસ્તના શિક્ષણનો સ્વીકાર કરે છે, અને ઇશ્વરે તેઓને જે સ્વાભાવિક શક્તિઓ આપી હોય છે, તેના પ્રમાણમાં તેઓ આગળ વધે છે અને ફળ આપે છે.

### (૪) આકાશના રાજ્યની ખાસ ઉપમાઓ. ૧૩; ૨૪-૩૫.

ઇસુએ હોડીમાં બેસીને સમુદાયની આગળ જે ભાષણ કર્યું, તે ફરી આગળ ચાલે છે. આકાશના રાજ્યની વૃદ્ધિના સંબંધમાં ત્રણ દૃષ્ટાંત અહીં આપેલાં છે:—

#### (૧) ઘઉંમાં વાવેલા કડવા દાણા. ૧૩; ૨૪-૩૦.

**[૨૪]તેણે તેઓની આગળ બીજું દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય પોતાના ખેતરમાં સારૂં બી વાવનાર માણસના જેવું છે. [૨૫]પણ માણસો ઉંઘતા હતા તેવામાં તેનો વૈરી આવીને ઘઉંમાં કડવા દાણા વાવીને ચાલ્યો ગયો. [૨૬]પણ જ્યારે છોડવા ઉગ્યા, ને તેમને ઉંબીઓ આવી, ત્યારે કડવા દાણા પણ દેખાયા. [૨૭]ત્યારે તે ઘરધણીના ચાકરોએ પાસે આવીને તેને કહ્યું, કે સાહેબ, તેં શું તારા ખેતરમાં સારૂં બી વાવ્યું નહોતું? તો તેમાં કડવા દાણા ક્યાંથી આવ્યા? [૨૮]અને તેણે તેઓને કહ્યું, કે કોઇ વૈરીએ એ કર્યું છે; ત્યારે ચાકરોએ તેને કહ્યું, કે તારી મરજી હોય તો અમે જઇને તેને એકઠા કરીએ. [૨૯]પણ તેણે કહ્યું, ના, રખેને તમે કડવા દાણા એકઠા કરતાં ઘઉંને પણ તેની સાથે ઉખેડો.**

**[30] કાપણી સુધી બન્નેને સાથે વધવા દો. અને કાપણીની મોસમમાં હું કાપનારાઓને કહીશ, કે તમે પહેલાં કડવા દાણાને એકઠા કરો, ને બાળવા સારૂ તેના ભારા બાંધો, પણ ઘઉં મારી વખારમાં ભરો.**

ઉપરોક્ત ફકરાને ઘઉંમાં વાવેલા કડવા દાણાનું દૃષ્ટાંત કહે છે. તે વાવનારના દૃષ્ટાંતમાંની કાંટાવાળી જમીનથી સૂચવવામાં આવે છે. પ્રેરિતોને પોતાના કામમાં આગળ જતાં કેવી કેવી મુશ્કેલીઓ નડશે, તે વિષે તેમાં વિવેચન કરવામાં આવે છે. પાઉલ પ્રેરિતનો અનુભવ ખાસ રીતે આ વાતનો દાખલો હતો. યહુદી પક્ષવાળાઓ સાથે પાઉલને વાદવિવાદમાં ઉતરવું પડયું, ત્યારે તેને આ વાતનો ખરો અનુભવ થયો. નિયમશાસ્ત્રની ક્રિયા વગર, ખ્રીસ્ત પરના વિશ્વાસથી તારણ છે, એવો ઉપદેશ કરતાં કરતાં પ્રેરિત પાઉલ જ્યાં જ્યાં ફર્યો, ત્યાં ત્યાં યહુદી પક્ષવાળા તેની પાછળ ફર્યા. તેઓ એમ શિખવતા હતા, કે વિદેશીઓમાંથી જે કોઇ ખ્રીસ્તી થાય, તેની સુનત કરવી (પ્રે. કૃ. ૧૫ ; ૧). એમ કરીને પાઉલના હાથે થએલા ખ્રીસ્તીઓનાં મન તેઓએ દોદળાં કરી નાખ્યાં. આવા સંજોગોમાં સુવાર્તિકને ખાસ કરીને ડહાપણ તથા સહનશીલતાની અગત્ય પડે છે, એવું આ દૃષ્ટાંત પરથી શિખવવામાં આવે છે. હરેક જમાનામાં મંડળીની શુદ્ધતા સંબંધી જેઓ આસ્થાવાન હોય, તેઓએ આ પાઠ શીખવાની ખાસ જરૂર છે.

ઘરધણીએ પોતાના ચાકરોને જે સલાહ આપી, તેનો અર્થ શો સમજવો? કડવા દાણાનાં મૂળ ઘઉંના મૂળની સાથે ગુંથાઇ ગએલાં હોવાથી, એકને ઉખેડવા જતાં સાથે બીજું પણ ખેંચાઇ જાય, એટલુંજ નહિ; પણ જ્યાં સુધી છોડ નાના છે, ત્યાં સુધી તે ચોક્કસ ઓળખાય નહિ, માટે કડવા દાણા ધારીને ઘઉંને પણ કાઢી નાખવાનું જોખમ રહે.

આપણે આ વાતનું આત્મિક લાગુકરણ કરીએ ત્યારે તે ખાસ રીતે ઉપયોગી જણાય છે; કેમકે ન્યાય કરવામાં માણસથી ભૂલ થાય, અને જેઓને દોષિત ઠરાવવાનું આપણને મન થાય, તેજ માણસો વખતે ઇશ્વરની નજરમાં ન્યાયી હોય.

ઇસુ ખ્રીસ્ત જાણતો હતો, કે મારી મંડળીમાં ઠોકરરૂપ વાતો પ્રવેશ પામશે. તેથી તેણે અગાઉથી પોતાના શિષ્યોને ચેતવણી આપી, કે દૃશ્ય મંડળીમાં ભલાની સાથે ભુંડા પણ મિશ્ર થએલા હોય, પરંતુ મંડળીના આગેવાનોએ એથી નિરાશ થવું નહિ. કડવા દાણા તે કડવા દાણાજ છે; તે કદી ઘઉં ન થાય. પરંતુ પાપીઓના સંબંધમાં એવું કહી શકાય નહિ. પાપી પસ્તાવો કરે અને સંત બની જાય, એ શક્ય છે. જેમ સંત ઓગસ્ટિન કહે છે તેમ "આજે જેઓ કડવા દાણારૂપ હોય, તેઓ આવતી કાલે ઘઉંરૂપ બની જાય."

ઇસુએ આકાશના રાજ્ય સંબંધી જે સુવાર્તા પ્રગટ કરી, એટલે સમસ્ત માનવજાત નવો જન્મ પામે, ને આખી દુનિયા ઇશ્વરને સારૂ મેળવી લેવામાં આવે, તે વાત તેના જમાનાના લોકોને અશક્ય જેવી લાગી હોય, તો એમાં કંઇ નવાઇ નથી. વળી તેના પ્રેરિતોને પણ એવું લાગ્યું હશે, કે એવી સુવાર્તાનો ઉપદેશ કરવા અમને બહાર મોકલવામાં તે અમારા ઉપર આશા વગરના કામનો બોજો મૂકે છે; પરંતુ નાની શરૂઆત પરથી મહાન કાર્યો થાય છે, એવો આ જગતનો નિયમ છે; અને તે વાત રાઇના દાણાના દૃષ્ટાંત પરથી શિખવવામાં આવે છે.

(૨) રાઈનું બી તથા ખમીરનું દૃષ્ટાંત. ૧૩; ૩૧–૩૫.

**૩૧ તેણે તેઓની આગળ બીજું એક દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય રાઈના બી જેવું છે, જેને એક જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું. ૩૨ સઘળાં બી કરતાં તે નાનું છે, પણ વધ્યા પછી છોડવા કરતાં તે મોટું થાય છે, ને તે એવું ઝાડ પણ થાય છે કે આકાશનાં પક્ષીઓ આવીને તેની ડાળીઓ પર વાસો કરે છે.**

**૩૩ તેણે તેઓને બીજું દૃષ્ટાંત કહ્યું, કે આકાશનું રાજ્ય ખમીર જેવું છે, કે જેને એક સ્ત્રીએ લઇને ત્રણ માપ લોટમાં મેળવી દીધું, એટલે સુધી કે તે બધો ખમીરવાળો થઇ ગયો.**

**૩૪ એ બધી વાતો ઇસુએ લોકોને દૃષ્ટાંતોમાં કહી; ને દૃષ્ટાંત વગર તેણે તેઓને કંઇ કહ્યું નહિ; ૩૫ એ માટે કે પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે**

**હું મારૂં મોં ઉઘાડીને દૃષ્ટાંતો કહીશ,**
**ને જગતનો પાયો નાખ્યાના વખતથી જે છાનાં રખાયાં છે તે**
**હું પ્રગટ કરીશ.**

સુવાર્તાનો સ્વીકાર કેવી રીતે થાય છે, અને સુવાર્તાના કામમાં કેટલી મુશ્કેલીઓ પડશે, એ વાવનાર અને કડવા દાણાના દૃષ્ટાંત પરથી ઇસુએ પોતાના શિષ્યોને જણાવ્યું. પરંતુ તેઓ નિરાશ ન થાય માટે આકાશના રાજ્યની વૃદ્ધિના સંબંધમાં હવે તે રાઇના દાણાનું તેમજ ખમીરનું દૃષ્ટાંત તેઓને આપે છે. છેક નાની શરૂઆતથી માંડીને આકાશના રાજ્યની વૃદ્ધિ કેટલી મોટી થશે, એવું આ બન્ને દૃષ્ટાંત પરથી જણાવીને પ્રભુ ઇસુ તેઓને હિમ્મત આપે છે. આ રાજ્યની વૃદ્ધિ બે રીતે થાય છે:—

૧. બાહ્ય વૃદ્ધિ: જુદા જુદા દેશોમાં સુવાર્તાનો ફેલાવ થવાથી મંડળી વૃદ્ધિ પામતી જાય છે. હાલમાં આખી દુનિયામાં ઠેકાણે ઠેકાણે

ખ્રીસ્તના લોકોનો સમૂહ મળે છે, અને તે જોઇને આપણાં હૃદયો ઉલ્લાસી થયા વગર રહેતાં નથી. ખરેખર! આ બાહ્ય વૃદ્ધિને રાઇના દાણાની ઉપમા આપવામાં આવે તે ઘટારત છે.

૨. અભ્યંતર વૃદ્ધિ: પરંતુ આપણો પ્રભુ એવું પણ જાણતો હતો, કે બાહ્ય રીતે મંડળી મોટી દેખાય એટલુંજ બસ નથી; એ તો એક જાતની મોટાઇ છે, અને તે આત્મિક રીતે વ્યર્થ છે. સુવાર્તાની અસર અભ્યંતર રીતે ચાલે છે. જેમ ખમીર ગુપ્ત રીતે પોતાનું કાર્ય કરે છે, તેમ સુવાર્તાની અસર પણ ગુપ્ત રીતે જનસમાજને પહોંચી વળે છે. એવી રીતે જ્યારે મંડળી અભ્યંતર વૃદ્ધિ પામે છે, અને તેના સઘળા સભાસદોને પવિત્ર આત્માની અસર પહોંચી વળે છે, ત્યારે તેની વૃદ્ધિ ખરેખર ઉત્તમ કહેવાય. પણ એ જાતની વૃદ્ધિ વસ્તીપત્રકના આંકડા પરથી જણાય નહિ. એવા એવા ઉંડા તથા આત્મિક પાઠ તે શિખવતો હતો.

## રાઇનું બી

સરોવરના કાંઠા ઉપર ઉગેલા છોડવાઓમાં કેટલાક રાઇના છોડવા પણ ઉગેલા પ્રભુ ઇસુને માલમ પડયા હશે. છોડવાઓમાં તે સહુથી મોટો છોડ ગણાય છે; લગભગ તેને ઝાડ કહી શકાય. તે દશ ફૂટ જેટલું ઉંચું થાય છે, અને તેને બોર જેવાં ફળ થાય છે. તે ફળ ખાવા માટે પક્ષીઓ ટોળાબંધ તેની ડાળીઓ પર બેસે છે. રાઇનું બી સૌથી નાનું બી છે એમ તો ન કહેવાય, કારણ કે તેના કરતાં પણ નાનાં બી હોય છે. પરંતુ છોડના પ્રમાણ તરફ જોતાં બી નાનું કહેવાય. નજીવી વસ્તુ દર્શાવવી હોય તો હેબ્રી લોકો તેને રાઇના દાણાની ઉપમા આપતા (૧૭; ૨૦. લુક ૧૭; ૬).

## ખમીરનું દૃષ્ટાંત

ખમીરના દૃષ્ટાંત પરથી એવું શિખવાનું છે કે જે કંઇ મોટું કે નભી રહે તેવું હોય, તે એકાએક થતું નથી. જેમ ખમીર ગુપ્તમાં ધીમે ધીમે પોતાનું કાર્ય કરે છે, તેમ તે ધીમે ધીમે પણ ગુપ્ત રીતે વૃદ્ધિ પામતું જાય છે.

સરોવરને કાંઠે ઇસુએ કરેલા ભાષણનું વૃત્તાંત અહીં આગળ સમાપ્ત થાય છે; અને યહુદી વાચકો વચનદત્ત તારનાર તરીકે ઇસુનો સ્વીકાર કરે, એવી લેખકની ઉમેદ હતી. તેથી તે તેઓને જણાવે છે, કે જેમ ઇસુ દૃષ્ટાંતથી શિક્ષણ આપતો હતો, તેમ પુરાતન વખતમાં પ્રબોધકો પણ કરતા હતા. પુરાતન વખતમાં ઇશ્વર પોતાના લોકોની સાથે કેવી રીતે વર્ત્યો હતો, તે વિષય ૭૮મા ગીતમાં વિસ્તારથી ચર્ચાવવામાં આવેલો છે. તે ગીતના પ્રસ્તાવનામાં ગીતકર્તા કહે છે, કે "હું પુરાણી ગૂઢ વાતો ઉચ્ચારીશ." જ્યારે પાઉલ પ્રેરિત સનાતન કાળથી ગુપ્ત

રાખેલા મર્મ વિષે બોલ્યો, ત્યારે એજ વાક્ય તેના ધ્યાનમાં હોય, એવું લાગે છે. પાઉલના વિચાર પ્રમાણે મર્મનો અર્થ શો છે? લાંબી મુદત સુધી સંતાડી રાખવામાં આવેલો, પણ છેવટે ખ્રીસ્તમાં પૂરી રીતે પ્રગટ કરાએલો "ઇશ્વરનો ઇરાદો" તે (સરખાવો રૂમી. ૧૬; ૨૫, ૨૬. એફ. ૧; ૯: ૩; ૫, ૯. કલ. ૧; ૨૬). અહીં આગળ સુવાર્તિકનો વિચાર પણ એવોજ જણાય છે. પુરાતન વખતમાં યહોવાહે પોતાના લોકોની સાથે જે વર્તન રાખ્યું હતું, તે તો ઘણી વાર તેઓને અશોધ્ય લાગ્યું હતું; પરંતુ તે સર્વ વર્તનમાં તેનો ઇરાદો પૂર્ણ કૃપાળુ હતો, એવું ગીતકર્તા પોતાના જમાનાના લોકોને શિખવતો હતો. તેજ પ્રમાણે દૃષ્ટાંતો-દ્વારા સાધારણ વાનાંઓ પરથી પ્રભુ ઇસુ પોતાના જમાનાના લોકોના ખ્યાલમાં પણ ન આવે એવો પાઠ તેઓને શિખવતો હતો.

(૫) બાર શિષ્યોની આગળ કરેલા ખુલાસા. ૧૩; ૩૬–૫૨.

[૩૬] ત્યાર પછી લોકોને મૂકીને તે ઘરમાં ગયો; અને તેના શિષ્યોએ
તેની પાસે આવીને કહ્યું, કે ખેતરના કડવા દાણાના દૃષ્ટાંતનો અર્થ
અમને કહે. [૩૭] ત્યારે તેણે તેઓને ઉત્તર દીધો, કે સારૂં બી જે વાવે છે
તે માણસનો દીકરો છે; [૩૮] ને ખેતર જગત છે; ને સારાં બી રાજ્યનાં
છૈયાં છે; પણ કડવા દાણા શેતાનનાં છૈયાં છે; [૩૯] ને જે વૈરીએ તે
વાવ્યાં તે શેતાન છે; ને કાપણી જગતનો અંત છે; ને કાપનારા દૂતો છે.
[૪૦] એ માટે જેમ કડવા દાણા એકઠા કરાય છે, અને અગ્નિમાં બાળી
નંખાય છે, તેમ આ જગતને અંતે પણ થશે. [૪૧] માણસનો દીકરો
પોતાના દૂતોને મોકલશે, ને તેઓ ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને
તથા ભુંડું કરનારાંઓને તેના રાજ્યમાંથી એકઠાં કરશે, [૪૨] અને તેઓને
બળતી ભઠ્ઠીમાં નાખી દેશે; ત્યાં રડવું ને દાંત પીસવું થશે. [૪૩] ત્યારે
ન્યાયીઓ પોતાના બાપના રાજ્યમાં સૂરજની પેઠે પ્રકાશશે. જેને
સાંભળવાને કાન છે તે સાંભળે.

[૪૪] વળી આકાશનું રાજ્ય ખેતરમાં સંતાડેલા દ્રવ્ય જેવું છે, કે જે
એક માણસને જડયું, પછી તેણે તે છાનું રાખ્યું, ને તેના હર્ષને લીધે
જઇને પોતાનું સર્વસ્વ વેચી નાખીને તેણે તે ખેતર વેચાતું લીધું.

[૪૫] વળી આકાશનું રાજ્ય સારાં મોતી શોધનાર કોઇએક વેપા-
રીના જેવું છે; [૪૬] તેને એક અતિ મૂલ્યવાન મોતીની શોધ લાગી ત્યાર
પછી જઇને તેણે પોતાનું સર્વસ્વ વેચી નાખીને તે વેચાતું લીધું.

[૪૭] વળી આકાશનું રાજ્ય જાળના જેવું છે, કે જેને લોકે સમુદ્રમાં
નાખી, ને હરેક જાતનું તેમાં સમેટાયું. [૪૮] અને જ્યારે તે ભરાઇ ગઇ

**ત્યારે તેઓ તેને કિનારે ખેંચી લાવ્યા, ને બેસીને જે સારૂં હતું તે**
**તેઓએ વાસણોમાં એકઠું કીધું, પણ નઠારૂં ફેંકી દીધું. [૪૯]એમજ**
**જગતને અંતે પણ થશે. દૂતો આવીને ન્યાયીઓમાંથી ભુંડાઓને**
**જુદા પાડશે, [૫૦]અને તેઓને બળતી ભઠ્ઠીમાં ફેંકી દેશે; ત્યાં રડવું ને**
**દાંત પીસવું થશે.**

**[૫૧]શું તમે એ બધી વાતો સમજ્યા? તેઓ તેને કહે છે, કે હા.**
**[૫૨]ત્યારે તેણે તેઓને કહ્યું, કે હરેક શાસ્ત્રી જે આકાશના રાજ્યનો**
**શિષ્ય થયો છે તે એક ઘરધણી કે જે પોતાના ભંડારમાંથી નવી તથા**
**જુની વસ્તુઓ કાઢે છે તેના જેવો છે.**

સમુદાયને રજા આપ્યા પછી પ્રભુ ઇસુ પીતરનું ઘર જ્યાં તે રહેતો હતો, ત્યાં પાછો વળ્યો, તે વખતે મોડું થયું હશે. બાર શિષ્યો તેની સાથે ગયા એ માટે કે જે વાતો તેઓના સાંભળવામાં આવી હતી, તે વિષે તેઓ પૂછપરછ કરે. આ વખતે ઇસુએ વાવનારના દૃષ્ટાંતનો ખુલાસો (કલમ ૧૦-૨૩) તેમજ ઘઉંમાંના કડવા દાણાનો ખુલાસો (કલમ ૩૬-૪૩) તેઓની આગળ કર્યો. આ દૃષ્ટાંત કહેતી વખતેજ ઇસુએ પોતાના કહેવાનો અર્થ એટલો સ્પષ્ટ કર્યો હતો, કે વધુ ખુલાસો કરવાની જરૂર તેને જણાઇ નહિ. છતાં જ્યારે તેઓ ખુલાસો માગે છે ત્યારે તેઓના સુવાર્તાપ્રસારક કામને ખાસ રીતે લાગુ પડે, એવા દાખલા તથા ઉપમાઓદ્વારા શાસ્ત્રમાંથી તેણે તેઓને ખુલાસો કરી બતાવ્યો (સરખાવો યોએલ ૩; ૧૨, ૧૩. ઝખ. ૧૪; ૫). હવે ખુલાસા પર ધ્યાન દઇએ:

૧. સારૂં બી વાવનાર કોણ છે તે વિષે ઇસુ ખ્રીસ્ત કહે છે, કે 'તે માણસનો દીકરો છે.' એ પરથી ઉત્તેજનને અર્થે જણાવવામાં આવે છે, કે જેઓ સારૂં બી વાવે છે તેઓ માણસના દીકરાનુંજ કામ કરે છે. તે કામનું પ્રતિફળ આપવાનું તેણે પોતાના હાથમાં રાખ્યું છે, અને જેઓ વિશ્વાસુ રહેશે તેઓ પ્રતિફળ પામશે (સરખાવો ૧ કર. ૩; ૬). એજ પ્રમાણે 'કાપનારા તે દૂતો છે,' એવું જણાવીને, તેઓના કામમાં ગમે તે મુશ્કેલીઓ ઉભી થાય, તોપણ આકાશના પરાક્રમીઓ તેઓની સાથે કામમાં જોડાએલા રહે છે, એવો દિલાસો તે તેઓને આપે છે.

૨. જેમ પ્રબોધકોના શિષ્યોને "પ્રબોધકના દીકરાઓ" (૧ રાજા ૨૦; ૩૫. ૨ રાજા ૨; ૩, ૫, ૭, ૧૫) એવું નામ આપવામાં આવતું હતું; તેમજ અહીં આગળ સારાં બીને "રાજ્યનાં છૈયાં," અને કડવા દાણાને "શેતાનનાં છૈયાં" એવું નામ આપવામાં આવ્યું છે. શેતાનનાં છૈયાં શેતાનનુંજ કામ કરે છે, ને તેનોજ હેતુ તેઓ પૂરો પાડે છે.

૩. "કાપણી તે જગતનો અંત છે," એમ નહિ, પણ 'યુગની પરિપૂર્ણતા,' એવો અર્થ તેમાં રહેલો છે. તે જમાનામાં એવું સમજવામાં આવતું હતું. કે ઇશ્વરના સદાકાલિક ઇરાદાઓ પૂરા થવામાં એક પછી એક યુગો થાય છે. તે યુગો દરમિયાન ઇશ્વરના ઇરાદાઓ ધીમે ધીમે બર આવતા જાય છે, અને છેવટે મોટા મહિમાસહિત સંપૂર્ણ રીતે તેઓ બર આવશે.

૪. "બળતી ભઠ્ઠી" (સરખાવો ૩ ; ૧૨ : ૭ ; ૧૯. યોહ. ૧૫ ; ૬). તેનું નામ 'ગેહેન્ના' હતું. જે જગાએ નિંદણ તથા કચરો નાખીને બાળી મૂકવામાં આવતાં, તેવી જગા એ શબ્દો પરથી દેખાડવામાં આવે છે. જેઓની ચાલ હઠીલી છે, અને તે કારણથી જેઓ તારણનો નકાર કરે છે, અને પોતાથી પસ્તાવો તથા સુધારો થઈ ન શકે, એવી ભ્રષ્ટ સ્થિતિમાં આવી ગએલા હોય છે તેઓને આત્મિક કચરાની ભયંકર ઉપમા આપવામાં આવે છે. તેઓની વિશેષ દુર્દશા એમાં જણાય છે, કે તેઓએ જાણીબુઝીને ધન્યતાનો નકાર કર્યો છે. અને પોતાની દુર્દશાનું તેઓને ભાન થાય છે ખરું, તથાપિ તે ધન્યતા પ્રાપ્ત કરવાને તેઓ હવે અશક્ત બની ગયા છે. એવાંઓને માટે આપણો પ્રભુ કહે છે, કે તેઓને માટે "રડવું ને દાંત પીસવું થશે." માણસના નૈતિક સ્વભાવનો આધાર તેની ઇચ્છાશક્તિ પર રહેલો છે. પાપને અંત સુધી વળગી રહેવાથી તે ઇચ્છાશક્તિ નષ્ટ થાય છે. હવે દુષ્ટોની દુર્દશા એમાં જણાય છે, કે એ શક્તિ નષ્ટ થયા પછી પણ યાદશક્તિ, કલ્પનાશક્તિ તથા સમજશક્તિ જેવી તેઓની બીજી શક્તિઓ કાયમ ને કાયમ રહે છે. જેઓની છેવટની સ્થિતિ આવી થાય, તેઓની દુર્દશા કેટલી દયામણી ગણાય? તેના જેવું નરક બીજું શું હોય?

બાર શિષ્યોની સાથે વાતચિત કરતાં કરતાં તેઓને સ્વાભાવિક રીતે જે કંઇ શંકાઓ આવવાનો સંભવ હોય, અથવા જે શંકાઓ તેના ગયા પછી તેમના મન ઉપર વિશેષ જોર કરે, તે શંકાઓ દૂર કરવા માટે તે તેઓને બળ તથા હિમ્મત આપવાની મહેનત કરે છે. તેઓ સુવાર્તાની સાક્ષીને લીધે ભવિષ્યમાં ઘણી વાર નિરાશ થશે, એવું જાણીને ઇસુ ખ્રીસ્ત બીજા એ દૃષ્ટાંતથી તેઓને હિમ્મત આપે છે:—

૧. પુરાતન કાળના અંધેર સમયોમાં માણસો પોતાનું દ્રવ્ય દાટી મૂકતાં. વળી એવી જગા પર તેઓ ખાસ નિશાની રાખતા હતા, અને જોખમ વીતી ગયા બાદ તેઓ આવીને પોતાનું દ્રવ્ય લઇ જતા.

વખતે દાટનાર મરી જાય, અગર ફરી ન આવે, તો ઘણા વખત સુધી તે દ્રવ્ય ગુમ થતું. કોઇ વખત એવું પણ બને કે લાંબી મુદત પછી, અણધારેલી રીતે બીજા કોઇને તે દ્રવ્ય મળી આવે. ત્યારે જે ખેતરમાં દ્રવ્ય દાટી મૂકેલું હોય તેના માલીકની પાસેથી, જેણે દ્રવ્ય જોયું હોય તે માણસ ઘણા પૈસા આપીને તે ખેતર વેચાણ કરી લેતો.

૨. જુના જમાનામાં વેપારીઓના કાફલાએ વેપારની મૂલ્યવાન વસ્તુઓ લઇને કાપરનાહુમ થઇને આવજા કરતા હતા, તે પરથી ઇસુએ એક બીજો દાખલો આપ્યો. આવા કોઇ વેપારીએ કોઇ સ્થળે એવું વિશેષ મૂલ્યવાન મોતી જોયું હોય, તો ઘણી ખુશીથી પોતાનો સઘળો માલ વેચી નાખીને તે તે મૂલ્યવાન મોતી ખરીદી લે.

આ બન્ને દૃષ્ટાંત કેવળ માત્થીની સુવાર્તામાં મળે છે, ને તે બન્નેનો વિષય જાત્યનુભવ ધર્મ છે. માણુસ બહારથી ખ્રીસ્તી દેખાય, એટલુંજ બસ નથી. પણ પોતાનો ધર્મ સઘળી વસ્તુઓ કરતાં મૂલ્યવાન છે એવી તેનામાં અભ્યંતર ખાતરી હોવી જોઇએ. દરેક ખ્રીસ્તીએ ખ્રીસ્તને પોતાના તારનાર તરીકે જાણવો જોઇએ. અને ખ્રીસ્તમાં રહીને તેને જે જાત્યનુભવ થયો છે, તેના પ્રમાણમાં બીજી ગમે તે વાત કે વસ્તુ તેના ધ્યાનમાં ઉતરતા દરજ્જાની હોવી જોઇએ. આ બે દૃષ્ટાંતમાં કંઇક કંઇક તફાવત માલમ પડે છે:—

૧. પહેલા માણુસને અણુધારી રીતે દ્રવ્ય મળી આવ્યું. જે માણુસ ઘણા વખત સુધી ખ્રીસ્તી કહેવાય છે, પણ જેણે ખ્રીસ્તનો ખરો અનુભવ કર્યો નથી, તેને કોઇ વાર અણુધારી રીતે ખ્રીસ્ત પ્રગટ થાય છે; અને ઇશ્વર પોતાની કૃપાએ તેના જીવનના સંજોગો એવી રીતે ગોઠવે છે, કે ખ્રીસ્તમાં રહેલા દ્રવ્યનું તેને નવું ભાન થાય છે. તે માણુસને તેનો નવો અનુભવ એટલો બધો અમૂલ્ય લાગે છે, કે તે અનુભવ પ્રાપ્ત કરવામાં જે વાતો નડતરરૂપ કે ઠોકરરૂપ થઇ હતી, તે તજી દઇને તે ખરા દિલથી પોતાના તારનારની પાછળ ચાલવા લાગે છે.

૨. વેપારીની ઉપમા જે માણુસને આપવામાં આવે છે, તે તો લાંબા વખત સુધી સત્યની શોધ કરનાર છે. છેવટે જ્યારે તે તેને મળે છે ત્યારે તે ખરા અંતઃકરણથી તેનું ગ્રહણ કરે છે.

બન્ને દૃષ્ટાંતોમાં જે મુખ્ય વિચાર રહેલો છે, તે એ કે, માણુસોને જે સૌથી મોટું દ્રવ્ય મળી શકે, તે ખ્રીસ્ત છે. તેથી તેને મેળવવાની ખાતર માણુસ ગમે તે વસ્તુનો અને ગમે તેટલી મૂલ્યવાન વસ્તુનો ત્યાગ કરે, તોપણ છેવટે તેને લાભ ને લાભજ છે.

ઘઉંમાં વાવેલા કડવા દાણાનું દૃષ્ટાંત કેટલું બધું અગત્યનું છે, અને તેમાં રહેલું રહસ્ય બાર પ્રેરિતો પોતાને લાગુ કરે, તે વિષે ઇસુને કેટલી બધી ઉમેદ હતી, તે હમણાં જણાઈ આવે છે. 'કેમકે બીજા' દૃષ્ટાંતથી તે તે ને તેજ વાત શિખવે છે :—

જાળનું દૃષ્ટાંત (કલમ ૪૭–૫૦). આ દૃષ્ટાંતમાં તથા કડવા દાણાના દૃષ્ટાંતમાં રાજ્યનું શુદ્ધિકરણ વર્ણવવામાં આવે છે. આ જાળની યોજના એવી હતી, કે માછલીનો જથો માંહે ભરાય, ત્યારે તેમાં જેટલી માછલી આવેલી હોય, પછી તે સારી હોય કે હલકી જાતની હોય, તે બધી અંદર બંધ થઇ જાય. પછી જાળ કિનારા પર ખેંચી લાવવામાં ન આવે, ત્યાં સુધી તેમાંનું કંઇ પણ જુદું પાડી શકાય નહિ.

આ દૃષ્ટાંતથી તેમજ તેના ખુલાસાથી આપણો પ્રભુ દ્રાક્ષવાડીના મજૂરોને ધીરજનો પાઠ શિખવે છે. યુગની પરિપૂર્ણતા સુધી તથા ઇશ્વરના સદાકાળિક ઇરાદાઓ પૂરા થતાં સુધી સારાં તથા ભુંડાં વાનાંનું મિશ્રણ રહેવાનુંજ. એમાં ન્યાયનો તેમજ દયાનો પાઠ શિખવવામાં આવે છે. પાપીઓ પ્રત્યે ઇશ્વર કેટલી બધી ધીરજ રાખે છે, તે પરથી દયાનો પાઠ શિખવવામાં આવે છે; અને હઠીલા તથા અણુપસ્તાવિકોની કેટલી ભયંકર દશા દર્શાવેલી છે, તે પરથી ન્યાયનો પાઠ શિખવવામાં આવે છે.

પવિત્ર શાસ્ત્ર આપણને નિત્ય શિખવે છે, કે પાપ તેજ આપણા આત્માનો દુશ્મન છે; પણ ઇશ્વર તો આપણો મિત્ર છે, ને પાપના ભયંકર કબજામાંથી આપણને છોડાવવાને તે નિરંતર પ્રયત્ન કરે છે; માટે આપણે ઇશ્વરથી નહિ પણ પાપથી બીવું જોઇએ (સરખાવો હઝ. ૧૮; ૨૧-૨૩. માત્થી ૨૩ ; ૩૭, ૩૮).

કડવા દાણાનું દૃષ્ટાંત અને જાળનું દૃષ્ટાંત એ બેમાં જે મુખ્ય વિચાર રહેલો છે, તે એ કે મંડળીના અનુભવમાં ભુંડાઇ તથા ભલાઇનું મિશ્રણ રહેશે. પરંતુ તે બે દૃષ્ટાંતમાં તફાવત પણ જોવામાં આવે છે. બન્ને દૃષ્ટાંતમાં મંડળીનું શુદ્ધિકરણ દેખાડવામાં આવે છે ખરૂં; પણ પહેલા દૃષ્ટાંતમાં આ જીવનની વાતો પર, અને બીજા દૃષ્ટાંતમાં આવનાર જીવનની વાત પર ધ્યાન આપવામાં આવે છે. મંડળીનું શુદ્ધિકરણ ઇશ્વરે પોતાના હાથમાં રાખ્યું છે, અને તેજ સઘળાં માણસોનાં હૃદયો પારખી શકે છે, માટે તેનાથીજ તેનું છેવટનું શુદ્ધિકરણ થઇ શકશે. મંડળીની શુદ્ધતા જાળવવાને મંડળીના અધિકારીઓએ કોશીશ કરવી જોઇએ. પરંતુ તેઓથી તે કામ પૂરી રીતે થઇ શકશે નહિ; માટે ઇશ્વરની અત્યંત ધીરજને અનુસરીને તેઓએ પણ ધીરજ રાખવી. ઇશ્વરનો સદાકાળનો ઇરાદો પૂરો થશે, ત્યારેજ "જેને ડાઘ, કરચલી કે એવું કંઇ ન હોય, પણ પવિત્ર તથા નિર્દોષ હોય" એવી મંડળી જોવામાં આવશે.

બાર ચેલાઓએ કેવા શિક્ષક થવું, એ તેઓ સમજે માટે આપણો પ્રભુ આકાશના રાજ્યના મર્મો સંબંધી આ વાતચિતની અંદર તેઓને શિક્ષણ આપતો જણાય છે. શિક્ષણ સમાપ્ત કરતાં ઇસુ તેઓને પૂછે છે, કે "શું તમે એ બધી વાતો સમજ્યા?" તેઓએ જવાબ આપ્યો, કે "હા." તેઓનો એવો જવાબ તેણે સાંભળ્યો, ત્યાર પછી, ખરો ખ્રીસ્તી શિક્ષક કેવો હોય, તેનું વર્ણન પરમી કલમના થોડા શબ્દોમાં તે કરે છે.

ખ્રીસ્તી શિક્ષકને "આકાશના રાજ્યનો શિષ્ય થએલો શાસ્ત્રી" એવું નામ આપવામાં આવે છે. એટલે ભવિષ્યની મંડળીમાં તેઓને શાસ્ત્રીઓની જગા આપવામાં આવશે, એવું ખ્રીસ્ત જણાવે છે. યહુદી શાસ્ત્રીમાં અને ખ્રીસ્તી શાસ્ત્રીમાં જે તફાવત જોવામાં આવે છે, તે એ કે યહુદી શાસ્ત્રી પોતાના ભંડારમાંથી કેવળ જુનીજ વસ્તુઓ કાઢતા હતા; પણ ખ્રીસ્તી શાસ્ત્રીજ આકાશના રાજ્યના મર્મો શીખીને પોતાના ભંડારમાંથી નવી વાતો પણ કાઢી શકે છે. આ વાતનું ખરૂં રહસ્ય સંત ક્રિસોસ્ટોમ એ દાખલા આપીને સમજાવે છે: યહુદી રાબ્બીઓએ પુરાતન પ્રકટીકરણને વળગી રહીને સુવાર્તાનો સ્વીકાર ન કર્યો, તેથી તેઓ વિષે એમ કહેવાય, કે તેઓ પોતાના ભંડારમાંથી કેવળ જુની વાતો કાઢી શકતા હતા. તેથી ઉલટું, માર્સિઓન નામનો પાખંડી જે જુના કરારનાં પુસ્તકોનો નકાર કરતો હતો, તેનો મુખ્ય સિદ્ધાંત એ હતો, કે પવિત્ર શાસ્ત્રમાં બે ઇશ્વર વર્ણવાએલા છે: એટલે નિયમશાસ્ત્રદ્વારા યહુદીઓને પ્રગટ થએલો ન્યાયી ઇશ્વર; અને ઇસુ ખ્રીસ્તદ્વારા પ્રગટ થએલો ભલો ઇશ્વર, જે આકાશી બાપ છે તે. આ પ્રમાણે જુનો કરાર તજી દઇને માર્સિઓન પંથવાળા પોતાના ભંડારમાંથી કેવળ નવીજ વાતો કાઢતા હતા. પરંતુ જે ખરો ખ્રીસ્તી શિક્ષક છે, તે તો પોતાના ભંડારમાંથી જુની તેમજ નવી વાતો પણ કાઢે છે. કેમકે વંશપરંપરા ને પેઢી દરપેઢી ચાલતા આવેલા તથા પ્રગટ થએલા જે સત્ય સિદ્ધાંતો છે તેનું તે સન્માન રાખે છે એટલુંજ નહિ, પણ સંબોધક પવિત્ર આત્મા જે ઇસુ ખ્રીસ્તના વચન પ્રમાણે માણસોને સત્યની શોધમાં આગળ ને આગળ દોરી જાય છે, તેના પ્રતાપે ઇશ્વરના સનાતન શબ્દ પર જે કંઇ પ્રકાશ પડે, તેનો પણ ખરો ખ્રીસ્તી સુવાર્તિક સ્વીકાર કરે છે.

# V. આપણો પ્રભુ—નવા સભાસ્થાનનો સ્થાપનાર.

## અધ્ય. ૧૩; ૫૩—૧૯; ૧

### ૧. નાઝારેથની મુલાકાત

(અધ્ય. ૧૩; ૫૩-૫૮)

[૫૩]અને એમ થયું, કે ઇસુ એ દૃષ્ટાંતો કહી રહ્યો, ત્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો. [૫૪]અને પોતાના દેશમાં આવીને તેણે તેઓના સભાસ્થાનમાં તેઓને એવો બોધ કીધો કે તેઓ અચરત થઇને બોલ્યા, કે આ માણસની પાસે આવું જ્ઞાન તથા આવાં પરાક્રમી કામો કયાંથી? [૫૫]શું એ સુતારનો દીકરો નથી? એની માનું નામ મરિયમ નથી શું? અને શું યાકૂબ તથા યુસફ તથા સીમોન તથા યહુદાહ તેના ભાઇઓ નથી? [૫૬]ને શું એની સઘળી બેનો આપણી પાસે નથી? તો આ માણસની પાસે આ બધું કયાંથી? [૫૭]અને તેઓએ તેના સંબંધી ઠોકર ખાધી. પણ ઇસુએ તેઓને કહ્યું, કે પ્રબોધક પોતાના દેશ તથા પોતાના ઘર સિવાય [બીજે ઠેકાણે] માન વગરનો નથી. [૫૮]અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યાં ઘણાં પરાક્રમી કામ કીધાં નહિ.

યહુદી લોકોમાં એક કહેવત ચાલતી હતી, કે "પ્રબોધક પોતાના દેશ તથા પોતાના ઘર સિવાય બીજે ઠેકાણે માન વગરનો નથી." ઇસુને પણ એજ પ્રમાણે અનુભવ થયો (યોહ. ૪; ૪૪). "શું નાઝારેથમાંથી કંઇ સારૂં નીકળી શકે?" (યોહ. ૧; ૪૬), એવી પણ તે વખતમાં એક કહેવત હતી. ઇસુ ખ્રીસ્ત નાઝારેથમાં રહેતો હતો, ત્યારે ગામના લોકોનો સ્વભાવ તેને અળખામણો લાગતો હતો, તે કારણને લીધે, તેઓની મધ્યેથી નીકળીને તેણે પોતાની સેવાના કામને અર્થે કાપરનાહુમને પોતાનું કાયમનું મથક બનાવ્યું હતું (૪; ૧૩) એટલુંજ નહિ, પણ એક વરસ કરતાં વધારે વખતથી જો કે તેણે ગાલીલમાં થઇને અનેક મુસાફરી કરી હતી, તોપણ ફરીથી તેણે નાઝારેથની મુલાકાત લીધી નહોતી.

મસીહ હોવાનો જે દાવો પોતે ધરાવતો હતો, તે સંબંધી ત્યાંના લોકો તથા તેનાં સગાંના વિચારો કેવા હતા તે ઇસુ જાણતો હતો (માર્ક ૩; ૨૧), તેથી અમુક વખત સુધી તે તેઓની પાસે ગયો નહિ. પરંતુ ધીરેધીરે તેની કીર્તિ આખા ગાલીલ પ્રાંતમાં ફેલાઇ ગઇ હતી, માટે તેઓ હવે તેનો સમાચાર સાંભળશે એવી આશા રાખીને તે તેઓની મુલાકાત લે છે. ત્યાં જઇને તેણે સાજા કરવાનાં કેટલાક ચમત્કારો કર્યા, ને સાબ્બાથને દિવસે સભાસ્થાનમાં જઇને ઉપદેશ કર્યો.

તેનો ઉપદેશ કૃપાયુક્ત હતો, પરંતુ એવા કૃપાયુક્ત ઉપદેશથી શ્રોતાઓનાં મન પર કેવી અસર થઇ! અને તેથી કેવું ધાંધળ ઉભું થયું તે લુક ૪; ૧૬-૩૦ પરથી સ્પષ્ટ દેખાઇ આવે છે. માત્થી તથા માર્ક કેવળ તેના શ્રોતાઓની અદેખાઇની નોંધ લે છે (માર્ક ૬; ૧-૪). તેનો સમાચાર સાંભળવા પ્રત્યે તેઓનાં અંતઃકરણ શાથી બંધ થયાં હતાં? જો તે પારકો માણસ હોત તો તેઓ તેનો આવકાર કરત, પણ તેના દેહ પ્રમાણેના પૂર્વજોને તેઓ ઓળખતા હતા; તેથી તેઓ બડબડવા લાગ્યા, કે "શું આ સુતારનો દીકરો નથી?" અથવા માર્ક ૬; ૩માં લખ્યા પ્રમાણે "શું એ સુતાર નથી? શું એ મરિયમનો દીકરો...નથી?" એ પરથી એવું સૂચવવામાં આવે છે, કે યુસફના મરણ પછી તેણે સુતાર તરીકે પોતાનું ગુજરાન ચલાવીને પોતાના કુટુંબનું પોષણ કર્યું હશે. પાછળના સમયમાં તત્ત્વજ્ઞાની સેલ્સસે મહેનતમજૂરીનું કામ નીચ ગણી, ખ્રીસ્તીઓ સુતાર જેવા એક મહેનતમજૂરી કરનારનું ભજન કરતા હતા, તે કારણથી તેઓનો તિરસ્કાર કર્યો. "શું આ તે સુતાર નથી?" એવું કહીને નાઝારેથના લોકોએ તેનો તિરસ્કાર કર્યો. જસ્ટિન માર્ટર કહે છે, કે "જેણે તેઓનાં હળલાકડાં તથા ઝુંસરી બનાવ્યાં હતાં, તેણે તેઓની મધ્યે આવીને મસીહ હોવાનો દાવો કર્યો, તેથી તેના પ્રત્યે તેઓએ અદેખાઇ રાખી." "અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યાં ઘણાં પરાક્રમી કામ કર્યાં નહિ." ઇસુની આ મુલાકાત વખતે કોને કશો ફાયદો થયો? જેઓનાં હૃદયો પોતાના દુઃખને લીધે તેની કૃપાનો સ્વીકાર કરવાને ખુલ્લાં હતાં, એવાં જે થોડાંક માંદાંઓને ઇસુએ સાજા કર્યાં, તેઓનેજ તેની મુલાકાતથી લાભ મળ્યો; તે સિવાય તેના આવવાથી નાઝારેથમાંના અન્ય કોઇને કશો ફાયદો થયો નહિ.

### ૨. યોહાન બાપ્તિસ્મા કરનારનો શિરચ્છેદ
### (અધ્ય. ૧૪; ૧-૧૨)

**[1] તે વેળા હેરોદ રાજાએ ઇસુની કીર્તિ સાંભળીને [2] પોતાના**
**ચાકરોને કહ્યું, કે આ તો યોહાન બાપ્તિસ્મા કરનાર છે; તે મુએલાંમાંથી**
**ઉઠયો છે, એ માટે એવાં પરાક્રમી કામો તેનાથી થાય છે. [3] કેમકે હેરોદે**
**તેના ભાઇ ફિલિપની વહુ હેરોદિયાસને લીધે યોહાનને પકડયો હતો,**
**ને તેને બાંધીને કેદખાનામાં નાખ્યો હતો. [4] કેમકે યોહાને તેને કહ્યું**
**હતું, કે તેને તારે રાખવી ઉચિત નથી. [5] અને તે તેને મારી નાખવા**
**ઇચ્છતો હતો, પણ લોકોથી તે બીતો હતો, કેમકે તેઓ તેને પ્રબોધક**
**માનતા હતા. [6] પણ હેરોદની વરસગાંઠ આવી, ત્યારે હેરોદિયાસની**
**દીકરીએ તેઓની આગળ નાચીને હેરોદને ખુશ કીધો. [7] ત્યારે તેણે**
**સમ ખાઇને વચન આપ્યું, કે જે કંઇ તું માગે તે હું તને આપીશ.**
**[8] ત્યારે તેની માના સમજાવ્યા પ્રમાણે તે બોલી, કે યોહાન બાપ્તિસ્મા**

**કરનારનું માથું મને કથરોટમાં આપ. ૯ અને રાજા દલગીર થયો, તો**
**પણ પોતે સમ ખાધા હતા તેને લીધે તથા તેની સાથે ખાવા બેઠેલા-**
**ઓને લીધે, તેણે તે આપવાનો હુકમ કીધો. ૧૦ અને તેણે [માણસોને]**
**મોકલીને યોહાનનું માથું કેદખાનામાં કપાવ્યું. ૧૧ પછી કથરોટમાં તેનું**
**માથું આણીને છોકરીને આપ્યું, ને તે પોતાની માની પાસે તે લઇ ગઇ.**
**૧૨ ત્યારે તેના શિષ્યોએ આવીને તેનું મુડદું ઉઠાવી લઇ જઇને દાટયું, ને**
**જઇને ઇસુને ખબર આપી.**

ઓગસ્તસે પોતાના રાજ્યની વહેંચણી કરી, ત્યારે મોટા હેરોદના દીકરા હેરોદ આન્તિપાસને ટેટ્રાર્કની અટક આપીને, ગાલીલ તથા પેરિયા પ્રાંત ઉપર તેને અધિકારી ઠરાવ્યો હતો. આ વખતથી માંડીને અરાઢ મહિના ઉપર એજ હેરોદ આન્તિપાસે યોહાન બાપ્તિસ્મા કરનારને પકડાવીને, મૃત સરોવરને પૂર્વ કાંઠે માખીરસના કિલ્લામાં તેને કેદ કર્યો હતો, અને થોડા વખત ઉપરજ તેને મારી નંખાવ્યો હતો.

ગાલીલમાં ઇસુએ જે આશ્ચર્યકારક કૃત્યો કર્યાં તે વિષે સાંભળીને હેરોદના દોષિત મનમાં શો વિચાર આવ્યો? તે સાદુકી હતો (૧૬; ૬. માર્ક ૮; ૧૫); અને સાદુકીઓ તો પુનરુત્થાન કે દૂતો કે આત્મા કે એવું કંઇ પણ માનતા નહોતા (પ્રે. કૃ. ૨૩; ૮). છતાં તેને હમણાં એકાએક એ વિચાર આવ્યો, કે જે યોહાન બાપ્તિસ્મા કરનારને મેં ક્રૂર રીતે મારી નંખાવ્યો હતો, તેજ મુએલાંમાંથી પાછો ઉઠયો છે. વળી તે ગભરાઇ ગયો, એમાં કંઇ નવાઇ જેવું નથી; કેમકે તેણે અત્યાર સુધીમાં એક પછી એક એવાં ઘણાં ખૂની કામો કર્યાં હતાં.

એક વખતે હેરોદ આન્તિપાસે રૂમ શહેરની મુલાકાત લીધી, તે વખતે તેના સાવકા ભાઇ હેરોદ ફીલીપે સારી રીતે તેની પરોણાચાકરી કરી. મોટા હેરોદને ઘણી સ્ત્રીઓ થઇ હતી. તેમાંની પાંચમી સ્ત્રી 'મારીઆમ'ને પેટે થએલો દીકરો તે આ ફીલીપ હતો. ફીલીપ નામનો મોટા હેરોદનો એક બીજો દીકરો પણ હતો, જે તેની સાતમી સ્ત્રી કલીઓપાટ્રાને પેટે થયો હતો; અને આ કલીઓપાટ્રાના છોકરાને 'ઇતુરાઇ તથા ત્રાખોનીતીના ટેટ્રાર્ક' તરીકે ઠરાવવામાં આવ્યો હતો (લુક ૩; ૧). હેરોદ આન્તિપાસે રૂમની મુલાકાત લીધી, તે પહેલાં અરબસ્તાનના રાજા આરેતાસની દીકરી સાથે તેણે લગ્ન કર્યાં હતાં. તોપણ રૂમમાં તેને પોતાની ગૃહસ્વામિની હેરોદિયાસનો મોહ લાગ્યો. આ સ્ત્રીના ધણી ફીલીપને તેના બાપ તરફથી કંઇ વારસો મળ્યો નહોતો. રાજધાનીમાં તે કેવળ ખાનગી વ્યક્તિ તરીકે રહેતો હતો. પરંતુ હેરોદ આન્તિપાસ તો મોટા રાજા જેવો હતો, તેથી માન તથા મોટાઇ મેળવવાની ઇચ્છાએ હેરોદિયાસે પોતાના ધણીનો ત્યાગ કરવાની તથા હેરોદ આન્તિપાસ સાથે લગ્ન કરવાની કબુલાત આપી; પણ એવી શરત કરી કે પહેલાં આરેતાસની દીકરીને તે ફારગતી આપે.

આ ભુંડા કામને લીધે યોહાન બાપ્તિસ્મા કરનારે હેરોદ આન્તિપાસને મોઢેમોઢ ઠપકો દીધો. આન્તિપાસ તેને જતો કરત, પણ હેરોદિયાસના સમજાવવાથી તેને પકડવામાં આવ્યો. તેણીની ઇચ્છા તો એવી હતી, કે યોહાનને તરતજ મારી નાખવામાં આવે, પરંતુ એટલે સુધી કરવાની આન્તિપાસની મરજી નહોતી; કારણ કે આવાં કામથી જનસમુદાયને માઠું લાગે, તેથી ધાંધળ થવાનો સંભવ હતો. વળી માર્કના કહેવા પ્રમાણે આન્તિપાસનો અપરાધ પ્રગટ થવાથી તેનું મન તેને મારતું હતું (માર્ક ૭; ૧૯, ૨૦). આ કારણોને લીધે હેરોદિયાસને જેમતેમ કરી સમજાવીને માખીરસના એકાંત કિલ્લામાં તેણે યોહાનને કેદ કર્યો. એક દિવસ ટેટ્રાર્કની વરસગાંઠ આવી, ત્યારે ઠાઠમાઠસહિત મોટી મિજબાની કરીને માખીરસના મહેલમાં તેણે તે દિન ઉજવ્યો. હેરોદિયાસને પોતાના આગલા ધણી ફીલીપથી સાલોમે નામે એક દીકરી થઇ હતી (પાછળથી આ સાલોમે ટેટ્રાર્ક ફીલીપની સ્ત્રી થઇ). આ છોડી પોતે રાજકુમારિકા હતી, છતાં મહેમાનો આગળ આવીને નાચવા લાગી. મહેમાનો ખુશ ખુશ થઇ ગયા; જેથી હેરોદે, પૂર્વના રાજાઓની રીત પ્રમાણે, તે જે કંઇ માગે તે રાજના અર્ધો ભાગ સુધી આપવાની પ્રતિજ્ઞા લીધી (સરખાવો એસ્ત. ૫; ૬. માર્ક ૬; ૨૩). પ્રતિજ્ઞા સાંભળીને મિજબાનીના ઓરડામાંથી ઉતાવળે નાકળીને તે પોતાની માની સલાહ લેવા દોડી ગઇ. પછી થોડી વારમાં પાછી આવીને તેણે માગણી કરી, કે "યોહાન બાપ્તિસ્મા કરનારનું માથું મને કથરોટમાં આપ." આ માગણીથી આન્તિપાસ સ્તબ્ધ થઇ ગયો. એ માગણી નહિ સ્વીકારવાની તેની ફરજ હતી; કારણ કે પાપી પ્રતિજ્ઞા લેવી તે પાપ છે, અને તેવી પ્રતિજ્ઞા પાળવી તે તે કરતાં પણ મોટું પાપ છે. પણ તે જમાનામાં સોગન કે પ્રતિજ્ઞાના સંબંધમાં ઘણોજ વહેમ પ્રબળ હતો. તેથી જે માન ઇશ્વરને આપવાની હેરોદે ના પાડી હતી તે માન તેણે પોતાના વહેમને આપ્યું. તે જમાનાના રાજાઓ પોતાની પાસે ગળકટાઓ રાખતા હતા (માર્ક ૬; ૨૭). હેરોદે એવા માણસોને મોકલીને યોહાનનો શિરચ્છેદ કરાવ્યો. તેઓએ કાપેલું માથું કથરોટમાં લાવીને તે છોડીને આપ્યું. આ પ્રમાણે હેરોદિયાસના મનમાં યોહાન પ્રત્યે ઘણા વખતથી જે વેર હતું, તે વાળવાનો તેને પ્રસંગ મળ્યો. પછી રાજાએ યોહાનના શિષ્યોને પડી રહેલું ધડ લઇ જવાની પરવાનગી આપી.

એમ કહેવામાં આવે છે, કે તેઓએ તેનું શબ લઇ જઇને સમારીઆ દેશના મુખ્ય શહેર સેબાસ્તેમાં દાટયું (મોટા હેરોદે ઓગસ્તસના માનાર્થે સમરૂન શહેરનું એવું નામ પાડયું હતું). એલીશા તથા ઓબાદ્યાહ જેવા મોટા પ્રબોધકોને આ શહેરમાં દાટવામાં આવ્યા હતા; તો યોહાન જે મહાન હેબ્રી પ્રબોધકોમાં છેલ્લામાં છેલ્લો હતો, તેને પણ ત્યાં દાટવામાં આવે તે યોગ્ય હતું.

## ૩. ઇસુ ખ્રીસ્ત ફરી સરોવરને સામે કાંઠે જાય છે
(અધ્ય. ૧૪; ૧૩-૩૬)

(૧) પાંચ હજારને જમાડવાનો ચમત્કાર. ૧૪; ૧૩-૨૧.

**૧૩હવે એ સાંભળીને ઇસુ ત્યાંથી હોડીએ ઉજડ ઠેકાણે એકાંત
ગયો, ને લોકો તે સાંભળીને નગરોમાંથી પગરસ્તે તેની પાછળ ગયા.
૧૪અને તેણે નીકળીને ઘણા લોકોને દીઠા, ત્યારે તેઓ પર તેને દયા
આવી; અને તેણે તેઓમાંનાં માંદાંઓને સાજાં કીધાં. ૧૫અને સાંજ
પડી ત્યારે તેના શિષ્યો તેની પાસે આવીને કહે છે, કે આ ઠેકાણું ઉજડ
છે, ને હવે વખત થઇ ગયો છે; માટે લોકોને વિદાય કર કે તેઓ
ગામોમાં જઇને પોતાને સારૂ ખાવાનું વેચાતું લે. ૧૬પણ ઇસુએ તેઓને
કહ્યું, કે તેઓને જવાની જરૂર નથી; તમે તેઓને ખાવાનું આપો.
૧૭અને એઓએ તેને કહ્યું, કે અહીં અમારી પાસે માત્ર પાંચ રોટલી ને
બે માછલી છે. ૧૮ત્યારે તેણે કહ્યું, કે તે અહીં મારી પાસે લાવો. ૧૯પછી
તેણે લોકોને ઘાસ પર બેસવાની આજ્ઞા આપી, ને તે પાંચ રોટલી
તથા બે માછલી લઇ આકાશ તરફ જોઇને તેણે આશીર્વાદ માગ્યો,
ને રોટલી ભાંગીને શિષ્યોને આપી, ને શિષ્યોએ લોકોને [આપી].
૨૦અને તેઓ સહુ ખાઇને ધરાયાં; પછી છાંડેલા કકડાઓથી બાર
ટોપલી ભરાઇ. ૨૧અને જેઓએ ખાધું તેઓ સ્ત્રીછોકરાં ઉપરાંત આસરે
પાંચ હજાર પુરુષ હતા.**

યોહાનના શિષ્યો શોકસહિત પોતાના ગુરુની દફનક્રિયા પૂરી કરીને ઇસુને ખબર આપવા આવ્યા. તેઓની વાત સાંભળીને ઇસુને ભારે ખેદ થયો એટલુંજ નહિ, પણ યોહાનના મરણમાં તેને પોતાનું જોખમ સૂચવવામાં આવ્યું (૧૭; ૧૨).

આ પ્રસંગે બાર શિષ્યોની સાથે હોડીમાં બેસીને સરોવરને પેલે પાર, જ્યાં એકાંત જગા હતી, ત્યાં તે આરામ લેવાના હેતુથી નીકળ્યો. તેને આરામ લેવો હતો એટલુંજ નહિ, પણ પોતાના આવનાર મરણ વિષે તેને પોતાના ચેલાઓને સમજુતી આપવી હતી. તે પ્રસંગે તેઓને તેણે જે શિખામણ દીધી, તે તેઓ તેજ વખતે જોકે બરાબર સમજ્યા નહોતા ખરા, તથાપિ પાછળથી તે શિખામણ એટલી જરૂરની જણાઇ હતી, કે ચારે સુવાર્તિકો તેનું વર્ણન કરે છે (માર્ક ૬; ૩૦-૪૪. લુક ૯; ૧૦-૧૭. યોહ. ૬; ૧-૧૪). જે જગાએ તેઓ જવાના હતા, તે ઇશાન ખૂણા પર આવેલા બેથસાઇદા જુલિયસ નામના ગામની પાસે આવેલું એક ફળદ્રુપ મેદાન હતું (લુક ૯; ૧૦).

લોકોનો સમુદાય તેને જવા દેવા રાજી નહોતો. હોડી કઇ દિશા તરફ જાય છે, તે જોઇને કાપરનાહુમથી એટલુંજ નહિ, પણ પાસેનાં બીજાં શહેરોમાંથી ઘણા લોકો નીકળ્યા. તેઓમાંના ઘણાને તેની વાત સાંભળવી હતી, અને ઘણાને પોતાના રોગથી સાજા થવું હતું ; માટે તેઓ હોડી તરફ નજર રાખીને તેજ દિશા તરફ પગપાળે જવા લાગ્યા. અહીં આગળ માત્થીનું વૃતાંત સંક્ષિપ્ત જણાય છે. પણ યોહાન ૬ ; ૩–૫માં જણાવ્યા પ્રમાણે પ્રભુ ઇસુ સમુદાયની પહેલાં પહોંચી ગયો હતો. પેલે પાર પહોંચ્યા પછી એકાંત જગા શોધીને બાર શિષ્યોને તે શિક્ષણ આપવા લાગ્યો. એટલામાં તેની શોધ કરતા લોકો કાંઠાને રસ્તે રસ્તે આવતા તેના જોવામાં આવ્યા. જોકે એકલા બાર શિષ્યોની સાથે એકાંતમાં રહેવાના હેતુથી ઇસુ ત્યાં આવ્યો હતો; છતાં આ પાંચ હજાર માણસો જેઓમાં ઘણી સ્ત્રીઓ, છોકરાં તથા માંદાં માણસો હતાં, તેઓને જોઇને તેને દયા આવી. તેથી પોતાની એકાંત જગામાંથી નીકળીને તળેટી સુધી તેઓનો આવકાર કરવાને તે નીચે ઉતર્યો (લુક ૯ ; ૧૧).

તેણે તેઓમાંનાં માંદાંઓને સાજાં કર્યાં એટલુંજ નહિ, પણ ઇશ્વરના રાજ્ય સંબંધી તેણે વિસ્તારથી તેઓને ઉપદેશ કર્યો (માર્ક ૬; ૩૪. લુક ૯ ; ૧૧). ઉપદેશ કરતાં કરતાં સાંજ થવા લાગી, એટલે શિષ્યોએ વચ્ચમાં આવીને તેને કહ્યું, કે આ લોકો ઉતાવળે ઘેરથી આવ્યા, તેથી ખાવાની વ્યવસ્થા તેઓએ કરી નહિ હોય ; માટે તેમને રજા આપી દે, કે આસપાસનાં ગામડાંમાં જઇને તેઓ પોતાને સારૂ ખાવાનું મેળવી શકે. પરંતુ ઇસુનું મન એવું નહોતું. તેને આ પ્રસંગનો લાભ લેવો હતો. પોતાના બાર શિષ્યોને પોતાના મરણ સંબંધી માહિતી આપવાને તે એકાંત સ્થળે આવ્યો હતો, માટે તેઓ તેમની સાથે ખાવાનું લાવેલા હતા. તેમાંથી તેમની પાસે જે જૂજ ખાવાનું બાકી રહ્યું હતું, એટલે પાંચ રોટલી ને બે માછલી, તે તેણે મંગાવ્યું. તે ઋતુમાં તે સ્થળે લીલું ઘાસ ઉગેલું હતું ( યોહ. ૬ ; ૪ ), તે પર તેણે સમુદાયને બેસવાની આજ્ઞા કરી. પછી રોટલી તથા માછલી લઇને તેણે આશીર્વાદ માગ્યો ; અને ઇશ્વરનું ભજન કરીને શિષ્યોને વહેંચવા માટે તે આપી. તો તરતજ ઉત્પન્નકર્તાની શક્તિ વડે તે ખાવાનું તેના હાથમાં એટલું તો વધ્યું, કે બધાં ખાઇને તૃપ્ત થયાં એટલુંજ નહિ, પણ તે વધી પડયું.

વિદેશીઓના ખોરાકથી યહુદીઓને વટળી જવાની બીક રહેતી હતી, જેથી જ્યાં જ્યાં તેઓ મુસાફરીમાં જાય, ત્યાં ત્યાં સાથે ખાવાની ટોપલીઓ પણ તેઓ લઇ જતા હતા. એવી રીતે બાર પ્રેરિતો એ પ્રકારની ટોપલીઓ સાથે લઇને આવ્યા હતા. તેથી બાર ટોપલીમાં શિષ્યોએ છાંડેલા કકડા એકઠા કર્યા. થાકેલા સમુદાયને માટે આ ચમત્કાર ખરેખર કૃપારૂપ હતો. પરંતુ બાર પ્રેરિતોને માટે તે

કરતાં ઉંડો અને બહોળો અર્થ તેમાં રહેલો હતો. તે અર્થ આપણા પ્રભુની વહેં-ચણીની રીત પરથી જણાઇ આવે છે. આ સુવાર્તામાં એટલુંજ નહિ, પણ બીજી ત્રણે સુવાર્તામાં (માર્ક ૬; ૪૧. લુક ૯; ૧૬. યોહ. ૬; ૧૨) લખેલું છે, કે "તેણે પાંચ રોટલી તથા બે માછલી લઇને આકાશ તરફ જોઇને આશીર્વાદ માગ્યો, ને ભાંગી; અને વહેંચવા માટે પોતાના શિષ્યોને આપી." જે ભોજન તેનું મરણ યાદ કરાવે છે એટલુંજ નહિ, પણ તેનો ખુલાસો દેખાડે છે, તે ભોજનની સ્થાપના એક વરસ પછી તેણે ઉપલી કોટડીમાં કરી, તે પ્રસંગે તેણે એજ શબ્દો વાપર્યા હતા (૨૬; ૨૬. માર્ક ૧૪; ૨૨. લુક ૨૨; ૧૯. ૧ કર. ૧૧; ૨૩, ૨૪). આ ચમત્કારમાં, આગળથી તે ભોજનનું રહસ્ય દેખાડેલું હતું. તે રહસ્ય તેજ ઘડીએ તો તેઓ સમજી નહિજ શકે, અને સમજ્યા પણ નહિ; પરંતુ પાછળથી અનુભવદ્વારા તે તેઓનાં મનોમાં ઠસ્યું. વળી પોતાના ઇરાદા વિષે કંઇ શંકા રહે, એવું ઇસુ ખ્રીસ્તે રાખ્યું નહિ. કેમકે બીજેજ દિવસે કાપરનાહુમના સભાસ્થાનમાં, તેણે તે ચમત્કારનું ખરૂં રહસ્ય સ્પષ્ટ રીતે દેખાડયું (યોહ. ૬; ૨૨-૫૯), એટલે પ્રભુ ઇસુ ખ્રીસ્ત તેજ જીવતી રોટલી છે, "તેનું માંસ ખરેખરૂં ખાવાનું છે, ને તેનું લોહી ખરેખરૂં પીવાનું છે."

(૨) ઇસુ ખ્રીસ્ત પાણી પર ચાલે છે. ૧૪; ૨૨-૩૬.

**૨૨ અને તરત તેણે શિષ્યોને હુદેઠ કરીને હોડીમાં બેસાડયા, ને તેઓને પોતાની આગળ પેલે પાર મોકલ્યા, એ માટે કે તે પોતે લોકોને વિદાય કરે. ૨૩ અને લોકોને વિદાય કર્યા પછી તે પ્રાર્થના કરવાને પહાડ પર એકાંતે ગયો; ને સાંજ પડી ત્યારે તે ત્યાં એકલો હતો. ૨૪ પણ તે વખતે હોડી સમુદ્ર મધ્યે મોજાંઓથી ડામાડોળ થતી હતી, કેમકે પવન સામો હતો. ૨૫ અને રાતના ચોથે પહોરે તે સમુદ્ર પર ચાલતો તેઓની પાસે આવ્યો. ૨૬ અને શિષ્યોએ તેને સમુદ્ર પર ચાલતો દીઠો, ત્યારે તેઓએ ગાભરા થઇને કહ્યું, એ તો કોઇ ભુત છે; ને બીકથી તેઓએ બુમ પાડી. ૨૭ પણ તરત ઇસુએ તેઓને કહ્યું, કે હિમ્મત રાખો, એ તો હું છું, બીહો મા. ૨૮ ત્યારે પીતરે તેને ઉતર દીધો, કે પ્રભુ, એ જો તું હોય, તો મને આજ્ઞા આપ કે હું પાણી પર ચાલીને તારી પાસે આવું. ૨૯ અને તેણે કહ્યું, કે આવ. ત્યારે પીતર હોડી પરથી ઉતરીને ઇસુ પાસે જવાને પાણી પર ચાલવા લાગ્યો. ૩૦ પણ પવન દેખીને તે બીધો ને ડુબવા લાગ્યો, તેથી તેણે બુમ પાડી, કે ઓ પ્રભુ, મને બચાવ. ૩૧ અને ઇસુએ લાગલો હાથ લાંબો કરીને તેને પકડી લીધો, ને તેને કહે છે, કે અરે**

**અલ્પવિશ્વાસી, તેં સંદેહ કેમ આણ્યો? [32] અને તેઓ હોડીમાં ચઢયા
એટલે પવન બંધ પડયો. [33] અને હોડીમાં જેઓ હતા તેઓએ તેને
પગે લાગીને કહ્યું, કે ખરેખર તું દેવનો દીકરો છે.**

**[34] અને તેઓ પાર ઉતરીને ગેન્નેસારેત દેશમાં આવ્યા. [35] અને
જયારે તે જગાના લોકોએ તેને ઓળખ્યો, ત્યારે તેઓએ તે આખા
દેશમાં ચોતરફ [માણસોને] મોકલીને બધાં માંદાંઓને તેની પાસે
આણ્યાં. [36] અને તેઓએ તેને વિનંતી કીધી કે કેવળ તારાં લુગડાંની
કોરનેજ તું અમને અડકવા દે; ને જેટલા અડકયા તેટલા સાજા થયા.**

પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોને શા માટે હઠેઠ કરીને હોડીમાં બેસાડયા? તે વાતનો ખુલાસો યોહ. ૬; ૧૫માં કરેલો છે: "લોકો આવીને મને રાજા કરવા સારૂ જબરદસ્તીથી પકડવાના છે, એ જાણીને ઇસુ બીજી વાર પહાડ પર એકલો ચાલ્યો ગયો." ઇસુ પોતાના બાપ દાઉદની ગાદી શા માટે પુનઃસ્થાપિત કરતાં વિલંબ કરે છે? એવી ગુંચવણમાં શિષ્યો પડયા હતા એટલુંજ નહિ, પણ તેના ચમત્કારો જોઇને, "તે મસીહ છે" એવી જેટલાને ખાતરી થઇ હતી, તેઓ પણ એજ ગુંચવણમાં પડયા હતા. આ અરસામાં તેની જાહેર સેવાનું બીજું વરસ સમાપ્ત થવા આવ્યું હતું, માટે લોકો અધીરા બન્યા હતા. પારખા પર્વ પાસે આવ્યું હતું. તે વખતે પાસેના તેમજ દૂરના બધા યહુદી ભક્તજનો પવિત્ર શહેરમાં ખીચોખીચ ભરાઇ જવાના હતા. તે પ્રસંગે ઇસ્રાએલના રાજા તરીકે ઇસુને બળાત્કારથી ગાદી પર બેસાડવાની મસલત તેઓ કરી રહેલા હતા.

આ કારણોને લીધે, કાપરનાહુમમાં તથા આસપાસનાં શહેરોમાં હોહાકાર થઇ રહ્યો હતો (માર્ક ૬; ૩૧). પ્રભુ ઇસુ આ બધી ધાંધલનું કારણ સમજી ગયો હતો; અને એજ કારણથી સરોવરને પેલે પાર જવાનો તેણે નિશ્ચય કર્યો હતો; વળી એજ કારણથી આ મોટો સમુદાય તેની પાછળ ગયો હતો. ત્યાં આગળ તેનો ચમત્કાર જોઇને, એ મનસુબાના અગ્રેસરોએ ત્યાં ને ત્યાંજ તેને પકડીને તાત્કાળિક રાજા બનાવવાનો નિશ્ચય કર્યો. રાનમાં "જગતનાં સઘળાં રાજ્ય તથા તેઓનો મહિમા" શેતાને તેની આગળ ધરી રાખ્યાં હતાં (૪; ૮-૧૦); પરંતુ તેજ વખતે હમેશને માટે આ પરીક્ષણ ઉપર આપણો પ્રભુ જય પામ્યો હતો; તેથી આ પ્રસંગે આ હીલચાલની અસર તેના ઉપર થઇ શકી નહિ. આ મસલતમાં બાર શિષ્યો પણ વખતે સામેલ હોય એવું સંભવે છે, તેથી તેણે તેઓને હઠેઠ કરીને વહાણમાં બેસાડયા. તેઓના વિદાય થયા પછી, એ મનસુબાના બીજા અગ્રેસરો અટકી પડયા. તેથી તેઓની ગુંચવણનો લાભ લઇ ઇસુ એકાંત જગામાં જતો રહ્યો, ને ત્યાં પ્રાર્થનામાં લાગુ રહ્યો.

સરોવર પર તોફાન થવા લાગ્યું હતું, પરંતુ પ્રાર્થનામાં તલ્લિન હોવાથી તેણે તે પર ધ્યાન આપ્યું નહિ (૮; ૨૪). મોડું થયું હતું, ને રાતનો ચોથો પહોર એટલે સવારના ત્રણથી છ વાગ્યાનો અમલ ચાલતો હતો. એ વખતે ઘુંટણ પરથી ઉભા થઇ તેણે સરોવર તરફ જોયું, તો હોડી સરોવરની અધવચ હતી, અને પશ્ચિમ દિશાના પવન સામે હજી આગળ જવાને મહેનત કરતી હતી. પ્રાર્થનાની જગા મૂકીને તે શિષ્યોની પાસે જવા લાગ્યો, ત્યારે મોટા મળસકાના ઝાંખા પ્રકાશથી તેઓએ તેને ઉછળતા પાણીનાં મોજાં પર પોતા તરફ ચાલીને આવતો જોયો.

તે જમાનાની માન્યતા પ્રમાણે તે ભૂત અગર આભાસ છે, એવું તેઓને લાગ્યું (સરખાવો લુક ૨૪; ૩૭). વળી તે વખતની માન્યતા એવી હતી, કે ભૂત સામું મળે, ત્યારે તેને સંબોધવામાં આવે, તોજ તે હરકત કરે. તેથી રાતના વખતમાં, જો કોઇ યહુદી માણસને તેનો મિત્ર અગર ઓળખીતો મળે, તોપણ રખેને તે ભૂત હોય, એવી દહેશતથી કોઇ કોઇને સંબોધે નહિ. આ પ્રસંગે શિષ્યોએ ઇસુને સંબોધ્યો નહિ, પરંતુ બીકને કારણે તેઓ બૂમ પાડયા વિના રહી શક્યા નહિ. ઇસુ તેઓને કહે છે, કે "હિમ્મત રાખો, હું છું, બીહો મા." અહીં આગળ પીતર સંબંધી જે હકીકત આવે છે, તેમાં પીતરનું વિશેષ લક્ષણ દેખાઇ આવે છે (સરખાવો યોહ. ૨૧; ૭).

જેઓ હોડીમાં હતા, તેઓને ખાતરી થઇ કે "તે દેવનો દીકરો છે." પરંતુ આ ચમત્કારમાં એ કરતાં મોટું રહસ્ય સમાએલું છે. જેમ સમુદાયને જમાડવાના ચમત્કારમાં આગળથી ઇસુનું મર્ત્ય શરીર દેખાડવામાં આવ્યું હતું; તેમજ પાણી પર ચાલવામાં, આગળથી તેનું પુનરૂત્થાન દેખાડવામાં આવ્યું. જેમ રૂપાંતરના પહાડ પર, તેમ પવનથી ઉછળતાં સરોવરનાં મોજાં પર, આપણા પ્રભુનું મર્ત્ય શરીર અમરપણાથી વેષ્ટિત થયું હતું. તેનું દીનાવસ્થાનું શરીર, તે તેના ગૌરવનું શરીર થયું (સરખાવો ફિલ. ૩; ૨૧). એવા શરીરમાં આપણો પ્રભુ પુનરૂત્થાનથી આકાશગમન સુધીના વખતમાં, ચાળીસ દિવસ સુધી, પ્રગટ થયો. હાલમાં પણ તેજ શરીર ધારણ કરીને તે ઇશ્વરના જમણા હાથ પર બિરાજે છે. જેઓને જોવાની આંખ હતી, ને સાંભળવાને કાન હતા, ને સમજવાને હૃદય હતાં, તે સઘળાંને તેણે આ બે આશ્ચર્યકારક ચમત્કારદ્વારા અગાઉથી પોતાનાં આવનાર દુ:ખ તથા મહિમા દેખાડયાં.

ગેન્નેસારેતના મેદાનમાં આવીને ઇસુએ ઘણાંઓને સાજાં કર્યાં, તે વાતની નોંધ આ અધ્યાયને અંતે મળે છે. લોહીવાવાળી સ્ત્રીને જે વહેમ હતો તે વહેમ તે જમાનામાં ઘણોજ પ્રબળ હતો (૯; ૨૦). તે સ્ત્રીના મનમાં તેમજ આ લોકોના મનમાં પણ એવો વહેમ હતો, કે ખ્રીસ્તના શરીરમાં એક જાતની જાદુઇ શક્તિ

છે, માટે તેને અડકવાથીજ સાજાપણું મળે. તે કારણને લીધે, ઇસુના પોષાકનો જે ભાગ, યહુદીઓના વિચાર પ્રમાણે, ખાસ રીતે પવિત્ર ગણાતો હતો તેને એટલે ફૂમતાને (સરખાવો ગણ. ૧૫; ૩૭) અડકવાને તેઓ પ્રયત્ન કરતા હતા. આ બિચારા લોકોના વહેમની સાથે અમુક પ્રમાણમાં તો વિશ્વાસનું મિશ્રણ રહેલું હતું; માટે આપણા પ્રભુએ તેઓને સાજા કર્યાં. પરંતુ લોહીવાવાળી બાઇને ઇસુએ કહ્યું તેમ, તેના લુગડાના ફૂમતાને અડકવાથી તેઓ સાજા થયા એમ નહિ, પણ તેઓના વિશ્વાસે તેમને સાજા કર્યાં.

## ૪. સ્નાનશુદ્ધિ

(અધ્ય. ૧૫; ૧-૨૦)

તે પ્રસંગે યરૂશાલેમથી ફરોશીઓ તથા શાસ્ત્રીઓ ઇસુની પાસે
આવીને કહે છે, કે [2]તારા શિષ્યો વડીલોના સંપ્રદાયનું ઉલ્લંઘન કેમ
કરે છે? કેમકે તેઓ હાથ ધોયા વગર રોટલી ખાય છે. [3]પણ તેણે
તેઓને ઉત્તર દીધો, કે તમે તમારા સંપ્રદાયથી દેવની આજ્ઞાનું ઉલ્લંઘન
કેમ કરો છો? [4]કેમકે દેવે કહ્યું છે, કે તું તારા બાપનું તથા તારી માનું
સન્માન કર, ને જે કોઇ બાપની અથવા માની નિંદા કરે તે જાનથી
માર્યો જાય. [5]પણ તમે કહો છો, કે જે કોઇ પોતાના બાપને કે માને
કહેશે, કે જે વડે મારાથી તને લાભ થયો હોત તે દેવને અર્પિત છે;
[6]તો તે ભલે પોતાના બાપનું કે પોતાની માનું સન્માન ન કરે; એમ
તમે તમારા સંપ્રદાયથી દેવની આજ્ઞા રદ કીધી છે. [7]ઓ ઢોંગીઓ,
યશાયાહે તમારા સંબંધી ઠીકજ કહ્યું છે, કે

[8]આ લોક પોતાના હોઠોથી મને માન આપે છે,
પણ તેઓનાં મન મારાથી વેગળાંજ રહે છે.
[9]અને તેઓ મારી ફોકટ ભક્તિ કરે છે,
કેમકે પોતાના મત તરીકે તેઓ માણસોની આજ્ઞાઓ શિખવે છે.

[10]પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને કહ્યું, કે સાંભળો
તથા સમજો. [11]મોંમાં જે જાય છે તે માણસને વટાળતું નથી, પણ
મોંમાંથી જે નીકળે છે તેજ માણસને વટાળે છે. [12]ત્યારે તેના શિષ્યોએ
પાસે આવીને તેને કહ્યું, કે આ વાત સાંભળીને ફરોશીઓએ ઠોકર
ખાધી, એ શું તું જાણે છે? [13]પણ તેણે ઉત્તર દીધો, કે જે રોપા મારા
આકાશમાંના બાપે રોપ્યા નથી, તે દરેક ઉખેડી નંખાશે. [14]તેઓને
રહેવા દો, તેઓ આંધળા દોરનારા છે; ને જો આંધળો આંધળાને દોરે તો
બન્ને ખાડામાં પડશે. [15]ત્યારે પીતરે તેને ઉત્તર દીધો, કે આ દૃષ્ટાંતનો

**અર્થ અમને કહે. [16] અને તેણે કહ્યું, કે શું હજી સુધી તમે પણ અણ-
સમજુ છો? [17] શું તમે હજી નથી સમજતા કે જે કંઇ મોંમાં પેસે છે,
તે પેટમાં જાય છે, ને સંડાસમાં નીકળી જાય છે? [18] પણ જે મોંમાંથી
નીકળે છે, તે હૃદયમાંથી આવે છે, ને તેજ માણસને વટાળે છે. [19] કેમકે
ભુંડી કલ્પનાઓ, હત્યાઓ, વ્યભિચારો, જારકર્મો, ચોરીઓ, જુઠી
સાક્ષીઓ, તથા નિંદાઓ હૃદયમાંથી નીકળે છે. [20] માણસને જે વટાળે છે
તે એજ છે; પણ અણધોએલે હાથે ખાવું એ માણસને વટાળતું નથી.**

કાપરનાહુમમાં તથા આસપાસના પ્રદેશમાં, આ ચમત્કારોને લીધે, જન-સમુદાયમાં જે આસ્થા ઉત્પન્ન થઇ હતી, તેને લીધે ઇસુના દુશ્મનોની અદેખાઇ વધી ગઇ. તેથી સાન્હેદ્રિમ સભા તરફથી આવેલા અધિકારયુક્ત શાસ્ત્રીઓએ તેના પર તાજો હુમલો કર્યો (સરખાવો ૧૨; ૨૪. માર્ક ૩; ૩, ૨૨).

વડીલોના સંપ્રદાય વિષે ખુલાસો કરવાની અત્રે જરૂર છે: ઇસ્રાએલના વડીલો તરફથી ઘણા નિયમો ઉતરી આવેલા હતા. તે નિયમો જોકે લેખિત નહોતા તો પણ ફરોશીઓ તેઓનું ઘણું સન્માન રાખતા હતા. તે નિયમોમાંનો એક એ હતો, કે "યહુદી માણસે ખાધા પહેલાં પોતાના હાથ ધોઇ નાખવા, રખેને તે કંઇ અશુદ્ધ વસ્તુને અડક્યો હોય." આ નિયમ કેટલો સખત હતો, તે નીચેના બે દાખલા પરથી સમજાશે:—

૧. હાથ ધોવાની જરૂર વિષેના નિયમને નહિ ગણકારવાને લીધે રાબ્બી એલીઆઝાર-બેન-હાઝારને સાન્હેદ્રિમ સભાએ એક વખત મંડળી બહાર કર્યો હતો. એવું બન્યું કે એ વાતનું સમાધાન થયા પહેલાં તે મરણ પામ્યો; તેથી તેને કબરે દફનાવવાને લઇ જતાં, 'શબવાહિકા' ઉપર એક પત્થર મૂકવામાં આવ્યો. વળી તેને વિષે એમ લખેલું છે, કે "આ ઉપરથી એમ જાણવું, કે જે કોઇને મંડળી બહાર કરવામાં આવ્યો હોય, ને તેની સમાધાની થાય તે પહેલાં તે મરણ પામ્યો હોય, તો તેની શબવાહિકાને પણ સાન્હેદ્રિમ પત્થરે મારે છે."

૨. રાબ્બી આકિબા કરીને એક માણસ ધર્મ અને ભક્તિભાવ સંબંધી ખાસ આસ્થાવાન હતો. હાદ્રિયાન બાદશાહના વખતમાં અમુક ફિતુરમાં આ રાબ્બી સામેલ થવાથી તેને મારી નાખવામાં આવ્યો. તે કેદખાનામાં હતો ત્યારે એક દિવસે સવારે તે પોતાના હાથ ધોવા માગતો હતો. એ વખતે જે ચેલો તેની બરદાસ્ત કરવામાં રોકાએલો હતો, તેણે તેને કહ્યું, કે પીવા જેટલું પણ પાણી નથી. તેના જવાબમાં રાબ્બીએ કહ્યું, કે "એમાં શું? વડીલોના સંપ્રદાયનું ઉલ્લંઘન કરવું તે કરતાં મરવું મારે માટે વધારે સારૂં છે."

આ શાસ્ત્રીઓએ એક વખત ઇસુના શિષ્યોમાંના કેટલાએકને હાથ ધોયા વગર ખાતાં જોયા હતા (માર્ક ૭; ૨). ઇસુના શિષ્યો ચોકસાઇથી આ નિયમ પાળતા નથી, એ જોઇને તેઓ ઇસુની પાસે આવીને કહે છે, કે "તારા શિષ્યો વડીલોના સંપ્રદાયનું ઉલ્લંઘન કેમ કરે છે?" ખ્રીસ્ત તેઓને સામો પ્રશ્ન પૂછે છે, કે "તમે તમારા સંપ્રદાયથી દેવની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરો છો?" એમ કહીને તે તેઓને ઉલ્લંઘનનો પ્રખ્યાત દાખલો આપે છે. સાબ્બાથપાલન વગેરે બાબતો વિષે, રાબ્બીઓએ એટલા બધા ઝીણા ઝીણા નિયમો યોજી કાઢયા હતા, કે સહન થઇ ન શકે, એવા મોટા બોજરૂપ તે થઇ પડ્યા હતા (૧૨; ૧–૮). આટલા બધા બારીક નિયમો કોઇથી પળાય નહિ, અને કોઇથી પળાતા પણ નહોતા. પરિણામ એવું થયું, કે તે નિયમના બોજથી છૂટવાને ઘણી યુક્તિઓ યોજવામાં આવી. તે યુક્તિઓમાં કેટલીક એવી હતી, કે સાધારણ નીતિના નિયમથી બચવાનો રસ્તો પણ ખુલ્લો મૂકવામાં આવ્યો. જેમકે, પાંચમી આજ્ઞા એવી છે, કે "તારા બાપનું તથા તારી માનું તું સન્માન રાખ" (નિર્ગ. ૨૦; ૧૨). સાધારણ માણસની પ્રેરકબુદ્ધિ પણ આ નિયમ પાળવાની તેને ફરજ પાડે છે; જેથી વિદેશીઓ જેઓની પાસે નિયમ નહોતો, તેઓ પણ તે માન્ય રાખતા હતા. આથેન્સમાં નિયમ બાંધનાર સોલોનનો એક નિયમ એવો હતો, કે "જો કોઇ માણસ પોતાનાં માબાપનું પોષણ ન કરે, તો તે માન વગરનો ગણાય." પ્રતિજ્ઞાના સંબંધમાં રાબ્બીઓનો એક એવો સિદ્ધાંત હતો, કે કોઇ માણસે કોઇ લૂટારાને અથવા કોઇ દાણીને કંઇ આપવાની પ્રતિજ્ઞા લીધી હોય, તો તે વસ્તુ યાજકોની અથવા રાજાની મિલકત નથી; તેમ છતાં તે વસ્તુ યાજકોની અથવા રાજાની મિલકત છે, એવું તે પ્રગટ કરી શકે, અને તે વસ્તુ તે પોતાની પાસે રાખી શકે; છતાં તેની પ્રતિજ્ઞાનો ભંગ થયો ન ગણાય. આવો સિદ્ધાંત એક વાર સ્થપાયો હોય, તો તેનું લાગુકરણ કરવાનો પાર રહેતો નહિ.

તે વખતમાં એવું સમજવામાં આવતું હતું, કે બાપ અથવા મા પોતાના દીકરાની પાસે કંઇ માગે અને દીકરાને પોતાનાં માબાપની મરજી પ્રમાણે વર્તવાની ઇચ્છા ન હોય, તો તેને એટલુંજ કહેવાની જરૂર હતી, કે "જે વડે મારાથી તને લાભ થયો હોત તે દેવને અર્પિત છે."

"કોરબાન" શબ્દનો અસલ અર્થ 'યજ્ઞ' અથવા 'ઇશ્વરને અર્પિત કરેલી વસ્તુ' એવો થાય છે. ખરૂં જોતાં, જે વસ્તુના સંબંધમાં તે શબ્દ બોલવામાં આવ્યો હોય, તે ખરેખર ઇશ્વરને આપવીજ જોઇએ. પરંતુ પ્રભુ ઇસુના જમાનામાં, સાધારણ સોગન તરીકે, તેનો ઉપયોગ કરવામાં આવતો હતો. એટલે "કોરબાન" બોલ્યા પછી જે વસ્તુના સંબંધમાં તે બોલવામાં આવ્યું હોય, તે ખરેખર ઇશ્વરને આપવાને માણસ બંધાએલો છે; પરંતુ પોતાને એમ બંધાએલો

ન સમજતાં, કેવળ સામા માણસને તે વસ્તુ નહિ આપવાને પોતાને બંધાએલો સમજતો હતો. હવે કોઇ માણસને પોતાનાં માબાપની સાથે બનતું ના હોય, તો તેઓનું પાલણપોષણ કરવાની ફરજથી આ રીતે તે છૂટો થઇ શકે. અને શાસ્ત્રીઓ પણ એવું શિખવતા હતા, કે તેણે આ શબ્દો વાપર્યા હોય, તો પાંચમી આજ્ઞાનો ભંગ કરવાનો દોષ તેને લાગે નહિ.

આથી જે ગુનોહ મરણદંડને પાત્ર ગણાતો હતો (નિર્ગ. ૨૧ ; ૧૭), અને જેના વિષે જુના વખતના પ્રબોધકો પોતાનો સખત અભિપ્રાય બતાવતા હતા (યશ. ૨૯ ; ૧૩), તેજ ભારે ગુનોહ, રાબ્બીઓના સંપ્રદાયને લીધે, ધાર્મિક-પણાનો વેષ ધારણ કરી શકતો હતો.

શાસ્ત્રીઓથી કંટાળીને, તથા આસપાસ જેઓ ઉભા હતા તેઓ તરફ વળીને, ઇસુ તેઓને કહે છે, કે ઇશ્વર માણસની પાસે જે માગે છે તે શુદ્ધ હાથ નહિ, પણ શુદ્ધ હૃદય છે. શાસ્ત્રીઓ ક્રોધે ભરાયા ખરા, પણ જવાબ આપી ન શકવાથી તેઓ છાનામાના વિદાય થયા. પોતાના ગુરુની હિમ્મત જોઇને બાર શિષ્યો ગભરાયા, કેમકે તેના દુશ્મનો કેટલા પરાક્રમી છે, તે તેઓ સમજતા હતા. તેથી ઇસુ પોતાને જે જોખમમાં ઉતારે છે, તે પર શિષ્યો તેનું ધ્યાન ખેંચે છે. તોપણ પ્રભુ ઇસુ આ બાબતમાં નરમ પડયો નહિ. તેણે તેઓને કહ્યું, કે "જે રોપા મારા આકાશમાંના બાપે રોપ્યા નથી, તે દરેક ઉખેડી નંખાશે." એમ કહીને પોતાના સાંભળનારાઓને તે એક જુની કહેવત યાદ કરાવે છે, કે "જો આંધળો આંધળાને દોરે તો બન્ને ખાડામાં પડશે."

નિયમશાસ્ત્ર પ્રત્યે, તેમજ નિયમશાસ્ત્રના સંબંધમાં રાબ્બીઓના ચાલતા આવેલા સંપ્રદાય પ્રત્યે, પ્રભુ ઇસુ કેવું મન રાખતો હતો તે આ અધ્યાયમાં જણાય છે. અહીં આગળ ઇસુ ખ્રીસ્ત જે શિક્ષણ આપે છે, તેનો પહેલો ભાગ ફરોશીઓને આપવામાં આવે છે (કલમ ૩–૯). નિયમશાસ્ત્ર બંધનકારક નથી, એવું ઇસુનું કહેવું નથી; પણ નિયમશાસ્ત્ર સંબંધી રાબ્બીઓના સંપ્રદાય બંધનકારક નથી, એવું તેનું કહેવું છે; કેમકે વડીલોના નિયમો ઇશ્વરે આપેલા નથી એટલુંજ નહિ, પણ "નિયમશાસ્ત્રની આસપાસ વાડ" થવાને બદલે, તેમ નિયમશાસ્ત્ર પાળવામાં માણસોને મદદરૂપ થવાને બદલે, તેઓથી તો નિયમશાસ્ત્રની ફરજોથી છૂટવાના રસ્તા કરી આપવામાં આવતા હતા.

ફરોશીઓ વિદાય થયા પછી, સમુદાયને તથા શિષ્યોને પ્રભુ ઇસુએ જે શિક્ષણ આપ્યું (કલમ ૧૦–૨૦), તેમાં તે આગળની વાતનું લાગુકરણ કરે છે; એટલે "બહારથી માણસમાં પેસીને તેને વટાળી શકે એવું કંઇ નથી; પણ માણસમાંથી જે નીકળે છે, તેજ માણસને વટાળે છે" (માર્ક ૭ ; ૧૫). મતલબ કે નિયમશાસ્ત્રની બાહ્ય ક્રિયાઓ, એટલે ખાવાપીવાની વાતો, નહાવાધોવાની વાતો

ઇત્યાદિ જરૂરની નથી. ખરી શુદ્ધતા તો હૃદયની શુદ્ધતા છે, અને તે કોઇ પણ બાહ્ય ક્રિયાથી સચવાય નહિ.

આ અરસામાં જેમ ફરોશીઓને તેમ તેના શિષ્યોને પણ ઇસુની વાત અઘરી લાગી હોય એવું લાગે છે. ઘણા વખત સુધી પીતરથી પણ તે વાતનો સ્વીકાર થઇ શક્યો નહિ, એવું જણાય છે (પ્રે. કૃ. ૧૦; ૧૪). તેના મનમાં જુનો વહેમ લાંબા વખત સુધી ઠસી રહ્યો હતો; અને આકાશી દર્શન વડે (પ્રે. કૃ. ૧૦; ૯–૧૬), મુશ્કેલીથી તે વહેમ દૂર કરાયો (સરખાવો ગલ. ૨; ૧૨).

## ૫. ફેનીકીમાં આપણા પ્રભુએ કરેલું કામ

(અધ્ય. ૧૫; ૨૧–૨૮)

[૨૧] અને ઇસુ ત્યાંથી નીકળીને સૂર તથા સીદોનની સીમમાં
ગયો. [૨૨] અને જુઓ, એક કનાની સ્ત્રીએ તે સીમમાંથી આવીને
બૂમ પાડીને તેને કહ્યું, કે ઓ પ્રભુ, દાઉદના દીકરા, મારા પર દયા
કર; મારી દીકરી ભૂતથી બહુ પીડા પામે છે. [૨૩] પણ તેણે તેને
કશો જવાબ આપ્યો નહિ; ને તેના શિષ્યોએ આવીને તેને વિનંતી
કીધી, કે તેને વિદાય કર, કેમકે તે આપણી પાછળ બૂમ પાડયા
કરે છે. [૨૪] પણ તેણે ઉત્તર દીધો, કે ઇસ્રાએલના ઘરનાં ખોવાએલાં
ઘેટાં સિવાય બીજા કોઇની પાસે હું મોકલાયો નથી. [૨૫] પછી તેણીએ
આવીને તેને પગે લાગીને કહ્યું, કે ઓ પ્રભુ, મને મદદ કર. [૨૬] પણ
તેણે ઉત્તર દીધો, કે છોકરાંની રોટલી લઇને કુતરાંને નાખવી વાજબી
નથી. [૨૭] પણ તેણીએ કહ્યું, કે ખરૂં, પ્રભુ, કેમકે કુતરાં તો પોતાના
ધણીઓની મેજ પરથી જે કકડા પડે છે તે ખાય છે. [૨૮] ત્યારે ઇસુએ
તેને ઉત્તર દીધો, કે ઓ બાઇ, તારો વિશ્વાસ મોટો છે: જેવું તું
ચાહે છે તેવું તને થાઓ. અને તેજ ઘડીએ તેની દીકરી સાજી થઇ.

કાપરનાહુમ મૂકીને સામે પાર જવામાં આપણા પ્રભુએ એકાંત જગા શોધી હતી; અને એકાંતમાં રહીને બાર ચેલાઓ સાથે વાતચિત કરવાનો ઇસુનો જે ઇરાદો હતો તે સમુદાયના આવવાથી નિષ્ફળ થયો હતો. આકાશના રાજ્ય સંબંધી તેઓને શિક્ષણ આપવાની એટલી બધી જરૂર જણાઇ કે બીજી કોઇ એકાંત જગા શોધવાની તેને જરૂર પડી. હાલમાં તો આખા ગાલીલ પ્રાંતમાં એવી જગા મળે, એમ નહોતું; તેથી કાપરનાહુમ મૂકીને ઉત્તર દિશા તરફ તે મુસાફરી કરવા નીકળ્યો. તેમ કરતાં કરતાં પવિત્ર ભૂમિની હદ ઓળંગીને તે ફેનીકીમાં જઇ પહોંચ્યો. ત્યાં રહેવા માટે તેને એક ઘર મળ્યું (માર્ક ૭; ૨૪). તે વિદેશીઓનો પ્રદેશ હતો. તેના રહેવાસીઓ માર્ક ૭; ૨૬ પ્રમાણે "હેલેની" (અથવા

નવી આવૃત્તિ પ્રમાણે "યુનાની") કહેવાય છે. ("યુનાની" અને "હેલેની," તે બન્નેનો અર્થ તો એકજ છે, પણ 'યુનાની' તે ફારસી શબ્દ છે.) 'કનાની' એ નામ પણ કોઇ કોઇવાર તેમને આપવામાં આવતું હતું. જે લોકોને યહોશુઆએ હરાવીને કનાન દેશમાંથી કાઢી મૂક્યા હતા તેમના તેઓ વંશજો હતા. ઇસુ એવી આશા રાખતો હતો કે અહીં આગળ મને કોઇ નહિ ઓળખે, અને હરકત વિના મને મારા ચેલાઓ સાથે વાત કરવાનો પ્રસંગ મળશે. પરંતુ અહીં આગળ પણ તેની એ આશા ભંગ થઇ. કેમકે ત્યાંથી ગાલીલમાં જઇને કેટલાક લોકોએ તેના ચમત્કારો જોયા હતા, ને ઘેર આવીને તેના વિષે વાત કરી હતી (માર્ક ૩ ; ૮), તે કારણને લીધે તે ગુપ્ત રહી ન શક્યો (માર્ક ૭; ૨૪). તેના આવ્યાની ખબર થોડીજ વારમાં ફેલાઇ ગઇ; અને તે પોતાના ચેલાઓ સાથે ફરવા જતો હતો, એટલામાં તેને એક સ્ત્રી મળી.

એક જુના હસ્તલેખ પરથી જણાય છે કે તે વિધવા હતી. તેને એક ગાંડી દીકરી હતી (સરખાવો ૮ ; ૨૮). ઇસુએ એવાંને ગાલીલમાં સાજાં કર્યાં હતાં, એ જાણીને તે એવી આશા રાખતી હતી, કે મારી દીકરીને પણ તે સાજી કરશે. પરંતુ ખ્રીસ્ત તેની સાથે જે રીતે વર્તે છે, તે જોઇને પ્રથમ તો આપણને અજાયબ લાગે છે. યહુદી લોકો વિદેશીઓનો ધિક્કાર કરતા (સરખાવો યોહ. ૪; ૯), ને તેઓને અંત્યજ ગણીને 'બેસુનતી કુતરા' એવું નામ તેઓને આપતા હતા. વળી જે પ્રજા વિષે યહુદીઓ એમ સમજતા હતા, કે તેઓનો તદન નાશ કરવાનો યહોવાહ તરફથી અમને હુકમ મળ્યો છે, તેવી પ્રજાની આ બાઇ હતી. પ્રથમ ઇસુ પોતે પણ આ અદેખાઇમાં સામેલ હોય એવું લાગે છે, કેમકે શરૂઆતમાં તે તેની વિનંતી ઉપર ધ્યાન આપતો નથી. આની સાથે માર્ક ૭ ; ૨૪-૩૦નું વૃત્તાંત સરખાવવાથી જણાય છે, કે ઇસુ ફરીને પોતાના ઘર ભણી જવા લાગ્યો, પરંતુ તે તો તેની પાછળ પાછળ ચાલવા લાગી, અને આજીજી કરવાનું પડતું મૂક્યું નહિ; છતાં હજી પણ ઇસુએ કંઇ ધ્યાન દીધું નહિ. પણ તેનાથી મુક્ત થવાની આશાએ, ઇસુ તેની માગણી મંજુર કરીને તેને વિદાય કરે એવી શિષ્યોએ સૂચના કરી (લુક ૧૪; ૪). ત્યારે ઇસુએ જવાબ દીધો, કે "ઇસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાં સિવાય બીજા કોઇની પાસે હું મોકલાએલો નથી." એટલામાં તેઓ ઘર સુધી પહોંચ્યા. આ બાઇ જતી રહી નહિ, પણ ઘરમાં આવી (માર્ક ૭; ૨૫). વાળુનો વખત હોવાથી, ઇસુ મેજ પર અઢેલીને બેઠેલો હતો. ત્યાં તેના પગ આગળ પડીને તેણે બૂમ પાડી, કે "ઓ પ્રભુ, મને મદદ કર." છેવટે ઇસુએ તેના બોલવા તરફ ધ્યાન દીધું; પણ તેને એમ કહ્યું; કે "છોકરાંની રોટલી લઇને કુતરાંને નાખવી વાજબી નથી."

આપણો પ્રભુ અહીં આગળ એક ચાલતી કહેવતનો ઉપયોગ કરે છે; તે આપણે ધ્યાનમાં ન રાખીએ તો તેના અર્થ વિષે ગેરસમજ થાય. તે કહેવત એવી હતી, કે "પ્રથમ છોકરાંને. ત્યાર પછી કુતરાંને." અહીં આગળ "કુતરાં"ને માટે જે શબ્દ છે તેનો ખરો અર્થ "ઘરમાં પાળેલાં લાડકાં કુતરાં" થાય છે. જોકે આ કહેવતમાં (કલમ ૨૬) આપણા પ્રભુના કહેવાનો અર્થ કલમ ૨૪ના જેવોજ છે; તો પણ આ શબ્દના રૂપ તરફ જોવાથી ખાતરી થાય છે, કે ઇસુના કહેવામાં તિરસ્કારનો અર્થ રહેલો નહોતો. આકાશના રાજ્યમાં જીવનની રોટલી પ્રથમ છોકરાંને, એટલે યહુદીઓને, આપવામાં આવી; ત્યાર પછી કુતરાંને, એટલે વિદેશીઓને, આપવામાં આવશે.

"કુતરાં"ને માટે જે સાધારણ શબ્દ છે, તેનો ઉપયોગ જો ઇસુએ કર્યો હોત, તો કદાપિ તે યહુદીઓની અદેખાઇમાં સામેલ છે એવું કહેવાય; પણ અલ્પાર્થ સાદિક નામ "કુતરાં"ને વાસ્તે વાપરેલું છે, જેમાં અહીં આગળ તિરસ્કારનો અર્થ સમજાય નહિ. વળી તિરસ્કારનો અર્થ નથી, એવી ખાતરી ઇસુનો ચહેરો જોઇને, તેમજ તેના બોલવાના અવાજ પરથી બાઇને પોતાને થઇ હોય, એમ લાગે છે. કેમકે તેણે તેજ રૂપમાં પ્રત્યુત્તર વાળ્યો, કે "ખરૂં પ્રભુ, તો પણ (લાડકાં) કુતરાં તો પોતાના ધણીઓની મેજ પરથી જે કકડા પડે છે તે ખાય છે." ત્યારે ઇસુએ તેને ઉત્તર દીધો, કે "ઓ બાઇ, તારો વિશ્વાસ મોટો છે; જેવું તું ચાહે છે, તેવું તને થાઓ." અને તેજ ઘડીએ તેની દીકરી સાજી થઇ.

હવે આ બાઇની સાથે ઇસુ આવી રીતે કેમ વર્ત્યો તે નીચેની વાતો પરથી સમજાશે :—

૧. ઇસુને તેના વિશ્વાસની પરીક્ષા કરવી હતી.

૨. ઇસુ તેને એવું શિખવવા ઇચ્છતો હતો, કે પ્રાર્થનામાં લાગુ રહેવાથીજ જવાબ મળશે.

૩. ઇસુ પોતાના શિષ્યોને એવું શિખવવા ઇચ્છતો હતો, કે ઇસ્રાએલના કરતાં વિદેશીઓમાં ઘણી વાર મોટો વિશ્વાસ મળે છે.

વિદેશીઓના લાભાર્થે આપણા પ્રભુએ થોડા ચમત્કાર કર્યા; તેનું કારણ એ છે, કે પહેલાં તે ઇસ્રાએલનાં ખોવાએલાં ઘેટાંની પાસે મોકલાયો હતો એટલુંજ નહિ, પણ તે ઘણું કરીને યહુદીઓમાંજ રહેતો હતો. પરંતુ વિદેશીઓના લાભમાં કરેલા આ થોડા ચમત્કારોમાં, જે કૃપાવંત વૃષ્ટિથી આખી પૃથ્વી તરબોળ થઇ જવાની હતી, તેનાં પહેલાં ફોરાં જોવામાં આવે છે. પણ "છોકરાંને પહેલાં ધરાવા દે" (માર્ક ૭; ૨૭).

## ૬. એકાંત જગાની શોધ

### (અધ્ય. ૧૫; ૨૯—૧૬; ૧૨)

(૧) ચાર હજારને જમાડવાનો ચમત્કાર. ૧૫; ૨૯—૩૯.

[૨૯]ત્યાર પછી ઇસુ ત્યાંથી નીકળીને ગાલીલના સમુદ્ર પાસે
આવ્યો; ને પહાડ પર ચઢીને તે ત્યાં બેઠો. [૩૦]અને પાંગળાંઓને,
આંધળાંઓને, મૂગાંઓને, ટુંડાંઓને, તથા બીજાં ઘણાંઓને પોતાની
સાથે લઇને ઘણા લોકો તેની પાસે આવ્યા, અને ઇસુના પગ પાસે
તેઓએ તેમને મૂકયાં, ને તેણે તેઓને સાજાં કીધાં; [૩૧]અને જ્યારે
લોકોએ જોયું કે મૂગાંઓ બોલતાં થયાં છે, ટુંડાંઓ સાજાં થયાં છે;
પાંગળાંઓ ચાલતાં થયાં છે, અને આંધળાંઓ દેખતાં થયાં છે, ત્યારે
તેઓ આશ્ચર્ય પામ્યા, ને ઇસ્રાએલના દેવની તેઓએ સ્તુતિ કીધી.

[૩૨]અને ઈસુએ પોતાના શિષ્યોને પાસે તેડીને કહ્યું, કે આ લોકો
પર મને દયા આવે છે, કેમકે આજ ત્રણ દહાડા થયાં તેઓ મારી સાથે
રહ્યા છે, ને તેઓની પાસે કંઈ ખાવાનું નથી, ને તેઓને ભૂખ્યા વિદાય
કરવાને હું નથી ચાહતો, રખેને વાટમાં તેઓ નિર્ગત થઇ જાય. [૩૩]અને
શિષ્યો તેને કહે છે, કે આટલા બધા લોકો તૃપ્ત થાય તેટલી રોટલી
અમે રાનમાં કયાંથી લાવીએ? [૩૪]ત્યારે ઇસુ તેઓને કહે છે, કે તમારી
પાસે કેટલી રોટલી છે? અને તેઓએ કહ્યું, કે સાત, ને નાની માછલી
થોડીએક છે. [૩૫]ત્યારે તેણે લોકોને જમીન પર બેસવાની આજ્ઞા કીધી;
[૩૬]અને તે સાત રોટલી તથા માછલી લઈ તેણે સ્તુતિ કરીને ભાંગી,
ને પોતાના શિષ્યોને આપી, ને શિષ્યોએ પછી લોકોને આપી.
[૩૭]અને બધાં ખાઇને તૃપ્ત થયાં; પછી છાંડેલા કકડાઓની તેઓએ
સાત ટોપલી ભરી. [૩૮]અને જેઓએ ખાધું તેઓ સ્ત્રીછોકરાં ઉપરાંત
ચાર હજાર પુરુષ હતા. [૩૯]અને લોકોને વિદાય કીધા પછી હોડીમાં
બેસીને તે માગદાનની સીમમાં આવ્યો.

ફરીથી આપણા પ્રભુનો ઇરાદો નિષ્ફળ થયો. આ ચમત્કારની કીર્તિ ફેલાઇ ગઇ ત્યારે ફેનીકીમાં એકાંત જગા ન મળવાથી બીજી જગાએ જવાની તેને જરૂર પડી. એટલે અગ્નિ ખૂણા તરફ મુસાફરી કરીને ગાલીલ સરોવરના ઇશાન ખૂણા તરફ આવેલા પહાડી પ્રદેશમાં તે આવ્યો. ત્યાંની વસ્તી ઘણું કરીને વિદેશી હતી; તેથી કોઇ તેને ઓળખશે નહિ, એવી તેની આશા હતી. પરંતુ ફેનીકીથી લોકો તેની શોધમાં આવ્યા, ને આખે રસ્તે તેઓએ તેની કીર્તિ ફેલાવી; જેથી ઉત્સાહી સમુદાય પોતાનાં માંદાંઓને લઇને તેની પાસે આવ્યો. એમ કરીને

ચાર હજાર પુરુષો ભેગા થયા; સ્ત્રીઓ તથા છોકરાં તો જુદાં. તેને તેઓ પર દયા આવી, ને તેઓનાં માંદાંઓને તેણે સાજા કર્યાં. આ અરસામાં પોતાના પ્રેરિતોને શિક્ષણ આપવાનો તેનો મુખ્ય ઉદ્દેશ હતો, અને તે કામને સારૂ અહીં પણ લાગ ન મળવાથી તેને ફરીથી સમુદાયથી અલગ થઇ એકાંત જગા શોધવાની જરૂર પડી.

પરંતુ તેઓથી વિદાય થતાં પહેલાં તેઓ પર તે દયા દર્શાવે છે, અને પોતાના શિષ્યોના શિક્ષણને અર્થે તે પ્રસંગનો લાભ લે છે. ત્રણ દહાડા થયાં આ લોકો ઇસુની સાથે રહ્યા હતા. વળી તેઓમાંનાં કેટલાંક આઘેથી આવ્યાં હતાં (માર્ક ૮; ૭), ને તેઓનું સીધું ખૂટી જવાથી તેઓ ભૂખ્યાં હતાં. તેઓ એવી ને એવી સ્થિતિમાં પાછાં જાત, તો રસ્તામાં હેરાન થાત. આવા સંજોગોમાં શું કરવું, તે વિષે ઇસુએ પ્રેરિતોને પૂછ્યું; ત્યારે તેઓએ જવાબ આપ્યો, કે "આટલા બધા લોકો તૃપ્ત થાય, તેટલી રોટલી અમે રાનમાં ક્યાંથી લાવીએ?"

તેઓની પાસે કેવળ સાત રોટલી ને થોડી નાની માછલીઓ હતી; તે લાવીને તેઓએ ઇસુને આપી. ત્યારે બેથસાયદા જુલિયસ આગળ તેણે જે ચમત્કાર કર્યો હતો (૧૪; ૧૩-૨૧), તેવોજ ચમત્કાર તેણે અહીં આગળ પણ કર્યો. અહીં પણ આ ચમત્કારથી ઇસુ ખ્રીસ્તનું પ્રાયશ્ચિત્તરૂપી મરણ અગાઉથી દર્શાવવામાં આવે છે તે સુવાર્તિકોના શબ્દો પરથી જણાઇ આવે છે (૧૫; ૩૬. માર્ક ૮; ૬).

કેટલાએક એમ ધારે છે, કે પાંચ હજારને જમાડવાનો ચમત્કાર અને ચાર હજારને જમાડવાનો ચમત્કાર, તે બન્ને ચમત્કાર એકજ છે; માત્ર તેનું વર્ણન જુદાં જુદાં બે રૂપમાં મળે છે. તેઓ પોતાના મતના સમર્થનમાં નીચે પ્રમાણે દલીલ કરે છે:—

૧. ઇસુ એક ને એકજ જાતનો ચમત્કાર બે વખત કરે નહિ.

૨. પાંચ હજારને જમાડવાના ચમત્કારનો અનુભવ થયા પછી પ્રેરિતો કહે, કે "આટલા બધા લોકો તૃપ્ત થાય તેટલી રોટલી અમે રાનમાં ક્યાંથી લાવીએ?" એ સંભવિત નથી.

પહેલી વાતના સંબંધમાં સંતોષકારક જવાબ આપવો મુશ્કેલ નથી. એક ને એક પ્રકારના ચમત્કારો ઇસુએ ઘણા કર્યા છે; જેમકે આંધળાઓને દૃષ્ટિ આપવાનો, મુએલાંઓને ઉઠાડવાનો, વગેરે. તો આવો ચમત્કાર પણ તે કેમ બીજી વાર ન કરે?

જો આ બે ચમત્કાર જુદી જુદી સુવાર્તાઓમાં મળતા હોય, તો કદાપિ આ બીજી દલીલ વજનદાર ગણાય. પણ તે બન્ને માત્થી તેમજ માર્કની સુવાર્તામાં મળે છે.

વળી આ બે ચમત્કાર જુદે જુદે સ્થળે, જુદા જુદા સંજોગોમાં તથા જુદા જુદા લોકોના લાભાર્થે કરવામાં આવ્યા હતા. પાંચ હજારને જમાડવાનો ચમત્કાર તે ઇસ્રાએલને માટે ખ્રીસ્તની સંગતના ચિહ્નરૂપ હતો. પરંતુ આ ચમત્કાર વિદેશીઓને માટે ખ્રીસ્તની સંગતના ચિહ્નરૂપ જણાય છે એટલુંજ નહિ, પણ માત્થી ૧૬; ૯ અને માર્ક ૮; ૧૯માં એક ખાસ વાક્ય મળે છે; તે પરથી આ બે ચમત્કાર એકબીજાથી જુદા છે, એવું ઇરાદાપૂર્વક સુચવવામાં આવે છે. પાંચ હજારને જમાડવાના ચમત્કાર વખતે લોકોના ખાવા વિષેનો સવાલ પ્રેરિતોએ ઉભો કર્યો; પણ આ બીજા ચમત્કારમાં ઇસુએ પોતાની મેળે આ સવાલ ઉભો કર્યો, તેનું કારણ શું? પહેલા ચમત્કાર-પ્રસંગે પોતાના ગામના લોકોનો મોટો ભાગ હતો, તેથી શિષ્યો ખાવા વિષેનો સવાલ ઉભો કરે એ સ્વાભાવિક હતું; પરંતુ આ બીજે પ્રસંગે વિદેશી લોકો હતા, તેથી શિષ્યોના મનમાં ચિંતા ન હોય એવું સમજીને ઇસુએ પોતે ખાવાનો સવાલ ઉભો કર્યો. કેમકે ૩૧મી કલમમાં લખેલું છે, કે "ઇસ્રાએલના દેવની તેઓએ સ્તુતિ કીધી."

ચારે સુવાર્તામાં પાંચ હજારને જમાડવાના ચમત્કારનું વર્ણન મળે છે; અને તે દરેક જગાએ લખેલું છે, કે "બાર ટોપલી ઉઠાવવામાં આવી" (૧૪; ૨૦. માર્ક ૬; ૪૩. લુક ૯; ૧૭. યોહ. ૬; ૧૩). તે જગાએ જે ટોપલી વિષે લખેલું છે તે વડે, યહુદી માણસ પોતાની મુસાફરીમાં વિદેશી ખાવાથી વટાળ ન પામે, માટે જે ટોપલીમાં ખાવાનું સાથે લઇ જતા હતા, તે ટોપલી દેખાડવામાં આવે છે. પરંતુ ચાર હજારને જમાડવાના સંબંધમાં "ટોપલી" નહિ પણ "ટોપલો" શબ્દ મળે છે; અને તેનું કારણ એ છે, કે અસલ ભાષામાં જે શબ્દ મળે છે તે જુદો છે. જે જાતના ટોપલામાં શાઉલને દમસ્કના કોટ પરથી ઉતારી મૂકવામાં આવ્યો હતો (પ્રે. કૃ. ૯; ૨૫), તેજ જાતનો આ ટોપલો છે. ખેડુતો પોતાના કામમાં જે મોટા મોટા ટોપલા વાપરતા હતા, તેવા ટોપલા એ શબ્દ પરથી દેખાડવામાં આવે છે. બાર પ્રેરિતો જેવી ટોપલી રાખતા હતા તેવી ટોપલી આ વિદેશી લોકોની પાસે ના હોય એ ખરૂં, પણ એવા પ્રદેશમાં આ બીજી જાતના ટોપલા મળી આવે એ સંભવિત છે. આ બન્ને જાતની ટોપલી ૧૬; ૯, ૧૦ ને માર્ક ૮; ૧૯, ૨૦માં સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવે છે. મૂળ ગ્રીકમાં બન્ને વખતને માટે જુદા જુદા શબ્દ વાપરવામાં આવ્યા છે; તેથી ગુજરાતી ભાષામાં તે બન્ને વાક્યોનો તરજુમો આ પ્રમાણે થવો જોઇએ: "પેલા પાંચ હજાર પુરુષ વચ્ચે પાંચ રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું શું તમને સ્મરણ નથી? વળી પેલા ચાર હજાર પુરુષ વચ્ચે સાત રોટલી, ને તમે કેટલા ટોપલા ઉઠાવ્યા, તેનું પણ શું તમને સ્મરણ નથી?"

આ પ્રસંગે ઇસુ તથા તેના શિષ્યો કાંઠાથી દૂર હતા એટલુંજ નહિ, પણ ઉત્તર દિશા તરફથી તેઓ ખુશકી માર્ગે ચાલતા આવ્યા હતા. તેઓને માટે હોડી તૈયાર નહિ હોય, માટે પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોમાંના કેટલાકને સરોવરના પશ્ચિમ કાંઠેથી હોડી લાવવા આગળથી રવાના કર્યા હશે. અને સમુદાયથી મુક્ત થયા બાદ તે બાકીના શિષ્યો સાથે સરોવરના કાંઠા તરફ જવા નીકળ્યો. તેઓ હોડીમાં બેસીને ક્યાં ગયા? માત્થીમાં લખેલું છે કે તે "માગદાનની સીમમાં આવ્યો" (૧૫ ; ૩૯); પણ માર્ક ૮ ; ૧૦માં જણાવેલું છે, કે "તે દાલમાનુથાની સીમોમાં આવ્યો." આ બન્ને સ્થળ વિષે હમણાં કશું જાણવામાં આવતું નથી. જાણવામાં ન આવે એમાં કંઇ નવાઇ જેવું પણ નથી; કેમકે ઇસુ ખ્રીસ્ત એકાંત જગા શોધતો હતો, માટે લોકો ન મળે એવી જગામાં તે ગયો હશે.

(૨) ચિહ્નની માગણી. ૧૬ ; ૧-૪.

**અને ફરોશીઓએ તથા સાદુકીઓએ આવીને તેનું પરીક્ષણ કરતાં માગ્યું, કે અમને આકાશથી ચિહ્ન દેખાડ. [2]પણ તેણે તેઓને ઉત્તર દીધો, કે સાંજ પડે છે ત્યારે તમે કહો છો કે ઉઘાડ થશે, કેમકે આકાશ રતુમડું છે. [3]અને સવારે [તમે કહો છો], કે આજ ઝડી પડશે, કેમકે આકાશ રતુમડું તથા અંધરાએલું છે. તમે આકાશનું રૂપ પારખી જાણો છો ખરા, પણ સમયોનાં ચિહ્ન તમે પારખી નથી શકતા. [4]ભુંડી તથા વ્યભિચારી પેઢી ચિહ્ન માગે છે, પણ યૂનાના ચિહ્ન વગર બીજું કોઇ ચિહ્ન તેઓને અપાશે નહિ. અને તેઓને મૂકીને તે ચાલ્યો ગયો.**

ફરીથી આપણા પ્રભુની પાસે ચિહ્ન માગીને (સરખાવો ૧૨ ; ૩૮) તેને વાદવિવાદમાં ઉતારવાને ફરોશીઓ તથા સાદુકીઓ યત્ન કરે છે. માર્ક ૮ ; ૧૫માં એવી વિશેષ હકીકત મળે છે, કે ફરોશીઓની સાથે હેરોદના પક્ષવાળા પણ આવેલા હતા. તેઓ હેરોદ આન્તિપાસના ખાસ રાજદરબારી માણસો હતા (સરખાવો ૧૨ ; ૧૪ પરની ટીકા). આ સ્પર્ધા કરનાર બે યહુદી પક્ષોએ ઇસુ ખ્રીસ્તની વિરૂદ્ધમાં સંપ કર્યો હતો (માર્ક ૩ ; ૬). તેઓ ઇસુની હીલચાલ પ્રત્યે અદેખાઇથી જોઇ રહ્યા હતા; અને હમણાં માગદાન જે તેઓની હદમાં આવેલું હતું, ત્યાં તે આવ્યો છે, એવું તેઓએ સાંભળ્યું, ત્યારે તેઓએ ઉતાવળથી કાપરનાહુમ તથા તીબેરીઅસથી આવીને ફરીથી તેની વિરૂદ્ધ મસલત રચવાનું કામ શરૂ કર્યું.

આ પ્રસંગે તેઓએ આકાશથી ચિહ્ન માગ્યું, તેનું કારણ એ હતું કે યહુદીઓની માન્યતા પ્રમાણે પૃથ્વી પર તો ભૂતો પણ ચમત્કારિક કૃત્યો કરી શકે; પણ આકાશમાં એવાં કૃત્યો કેવળ ઇશ્વરથીજ થાય. વરસાદ ઇત્યાદિ બાબત વિષે

આકાશનાં ચિહ્નો સમજવામાં તેઓ પ્રવીણ હોવાનો દાવો ધરાવતા હતા; તેથી ખ્રીસ્ત તેઓને કહે છે, કે એ જાતનાં ચિહ્નો સમજવાને તમને પ્રવીણતા હોય, પણ આવનાર મસીહના સંબંધમાં પ્રબોધકોનાં વચનો પૂરાં થવાનાં જે ચિહ્ન આકાશથી તમને આપવામાં આવે છે તે તમે સમજતા નથી; માટે તે વગર બીજું કંઇ પણ ચિહ્ન તમને આપવામાં આવશે નહિ (સરખાવો ૧૨; ૩૯).

(૩) ફરોશીઓ તથા સાદુકીઓનું ખમીર. ૧૬; ૫-૧૨.

**[5]અને શિષ્યો પેલે પાર ગયા, પણ રોટલી લેવાનું વિસરી ગયા**
**હતા. [6]ત્યારે ઇસુએ તેઓને કહ્યું, કે ફરોશીઓના તથા સાદુકીઓના**
**ખમીર વિષે તમે સાવધાન થાઓ ને ખબરદાર રહો. [7]ત્યારે તેઓએ**
**માહોમાંહે વિચાર કરીને કહ્યું, કે આપણે રોટલી નથી લાવ્યા [માટે**
**તે એમ કહે છે]. [8]ઇસુએ એ જાણીને તેઓને કહ્યું, કે ઓ અલ્પ-**
**વિશ્વાસીઓ, તમારી પાસે રોટલી નથી તે માટે તમે માહોમાંહે**
**કેમ વિચાર કરો છો? [9]શું હજી સુધી તમે નથી સમજતા, ને પેલા**
**પાંચ હજાર પુરુષ વચ્ચે પાંચ રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી,**
**તેનું શું તમને સ્મરણ નથી? [10]વળી પેલા ચાર હજાર પુરુષ વચ્ચે**
**સાત રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી, તેનું પણ શું તમને**
**સ્મરણ નથી? [11]તમે કેમ નથી સમજતા કે મેં તમને રોટલી**
**સંબંધી કહ્યું નહોતું, પણ ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર**
**વિષે તમે સાવધાન રહો [એમ મેં કહ્યું હતું]. [12]ત્યારે તેઓ**
**સમજ્યા કે રોટલીના ખમીર સંબંધી નહિ, પણ ફરોશીઓના**
**તથા સાદુકીઓના મત વિષે સાવધાન રહેવાનું તેણે કહ્યું હતું.**

ફરીથી, ઇસુને એક જગા મૂકીને બીજી જગા શોધવાની જરૂર પડી; તેથી "તેઓને મૂકયા પછી તે પાછો હોડીમાં બેસીને પેલે પાર ગયો" (માર્ક ૮; ૧૩). તેઓ માગદાનથી સાથે રોટલી લાવ્યા નહોતા. હોડીમાં એકજ રોટલી હતી (માર્ક ૮; ૧૪). જે સાત ટોપલા ભરીને તેઓએ રોટલી એકઠી કરી હતી તે તેઓ ઘણું કરીને માગદાન લાવ્યા નહિ હોય; કેમકે વિદેશીઓના સ્પર્શથી તે રોટલી વટળી ગઇ હતી. માટે જ્યારે ઇસુએ કહ્યું, કે "ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર વિષે તમે સાવધાન રહો," અગર માર્કના કહ્યા પ્રમાણે "ફરોશીઓના ખમીરથી તથા હેરોદના ખમીરથી સાવધાન રહો" (માર્ક ૮; ૧૫); ત્યારે તેઓએ પોતાનું ખાવાનું ખૂટી જવાને કારણે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. પણ 'ખમીર' શબ્દ સાંભળીને તેઓના મનમાં વિચાર આવ્યો, કે અમે સાથે રોટલી નથી લાવ્યા, તે કારણથી ઇસુ અમને ઠપકો આપે છે; અગર ઇસુના શબ્દો જો તેઓ વાસ્તવિક અર્થે સમજ્યા હશે, તો તેઓએ તેનો એવો અર્થ કાઢયો,

કે ફરોશીઓ તથા સાદુકીઓને ઇસુ ખ્રીસ્ત વિદેશીઓના જેવા અશુદ્ધ ગણે છે; તે પરથી તેઓને એમ લાગ્યું હોય, કે તેઓના ખમીરથી સાવધાન રહેવાનું તે કહે છે. તેઓની ગેરસમજ જોઇને ઇસુ તેઓને પાંચ હજાર તથા ચાર હજારને જમાડવાના ચમત્કારો યાદ કરાવે છે. કેવળ રોટલીનો સવાલ હોય તો ત્યાં ને ત્યાંજ આપણો પ્રભુ તે પેદા કરી શકે એમ હતું; પણ તેના કરતાં તેનો વિચાર ઘણોજ અગત્યનો હતો.

ફરોશીઓમાં તથા સાદુકીઓમાં જે લક્ષણો દેખાતાં હતાં, તેથી પ્રભુ ઇસુ તેઓને સાવચેત રહેવાનું કહે છે. ફરોશીઓમાં ઢોંગ, અભિમાન, હઠીલાઇ, અદેખાઇ, વગેરે લક્ષણો જણાતાં હતાં; અને સાદુકીઓમાં સંસારી બાબતમાં લાલચ, ને ધાર્મિક બાબતો પ્રત્યે બેફિકરાઇ, એ લક્ષણો જણાતાં હતાં. વળી એ લક્ષણો તેઓના શિક્ષણમાં દેખાઈ આવતાં હતાં. આ કારણોને લીધે, જો કે તેઓ પરસ્પર વિરોધી હતા ખરા, તો પણ ઇસુની વિરૂદ્ધ થવામાં તેઓએ સંપ કર્યો હતો; માટે ઇસુ ખ્રીસ્ત પોતાના પ્રેરિતોને આવી સલાહ આપે છે. આપણા પ્રભુનો ખુલાસો તેઓએ સાંભળ્યો ત્યારેજ તેઓ સમજ્યા, કે "રોટલીના ખમીર સંબંધી નહિ, પણ ફરોશીઓના તથા સાદુકીઓના મત વિષે સાવધાન રહેવાનું તેણે કહ્યું હતું."

## ૭. કાઇસારીઆ ફિલિપ્પી

(અધ્ય. ૧૬; ૧૩—૧૭; ૨૩)

(૧) પીતરની કબુલાત તથા નવા સભાસ્થાનની સ્થાપના. ૧૬; ૧૩–૨૦.

૧૩અને ઇસુએ કાઈસારીઆ ફિલિપ્પીની સીમમાં આવીને
પોતાના શિષ્યોને પૂછ્યું, કે માણસનો દીકરો કોણ છે, એ વિષે લોકો
શું કહે છે? ૧૪ત્યારે તેઓએ તેને કહ્યું, કે કેટલાએક [કહે છે], યોહાન
બાપ્તિસ્મા કરનાર, ને કેટલાએક એલીયાહ, ને કેટલાએક યિર્મેયાહ,
અથવા પ્રબોધકોમાંનો એક. ૧૫તે તેઓને કહે છે, પણ હું કોણ છું,
તે વિષે તમે શું કહો છો? ૧૬ત્યારે સીમોન પીતરે ઉત્તર દીધો, કે તું
મસીહ, જીવતા દેવનો દીકરો છે. ૧૭અને ઇસુએ તેને ઉત્તર દીધો, કે
સીમોન બાર-યોના, તને ધન્ય છે, કેમકે માંસે તથા લોહીએ નહિ,
પણ મારા આકાશમાંના બાપે તને એ જણાવ્યું છે. ૧૮અને હું પણ
તને કહું છું કે તું પીતર છે, ને આ પત્થર પર હું મારી મંડળી
બાંધીશ, ને તેની વિરૂદ્ધ હાડેસની સત્તાનું જોર નહિ ચાલે. ૧૯આકા-
શના રાજ્યની કુંચીઓ હું તને આપીશ, ને પૃથ્વી પર તું જે કંઇ
બાંધશે, તે આકાશમાં બંધાશે; ને પૃથ્વી પર તું જે કંઇ છોડશે, તે
આકાશમાં પણ છોડાશે. ૨૦ત્યારે તેણે શિષ્યોને આજ્ઞા આપી, કે હું
ખ્રીસ્ત છું એ તમારે કોઇને કહેવું નહિ.

ઉત્તર દિશા તરફ સરોવરના કાંઠાથી, હેર્મોન પર્વતના દક્ષિણ ઢોળાવ ઉપર, જ્યાં યરદન નદીની શરૂઆત થાય છે, ત્યાં આસરે પચ્ચીસ માઇલને છેટે એક કસ્બો આવેલો હતો, જેનું જુનું નામ બઆલ-ગાદ હતું (યહો. ૧૧; ૧૭: ૧૨; ૭: ૧૩; ૫). તે બઆલ દેવનું પ્રાચીન સ્થળ હતું. ગ્રીક રાજ્યના સમયમાં, ગ્રીકોના "પઆન" દેવને નામે તેનું નામ "પાનેઆસ" પાડવામાં આવ્યું હતું. પાછળથી ફિલિપ ટેટ્રાર્કને કબજે તે કસ્બો આવ્યો, ત્યારે તેણે બાદશાહના તેમજ પોતાના માનાર્થે 'કાઇસારીઆ ફિલિપ્પી' એ નામ તેને આપ્યું. (પોતાનું નામ સાથે રાખવાનું કારણ એ હતું, કે તેના બાપે દરિયાકાંઠા ઉપર કાઇસારીઆ નામનું શહેર તે પહેલાં બાંધ્યું હતું.) હાલમાં તે 'બાનિયાસ' નામે ઓળખાય છે.

બાર પ્રેરિતોને એકાંતમાં શિક્ષણ આપવાનો પ્રભુ ઇસુનો જે ઇરાદો હતો, તે અત્યાર સુધી નિષ્ફળ થયો હતો; પરંતુ અહીં આગળ આવ્યા પછી તે તે પૂરો કરી શક્યો. ખાસ કરીને પોતાના મરણ સંબંધી શિક્ષણ આપવાનો તે વિચાર રાખતો હતો.

પ્રેરિતોએ વચનદત્ત તારનાર તરીકે તેનો સ્વીકાર કર્યો હતો, તે દિવસથી માંડીને અત્યાર સુધી થએલા અનુભવ પરથી તેઓ હમણાં તેને વિષે શું માને છે, તે તેને જાણવું હતું. માટે તેણે તેઓને પ્રથમ પૂછ્યું, કે "માણસનો દીકરો કોણ છે, એ વિષે લોકો શું કહે છે?" (કલમ ૧૩). આ વખતે ઇસુના સંબંધમાં જે જે મતો ચાલતા હતા, તે તેઓએ એક પછી એક તેને જણાવ્યા :—

૧. 'તે મુએલાંમાંથી ઉઠેલો યોહાન બાપ્તિસ્મા કરનાર છે,' એવો હેરોદ આન્તિપાસનો વહેમી મત થોડીવાર ઉપર તેઓના ધ્યાનમાં આવ્યો હતો (સરખાવો ૧૪; ૧, ૨).

૨. તે જમાનામાં યહુદીઓની સામાન્ય માન્યતા એવી હતી, કે અગમવાણીઓનો સમય વીતી ગયો છે; તેથી નવો પ્રબોધક આવે, એવું કોઇને લાગતું નહોતું. પરંતુ ઇસુમાં જે લક્ષણો લોકોના જોવામાં આવ્યાં, તે ખરેખર પ્રબોધકનાં લક્ષણ છે, એવું જાણીને કેટલાએકે એવો વિચાર ગોઠવી કાઢયો, કે પુરાતન પ્રબોધકોમાંનો એક ફરી આવ્યો છે; અને તે મત પ્રબળ થયો. યહુદીઓની માન્યતા એવી નહોતી, કે માણસ ફરી ફરી અવતાર લે છે. તેઓનો વિચાર છેક જુદો હતો. જુના કરારના કેટલાક ભક્તો વિષે તેઓની માન્યતા એવી હતી, કે તેઓ મરણનો અનુભવ કર્યા વિના, શરીર સાથે, યહોવાહથી ઉપર આકાશમાં લેઇ લેવામાં આવ્યા; જેમકે હનોખ, એલીયાહ, મુસા, યશાયાહ, યિર્મેયાહ. તેઓના ધારવા પ્રમાણે મરણ તથા ક્ષય તે પાપનો બદલો છે, અને સાધારણ માણસોને તે

લાગુ પડે છે. પણ કેટલાએકની વિશેષ પવિત્રતાને કારણે, મરણ પામ્યા વિના, અપવાદ તરીકે, તેઓને યહોવાહથી ઉપર લઇ લેવામાં આવ્યા હતા. આ માન્યતા પ્રમાણે, જેઓને મરણનો અનુભવ થયો નહોતો તેઓના સંબંધમાં, તેમજ છેલ્લા સમયની બીનાઓમાં તેઓ કેવો ભાગ લેશે તે વિષે, યહુદીઓમાં ઘણી ચર્ચા થતી હતી.

૩. પશ્ચાત્તાપ તથા પાપની માફી સંબંધી પ્રભુ ઇસુનું શિક્ષણ સાંભળવાથી, કેટલાએક એમ સમજતા હતા કે એલીયાહ વિષે જે આશા રાખવામાં આવતી હતી, કે તે આવીને મસીહના આવવા વિષેની ખબર આપશે (૭ ; ૧–૧૨), તે આશા પ્રમાણે ઇસુ પોતે એલીયાહ છે.

૪. બીજા કેટલાએક ઇસુમાં યિર્મેયાહના જેવાં પ્રેમાળ લક્ષણો જોઇને સમજતા હતા, કે તે યિર્મેયાહ છે. યિર્મેયાહ વિષે એમ કહેવામાં આવે છે, કે સૌ પ્રબોધકોમાં ખ્રીસ્તના જેવો જો કોઇ હોય તો તે યિર્મેયાહ છે.

આ પ્રમાણે વિવિધ મત ચાલતા હતા. પણ ઇસુ પોતાના શિષ્યોને પૂછે છે, કે "હું કોણ છું, તે વિષે તમે શું કહો છો?" શરૂઆતમાં તો તેઓએ આવનાર ત્રાતા તરીકે તેનો સ્વીકાર કર્યો હતો ખરો, પણ પાછળથી તે વિશ્વાસ તેવો ને તેવો ન રહ્યો હોય તો તેમાં કંઇ નવાઇ જેવું નથી. મસીહ વિષે યહુદીઓમાં જે સામાન્ય વિચાર પ્રચલિત હતો, તે એ કે તે બળાત્કારથી યહુદીઓને પરદેશી રાજસત્તામાંથી મુક્ત કરશે, ને દૈહિક રાજા તરીકે પોતાની ગાદી સ્થાપશે. પ્રેરિતો પણ તે વિચારમાં સામેલ હતા. પરંતુ તેઓના મનમાંથી તે વિચાર કાઢી નાખવા માટે ઇસુ ખ્રીસ્ત અત્યાર સુધી પ્રયત્ન કરતો આવ્યો હતો. વળી તેનેજ અર્થે "દાઉદના દીકરા" અગર "ઇશ્વરના દીકરા" તરીકે નહિ, પણ "માણુસના દીકરા" તરીકે તે પોતાને પ્રગટ કરતો આવ્યો હતો (૮ ; ૨૦).

શિષ્યોએ અધિકારીઓથી થતી ઇસુની મશ્કરી સાંભળી હતી, વળી ઇસુના ચમત્કારો જોઇને મસીહ તરીકે તેનો સ્વીકાર કરવા ઘણા તૈયાર થયા હતા; પરંતુ તેની દીનાવસ્થાને કારણે ઠોકર ખાઇને એજ માણુસો પાછા પડયા હતા, એ પણ શિષ્યોએ જોયું હતું. એ કારણથી તેઓના વિશ્વાસનું પરીક્ષણ ઘણું થયું હતું. તેઓના વિશ્વાસનું આવી રીતે પરીક્ષણ થયા છતાં, તેઓ સ્થિર રહ્યા છે કે કેમ, તે જાણવા માટે આપણો પ્રભુ તેઓને પ્રશ્ન પૂછે છે. તે પ્રશ્નના ઉત્તરમાં પીતરે એટલુંજ કહ્યું, કે "તું ખ્રીસ્ત છે" એટલે મસીહ (માર્ક ૮ ; ૨૯). માત્થી "જીવતા દેવનો દીકરો" એટલા શબ્દો ઉમેરે છે. પરંતુ તે શબ્દો ઉમેરવાથી કશો વધારો થયો એમ નહિ કહેવાય, કેમકે 'દેવનો દીકરો' તે

ઇસ્રાએલના મસીહ રાજાને આપેલી પુરાતન અટક હતી, ને તેનો અર્થ 'મસીહ' અથવા 'ખ્રીસ્ત' એવો થાય (૩; ૧૭).

આ કબુલાત પરથી સાબિત થાય છે, કે વિશ્વાસમાં નડતી આટલી બધી મુશ્કેલીઓ હોવા છતાં, પીતરનો પહેલાંનો વિશ્વાસ હજી સ્થિર રહ્યો હતો. મસીહ સંબંધીની તેની પહેલાંની આશાઓ નિષ્ફળ થતી હતી; છતાં માણસની બુદ્ધિથી નહિ, પણ આકાશી બાપની પ્રેરણાથી તેણે જોયું હતું, કે અન્ય કોઇ પણ માણસ કરતાં મારો ગુરુ કૃપા તથા સત્યતાથી વિશેષ ભરપૂર છે; અને તેનામાં રહેલો મહિમા જોઇને તેને ખાતરી થઇ હતી, કે ખરેખર, આ તો મસીહજ છે, એટલે પુરાતન કાળનો વચનદત્ત તારનારજ છે. તમામ કસોટીઓ છતાં હજી તેનો વિશ્વાસ સ્થિર રહ્યો હતો, તે જોઇને આપણા પ્રભુને ખાતરી થઇ કે આવો વિશ્વાસ સર્વકાળને માટે સ્થિર રહેશે. ઘણા વખત ઉપર (યોહ. ૧; ૪૨) જ્યારે પીતર ઇસુનો શિષ્ય થયો, તે સવારમાં તેનું "સીમોન બારયોના" નામ રદ કરીને "કેફા" અથવા "પીતર" (એટલે 'ખડક') એવું નામ આપણા પ્રભુએ પાડયું હતું. પીતર વિષે ઇસુએ જે આશા રાખી હતી, તે આ પ્રસંગે ફળિભૂત થએલી માલમ પડવાથી, ભવિષ્યના વખતમાં જે ઉંચ સેવા પીતરે કરવાની હતી, તે આ પ્રસંગે આપણો પ્રભુ દેખાડે છે.

જ્યારે પ્રભુ ઇસુ કહે છે, કે "તું પીતર છે," ત્યારે તેના કહેવાનો ભાવાર્થ એવો જણાય છે, કે શાબાશ! બેથાબારા આગળ મેં તારામાં જે ખડકરૂપી લક્ષણો જોઇને તને આ નામ આપ્યું હતું, તે હવે તારી વિશ્વાસની કબુલાતમાં દીપી નીકળે છે. હું જે મંડળી બાંધવાનો ઇરાદો રાખું છું, તેને માટે આવાજ પાકા પાયાની જરૂર છે.

જે ખડક પર ખ્રીસ્ત પોતાની મંડળી બાંધવાનો હતો, તે પીતર છે, એવું સમજીને રૂમી મંડળીએ ઇસુના શબ્દો વાસ્તવિક અર્થે માની લીધા, ને તેને આધારે બે ખોટા મત રચ્યા છે:—

૧. હોદ્દાને અંગે પીતરનું સર્વોપરીપણું; એટલે બધા પ્રેરિતો કરતાં તેનો હોદ્દો મોટો હતો.

૨. પાપની માફી પ્રગટ કરવાનો અધિકાર યાજકવર્ગમાંજ રહેલો છે.

પહેલા મત વિષે એટલુંજ કહેવાની જરૂર છે, કે પ્રાચીન મંડળીના ધર્મ-પિતૃઓને આ વાતની કશી ખબરજ નહોતી. તેઓ આ વાક્યનો ખુલાસો નીચે પ્રમાણે બે રીતે કરતા હતા:—

૧. ઑરિજેન કરીને આલેક્સાંદ્રિયા મંડળીનો એક મહાન શિક્ષક ઉપરોક્ત મત વિષે એવું શિખવતો હતો, કે "જે ખડક પર પ્રભુ ઇસુ પોતાની મંડળી બાંધવાનો હતો, તે એકલો પીતર હતો એમ નહિ; પણ તે

આરાધનારૂપ ઇકરારમાં જેટલા સામેલ થયા, તે બધા ખડકરૂપ હતા." *સંત ક્રીસોસ્ટોમ કહે છે, કે "પીતરના ઇકરારમાં જે વિશ્વાસ રહેલો હતો તેજ ખડક હતો." સંત સિરીલ કહે છે, કે "ડગાવી ન શકાય, એવો શિષ્યોનો જે વિશ્વાસ હતો, તેજ તે ખડક હતો."

૨. કેટલાક વખત સુધી સંત ઓગસ્ટિનની માન્યતા પણ આવીજ હતી. તેનો શિક્ષક, સંત આમ્બ્રોસ, જે મિલાન શહેરનો હતો, તેનો મત પણ એજ હતો. પરંતુ પાછળથી સંત ઓગસ્ટિને સંત જેરોમનો મત સ્વીકાર્યો. જેરોમના જમાનામાં વડીલો તથા અધ્યક્ષો અભિમાની થઇ ગએલા હતા. તેઓના અભિમાનથી કંટાળીને જેરોમે તેઓ વિષે કહ્યું, કે આ વાક્યનો અર્થ બરાબર ન સમજવાથી તેઓ ફરોશીઓનો અભિમાન ધારણ કરે છે. તે કારણથી તેણે એવો વિચાર પ્રગટ કર્યો, કે "જે ખડક પર ઇસુ પોતાની મંડળી બાંધવાનો છે, તે ઇસુ પોતેજ છે."

આ બન્ને ખુલાસામાં પહેલો ખુલાસો વાસ્તવિક લાગે છે. પાઉલના વિચાર પ્રમાણે મંડળી જીવતા પત્થરોનું મંદિર છે; જે ઇમારતની અંદર દરેક વિશ્વાસ કરનાર પત્થરરૂપે બંધાએલો છે (૧ કર. ૩ ; ૧૬). "આ ખડક પર હું મારી મંડળી સ્થાપીશ" એમ નહિ, પણ "બાંધીશ" એવું આપણો પ્રભુ કહે છે. ઇમારત બાંધવાની રૂઢી પ્રમાણેજ પ્રભુ ઇસુ પોતાના વિચારો દર્શાવે છે. તેજ પોતે એકલો ખરો પાયો છે (૧ કર. ૩ ; ૧૧). આવા વિશ્વાસની મહાન કબુલાત સહુથી પહેલાં પીતરે આપી હતી; તેથી આ પાયા પર, એટલે ખ્રીસ્ત પર, તે પહેલા પત્થર તરીકે મૂકાય છે. એક વ્યક્તિ તરીકે તેને આ વચન આપવામાં આવ્યું એમ નહિ; પણ વિશ્વાસીઓના પ્રતિનિધિ તરીકે તે તેને આપવામાં આવ્યું. વળી એકલા તેનેજ એ વચન આપવામાં આવ્યું, એમ પણ નહિ; પણ જીવતા મંદિરની બાંધણીમાં જીવતા પત્થર તરીકે જેટલા જોડાશે, તે પ્રત્યેક વિશ્વાસીને આ વચન આપેલું છે; અને એ વાત પીતર પોતે કબુલ કરે છે: "જે જીવંત પત્થર છે, જેને માણસોએ નકાર્યો હતો ખરો, પણ જે દેવથી પસંદ કરાએલો તથા મૂલ્યવાન છે, તેની પાસે આવીને તમે પણ જીવંત પત્થરોના જેવા આત્મિક ઘરમાં ચણાયા છો; અને જે આત્મિક યજ્ઞો ઇસુ ખ્રીસ્તદ્વારા દેવને પ્રસન્ન છે એ યજ્ઞો કરવાને માટે તમે પવિત્ર યાજકવર્ગ થયા છો" (૧ પીત. ૨ ; ૪, ૫). એ વાક્ય પરથી, આ વચન સંબંધી પીતર પોતે શું સમજતો હતો, તે સાફ દેખાઈ આવે છે.

પૃથ્વી પર પીતરને પોતાના પ્રધાન તરીકે ઠરાવવો, અથવા પાપની માફી આપવાનો જે પોતાનોજ અધિકાર છે, તે અધિકારથી તેને વેષ્ટિત કરવો એવો

વિચાર ઇસુ ખ્રીસ્તના મનમાં હતોજ નહિ. પીતરે જે ઇકરાર કર્યો હતો, તે થોડીવાર પછી બીજા શિષ્યોએ પણ મંજુર રાખ્યો; ત્યારે આપણા પ્રભુએ જે અધિકાર પીતરને આપ્યો હતો, તેજ અધિકાર તેણે બીજા પ્રેરિતોને પણ આપ્યો. "જે કંઇ તમે પૃથ્વી પર બાંધશો, તે આકાશમાં બંધાશે; ને જે કંઇ તમે પૃથ્વી પર છોડશો, તે આકાશમાં છોડાશે" (૧૮; ૧૮).

એટલુંજ નહિ પણ પ્રભુ ઇસુએ એજ વચન ત્રીજીવાર પણ આપ્યું. પુનરૂત્થાનનો દિવસ હતો, ને સાંજનો વખત હતો. શિષ્યો યહુદીઓની બીકને લીધે બારણાં બંધ કરીને યરૂશાલેમમાં એકઠા મળ્યા હતા (યોહ. ૨૦; ૧૯-૨૪). લુકની સુવાર્તામાં જ્યાં આ વાત મળે છે (લુક ૨૪; ૩૩-૪૯), તે પરથી જણાય છે, કે તે પ્રસંગે કેવળ અગીઆર પ્રેરિતો હાજર હતા એમ નહિ, પરંતુ બીજાઓ પણ હતા. વળી તેજ અધ્યાયની દશમી કલમ પરથી એમ લાગે છે, કે સ્ત્રીઓ પણ હતી. હવે આવી ટોળી, જેમાં અગીઆર પ્રેરિતો ઉપરાંત અન્ય પુરુષો તથા સ્ત્રીઓ પણ હતાં, તેવાંને પ્રભુ પોતાનું વચન ઉપર જણાવ્યા પ્રમાણે ત્રીજી વાર આપે છે! આથી, બધા પ્રેરિતો કરતાં પીતરનો હોદ્દો મોટો હતો, એવો જે રૂમી મંડળીનો મત છે તે નષ્ટ થાય છે, એટલુંજ નહિ; પણ બીજા મતને ધક્કો પહોંચાડવામાં આવે છે. કેમકે જે અધિકાર પીતરને આપવામાં આવ્યો તે બધા પ્રેરિતોને એટલુંજ નહિ, પણ બધા શિષ્યોને—એટલે મંડળીને—આપવામાં આવ્યો. તેથી અમુક યાજકવર્ગમાં પાપની માફી કરવાનો અધિકાર કાયમ રહે છે, અને દીક્ષાને અંગે બિશપોમાં તે અધિકાર ઉતરતો આવેલો છે, એવું સમજવું ભૂલભરેલું છે. "બાંધવા" તથા "છોડવા," અને "પાપ માફ કરવાં તથા પાપ કાયમ રાખવાં" વિષેના શબ્દો વિશ્વાસ કરનાર સર્વેને કહેવામાં આવ્યા હતા.

આ ઉપરથી સાબિત થાય છે, કે પ્રેરિતમંડળમાં બીજા પ્રેરિતો કરતાં પીતરનો હોદ્દો મોટો નહોતો. વળી "પ્રેરિતોનાં કૃત્યો" પરથી તેજ બાબતની સાબિતી મળે છે. કરનેલ્યસની બાબતમાં તેના પર ટીકા કરવામાં આવી હતી (પ્રે. કૃ. ૧૧; ૨, ૩), અને મંડળીની રૂબરૂ તેને જવાબ આપવાની જરૂર પડી હતી. વળી યરૂશાલેમની મહાસભામાં (પ્રે. કૃ. ૧૫) પીતર આગળ પડતો ભાગ લેનાર માલમ પડતો નથી. તે સભાનો પ્રમુખ યાકૂબ હતો, અને છેવટનો ફેંસલો પણ તેણેજ જાહેર કર્યો; વળી તે ફેંસલો પ્રેરિતો તથા વડીલોના નામમાં મોકલવામાં આવ્યો. પાઉલ પોતાને માટે પીતરના જેટલાજ અધિકારનો દાવો ધરાવે છે (૨ કર. ૧૧; ૫) એટલુંજ નહિ, પણ એક પ્રખ્યાત પ્રસંગે તેણે પીતરની સામા થઇને તેને મોઢેમોઢ ઠપકો આપ્યો હતો (ગલ. ૨; ૧૧). બીજા પ્રેરિતોના કરતાં પ્રેરિત પીતર મોટા હોદ્દાનો દાવો ધરાવનો હોય, એવું તેના પત્રો ઉપરથી દેખાતું નથી (૧ પીત. ૫; ૧). તેમ છતાં બીજા પ્રેરિતોમાં જો પીતરને મુખ્ય

ગણવામાં આવતો હોય, તો તેનું કારણ તેના કોઇ હોદ્દા પર આધાર રાખે છે એમ નહિ, પણ તેના ચારિત્ર્ય તથા શક્તિ ઉપર આધાર રાખે છે. હોંસ તથા હિમ્મતમાં તેમજ વિશ્વાસની દૃઢતામાં તે બીજાઓથી આગળ વધેલો હતો, અને તે આગળ પડતો ભાગ લેવાને માટે લાયક હતો તેથીજ તે આગેવાન જેવો થયો. બીજાઓ આંચકો ખાતા હતા અગર પાછા પડતા હતા, ત્યારે તે હિમ્મત ધરીને આગળ આવતો હતો.

"મારી મંડળી." જે મંડળી પ્રભુ ઇસુ સ્થાપવાનો છે, તે માનવી સંસ્થા નહિ, પણ દૈવી સંસ્થા થવાની હતી; અને તેના સંબંધમાં તે ખાસ કરીને બે વચનો આપે છે:—

૧. તેનો નાશ થઇ શકશે નહિ. માંહેથી કે બહારથી તેના પર શેતાન જે કંઇ હુમલા કરે, તે સર્વ ફોકટ નીવડશે.

૨. મંડળીના પૃથક્ પૃથક્ સભાસદોને એવું વચન આપવામાં આવે છે, કે ખ્રીસ્તની સાથે જોડાવાથી, તેઓ તેના અમર જીવનમાં ભાગીદાર થશે.

"કુંચી"થી અધિકાર દર્શાવવામાં આવે છે, અને એક ખાસ રૂઢીથી તે અધિકારનું વર્ણન કરવામાં આવે છે. દીક્ષાક્રિયાવખતે દરેક રાબ્બીને તેના માથા પર હાથ મૂકીને, "બાંધવાનો તથા છોડવાનો અધિકાર," એટલે શું કરવું ઉચિત છે અને શું કરવું ઉચિત નથી, તે વિષે ફેંસલો આપવાનો અધિકાર આપવામાં આવતો હતો.

"બાંધવું" એટલે ઉચિત નથી, એવો ફેંસલો આપવો; અને "છોડવું" એટલે ઉચિત છે, એવો ફેંસલો આપવો. દાખલા તરીકે, તેલ તથા દ્રાક્ષારસનું મિશ્રણ કરીને, સાબ્બાથને દિવસે, માંદા માણસના શરીર પર ચોળવું, તે ફલાણા રાબ્બીએ "છોડયું," એટલે તેણે તેમ કરવાની રજા આપી. વળી પર્વને દિવસે લાકડાં એકઠાં કરવાં, તે કામ શામ્માય "બાંધે છે," પણ હિલ્લેલ "છોડે છે"; એટલે તે કામ કરવાની રજા હિલ્લેલ આપતો હતો, પણ શામ્માય તેની મના કરતો હતો. જે અધિકાર ખ્રીસ્તે પોતાની મંડળીને આપ્યો, તે વિશ્વાસ તથા વર્તણુકના સંબંધમાં ફેંસલો આપવાનો અધિકાર હતો; અને એજ પ્રમાણે નિયમશાસ્ત્ર અનુસાર કેટલીક વાતો, જે પહેલાં "બાંધેલી" હતી, તેઓને યરૂશાલેમની મહાસભામાં વિદેશી ખ્રીસ્તીઓને અર્થે "છોડવામાં" આવી. એ ઉપરાંત મંડળીને પોતાના સભાસદોને નસીઅત કરવાનો અધિકાર પણ આપવામાં આવે છે. માણસનાં "પાપ રાખવાં" એટલે મંડળીમાંથી તેનો બહિષ્કાર કરવો; અને માણસનાં "પાપ માફ કરવાં" એટલે ફરીથી મંડળીમાં તેનો સ્વીકાર કરવો. આ બાબતમાં જ્યારે મંડળી પોતાને સોંપાયલા અધિકારનો યોગ્ય રીતે અમલ કરે છે, ત્યારે આકાશમાં ઇશ્વર પોતે તેનું કામ મંજુર રાખે છે.

“મંડળી” તો ખ્રીસ્તનું માર્મિક શરીર છે, જે વડે તે આજ પર્યંત કાર્ય કર્યા કરે છે. તે મંડળીમાં જેટલે સુધી, હા, જેટલે સુધીજ તેનો આત્મા કામ કરે છે, તેટલે સુધી તે ખ્રીસ્તની જગાએ રહે છે. માણસોને પાપના બંધનથી છોડાવવાં, અણપસ્તાવિકો પસ્તાવો ન કરે ત્યાં સુધી તેઓને નસીઅત કરવી, પસ્તાવિકોને માફીનો સમાચાર સંભળાવવો, અને અણપસ્તાવિકોને તેઓની જોખમવાળી સ્થિતિ જણાવવી—એ બાબતોમાં પોતાની મંડળીની મારફતે ખ્રીસ્ત આજ સુધી કાર્ય કર્યાં જાય છે. પુનરૂત્થાન પામેલા ખ્રીસ્તની વાણી મંડળીની મારફતે હજી સંભળાય છે, અને તે કામમાં દરેક ખરો વિશ્વાસી જન ભાગીદાર છે. જે વિશ્વાસીને પોતાનાં પાપની માફી મળ્યાની ખાતરી થઇ છે, તે દરેકને બીજાઓની પાસે સુવાર્તાનો સંદેશો લઇ જવાની ફરજ છે. તે કામના પરિણામને પોતાનીજ મહેનતના પરિણામ તરીકે ઇસુ ખ્રીસ્ત સ્વીકારશે, એવું અહીં આગળ શિખવવામાં આવે છે. આ પ્રમાણે નવા સભાસ્થાનની સ્થાપના થઇ.

(૨) પોતાના મરણ સંબંધી પ્રભુ ઇસુની સ્પષ્ટ સૂચના. ૧૬ ; ૨૧-૨૮.

૨૧ ત્યારથી માંડીને ઇસુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો, કે
હું યરૂશાલેમમાં જાઉં, ને વડીલો તથા મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓને
હાથે ઘણું વેઠું, ને માર્યો જાઉં, ને ત્રીજે દહાડે પાછો ઉઠું, એ જરૂરનું છે.
૨૨ ત્યારે પીતર તેને એક બાજુએ લઇ જઇને તેને ઠપકો દેવા લાગ્યો, ને
કહ્યું, કે અરે પ્રભુ, એ તારાથી દૂર રહે; એવું તને કદી થશે નહિ.
૨૩ પણ તેણે પાછા ફરીને પીતરને કહ્યું, કે અરે શેતાન, મારી પછવાડે
જા; તું મને ઠોકરરૂપ છે; કેમકે દેવની વાતો પર નહિ, પણ માણસોની
વાતો પર તું ચિત્ત લગાડે છે. ૨૪ પછી ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું,
કે જો કોઇ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાનો નકાર કરવો,
ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવવું. ૨૫ કેમકે જે કોઇ
પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઈ મારે
લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે. ૨૬ કેમકે જો માણસ આખું
જગત મેળવે, ને પોતાના જીવની હાનિ પામે, તો તેને શો લાભ થશે?
અથવા માણસ પોતાના જીવને બદલે શું આપશે? ૨૭ કેમકે માણસનો
દીકરો પોતાના બાપના મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં આવશે, ત્યારે
તે પ્રત્યેકને તેનાં કામ પ્રમાણે બદલો ભરી આપશે. ૨૮ હું તમને ખચીત
કહું છું, કે અહીં જેઓ ઉભા છે તેઓમાંના કેટલાએક એવા છે કે
માણસના દીકરાને તેના રાજ્યમાં આવતો દેખશે ત્યાં સુધી મરણ
પામશેજ નહિ.

ઇસુ તે "મસીહ" છે, તે વાતનો સ્પષ્ટ ઇકરાર પીતરે પ્રથમ કર્યો ખરો, છતાં તે એકલા પોતાને માટે એવું બોલ્યો, એમ નહિ. તેજ ઇકરારમાં બીજા પ્રેરિતો પણ સામેલ થયા, ત્યારે પોતાના પ્રેરિતોનો વિશ્વાસ જોઇને આપણા પ્રભુને આનંદ થયો હશે; તો પણ મસીહ વિષે તેમજ મસીહના રાજ્ય વિષે યહુદીઓના જે વિચાર હતા, તેમાં તેઓનાં મન હજી ગુંચવાએલાં રહે છે, એવું તે જાણતો હતો. તેથી તે વિચારોમાં રહેલા આત્મિક રહસ્યના સંબંધમાં તેઓને ખાસ શિક્ષણ આપવું, એવી આપણા પ્રભુને જરૂર જણાઇ. તે કારણથી પ્રભુ ઇસુ હવે પછી પોતાના મરણ વિષે વારંવાર તેઓને બોધ આપે છે. પરંતુ આવી વાત સમજવામાં તેઓ હજી કેટલા બધા મંદ છે, એ જાણીને તેણે 'પોતે મસીહ છે' એવું કોઇને પણ પ્રગટ કરવાની તેઓને મના કરી. પોતાના કડવા અનુભવ ઉપરથી ઇસુએ જાણી લીધું હતું કે પ્રજાને બચાવનાર મસીહ તરીકે, મારા ચેલાઓ સમુદાયની આગળ મને પ્રગટ કરે, તો તેથી મારા કામમાં મોટી ખલેલ પહોંચે. વળી મસીહનો ખરો અર્થ જ્યાં સુધી તેઓ પોતે સમજતા નથી, ત્યાં સુધી "હું મસીહ છું" એ વિષે તેઓ પોતાનો વિશ્વાસ પ્રગટ ન કરે તો સારૂં, એવું સમજીને પ્રભુ ઇસુ સ્પષ્ટ રીતે તેઓને જણાવે છે, કે પવિત્ર રાજધાનીમાં મારે સારૂ ગાદી ને મુગટ નહિ, પણ દુ:ખસહન તથા મરણ નિર્માણ કરેલાં છે. પરંતુ તેની સાથે, પોતે ત્રીજે દહાડે પાછો ઉઠશે, એવું પણ તેઓને જણાવીને, તે તેઓને છેવટના જયનું દર્શન કરાવે છે.

ઇસુ ખ્રીસ્તના પુનરૂત્થાનની વાત તો શિષ્યોથી આ વખતે સમજાય એવું નહોતું; પણ એકલા તેના દુઃખસહન તથા મરણની વાત તેઓના મનમાં ઉતરી, અને તે કારણથી તેઓ ગભરાયા અને બહુ ભયભીત થયા. જો આ વાત ખરી હોય, તો તેથી તેઓના વિચાર પ્રમાણે તેઓની સઘળી આશાઓનો ભંગ થાય, માટે તેનો સ્વીકાર તેઓથી થઇ શકે નહિ. હમેશ પ્રમાણે સૌનો વિચાર દર્શાવવાને પીતર આગળ પડયો, અને ઇસુની કાંધ ઝાલીને કહેવા લાગ્યો, કે "નહિ, નહિ; એવું તને કદી થશે નહિ."

પીતરનું હૃદય પ્રેમાળ હતું, તેથીજ તેમાંથી આવા ઉદ્ગારો નીકળી પડયા. શાસ્ત્રના કહ્યા પ્રમાણે, ઇસુ દુ:ખ સહન કરે ને મરણ ભોગવે, એવી તેના આકાશી પિતાની ઇચ્છા હતી; અને તે વિષે ઇસુને ખાતરી હતી, તેથીજ તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહી શકયો. પરંતુ તે નિશ્ચય તોડાવવાને શેતાન પ્રયત્ન કરે છે, અને તે સાર્થક કરવાને તેના પ્રેરિતોના પ્રેમને તે સાધનરૂપે વાપરે છે, એ જોઇને પ્રભુ ઇસુની લાગણીમાં ખિન્નતા વ્યાપી ગઇ.

રાનમાં ઇસુ ખ્રીસ્તને જે પરીક્ષણ થયું હતું, એટલે તેને માટે તેના આકાશી પિતાએ જે માર્ગ નિર્માણ કરેલો હતો, તેમાંથી તે ખસે તો આ દુનિયાનાં રાજ્યો

તથા તેઓનો મહિમા તેને પ્રાપ્ત થાય, અર્થાત્ વધસ્તંભ વિના તે મુગટ મેળવી લે, તેજ પરીક્ષણ ફરીથી પીતરદ્વારા તેને થાય છે. આ પ્રસંગે તો પીતર, જેના પર પ્રભુની મંડળી સ્થપાય, એવા ખડકરૂપ નહિ; પણ આપણા પ્રભુના માર્ગમાં જેનાથી ઠોકર આવે, એવા પત્થરરૂપ જણાય છે.

પીતરનું આવું વચન સાંભળીને ઇસુ તેને કહે છે, કે "અરે શેતાન, મારી પછવાડે જા; તું મને ઠોકરરૂપ છે; કેમકે દેવની વાતો પર નહિ, પણ માણસોની વાતો પર તું ચિત્ત લગાડે છે." ઇસુના કહેવાનો અર્થ એવો જણાય છે, કે આ પ્રમાણે બોલવાથી પીતર ઇશ્વરનો પક્ષ નહિ પણ માણસનો પક્ષ ખેંચે છે; અને એ રીતે તો મારા બાપની ઇચ્છા પૂરી કરવી તે મને વિશેષ મુશ્કેલ થઇ પડે છે. આ કારણથી ઇસુ પોતાના પ્રેરિતોને એવું જણાવે છે, કે મારે દુ:ખ સહન કરવાનું છે એટલુંજ નહિ, પરંતુ તમારે પણ દુ:ખ સહન કરવાનું છે. "જો કોઇ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાનો નકાર કરવો, ને પોતાનો વધસ્તંભ ઉંચકીને મારી પાછળ આવવું." પોતાના ત્રાતાની માફક દૈહિક મહિમા નહિ, પણ દુ:ખ સહન કરવાથી ને જય પામવાથી જે સર્વકાળનો મહિમા પ્રાપ્ત કરાય છે, તે પામવાને તેઓ પણ તેડાયલા છે. વળી તે જોઇને પાછા પડવાને તેઓનું પરીક્ષણ થતું હોય, તો ખરૂં જીવન શામાં રહેલું છે, તે વાતનો તેઓએ ખ્યાલ કરવો જોઇએ. કેમકે "જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે; પણ જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે." જે આશા તેઓ રાખતા આવ્યા હતા તેમાં અને આ વાતમાં કેટલો બધો તફાવત માલમ પડે છે!

આવું સાંભળીને તેઓ નિરાશ ન થાય માટે આપણો પ્રભુ એક આનંદમય વચનદ્વારા તેઓને હિમ્મત આપે છે. ઇસુની આગળ તેમજ તેના શિષ્યોની આગળ જે માર્ગ મૂકેલો હતો, તે તો દુ:ખ તથા સ્વત્યાગનો માર્ગ હતો ખરો, છતાં તે તેઓને જણાવે છે, કે તે માર્ગનો અંત જય છે, અને તે જયનો અનુભવ કરવા માટે તમારામાંના કેટલાક જીવતા રહેશે. દાઉદનું પુરાતન રાજ્ય યરૂશાલેમમાં પુન: સ્થાપિત કરેલું તેઓના જોવામાં આવશે નહિ, એ ખરૂં; પરંતુ તે કરતાં મોટો જય તેઓના અનુભવમાં આવશે. માણસનો દીકરો પોતાના રાજ્યમાં આવતો તેઓના જોવામાં આવશે; અથવા "તેઓ પરાક્રમે આવેલું દેવનું રાજ્ય જોશે" (માર્ક ૯; ૧). વળી આ વચન અજાયબ જેવી રીતે પૂરૂં થયું. તે પેઢી જતી રહી, તે પહેલાં તો આખી જાણીતી દુનિયામાં સુવાર્તા ફેલાઇ ગઇ હતી; અને પાલેસ્ટાઇનની સાંકડી હદ ઓળંગીને દૂર દેશોમાં, એટલે આશિયા મૈનર, ગ્રીસ તથા રૂમમાં ઝડપથી તેનો પ્રચાર થયો તથા મહિમા વધ્યો (રૂમી. ૧૫; ૧૯).

આકાશનું રાજ્ય પાસે આવ્યું છે, એવું આપણા પ્રભુએ પ્રથમ જણાવ્યું હતું (૪; ૧૭); ત્યાર પછી જે સત્ય સિદ્ધાંતોને આધારે તે રાજ્યની સ્થાપના થશે તે તેણે પહાડ પરના ભાષણમાં પ્રગટ કર્યાં (અધ્ય. ૫-૭); ત્યાર પછી તે રાજ્યની વૃદ્ધિ કેવી રીતે થશે તથા તેની વૃદ્ધિની આડે કઇ કઇ હરકતો આવશે, તે તેણે સરોવરના કાંઠા પર આપેલાં દૃષ્ટાંતો વડે પ્રગટ કર્યું (અધ્ય. ૧૩). છેવટે, ઇસુની સાથે નિકટના સંબંધમાં રહેવાથી, તે મસીહ એટલે દેવનો દીકરો છે, એવી ખાતરી પ્રેરિતોને થઇ, ત્યારથીજ તે પોતાના વધસ્તંભ વિષે તેઓને શિક્ષણ આપવા લાગ્યો.

(૩) પ્રભુ ઇસુનું રૂપાંતર. ૧૭; ૧-૧૩.

**અને છ દહાડા પછી ઈસુ પીતરને તથા યાકૂબને તથા તેના ભાઇ**
**યોહાનને સાથે લઇને તેમને એક ઉંચા પહાડ પર એકાંતમાં લઇ જાય**
**છે; [2]અને તેઓની આગળ તેનું રૂપાંતર થયું, એટલે તેનું મોં સૂરજના**
**જેવું તેજસ્વી થયું, ને તેનાં લુગડાં અજવાળાના જેવાં ઉજળાં થયાં.**
**[3]ત્યારે, જુઓ, મુસા તથા એલીયાહ તેની જોડે વાત કરતા તેઓને**
**દેખાયા. [4]અને પીતરે ઇસુને ઉત્તર દીધો, કે પ્રભુ, આપણે અહીં**
**રહેવું સારૂં છે; જો તારી મરજી હોય તો હું અહીં ત્રણ માંડવા બાંધું;**
**એક તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીયાહને સારૂ.**
**[5]તે બોલતો હતો એટલામાં, જુઓ, એક ચળકતી વાદળીએ તેઓના**
**પર છાયા કીધી; ને જુઓ, વાદળીમાંથી એવી વાણી થઇ, કે આ**
**મારો વહાલો દીકરો છે, એના પર હું પ્રસન્ન છું; તેનું સાંભળો.**
**[6]અને શિષ્યો એ સાંભળીને ઉંધા પડ્યા, ને બહુજ બીધા. [7]ત્યારે**
**ઈસુએ પાસે આવીને તેઓને અડકીને કહ્યું, કે ઉઠો, ને બીહો મા.**
**[8]અને તેઓએ પોતાની નજર ઉંચી કરી તો એકલા ઈસુ વિના તેઓએ**
**કોઇને દીઠો નહિ.**

**[9]અને તેઓ પહાડ પરથી ઉતરતા હતા, ત્યારે ઇસુએ તેઓને**
**એવી આજ્ઞા કીધી, કે માણસનો દીકરો મુએલાંમાંથી પાછો ઉઠે ત્યાં**
**સુધી આ જે તમે દીઠું તે કોઇને કહેતા ના. [10]ત્યારે તેના શિષ્યોએ**
**તેને પૂછ્યું, કે શાસ્ત્રીઓ કેમ કહે છે, કે એલીયાહે પહેલાં આવવું**
**જોઇએ? [11]અને ઇસુએ તેઓને ઉત્તર દીધો, કે એલીયાહ આવે છે**
**ખરો, ને સઘળું યથાસ્થિત કરશે; [12]પણ હું તમને કહું છું, કે**
**એલીયાહ આવી ચુકયો છે, ને તેઓએ તેને ઓળખ્યો નહિ, પણ**
**જેમ તેઓએ ચાહ્યું તેમ તેઓએ તેને કીધું; તેમજ માણસનો દીકરો**
**પણ તેઓથી દુઃખ સહેશે. [13]ત્યારે શિષ્યો સમજ્યા કે યોહાન**
**બાપ્તિસ્મા કરનાર સંબંધી તેણે તેઓને કહ્યું હતું.**

આપણા પ્રભુએ જુદે જુદે બે પ્રસંગે મોટા મોટા જનસમુદાયને જમાડીને સમસ્ત દુનિયાને અર્થે પોતાના મરણમાં જે મોટું રહસ્ય રહેલું છે, તે અગાઉથી દેખાડયું હતું; અને તેમ કરીને, પોતાના પ્રેરિતોને એ રહસ્ય સાર્થક થાય, તેને માટે તેણે તેઓનાં મન ઉઘાડવાના પ્રયત્ન કર્યા હતા. ફરી અહીં આગળ પણ તે મર્મ સંબંધી તે તેઓને સ્પષ્ટતાથી ખબર આપે છે; વળી તે ખબરદ્વારા બીજો એક મોટો મર્મ, જે પાણી પર ચાલવાના ચમત્કારથી તેણે તેઓને અગાઉથી દેખાડયો હતો, તેનું રહસ્ય પણ સમજવાને માટે તે તેઓનાં મન તૈયાર કરવાને પ્રયત્ન કરે છે.

પહેલા મર્મના સંબંધી તેઓને હવે કંઇક ભાન થયું હતું ખરૂં, પણ તે ત્રીજે દહાડે પાછો ઉઠશે, એ વાતનું હજી સુધી તેઓને જરાએ ભાન થયું નહોતું. તે કારણને લીધે જે ત્રણ પ્રેરિતોને વિશેષ લાભ થવાનો સંભવ હતો તેઓને પહાડ પર એકાંતમાં લઇ જઇને, સાધારણ રીતે બોધ આપવાને બદલે, પ્રભુ ઇસુ તેમને પોતાના પુનરૂત્થાનનું દર્શન કરાવે છે. હેર્મોન પહાડ ઉપર આ આશ્ચર્યકારક દર્શન થયું. તેમાં આપણો પ્રભુ અગાઉથી પોતાના પુનરૂત્થાનનો મહિમા દેખાડે છે. માંસ તથા લોહી જે રાજ્યનાં વારસ થઇ શકતાં નથી, તેમાં મુએલાંમાંથી ઉઠાડાયા પછી પ્રવેશ કરવાથી જે સ્થિતિ તથા લક્ષણોથી ઇસુનું મનુષ્યત્વ વેષ્ટિત થવાનું હતું, તેજ સ્થિતિ તથા લક્ષણોસહિત તેનું મનુષ્યત્વ રૂપાંતરના પહાડ પર પ્રગટ થયું.

પુનરૂત્થાનથી આકાશગમન સુધીના ચાળીસ દિવસ દરમિયાન આપણો પ્રભુ ઘણાઓને જેવો દેખાયો, તેવો આ પ્રસંગે તે આ ત્રણ શિષ્યોને દેખાય છે. તેઓની આત્મિક આંખો ઉઘડી હતી; તેથી પોતાના મહિમાવાન પ્રભુને એટલુંજ નહિ, પણ આકાશથી આવેલા મુસા તથા એલીયાહને પણ તેઓએ જોયા. નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોના પ્રતિનિધિ તરીકે મુસા તથા એલીયાહ હાજર થઇ ઇસુ ખ્રીસ્તની સાથે તેના આવનાર મરણ સંબંધી વાતો કરે છે.

આપણા "પ્રભુનું મોં સૂરજના જેવું તેજસ્વી થયું, ને તેનાં લુગડાં અજવાળાના જેવાં ઉજળાં થયાં." સિનાય પહાડ ઉપર યહોવાહની સાથે સહવાસ રાખવાથી જેમ મુસાનું મોં પ્રકાશિત થયું હતું (નિર્ગ. ૩૪; ૨૯), એ પ્રમાણે આપણા પ્રભુનું મોં તેજસ્વી થયું એમ નહિ. ઇસુના મુખની તેજસ્વિતા તો તેના પોતાનાજ પ્રકાશથી હતી. પાછળના વખતમાં આ આશીર્વાદિત અનુભવ આ ત્રણ શિષ્યોને યાદ આવ્યો, ત્યારે તેઓમાંના એકે આ પ્રમાણે કહ્યું: "જ્યારે અમે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનું સામર્થ્ય તથા તેના આગમનની વાત તમને જણાવી, ત્યારે અમે ચતુરાઇથી કલ્પેલી કહાણીઓને અનુસર્યા નહોતા; પણ તેની મહાન પ્રભુતાને પ્રત્યક્ષ જોનારા હતા. કેમકે જ્યારે બહુ તેજસ્વી મહિમામાંથી તે સંબંધી એવી વાણી થઇ, કે એ મારો વહાલો પુત્ર છે, એના પર હું બહુ

પ્રસન્ન છું. ત્યારે દેવ બાપ તરફથી તે માન તથા મહિમા પામ્યો. જ્યારે અમે તેની સાથે પવિત્ર પહાડ પર હતા ત્યારે અમે તે આકાશવાણી સાંભળી હતી" (૨ પીત. ૧; ૧૬–૧૮). વળી બીજાએ કહ્યું, કે "બાપના એકાકીજનિત દીકરાના મહિમા જેવો તેનો મહિમા અમે દીઠો" (યોહ. ૧; ૧૪).

આ દર્શનમાં મુસા તથા એલીયાહ, નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોના પ્રતિનિધિ તરીકે, ઇસુની સાથે વાત કરતા દેખાય છે; એમાં જુના કરાર તથા નવા કરારની ઐક્યતા દર્શાવવામાં આવે છે એટલુંજ નહિ, પણ જુના કરારના કરતાં નવો કરાર ચઢીઆતો માલમ પડે છે. મુસાએ આવીને પોતાની સાક્ષી આપી, તેમજ એલીયાહે આવીને પોતાની સાક્ષી આપી. તેઓ જતા રહ્યા, પણ ખ્રીસ્ત સદાને માટે રહે છે. "એક વાદળ આવ્યું, ને તેઓ પર છાયા કીધી; ને વાદળામાંથી એવી વાણી થઇ કે, આ મારો વહાલો દીકરો છે, તેનું સાંભળો. અને તત્કાળ ચોતરફ જોઇને તેઓએ પછી પોતાની સાથે એકલા ઇસુ વિના કોઇને દીઠો નહિ" (માર્ક ૯; ૭, ૮).

જુનું સભાસ્થાન વીતી ગયું છે, ને તેના બદલામાં નવા સભાસ્થાનની સ્થાપના થઇ ગઇ છે. આકાશી વાણીએ શું કહ્યું? મુસાનું સાંભળો, અગર એલીયાહનું સાંભળો, એમ નહિ પણ "આ મારો વહાલો દીકરો છે, એનું તમે સાંભળો."

જે દૃશ્ય મહિમા યહુદીઓના વિચાર પ્રમાણે યહોવાહની સમક્ષતાના બ્યાનારૂપ હતો, તે આ ચળકતી વાદળીમાં, ત્રણ પ્રેરિતોના જોવામાં આવ્યો (સરખાવો મેઘસ્તંભ તથા અગ્નિસ્તંભની વાત, નિર્ગ. ૧૩; ૨૧, ૨૨. શખીનાની વાત ૧ રાજા. ૮; ૧૦, ૧૧. ૨ કાળ. ૫; ૧૩, ૧૪). આ જોઇને શિષ્યોનાં મન ઉલ્લાસી થયાં, ને પીતર બોલી ઉઠયો, કે "પ્રભુ, આપણે અહીં રહેવું સારૂં છે; જો તારી મરજી હોય તો હું અહીં ત્રણ માંડવા બાંધું; એક તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીયાહને સારૂ." પીતર એમ બોલે એમાં કંઇ નવાઇ જેવું નથી, પરંતુ દર્શનદ્વારા મળેલા એ આશીર્વાદિત અનુભવના સંબંધમાં, તેઓની ગેરસમજ થતી હતી. તે અનુભવ મઝાનો હતો ને તેથી તેઓનાં મન ઉલ્લાસી થતાં હતાં, પરંતુ એવા આશીર્વાદિત અનુભવમાં પણ જોખમ રહેલું છે. પ્રેરિતોના વિચાર પોતા વિષેના હતા. ધાર્મિક અનુભવ ગમે તેવો ઉચ્ચ હોય, તો પણ તેના પરિણામ તરીકે જો સેવા ન હોય, તો તે નકામો જાય છે. જે પોતાના જીવનને ચાહે છે, હા, ભલે તે આત્મિક જીવન હોય, તો પણ જે તેને ખોટી રીતે ચાહે છે તે તેને ખોશે; અને તે તેને ખોએ તે તો વાજબી છે. ધર્મને અંગે મળેલો હરેક અનુભવ, પૃથ્વી પરના આપણા જીવનના સાધારણ સંજોગો સાથે સંબંધ ધરાવે છે; અને જ્યારે પાર્થિવ સંજોગો ઉપર આત્મિક અનુભવ પ્રકાશ પાડે, ત્યારેજ તે અનુભવ

આપવાનો આકાશી બાપનો હેતુ પૂરો થયો સમજવો. આ આશીર્વાદિત અનુભવ શી રીતે લંબાય, તેજ પીતરનો વિચાર હતો; પરંતુ આપણા પ્રભુનું ચિત્ત ચાલુ વખતની વ્યવહારૂ સેવા ઉપર ચોંટેલું હતું. એટલે 'યરૂશાલેમમાં તેનું જે મરણ થવાનું હતું' તે પર પ્રભુ ઇસુનું ચિત્ત ચોંટેલું હતું એટલુંજ નહિ, પણ એક માણસનો દીકરો ફેફરાના દરદથી પીડાતો હતો, ને એજ વખતે ડુંગરની તળેટી આગળ તે ઇસુની રાહ જોઇ રહ્યો હતો, તે પર પણ તેનું ચિત્ત લાગેલું હતું. આ પરથી બીજાઓનો વિચાર કરવાનું શિક્ષણ આપણને મળે છે. આત્મિક અનુભવનું સ્વાભાવિક પરિણામ એ હોવું જોઇએ, કે આપણાથી બીજાઓની સેવા થાય. પરંતુ જો એમ ના થાય, તો પ્રાપ્ત કરેલો અનુભવ પણ ગુમ થવાના જોખમમાં આવે (સરખાવો "તાલંતનું દૃષ્ટાંત," ૨૫; ૧૪-૨૯).

આપણા પ્રભુના રૂપાંતરની વાત પરથી બીજી એક વાત પણ શિખવાની મળે છે; એટલે મુસા તથા એલીયાહ લાંબી મુસાફરી કરીને રૂપાંતરના પહાડ પર હાજર થયા, એમ નથી. તેઓ ત્યાં હતાજ, કેવળ તેઓ દૃશ્યમાન થયા. દૃશ્ય તથા અદૃશ્ય એકબીજામાં ઉતરે છે. દૃશ્ય દુનિયા તથા અદૃશ્ય દુનિયા, તે બન્ને એક છે. દૃશ્ય મંડળી તથા અદૃશ્ય મંડળી તે બન્ને પણ એકજ છે; અને તે બન્નેની વચ્ચે પ્રભુ ઇસુ પુલરૂપ છે. દમસ્કના રસ્તા ઉપર શાઉલને દર્શન આપવા માટે (પ્રે. કૃ. ૯; ૧-૯) આપણા પ્રભુને લાંબી મુસાફરી કરવાની જરૂર પડી, એમ સમજવું નહિ; કેવળ શાઉલની આંખો ઉઘાડવાની જરૂર હતી (સરખાવો ૨ રાજા. ૬; ૧૪-૧૭). એવીજ રીતે આપણી આંખો ઉઘડે, તો આશ્ચર્યકારક વાનાં આપણા જોવામાં આવે; મુસા તથા એલીયાહ તથા એ સઘળી "શાહેદોની મોટી વાદળારૂપ ભીડ" આપણા જોવામાં આવે. જેઓના પર આપણે પ્રેમ કર્યો છે, તે જેઓ થોડીજ વારને માટે આપણાથી વિયોગી થયાં છે, તેઓ પણ આપણા પ્રત્યે સહાયક હાથો લંબાવતાં જણાય, ને તેઓની મધ્યે પ્રભુ ઇસુ ખ્રીસ્ત પોતે પોતાના બાપને જમણે હાથે બિરાજેલો માલમ પડે. બધાં છેક નજીક દેખાય, ને તે જોઇને આપણને ખાતરી થાય, કે "મરણ કે જીવન, દૂતો કે અધિકારીઓ, વર્તમાનનું કે ભવિષ્યનું, કે પરાક્રમીઓ, ઉંચાણ કે ઉંડાણ, કે કોઇ પણ બીજી સૃષ્ટ વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુમાં છે, તેનાથી આપણને જુદા પાડી શકશે નહિ" (રૂમી. ૮; ૩૮, ૩૯).

શિષ્યોને આ દર્શનનો અનુભવ કરાવવામાં ઇસુએ તેઓ પર ખાસ રીતે મહેરબાની કરી હતી. આત્મિક બાબતો સમજવામાં આ ત્રણ પ્રેરિતો બીજા પ્રેરિતો કરતાં આગળ વધ્યા હતા; અને તેઓના સંબંધમાં પ્રભુ ઇસુ એવી આશા રાખતો હશે, કે તેઓ આ દર્શનના રહસ્યના સંબંધમાં મને કંઇક પૂછે. પરંતુ તેઓએ જે પ્રશ્ન પૂછ્યો, તે પરથી આ દર્શનનું મોટું રહસ્ય સમજી શકવાને તેઓનાં

મન કેટલાં દૂર હતાં તે જણાઇ આવે છે. રૂપાંતરના પહાડ ઉપર તેઓએ એલીયાહને જોયો હતો, તે પરથી પુરાતન વખતનું એક ભવિષ્યવચન તેઓને યાદ આવ્યું. તે એ હતું કે એલીયાહ મસીહની આગળ આવીને સઘળું યથાસ્થિત કરશે (મલ. ૪; ૫, ૬). તેઓના મનમાં જે મુશ્કેલી ઉભી થએલી જણાય છે, તે એ કે એલીયાહ આટલો મોડો કેમ આવ્યો; અને તે આવ્યો છે, છતાં ઇસુ અમને શા માટે સાક્ષી આપવાની ના પાડે છે. એલીયાહ આવ્યો છે, એટલુંજ પ્રગટ કરવાની ઇસુ તરફથી તેમને રજા મળે, તો લોકોની શંકા દૂર થાય, એવું તેઓનું માનવું હતું. પરંતુ પ્રભુ ઇસુ જાણતો હતો, કે એથી કેવળ ગેરસમજ ઉભી થાય. કેમકે એલીયાહ વિષે લોકો એમ સમજતા હતા, કે તે આવશે ત્યારે ધર્મક્રિયાઓ ઇત્યાદિ બાબત વિષે જે શંકા હતી તે તે દૂર કરશે; અને ખાસ કરીને જુદાં જુદાં ચાર કામ કરશે: એટલે (૧) માના ભરેલું સુવર્ણ વાસણ, (૨) અભિષેકનું તેલ રાખવાનું વાસણ, (૩) શુદ્ધિકરણના પાણીનું વાસણ, અને (૪) હારૂનની કળી ફૂટેલી લાકડી—એ ચાર વાનાં તે પાછાં લાવશે. માટે આપણો પ્રભુ કહે છે, કે "એલીયાહ આવે છે ખરો, ને સઘળું યથાસ્થિત કરશે," એ વચન તો ખરૂં છે; પણ હું તમને કહું છું, કે "એલીયાહ આવી ચુક્યો છે, ને તેઓએ તેને ઓળખ્યો નહિ, પણ જેમ તેઓએ ચાહ્યું તેમ તેઓએ તેને કીધું."

નવા સમયની શરૂઆત કરવાને ઇશ્વર હમેશાં એલીયાહ જેવા કોઇને ઉભો કરે છે. પરંતુ યોહાન બાપ્તિસ્મા કરનારના આવવાથી એ વચન પૂરૂં થયું હતું, અને જેમ અધિકારીઓએ તેને મારી નાખ્યો હતો, એજ પ્રમાણે તેઓ ઇસુને એટલે 'માણસના દીકરાને' પણ મારી નાખવાના હતા.

(૪) પ્રભુ ઈસુએ એક છોકરાનું ફેફરાનું દરદ મટાડ્યું. ૧૭; ૧૪-૨૧.

૧૪અને જ્યારે તેઓ લોકોની ભીડ પાસે આવ્યા, ત્યારે એક
માણસે તેની પાસે આવીને તેની આગળ ઘુંટણ ટેકવીને કહ્યું, કે
૧૫ઓ પ્રભુ, મારા દીકરા પર દયા કર, કેમકે તેને ફેફરાનું દરદ છે, ને
તે ઘણો પીડાય છે; કેમકે તે ઘણી વાર અગ્નિમાં, ને ઘણી વાર પાણીમાં
પડી જાય છે. ૧૬અને તેને હું તારા શિષ્યોની પાસે લાવ્યો હતો, પણ
તેઓ તેને સાજો કરી ન શકયા. ૧૭ત્યારે ઇસુએ તેને ઉત્તર દીધો, કે
ઓ અવિશ્વાસી તથા આડી પેઢી, કયાં સુધી હું તમારી સાથે રહીશ?
કયાં સુધી હું તમારૂં સહીશ? તેને મારી પાસે અહીં લાવો. ૧૮પછી
ઇસુએ તે ભૂતને ધમકાવ્યું; ને તે તેનામાંથી નીકળ્યું; ને છોકરો તે
ઘડીથી સાજો થયો. ૧૯ત્યારે શિષ્યોએ એકાંતમાં ઇસુની પાસે આવીને
કહ્યું, કે અમે તેને કેમ કાઢી ન શકયા? ૨૦ત્યારે તેણે તેઓને કહ્યું, કે
તમારા અવિશ્વાસને લીધે; કેમકે હું તમને ખચીત કહું છું, કે તમને

**રાઇના દાણા જેટલો વિશ્વાસ હોય તો તમે આ પહાડને કહેશો, કે તું અહીંથી ત્યાં ખસી જા, ને તે ખસી જશે; ને તમને કંઇ અશકય થશે નહિ. [[[21]પણ પ્રાર્થના તથા ઉપવાસ વગર એ જાત નીકળતી નથી.]]**

આગળ આપણે જોઇ ગયા તે પ્રમાણે માત્થી આપણા પ્રભુના શિક્ષણ પર ખાસ લક્ષ લગાડે છે, અને બીનાઓનું વર્ણન તે સંક્ષેપમાં કરે છે. માર્ક ૯; ૧૪-૨૯માં આ બીનાનું પૂરૂં વર્ણન મળે છે; માટે આ વૃત્તાંત સાથે માર્કનું વૃત્તાંત રાખીને તેનો અભ્યાસ કરવો જોઇએ.

આ બીનાના વૃત્તાંતમાં એવું લખેલું છે, કે રૂપાંતરના "પહાડ પરથી ઉતર્યા" પછી (લુક ૯; ૩૭) પ્રભુ ઇસુ શિષ્યો સાથે સમુદાય પાસે આવ્યો. કાઇસારીઆ ફિલિપીમાં નવ શિષ્યોને મૂકીને તે અહીં આગળ આવ્યો હતો. તો આ સમુદાય ક્યાંથી આવ્યો હશે? વળી તે મોટો સમુદાય હશે (માર્ક ૯; ૧૪. લુક ૯; ૩૭); તેનો ખુલાસો માર્ક આપે છે. તળેટી આગળ રહેલા નવ શિષ્યોને એક મોટા સમુદાયે ઘેરી લીધા હતા, વળી કેટલાક શાસ્ત્રીઓ પણ એ સમુદાયની સાથે મળી ગયા હતા, અને શિષ્યોને પ્રશ્ન પૂછતા હતા. જે શાસ્ત્રીઓ પહેલાં યરૂશાલેમથી આવ્યા હતા એજ તેઓ હશે. ઇસુ ખ્રીસ્ત ફેનીકે ગયો, ત્યારે તે તેઓથી મુક્ત થયો; પણ ફરીથી તે માગદાન આવ્યો છે, એવી ખબર સાંભળવામાં આવતાં સાદુકીઓને લઇને શાસ્ત્રીઓ ત્યાં ગયા હતા. ફરી તેઓથી મુક્ત થઇ પ્રભુ ઇસુ ઉત્તર દિશા તરફ કાઇસારીઆ ફિલિપી જતો રહ્યો, ત્યાં પણ તેની શોધમાં તેઓ ગયા. વળી કાપરનાહુમના લોકો, જેઓએ પહેલાં બેથસાયદા જુલિયસ આગળ તેને રાજા બનાવવાની મસલત કરી હતી (યોહ. ૬; ૧૫), તેઓ પણ તેમની સાથે જોડાયા. આટલા બધા લોકોને કાઇસારીઆ ફિલિપીમાં આવેલા જોઇને ત્યાંના લોકોને નવાઇ લાગી; અને તેઓ પણ, શું હશે તે જોવાને, નીકળ્યા.

સમુદાયમાં એવો એક માણસ હતો, કે જેના છોકરાને ફેફરાનું દરદ થએલું હતું. એ છોકરો બહેરો તથા મૂગો હતો (માર્ક ૯; ૨૫). આ માણસ પોતાના છોકરાને લઇને ઇસુની પાસે આવ્યો હતો; પણ ઇસુ તે વખતે ત્યાં નહિ હોવાથી તેણે શિષ્યોને કાલાવાલા કર્યાં હતા. સાજા કરવાની શક્તિ ઇસુએ તેમને આપી હતી (૧૦; ૧), છતાં પોતાના અવિશ્વાસને કારણે તેઓ તેને સાજો કરી શક્યા નહિ.

વિશ્વાસનું પરાક્રમ કેટલું છે, એ આપણો પ્રભુ ચાલતી રૂઢીનો ઉપયોગ કરીને પોતાના શિષ્યોને શિખવે છે (૧૭; ૨૦). એમાંના શબ્દો વાસ્તવિક અર્થે સમજવાના નથી. "પહાડ ખસેડવા" એટલે મહાન મુશ્કેલીઓ દૂર કરવી. તે વખતના યહુદીઓમાં એવું બોલવાની સામાન્ય રૂઢી હતી; અને કોઇ મોટા શિક્ષકનાં વખાણ કરવાં હોય, તો "પર્વતો ખસેડનાર" એ નામ યહુદીઓ તેને

આપતા હતા. નિયમશાસ્ત્રમાં રહેલી મુશ્કેલીઓ, જે રાબ્બીઓથી દૂર કરાતી હતી, તેઓને તાલ્મૂદમાં આ નામ આપવામાં આવે છે.

(૫) પોતાના મરણ વિષે ઇસુએ આપેલી બીજી અગમસૂચના. ૧૭; ૨૨, ૨૩.

**૨૨ અને તેઓ ગાલીલમાં રહેતા હતા ત્યારે ઇસુએ તેઓને કહ્યું, કે માણસનો દીકરો માણસોના હાથમાં સોંપાશે; ૨૩ ને તેઓ તેને મારી નાખશે, ને ત્રીજે દહાડે તે પાછો ઉઠશે. ત્યારે તેઓ બહુ દલગીર થયા.**

કાઇસારીઆ ફિલિપી ગાલીલ પ્રાંતમાં આવેલું નહોતું, પણ ફિલિપ ટેટ્રાર્કના પ્રદેશ ઇતુરાઇમાં વાયવ્ય ખૂણા તરફ ગાલીલની સરહદથી બારેક માઇલ દૂર હતું. માર્ક ૯; ૩૦ પ્રમાણે તેઓ ગાલીલમાં થઇને મુસાફરી કરતા હતા, એટલામાં ઇસુએ આ વચનો તેમને કહ્યાં.

બાવીસમી કલમમાં "રહેતા હતા"ને બદલે અંગ્રેજી સુધારેલી આવૃત્તિના હાંસિયામાં "એકઠા થતા હતા" એવો તરજુમો છે, અને તે ખરો લાગે છે. જેમ ઘણી વાર બન્યું હતું, તેમ હમણાં પણ ઇસુને કાઇસારીઆ ફિલિપી મૂકીને નીકળવું પડયું. માટે ગાલીલની હદમાં એકઠા થવાને માટે ઇસુ તથા તેના શિષ્યોએ એક સ્થળ પસંદ કર્યું, અને ત્યાં જવા માટે તેઓ છાની રીતે નીકળ્યા. નક્કી કરેલી જગાએ એકઠા થઇ, તેઓ ગાલીલમાં થઇને કાપરનાહુમ જવા નીકળ્યા; અને તે મુસાફરી દરમ્યાન, પોતાના મરણ સંબંધી જે ખબર ઇસુએ અગાઉ આપી હતી, તે ખબર તે ફરીથી તેઓને આપે છે. આ પ્રસંગે ઇસુ ખ્રીસ્ત પોતાના પરસ્વાધીન થવા વિષેની વિશેષ વિગત તેઓને જણાવે છે. યહુદા ઇસ્કારીઓતના હૃદયમાં જે વિચાર હતો, તે ઇસુએ તો જાણી લીધો હતો ખરો (યોહ. ૬; ૭૦, ૭૧), પરંતુ શિષ્યમંડળમાંનો કોઇ વિશ્વાસઘાતી હોય એવો વિચાર શિષ્યોમાંના કોઇના મનમાં અદ્યાપિ આવ્યો નહોતો. તેથી જ્યારે તેઓએ આવી વાત સાંભળી ત્યારે તેઓ બહુ દલગીર થયા. માર્ક ૯; ૩૨ તથા લુક ૯; ૪૫માં જણાવ્યા પ્રમાણે તેઓ તે વાત સમજી શકયા નહિ એટલુંજ નહિ, પણ આ વાત તેઓને એટલી બધી ભયંકર લાગી, કે તેના સંબંધમાં તેને પૂછતાં પણ તેઓ બીધા.

## ૮. કાપરનાહુમમાં આપણા પ્રભુનું પાછું આવવું

(અધ્ય. ૧૭; ૨૪—૧૮; ૩૫)

(૧) મંદિરનો કર ભરવા વિષે વાત. ૧૭; ૨૪-૨૭.

**૨૪ અને તેઓ કાપરનાહુમમાં આવ્યા ત્યારે કર લેનારાઓએ પીતરની પાસે આવીને કહ્યું, કે શું તમારો ઉપદેશક [મંદિરના]**

**કરનું નાણું નથી આપતો? ૨૫ તેણે કહ્યું, કે હા. અને ઘરમાં તે આવ્યો**
**ત્યારે [તેના બોલવા] અગાઉ ઇસુએ કહ્યું, કે સીમોન, તને શું લાગે છે,**
**પૃથ્વીના રાજાઓ કોની પાસેથી દાણ અથવા કર લે છે? પોતાના**
**દીકરાઓ પાસેથી કે પારકાઓ પાસેથી? ૨૬ અને પીતરે તેને કહ્યું, કે**
**પારકાઓ પાસેથી, ત્યારે ઇસુએ તેને કહ્યું, ત્યારે દીકરાઓ તો છૂટા છે.**
**૨૭ તો પણ આપણે તેઓને ઠોકર ન ખવડાવીએ માટે તું સમુદ્ર કિનારે**
**જઇને ગલ નાખ; ને જે માછલી પહેલી આવે તેને પકડી લે, ને**
**જ્યારે તું તેનું મોં ઉઘાડશે ત્યારે તેમાંથી તને નાણું મળશે, તે લઇને**
**મારે ને તારે સારૂ તેઓને આપ.**

કાપરનાહુમ જતાં "દરિયાનો માર્ગ" નામે વેપારનો જે ધોરી રસ્તો દમસ્કથી પાલેસ્તાઇનમાં જતો હતો, તે રસ્તો ઇસુ તથા તેના શિષ્યોએ લીધો હશે. અહીં આગળ જે બીના બની તે વિષે એકલો માત્થી લખે છે. આપણા પ્રભુને તથા શિષ્યોને કાપરનાહુમથી નીકળ્યાને ઘણો વખત વીતી ગયો હતો; અને મંદિરના કામને અર્થે દરેક યહુદીને જે અડધો શેકેલ કર વરસોવરસ ભરવો પડતો હતો (નિર્ગ. ૩૦; ૧૩), એ કર આપવાની મુદત પૂરી થઇ ગઇ હશે. હવે તેઓ ગામમાં પ્રવેશ કરતા હતા, એવામાં મંદિરનો કર લેનારાએ પીતરની પાસે આવીને કહ્યું, કે "શું તમારો ઉપદેશક મંદિરના કરનું નાણું નથી આપતો?" પીતરે કહ્યું, કે "હા, આપે છે." લાંબી મુસાફરી કર્યાથી શિષ્યો પાસે પૈસા ખલાસ થઇ ગયા હતા; માટે પીતર તરત ભરી શક્યો નહિ, તેથી તે પ્રભુ ઇસુને પૂછવા ઘરમાં આવ્યો. તે વખતે પ્રભુ ઇસુ ઘરમાં હતો. કર લેનારાઓની સાથે વાત કરતાં ઇસુએ પીતરને જોયો હશે; માટે તે ઘરમાં આવ્યો ત્યારે તેના બોલ્યા અગાઉ ઇસુ તેને પૂછે છે, કે "પૃથ્વીના રાજાઓ કોની પાસેથી દાણ અથવા કર લે છે? પોતાના દીકરાઓ પાસેથી કે પારકાઓ પાસેથી?" પીતરે કહ્યું, કે "પારકાઓ પાસેથી." ત્યારે ઇસુએ તેને કહ્યું, "ત્યારે દીકરાઓ તો છૂટા છે." આ વાતચિત પરથી પીતર કોનો શિષ્ય છે, તે આપણો પ્રભુ તેને યાદ કરાવે છે.

થોડી વાર પહેલાં શિષ્યો રોટલી લીધા વિના નીકળ્યા હતા, તે પ્રસંગે જેમ સમુદાયને જમાડનાર તેઓ મધ્યે છે, એવું ઇસુ ખ્રીસ્તે તેઓને યાદ દેવડાવ્યું હતું, તેમ અહીં આગળ તે પીતરને એવું યાદ દેવડાવે છે, કે "હું દેવનો દીકરો છું," ને મંદિર તો મારા બાપનું ઘર છે (યોહ. ૨; ૧૬). ખરૂં જોતાં ઇસુની પાસેથી કર લેવાય એમ ન હતું, કેમકે તે સર્વનો પ્રભુ હતો. છતાં પોતાના હોદ્દાનો દાવો ધરાવવા તે રાજી નહોતો, કારણ કે નિયમશાસ્ત્રનો નાશ કરવા નહિ પણ તેને પૂર્ણ કરવા તે આવ્યો હતો (૫; ૧૭). માટે પોતાની હમેશની રીત પ્રમાણે તે

નિયમને આધીન થયો. ઇસુ મંદિરનું સન્માન રાખતો નથી, એવો વિચાર મંદિરના અધિકારીઓના મનમાં આવે એવી તેની મરજી નહોતી.

આ વાતનો ખુલાસો જુદી જુદી બે રીતે કરવામાં આવે છે:—

૧. પ્રથમ જોતાં આ ચમત્કાર આપણા પ્રભુના બીજા ચમત્કારોથી ખાસ રીતે એક બાબતમાં જુદો દેખાય છે: એટલે આ ચમત્કાર સિવાય બીજા કોઇ પણ ચમત્કારથી ઇસુને પોતાને લાભ થયો નહોતો. જે જે ચમત્કારો તેણે કર્યા, તે બધા બીજાઓના લાભમાં કરવામાં આવ્યા હતા. આ કારણને લીધે કેટલાક લોકો એવો મત ધરાવે છે, કે આ પ્રસંગે ચમત્કાર થયો નહિ હોય. પરંતુ એ બાબત સંબંધી ત્રણ વાતો ધ્યાનમાં લેવાની જરૂર છે:—

(૧) આ પ્રસંગે પીતરના મનમાં ગભરાટ ઉત્પન્ન થયો હતો, અને તેના પ્રત્યે ખ્રીસ્તની લાગણી પ્રદીપ્ત થએલી માલમ પડે છે. માટે પીતરનો વિશ્વાસ બળવાન કરવા ખાતર ઇસુએ આ ચમત્કાર કર્યો હોય, એવું બનવાજોગ લાગે છે.

(૨) દૈહિક કામને અર્થે નહિ, પણ ધાર્મિક કામને માટે આ પ્રસંગે પૈસાની જરૂર પડી હતી, તેથી એવો ચમત્કાર કરતાં ઇસુને વાંધો ન જણાય એ માનવાજોગ છે.

(૩) આ વખતે ચમત્કાર થયો હોય, તો પણ એમાં આપણા પ્રભુનો હેતુ કેવળ પોતાનો પરાક્રમ દેખાડવાનો હોય એવું જણાતું નથી, કેમકે તે ચમત્કાર ગુપ્તમાં થએલો હતો. અને પ્રેરિત પીતરના સંબંધમાં કેટલીક હકીકતનો હેવાલ—જે બીજા સુવાર્તિકોના હાથમાં નહોતો એવો હેવાલ—આ લેખકના હાથમાં આવ્યો હોય, એ વાતનાં અનેક ચિહ્નો માલમ પડે છે.

૨. પરંતુ આ વખતે ખરેખરો ચમત્કાર થયો, એવું માત્થી પોતે જણાવતો નથી. તે કારણને લીધે કેટલાકની માન્યતા એવી છે, કે આ બીનાને ચમત્કાર સમજવામાં આવે, એવો લેખકનો હેતુ નહોતો.

માછલીઓના મોંમાંથી દ્રવ્ય મળી આવવાની ઘણી વાર્તાઓ પુરાતન જમાનામાં ચાલતી હતી. ગ્રીક લોકોમાં એક એવી વાર્તા હતી, કે સામોસના રાજા પોલીક્રાતિસ પાસે સહુથી મૂલ્યવાન પાષાણ જડેલી એક વીંટી હતી. તે એક દહાડો તેણે દરિયામાં નાખી દીધી, અને તેજ વીંટી થોડા દહાડા પછી તેના

રસોઇયાને માછલીના પેટમાંથી મળી આવી. યહુદીઓમાં સુલેમાન રાજા વિષે પણ એવીજ વાત ચાલતી હતી. આ વાર્તાઓ પરથી એવું માનવાજોગ લાગે છે, કે ઇસુએ પીતરને રમુજી રીતિએ એવી સૂચના કરી, કે જો તું દરિયામાં જઇને ગલ નાખે, તો જે પહેલી માછલી આવે તેના મોંમાંથી એક શેકલ તને મળશે; તે લઇને તારે માટે તથા મારે માટે મંદિરનો કર ભરી આવજે. મતલબ એ છે કે પીતરની જુની હોડી ત્યાં બંદરમાં પડેલી હશે, અને પોતાના અસલ ધંધે લાગીને, પોતાની તથા પોતાના પ્રભુની અગત્ય પૂરી પાડવાની તેને શક્તિ હતી; માટે પ્રભુ ઇસુએ આવી રમુજી રીતિએ તેને તેમ કરવાની ફરજ પાડી. અને ઘણું કરીને ઇસુનો અર્થ સમજીને પીતર, તેજ રાત્રે બધાની અગત્ય પૂરી પાડી શકાય, એટલી માછલીઓ પકડી લાવ્યો હશે.

જે જુજ વિગત અહીં આપેલી છે, તેને આધારે કયો ખુલાસો કરવો તે નક્કી કહી શકાય નહિ. પરંતુ આ પ્રસંગે ચમત્કાર થયો હોય, તો સુવાર્તિકોની રીત પ્રમાણે, માત્થી ઘણું કરીને જણાવ્યા વગર રહેત નહિ (સરખાવો ૧૨; ૧૩. માર્ક ૩; ૫. લુક ૬; ૧૦).

(૨) નવા સભાસ્થાનના સભાસદોનો પરસ્પર સંબંધ. ૧૮; ૧–૩૫.

(૧) આકાશના રાજ્યમાં મોટું કોણ છે? ૧૮; ૧–૧૪.

તેજ વેળાએ શિષ્યોએ ઇસુની પાસે આવીને કહ્યું, કે આકાશના રાજ્યમાં સૌથી મોટું કોણ છે? ૨ ત્યારે તેણે એક બાળકને પાસે બોલાવીને તેને તેઓની વચ્ચે ઉભું રાખીને ૩ કહ્યું, કે હું તમને ખચીત કહું છું, કે જો તમે નહિ ફરો, ને બાળકોના જેવા નહિ થાઓ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો. ૪ માટે જે કોઇ પોતાને આ બાળકના જેવું દીન કરશે, તેજ આકાશના રાજ્યમાં સૌથી મોટું છે. ૫ વળી જે કોઇ મારે નામે એવા એક બાળકનો અંગીકાર કરે છે, તે મારો પણ અંગીકાર કરે છે. ૬ પણ આ નાનાઓ જેઓ મારા પર વિશ્વાસ કરે છે, તેઓમાંના એકને જે કોઇ ઠોકર ખવડાવશે તે કરતાં તેની કોટે ઘંટીનું પડ બંધાય, ને તે સમુદ્રના ઉંડાણમાં ડુબાડાય એ તેને માટે સારૂ છે. ૭ ઠોકરોને લીધે જગતને અફસોસ છે! ઠોકરો આવવાની અગત્ય તો છે, પણ જે માણસથી ઠોકર આવે છે તેને અફસોસ છે! ૮ માટે જો તારો હાથ અથવા તારો પગ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી નાખીને તારી પાસેથી ફેંકી દે; તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ્નિમાં નંખાય, એ કરતાં લંગડો અથવા ઠુંડો થઇ જીવનમાં પેસવું એ તારે માટે સારૂ છે. ૯ અને જો તારી આંખ તને ઠોકર ખવડાવે, તો તેને કાઢી નાખીને તારી પાસેથી

**ફેંકી દે; બન્ને આંખ છતાં તું નરકાગ્નિમાં નંખાય, એ કરતાં કાણો**
**થઇને જીવનમાં પેસવું એ તારે માટે સારૂં છે. ૧૦ સાવધાન રહો કે આ**
**નાનાઓમાંના એકને તમે ન વખોડો, કેમકે હું તમને કહું છું કે**
**આકાશમાં તેઓના દૂત મારા આકાશમાંના બાપનું મોં સદા જુએ છે.**
**[[ ૧૧ કેમકે જે ખોવાએલું તેને બચાવવાને માણસનો દીકરો આવ્યો છે.]]**
**૧૨ તમે શું ધારો છો? જો કોઇ માણસની પાસે સો ઘેટાં હોય, ને**
**તેમાંથી એક ભૂલું પડે, તો શું નવ્વાણુંને મૂકીને તે ભૂલા પડેલાને**
**શોધવા તે પહાડ પર જતો નથી? ૧૩ અને જો તે તેને જડે તો હું તમને**
**ખચીત કહું છું, કે જે નવ્વાણું ભૂલાં પડેલાં ન હતાં, તેઓના કરતાં**
**તેને લીધે તે વત્તો હરખાય છે. ૧૪ એમ આ નાનાઓમાંથી એકનો**
**નાશ થાય, એવી તમારા આકાશમાંના બાપની ઇચ્છા નથી.**

માછલી પકડવાનો વખત તે રાતનો હતો. ઉપરોક્ત બનાવ બન્યો તેજ દિવસની સાંજે ગલ લઇને શિષ્યો નીકળ્યા, તે પહેલાં પીતરના ઘરમાં, જ્યાં પ્રભુ ઇસુ રહેતો હતો ત્યાં, બધા શિષ્યો એકઠા મળ્યા; અને તેણે તેઓને શિક્ષણ આપવાનું કામ આગળ ચલાવ્યું. આ પ્રસંગે જે પહેલો વિષય ચર્ચાવવામાં આવ્યો તે દુ:ખદાયક અનુભવ પરથી સૂચવવામાં આવ્યો. માત્થી પોતાની રીત પ્રમાણે, ઇસુના શિક્ષણને વધારે જગા આપવા માટે, આ સવાલ કયા સંજોગોમાં ઉભો થયો, તે વિષે એટલુંજ જણાવે છે, કે "આકાશના રાજ્યમાં સૌથી મોટું કોણ છે?" એવો પ્રશ્ન પ્રથમ શિષ્યોએ ઇસુને પૂછ્યો હતો. પરંતુ તે પ્રશ્ન કેવી રીતે ઉપસ્થિત થયો હતો, એ વાતનું સવિસ્તર વર્ણન બીજા સુવાર્તિકો લખે છે (માર્ક ૯; ૩૩, ૩૪. લુક ૯; ૪૬, ૪૭).

તેજ સવારે તેઓ પોતાના સ્વામીના પરસ્વાધીન થવાની તથા મરણની વાત તેના મુખથી સાંભળીને સ્તબ્ધ થઇ ગયા હતા. આ વાત તેઓ સમજી શક્યા નહોતા, અને તે વખતે તે સંબંધી વધુ પૂછવાનું પણ તેઓને મન થયું નહોતું; પરંતુ મુસાફરી કરતાં કરતાં, તેઓએ માહોમાંહે આ વાતની ચર્ચા ચલાવી. એટલે પ્રભુનું રાજ્ય સ્થાપન થશે, ને તે પોતાના બાપ દાઉદના રાજ્યાસન પર બિરાજશે (૨૦; ૨૧. માર્ક ૧૦; ૩૭), તે વખતે માનની જગા કોણને આપવામાં આવશે, તે વિષેનો વાદવિવાદ પૃથ્વી પરના દૈહિક જયના વિચારને અનુસરીને તેઓ માહોમાંહે કરતા હતા. ઇસુને આ વાતની ખબર પડવાથી, તેણે તેઓને એ વિષે પૂછ્યું, ત્યારે તેઓ શરમાઇને નિરૂત્તર થયા.

ઘરમાં એક બાળક હતું. ઘણું કરીને તે પીતરનું હશે. ઇસુ ખ્રીસ્તે આ નાના બાળકને પોતાની પાસે બોલાવીને તેઓની વચમાં ઉભું રાખ્યું (લુક ૯; ૪૭), અને તે પરથી તેણે તેઓને એવી પ્રેમયુક્ત ચેતવણી આપી, કે "જો તમે

નહિ ફરો, ને બાળકોના જેવા નહિ થાઓ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો." બેર્નાર્ડ નામના એક ભક્તે લખ્યું છે, કે "મોટાઇની ઉમેદ તે ગુપ્ત ઝેર તથા છાની મરકીરૂપ છે; તે ઠગાઇનો કર્તા છે, ઢોંગ તથા અદેખાઇનાં માબાપ છે, વ્યસનોનો ઝરો છે, ગુનાહનું સાધન છે, સુલક્ષણની ખાધ છે, પવિત્રતાનો કીડો છે; તેનાથી હૃદયોને આંધળાં કરી નાખવામાં આવે છે, તેનાથી સાજા કરવાના ઉપાયો રોગરૂપ બની જાય છે. આ મરકીએ કેટલાં બધાંને હરાવીને પાડી નાખ્યાં છે. માણસનું મન આત્મિક બાબત પરથી ઉઠી જાય છે, ને તેથી તે સત્યને ભૂલી જાય છે, એમાંજ આ કીડાને પુષ્ટિ મળે છે."

શું પ્રેરિતોનું પરિવર્ત્તન થએલું નહોતું? એક રીતે એમ કહેવાય ખરૂં; પરંતુ હજુ પણ આ મોટી બાબતમાં તેઓના હૃદયમાં પલટો થવાની અગત્ય હતી. પવિત્ર શાસ્ત્રના શબ્દો હમેશાં બહુ ચોક્કસ અર્થે લખેલા છે. યશાયાહના પ્રબોધપુસ્તકમાં લખેલું છે, કે "આ લોકનાં મન જડ કર, ને તેમના કાન ભારે કર, ને તેમની આંખો મિચાવ; રખેને તેઓ આંખોથી જુએ, કાનથી સાંભળે, અને મનથી સમજે, અને પાછા ફરીને સાજા કરાય" (યશા. ૬; ૧૦). આ વાક્યનો ઉપયોગ આપણો પ્રભુ તથા તેના પ્રેરિતો ઘણીવાર કરે છે, અને તેના પર ભાર મૂકે છે (૧૩; ૧૫. માર્ક ૪; ૧૨. યોહ. ૧૨; ૪૦. પ્રે. કૃ. ૨૮; ૨૭). હૃદયનો પલટો કેવી રીતે થાય છે, તે આ વાક્યમાં વર્ણવેલું છે. તેના પાંચ વિભાગ પડે છે:—

(૧) જોવું, (૨) સાંભળવું, (૩) સમજવું, (૪) ફરવું, (૫) સાજા થવું. પહેલા ચાર ભાગમાં, જોખમદારી પાપી માણસને માથે રહે છે. ખરી વાત છે, કે જોવાની, સાંભળવાની, તથા સમજવાની શક્તિ તે પવિત્ર આત્માનાં દાન છે; પરંતુ જેટલાંને સુવાર્તા પહોંચી વળે છે, તેઓમાંના કોઇની પાસેથી આ દાનો પાછાં રાખવામાં આવતાં નથી. સર્વ ખ્રીસ્તીઓએ ઇસુને જોયો છે, તેનું સાંભળ્યું છે, ને સર્વ તેનું સમજી શક્યાં છે. અપવાદ તરીકે જો કોઇ આંધળું હોય, તો તેણે જાણીજોઇને પોતાની આંખો મીચેલી છે; અને તેથી શિક્ષાની રૂએ અગર આત્મિક નિયમને ધોરણે તે આંધળો થયો છે. માટે કોઇ પાપી માણસ તારણ પામ્યો ન હોય, તો તેનું કારણ એ નથી કે પવિત્ર આત્માએ તેની ચિંતા રાખી નથી; પરંતુ એ છે કે ઇશ્વરના આશીર્વાદિત એલચીના કાલાવાલાને તેણે કાન ધરવાની ના પાડી. તારનારને પ્રગટ કરવો, પાપી માણસની આંખો ઉઘાડવી, તેના કાનમાં ત્રાતાનો સમાચાર સંભળાવવો, ને તેના હૃદયમાં લાગણી ઉત્પન્ન કરવી—એ બધાં પવિત્ર આત્માનાં કૃપાયુક્ત કાર્યો છે, અને એ કાર્યો તે કરી રહેલો છે. પરંતુ પાપી માણસે પોતાને માથે રહેલી જોખમદારી પ્રમાણે જોયું નથી, સાંભળ્યું નથી, ઉત્તર આપ્યો નથી, અને પસ્તાવા તથા વિશ્વાસસહિત ઇશ્વરની

તરફ તે ફર્યો નથી. ફરવું, તે પાપી માણસનું કામ છે; અને તે ફરે છે, એટલે તરત ઇશ્વર તેને સાજો કરે છે. તારણના સંબંધમાં આપણે બેસી રહીએ, અને ઇશ્વર પહેલાં પોતાનું કાર્ય કરે, તેની રાહ આપણે જોઇએ, તે તદ્દન શાસ્ત્ર વિરૂદ્ધનો વિચાર છે. માણસ પહેલાં ફરે, ત્યારેજ ઇશ્વર તેને સાજો કરે છે (યશા. ૬; ૧૦. હઝ. ૩૩; ૧૧).

ધર્મસુધારાના જમાનામાં એક ઇશ્વરજ્ઞાની પુરુષે કહેલું કે "સંતોની નિત્યની દૃઢતામાં નિત્યની શરૂઆતો સમાય છે. છેવટ સુધી, આપણે ફરી ફરીથી નવે નામે ત્રાતાની તરફ ફરવાની, તથા તેનાં પગલાંમાં ચાલવા બાબત નિષ્ફળ થયાની કબુલાત આપવાની, તથા ફરી ફરીથી વિશ્વાસમાં અને ભક્તિમાં નવે નામે શરૂઆત કરવાની, જરૂરીઆત રહે છે." તેથી પ્રભુ ઇસુ પોતાના વિશ્વાસુ ચેલાઓને એવી ચેતવણી આપે છે, કે "જો તમે નહિ ફરો, ને બાળકોના જેવા નહિ થાઓ, તો આકાશના રાજ્યમાં તમે નહિજ પેસશો." અહીં આગળ ઇસુ એવું શિખવે છે, કે આકાશના રાજ્યમાં પ્રવેશ કરવાની સૌથી મોટી તથા અગત્યની વાત તે નમ્રતા છે. એ નમ્રતાનું વર્ણન કરતાં સંત બેર્નાર્ડ લખે છે, કે "જે સુલક્ષણ વડે માણસને પોતા વિષેનું ખરૂં તથા ચોક્કસ જ્ઞાન થવાથી, તે પોતાને અધમ જણાય છે, એ સુલક્ષણ તેજ ખરી નમ્રતા છે."

બાળકના હૃદયમાં જેવો વિશ્વાસ, જેવી આશા અને જેવો પ્રેમ વાસો કરે છે, તેવાં બીજે ક્યાં જોવામાં આવે છે? અફસોસની વાત છે, કે આ પાપિષ્ટ દુનિયામાં, આ સર્વોત્તમ કૃપાદાનો બહુ જલદી નષ્ટ થઇ જાય છે; અને તેના બદલામાં વ્હેમ, કડવાસ, અદેખાઇ વગેરે દુર્ગુણો દાખલ થાય છે. પરંતુ માત્ર ઠપકો આપીને પ્રભુ ઇસુએ કદી સંતોષ માન્યો નહોતો; તેથી આ બાબત સંબંધી શિષ્યો ઉલ્લાસી થાય, એવા દાખલ સહિત તે તેઓને શિક્ષણ આપે છે.

એક વિદેશી ગ્રંથકર્તાએ લખ્યું છે, કે "બાળકને અતિશય માન આપવું. હલકું અગર નીચ કામ કરવાનો તમને વિચાર થાય, ત્યારે તમારા બાળકની નાની ઉમરને તુચ્છ ન ગણશો; પરંતુ નાની વય છતાંએ પાપ કરવાથી તે તમને અટકાવે, એવું થવા દો." એવી રીતે આ નાનાંઓને માન આપવાની આજ્ઞા ઇસુ ખ્રીસ્ત અહીં આપે છે. તેઓને ઠોકર ખવડાવવી તે ભુંડામાં ભુંડું કામ છે. એવાંઓને ઠોકર ખવડાવવાનું કામ કોઇ કરે, તે કરતાં કુતરાની માફક, તેની કોટે ઘંટીનું પડ બંધાય, ને તેને સમુદ્રના ઉંડાણમાં ડુબાવીને મારી નાખવામાં આવે, એ તેને માટે બહેતર છે. એક અમર આત્માનો નાશ થાય, તે કેટલી ભારે ને ગંભીર વાત છે, તે આ પરથી પ્રભુ ઇસુ શિખવે છે. તેના પ્રમાણમાં તો માણસ ગમે તે બીજી રીતે ઘાયલ થાય, એટલે તેનો હાથ અથવા પગ કપાઇ જાય, અગર તે પોતાની આંખ ગુમાવે, તો પણ તે નહિ જેવી વાત ગણાય (સરખાવો ૫; ૨૯, ૩૦).

આ સાધારણ ગુનોહ નથી, પણ પવિત્ર વસ્તુને વટાળવા જેવું કામ છે. જુના જમાનામાં જ્ઞાનીઓનો એક એવો વિચાર હતો, કે પૃથ્વી પરની તમામ વસ્તુઓ આકાશમાંની વસ્તુઓની પ્રતિછાયારૂપ છે. આ વિચાર પ્રમાણે પ્લાટો નામનો એક ગ્રીક તત્વજ્ઞાની એવું શિખવતો હતો, કે "પૃથ્વી પરની વસ્તુઓ આભાસરૂપ છે, અને દરેક વસ્તુમાંનાં મૂળતત્ત્વ જે વિચારરૂપે આકાશમાં હેયાતી ધરાવે છે, તેજ વાસ્તવિક છે." તેમજ પાછળના જમાનાના યહુદીઓમાં એવો એક સુંદર વિચાર પ્રબળ થયો હતો, કે દરેક માણસનું રક્ષણ કરવા માટે, એક ખાસ દૂતને રાખેલો છે. એ દૂત અદ્દશ્ય છે, છતાં માણસની પાસે રાતદિવસ રહીને તે તેની ચોકી કરે છે. તે દૂત કયો? માણસ ઇશ્વરને વિચારરૂપે જેવો દેખાય છે, અગર જેવો તે થાય, તે વિષેનો તેના સંબંધમાં ઇશ્વરનો જે ઇરાદો, તેજ તે દૂત છે. માટે આવા નાના બાળકને ઠોકર ખવડાવવી, તે તો તેના સંબંધમાં ઇશ્વરનો જે પવિત્ર વિચાર છે તેને કલંક લગાડીને અપવિત્ર કરવા સમાન છે. એ ઉપરથી પ્રભુ ઇસુ કહે છે, કે આ નાનાંઓમાંના કોઇને તમે તુચ્છ ન ગણશો; કારણ કે પૃથ્વી પર ભલે તેઓ હલકાં ગણાતાં હોય, તો પણ આકાશમાં "તેઓના દૂતો" નિત્ય મારા બાપનું મોં જુએ છે.

આ નાનાંઓમાંના કોઇનો નાશ ન થાય, તે વિષે આકાશમાંનો બાપ ખાસ રીતે તેઓની ચિંતા રાખે છે. આ ચિંતાના દાખલા તરીકે માત્થી અહીં આગળ ખોવાએલા ઘેટાનું દૃષ્ટાંત આપે છે (કલમ ૧૨, ૧૩); પણ લુકના વૃત્તાંત પ્રમાણે આ દૃષ્ટાંતનું સ્થાન જુદું છે. લુકના વૃત્તાંત પ્રમાણે તો ઇસુએ માત્ર બાર પ્રેરિતોને નહિ, પણ પાપીઓની સાથે સંબંધ રાખવાને લીધે ફરોશીઓએ તેને ઠપકો આપ્યો, તે પ્રસંગે ફરોશીઓને પણ આ દૃષ્ટાંત કહ્યું હતું (લુક ૧૫; ૩-૭). આ બધી બીના માત્થી જણાવતો નથી; પણ આ અમૂલ્ય વચનને પડતું મૂકવા નહિ ચાહતાં તે તેને અહીં આગળ દાખલ કરે છે. આ સ્થાને આ દૃષ્ટાંત બરોબર બંધબેસતું નથી, જેથી પાછળના વખતના ઘણા હસ્તલેખોમાં સાંધણ કરવા માટે લુકમાંનું એક સુંદર વચન અહીં આગળ દાખલ કરેલું છે, એટલે "જે ખોવાએલું તેને બચાવવાને માણસનો દીકરો આવ્યો છે" (લુક ૧૯; ૧૦).

(૨) ખ્રીસ્તી સંગતના નિયમો. ૧૮; ૧૫-૨૦.

**૧૫ વળી જો તારો ભાઇ તારી વિરૂદ્ધ અપરાધ કરે, તો જા, ને**
**તેને એકાંતે લઇ જઇને તેનો દોષ તેને કહે; જો તે તારૂં સાંભળે, તો તેં**
**તારા ભાઇને મેળવી લીધો છે. ૧૬ પણ જો તે ન સાંભળે, તો બીજા**
**એક બે જણને તારી સાથે લે, એ માટે કે હરેક વાત બે અથવા ત્રણ**
**શાહેદીના મોંથી સાબીત થાય. ૧૭ અને જો તે તેઓનું ન માને, તો**
**મંડળીને કહે, ને જો મંડળીનું પણ તે ન માને તો તેને વિદેશી તથા**

**દાણીના જેવો ગણ. [18] હું તમને ખચીત કહું છું, કે જે કંઇ તમે પૃથ્વી પર બાંધશો, તે આકાશમાં બંધાશે; ને જે કંઈ તમે પૃથ્વી પર છોડશો, તે આકાશમાં છોડાશે. [19] વળી હું તમને કહું છું, કે જો પૃથ્વી પર તમારામાંના બે કંઇ પણ વાત સંબંધી એક ચિત્તના થઇને માગશે, તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે. [20] કેમકે જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠા થએલા હોય ત્યાં તેઓની વચમાં હું છું.**

બાર પ્રેરિતોમાં જે વાદવિવાદ થયો હતો, તેને પરિણામે તેઓનાં હૃદયોમાં ક્રોધ તથા અદેખાઇની વાસનાઓ ઉત્પન્ન થઇ હતી; માટે હવે પછીના વખતમાં એવી તકરારોનો નિકાલ કેવી રીતે કરવો, તે પ્રભુ ઇસુ અહીં તેઓને જણાવે છે. તે તેઓને એક નિયમ આપે છે, પણ તે નિયમ નવો નથી; કેમકે રાબ્બીઓના નિયમોમાંનો તે એક હતો. રાબ્બીઓનો નિયમ એવો હતો, કે "જો તારો પડોસી તને કંઇ નુકસાન કરે, તો તેનો દોષ તેની તથા તારી વચમાં એકલા તેને કહેવો. જો તે તારૂં સાંભળે, તો તેં તેને મેળવી લીધો છે; પણ જો તે તારૂં ન સાંભળે, તો એક અથવા બે બીજા સાક્ષીઓને હાજર રાખીને તેને તેનો દોષ કહેવો, એ માટે કે તેઓ સાંભળે. એમ છતાં જો તે ના સાંભળે તો તારી નજરમાં તે હલકો ગણાય" (સરખાવો પુન. ૧૯; ૧૫). આ જુના સભાસ્થાનનો નિયમ ઇસુ ખ્રીસ્ત પોતાના નવા સભાસ્થાનને માટે ઠરાવે છે. નવા સભાસ્થાનમાં જે કોઇ ગુનોહ કરે, તેના સંબંધમાં એ પદ્ધતિ કામે લગાડવાની છે: એટલે ચેતવણી; અને ચેતવણી નિષ્ફળ જાય, તો ગુનેહગારને મંડળી બહાર કરવો.

"મંડળી" એટલે વિશ્વાસીઓનો સમૂહ. આ શબ્દ જોકે ત્યારથી માંડીને આજ સુધીમાં સમસ્ત મંડળીમાં બહુ પ્રચલિત થઇ ગયો છે ખરો, તો પણ ઇસુએ તો માત્ર બેજ વખત તેનો ઉપયોગ કર્યાના દાખલા મળે છે (૧૬; ૧૮: ૧૮; ૧૭).

જે ગ્રીક શબ્દનો તરજુમો "મંડળી" થાય છે તે શબ્દથી એક ગ્રીક સંસ્થા દેખાડવામાં આવે છે. આથેન્સ શહેરમાં રાજકીય બાબતોનો નિકાલ કરવા માટે પ્રજામાંથી પ્રતિનિધિઓ ચુંટવામાં આવતા હતા. ચુંટાએલા સભાસદોની સભાને "એક્લેસિયા" નામ આપવામાં આવતું હતું. "એક્લેસિયા" શબ્દના મૂળ ધાતુનો અર્થ "તેડવું" કે "બોલાવવું" એવો થાય છે. ઇસ્રાએલની મંડળી જે હેબ્રી સંસ્થા હતી, તે દેખાડવા માટે "સપ્તતિ"માં બે શબ્દો વાપરવામાં આવે છે: એટલે (૧) એક્લેસિયા, (૨) સુનાગોગે. ગુજરાતીમાં "મંડળી" તથા "સભાસ્થાન."

શાસ્ત્રીઓએ ધાર્મિક શિક્ષણની પદ્ધતિ બ્યવસ્થિત કરી ત્યારે પાલેસ્તાઇન કે પવિત્ર ભૂમિમાં એટલુંજ નહિ, પણ જે જે દેશમાં યહુદીઓ વાસો કરતા હતા, તે દરેક દેશમાં તેઓએ "ધાર્મિક શિક્ષણનાં ગૃહ" સ્થાપ્યાં, જેને "સપ્તતિ"ની રૂઢી

પ્રમાણે 'સુનાગોગે' અર્થાત્ 'સભાસ્થાન' એ નામ આપવામાં આવતું હતું. આપણા પ્રભુએ પોતાના લોકોના સમૂહને ઓળખાવવાને નામ પસંદ કર્યું, ત્યારે ઉપર લખ્યા પ્રમાણે જે એ નામ આવે છે, તેમાંનું પહેલું એટલે "એક્લેસિયા" કે 'મંડળી' નામ તેણે રાખ્યું. તેમાં પ્રાચીન સંસ્થાની સાથે નવી સંસ્થાનો સંબંધ દેખાય છે એટલુંજ નહિ, પણ ચાલતા જમાનાનાં સભાસ્થાનોથી ખ્રીસ્તી સંસ્થાને જુદી પાડવામાં આવે છે. ખ્રીસ્તી સમૂહને માટે એ નામ ખરેખર યોગ્ય હતું, કેમકે તેથી "બોલાવેલો" કે "ઇશ્વરથી તેડું પામેલો" એવો સમૂહ સૂચવાય છે. એ નામમાં વળી 'ખરા ઇસ્રાએલ'નાં લક્ષણો પણ માલમ પડે છે (રૂમી. ૧૧; ૭. ફિલ. ૩; ૩).

ખ્રીસ્ત પર વિશ્વાસ રાખનારાઓ તથા પ્રેમ કરનારાઓ તથા તેના આત્માથી પ્રેરણા પામેલાઓનો જે સમૂહ, તેજ એકલો દરેક તકરારમાં ફેંસલો આપવાને અધિકારથી વેષ્ટિત છે. ઇસુ ખ્રીસ્ત પંડે તેનો શિરપતિ છે; અને તે મંડળી તે તેનું માર્મિક શરીર છે. જેમ મગજના ફરમાનથી શરીર હીલચાલ કરે છે ને કાર્ય કરે છે, તેવીજ રીતે, જેટલે અંશે મંડળી પોતાના જીવતા પ્રભુની સાથે સંબંધ રાખે છે, તેટલે અંશે તેના નામમાં તથા તેના અધિકારથી તે બોલી શકે છે. મંડળીના વિચારો તે ખ્રીસ્તના વિચારો, મંડળીના અભિપ્રાય તે ખ્રીસ્તના અભિપ્રાય અને મંડળીનાં કૃત્ય તે ખ્રીસ્તનાં કૃત્ય સમાન છે. કાઈસારિયા ફિલિપીમાં આપણા પ્રભુના કહ્યા મુજબ, જેટલે અંશે ખ્રીસ્તના ચેલાઓ તેની સાથેના સહવાસમાં રહેશે, તેટલે અંશે હરેક ધાર્મિક બાબતમાં તેઓનો નિકાલ કે ફેંસલો અધિકારયુક્ત છે (સરખાવો ૧૬; ૧૯); જેથી પૃથ્વી પર તેઓ જે છોડે તે આકાશમાં છોડાય, ને પૃથ્વી પર તેઓ જે બાંધે તે આકાશમાં બંધાય. એટલે જે વાતના સંબંધમાં તેઓ છૂટ આપે તે છૂટ, તથા જે વાતની તેઓ મના કરે તે મના પણ તેઓનો પ્રભુ આકાશમાં માન્ય રાખશે.

જે સ્વાર્થી વિચારો બાર પ્રેરિતો પોતાના મનમાં સંઘરી રાખતા હતા, અને જેને લીધે તેઓમાં ભિન્નતા ઉત્પન્ન થઇ હતી, તેમાં કેટલું જોખમ રહેલું છે, તે તેઓનાં મનને સમજાવવાનો આપણો પ્રભુ યત્ન કરે છે. જ્યાં સુધી ખ્રીસ્તની સાથે આપણે નિકટનો સંબંધ રાખીએ, ત્યાં સુધીજ તેની ઇચ્છા તે આપણી ઇચ્છા થાય; પરંતુ જ્યાં આપણે સ્વાર્થ ઉપર ચિત્ત લગાડયું, કે તરતજ તેની સાથેનો આપણો સંબંધ તુટયો સમજવો. તેને માટે એટલોજ ઉપાય છે, કે વિશ્વાસીઓની સંગતનો અમલ આપણે પોતાના અનુભવમાં કરી લઇએ. સ્વાર્થી પ્રાર્થનાનો જવાબ કદી આપવામાં નહિ આવે. પરંતુ આપણો પ્રભુ એમ કહે છે, કે "જો પૃથ્વી પર તમારામાંના બે કંઇ પણ વાત સંબંધી એક ચિત્તના થઇને માગશે, તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે." એ સંગત વડે સ્વાર્થ દૂર

કરાય છે; સંતોની સંગતમાં તેનું સ્થાન નથી. કેવી પ્રાર્થના સાંભળવામાં આવશે? જે પ્રાર્થનામાં આપણા ભાઇઓ આપણી સાથે સામેલ થઇ શકે, એવી પ્રાર્થના જો આપણે ઇશ્વર આગળ કરીએ, તો આપણું સાંભળવામાં આવશે. ખ્રીસ્ત એ પ્રમાણે પોતાના લોકોના સમૂહની સાથે રહે છે એટલુંજ નહિ, પણ પૃથક્ પૃથક્ વ્યક્તિઓની સાથે પણ રહે છે. દરેક વ્યક્તિ તેની પાસે બારોબાર જઇ શકે છે. એટલું સમજવું કે આપણી પ્રાર્થનાની અસર જ્યાં બીજાઓને પહોંચવાનો સંભવ હોય, ત્યાં તેઓનું હિત પણ આપણે ધ્યાનમાં રાખવું જોઇએ. કેટલાક વખત ઉપર મિસર દેશમાં ઓક્ષેરિંખસ નામના શહેરના ખંડિયેરમાંથી પુરાતન જમાનાનાં કેટલાંક લખાણો મળી આવ્યાં હતાં, તેમાં "ઇસુનાં વચનો" નામનું એક લખાણ હતું. એ વચનોમાંનું એક વચન એવું હતું, કે "તેઓ ગમે ત્યાં હોય, તો પણ તેઓ ઇશ્વર વગરનાં નથી; અને જ્યાં એક માણસ એકલો હોય, ત્યાં પણ હું તેની સાથે છું. જ્યાં પત્થર ઉપાડો ત્યાં પણ હું તમને મળીશ; અને જ્યાં લાકડાં ફાડો, ત્યાં પણ હું હાજર છું." જંગલમાં કે ખાણમાં મજૂરી કરનાર, એકાંતવાસમાં રહેનાર, અથવા એકલી પડેલી દરેક વ્યક્તિને આ કૃપારૂપ વચન આપવામાં આવે છે; એટલે માણસ પોતાના કામને અંગે જ્યાંકહીં હોય, અથવા ગમે ત્યાં તેને જવું પડે, તો પણ એવાં સર્વ સ્થળે પ્રભુ ઇસુ તેની સાથે રહેવાનું વચન આપે છે.

(૩) માફી. ૧૮; ૨૧–૩૫.

[૨૧]ત્યાર પછી પીતરે તેની પાસે આવીને કહ્યું, કે ઓ પ્રભુ, મારો
ભાઇ મારી વિરૂદ્ધ કેટલી વાર અપરાધ કરે, ને હું તેને માફ કરૂં?
શું સાત વાર સુધી? [૨૨]ઇસુએ તેને કહ્યું, કે સાત વાર સુધીનું હું તને
નથી કહેતો, પણ સિત્તેરગણી સાત વાર સુધી. [૨૩]એ માટે આકાશના
રાજ્યને એક રાજાની ઉપમા અપાય છે કે જેણે પોતાના ચાકરોની
પાસે હિસાબ લેવા માગ્યો. [૨૪]અને તે હિસાબ લેવા લાગ્યો ત્યારે
તેઓએ દશ હજાર તાલંતના એક દેવાદારને તેની પાસે આણ્યો.
[૨૫]પણ વાળી આપવાનું તેની પાસે કંઇ નહિ હોવાથી, તેના શેઠે તેને
તથા તેની સ્ત્રીને તથા તેનાં છોકરાંને તથા તેની પાસે જે કંઇ હતું તે
સઘળું વેચીને દેવું વાળવાની આજ્ઞા કીધી. [૨૬]એ માટે તે ચાકરે તેને
પગે લાગીને વિનંતી કરી, કે સાહેબ, ધીરજ રાખ, ને હું તારૂં બધું
વાળી આપીશ. [૨૭]ત્યારે તે ચાકરના શેઠને દયા આવ્યાથી તેણે તેને
છોડી દીધો, ને દેવું તેને માફ કીધું. [૨૮]પણ તેજ ચાકરે બહાર જઇને
પોતાના સાથી ચાકરોમાંના એકને દીઠો, કે જે તેના સો દીનારનો
દેવાદાર હતો, અને તેણે તેનો ટોટો પકડીને કહ્યું, કે તારૂં દેવું વાળ.
[૨૯]ત્યારે તેના સાથી ચાકરે તેને પગે લાગીને તેને વિનંતી કરી, કે

ધીરજ રાખ, ને હું તારૂં વાળી આપીશ. ૩૦અને તેણે તેનું માન્યું નહિ,
પણ જઇને દેવું વાળે ત્યાં લગી તેણે તેને કેદખાનામાં નાખ્યો. ૩૧ત્યારે
જે જે થયું તે તેના સાથી ચાકરો જોઇને ઘણા દલગીર થયા, ને તેઓએ
જઇને જે જે થયું તે બધું પોતાના શેઠને કહી સંભળાવ્યું. ૩૨ત્યારે તેના
શેઠે તેને બોલાવીને કહ્યું, કે અરે દુષ્ટ ચાકર, તેં મને વિનંતી કીધી,
માટે મેં તને તે બધું લેણું માફ કીધું. ૩૩મેં તારા પર જેવી દયા કીધી
તેવી દયા શું તને પણ તારા સાથી ચાકર પર કરવી ઘટારત ન હતી?
૩૪અને તેના શેઠે ગુસ્સે થઇને તેનું બધું દેવું વાળે ત્યાં સુધી તેને પીડા
આપનારાઓને સોંપ્યો. ૩૫એ પ્રમાણે જો તમે પોતપોતાના ભાઇઓના
અપરાધ તમારા અંતઃકરણથી માફ નહિ કરો, તો મારો આકાશમાંનો
બાપ પણ તમને એમજ કરશે.

પોતાના ચેલાઓ વિષે પ્રભુ ઇસુ એજ ઇચ્છા રાખે છે, કે તેઓની વિરૂદ્ધ કોઇ કંઇ અપરાધ કરે, તો તેની સાથે તેઓ આ પ્રમાણે વર્તે. એટલે તેઓએ કોમળતાથી તથા ધીરજથી તેને મેળવી લેવાના તથા તેનામાં સારૂં મન ઉપજાવવાના પ્રયત્ન કરવા. આમ કરવું સ્વાભાવિક રીતે માણસને ઘણુંજ મુશ્કેલ લાગે છે. જેથી શિષ્યોને એવું લાગ્યું, કે ધીરજની અમુક હદ બાંધેલી હોવી જોઇએ. તે પરથી પીતર ઇસુને પૂછે છે, કે "ઓ પ્રભુ, મારો ભાઇ મારી વિરૂદ્ધ કેટલી વાર અપરાધ કરે, ને હું તેને માફ કરૂં? શું સાત વાર સુધી?"

રાબ્બીઓનો નિયમ એવો હતો, કે ત્રણ વાર માફ કર્યા પછી માફી આપવાની ફરજ રદ થાય છે. પરંતુ તે કરતાં પોતાનો સ્વામી વધારે ઉદારતા જોવા માગશે, એમ જાણીને પીતરે સાત વાર સુધીની સૂચના કરી. તો ઇસુ ખ્રીસ્ત તેને શો જવાબ આપે છે?

૧. માફ કરવાની ફરજ તે હૃદયના સ્વાભાવિક ક્રોધના પ્રમાણમાંજ હોવી જોઇએ. કલમ બાવીસમાં તરજુમો એવો હોવો જોઇએ, કે સિત્તેર અને સાત વાર સુધી. અહીં આગળ પ્રભુ ઇસુ સ્પષ્ટ રીતે ઉત્પત્તિના પુસ્તકમાંનું એક વચન દેખાડે છે. તે પુસ્તકમાં એવી એક વાર્તા છે, કે લામેખ જે કાઇનથી પાંચમી પેઢીનો માણસ હતો, તેને તુબાલકાઇન નામનો એક દીકરો થયો હતો. આ તુબાલકાઇન પ્રાણહારી હથિયાર બનાવનાર પહેલામાં પહેલો લુહાર હતો. પોતાના દીકરાની આવી શોધખોળ જોઇને લામેખ બહુ ખુશી થયો; અને પોતાના મનમાં એવો વિચાર કરવા લાગ્યો, કે હવે હું મારા દુશ્મન ઉપર બરોબર રીતે વેર વાળી શકીશ, તેમાં હું મારા પૂર્વજ કાઇન કરતાં કેટલો બધો ભાગ્યશાળી છું! જો કાઇનને મારવાનો

બદલો સાતગણો લેવાય, તો જરૂર લામેખનો સિત્તોતેરગણો લેવાશે (સરખાવો ઉત્પ. ૪; ૨૪). સિત્તોતેરગણો બદલો લેવાની લામેખની જે ઉમેદ હતી તે ખોટી ઉમેદ હતી. તે પરથી પ્રભુ ઇસુ પીતરને શિખવે છે, કે જે પ્રમાણમાં ક્રોધ હોય, તેજ પ્રમાણમાં માફી પણ હોવી જોઇએ.

૨. આટલોજ દાખલો આપીને સંતોષ નહિ માનતાં પ્રભુ ઇસુએ તેના કરતાં બીજો એક વધારે ઉમદા નિયમ આપ્યો. તે એ કે ઇશ્વરે આપણા પ્રત્યે જે પ્રમાણમાં જેવી માફી દર્શાવી છે, તેજ પ્રમાણમાં તેવી માફી આપણે બીજાઓને આપવી. આ નિયમ શિખવવાને પ્રભુ ઇસુ એક દૃષ્ટાંત આપે છે. પૂર્વના રાજાઓમાં પોતાના રાજ્યનો કારભાર પ્રધાનોને સોંપવાનો રિવાજ હતો (સરખાવો ઉત્પ. ૩૯; ૪). અહીં પ્રભુ ઇસુ જે એક રાજા વિષે વાત કરે છે, તેને અમુક કારણ સર રાજમહેસુલની સ્થિતિ તપાસવાની જરૂર પડી. તપાસ કરતાં માલમ પડયું, કે મહેસુલખાતા પર જે અમલદારને ઠરાવવામાં આવ્યો હતો, તેણે બે કરોડ સાઠ લાખ રૂપીઆ ઉચાપત કર્યા હતા. આટલે સુધી તો કોઇ દિવસ થાય નહિ; પરંતુ ઇરાદાપૂર્વક ઇસુ ખ્રીસ્ત આટલી મોટી રકમ દેખાડે છે. ઇશ્વર પ્રત્યે પાપી માણસનું દેવું કેટલું મોટું છે, તે એ ભારે રકમથી સૂચવાય છે. રાજાએ ગુનેહગાર અમલદારની મિલકત જપ્ત કરી નાખી એટલુંજ નહિ, પણ તેણે તેની સ્ત્રી તથા છોકરાંને ગુલામ તરીકે વેચી નાખવાનો હુકમ ફરમાવ્યો. ગુનેહગાર અમલદારે રાજાના કાલાવાલા કર્યા, અને વચન આપ્યું. પરંતુ તે વચન એવું હતું કે તેનાથી કદી પળાય નહિ; એટલે, "સાહેબ, ધીરજ રાખ, ને હું તારૂં બધું વાળી આપીશ." છેવટે રાજાને દયા આવી, અને આ અતિશય મોટું દેવું તેણે તેને તદન માફ કર્યું.

જે માણસ આટલી મોટી દયા પામ્યો તેના વિષે આપણે સ્વાભાવિક રીતે એમ ધારીએ, કે તે બીજા માણસો પર નાના પ્રમાણમાં સહજ દયા કરે. પરંતુ આ ભુંડો માણસ રાજાની હજુરમાંથી નીકળ્યો, કે તરત એક માણસ તેને મળ્યો. તેની પાસે તે માત્ર નહિ જેવી રકમ, એટલે રૂપીઆ પીસ્તાળીસ, માગતો હતો. પણ પેલા માફી પામેલાએ તેનો તોટો પકડીને કહ્યું, કે "તારૂં દેવું વાળ." જેવી રીતે તેણે પોતે થોડી વાર ઉપર રાજાના કાલાવાલા કર્યા હતા, તેવીજ રીતે આ માણસ પણ તેના કાલાવાલા કરે છે ને કહે છે, કે "ધીરજ રાખ, ને હું તારૂં વાળી આપીશ." પરંતુ તેણે માન્યું નહિ, પણ તે દેવું વાળે ત્યાં

લગી તેણે તેને કેદખાનામાં નાખ્યો. આટલો બધો ભૂંડો માણસ ભાગ્યેજ કોઇ હોય, પરંતુ અહીં આગળ પ્રભુ ઇસુ ઇરાદાપૂર્વક અતિશયોક્તિનો દાખલો આપે છે.

આ દૃષ્ટાંત પરથી એવું શિખવવામાં આવે છે, કે આપણે ઇશ્વરની પાસેથી જે કૃપા પામ્યા છીએ તે બેસુમાર છે; છતાં તે તરફ ન જોઇને, આપણા ભાઇને આપણે માફી ન આપીએ, તો આપણો ગુનોહ ઇશ્વરની દૃષ્ટિમાં કેટલો મોટો ગણાય ! રાજાને આ વાતની ખબર પડી ત્યારે તેને ઘણોજ કંટાળો આવ્યો, અને કંટાળો આવે એમાં નવાઇ નહિ; માટે તેણે ગુસ્સાસહિત પોતાનો અસલ હુકમ રદ કરીને આ ભૂંડા માણસને "પોતાનું બધું દેવું વાળે ત્યાં સુધી તેને કોરડા મારવાની તથા હેડમાં નાખવાની આજ્ઞા આપી" (સરખાવો પ્રે. કૃ. ૧૬; ૨૪. ૨ કાળ. ૧૬; ૧૦. યિર્મે. ૨૦; ૩: ૨૯; ૨૬).

આ દૃષ્ટાંત પરથી એક બીજો બોધ પણ શિખવાનો મળે છે: માફી સાર્થક થાય તેને માટે સમાધાની કરવામાં બન્ને પક્ષ સામેલ થાય, એની અગત્ય છે. જેની વિરૂદ્ધ અપરાધ થયો હોય તે માફી આપવાનું મન બતાવે, એટલુંજ બસ નથી. ગુનોહ કરનારથી માફીનો સ્વીકાર ન થાય, અને જેનો ગુન્હો તેણે કર્યો હોય, તેના પ્રત્યે તેની વર્તણુકમાં બદલાણ ન થાય, ત્યાં સુધી માફીનું કામ અધુરૂં રહે છે. જ્યારે ઇશ્વર આપણને માફ કરે છે, ત્યારે તેની સાથેનો આપણો સંબંધ નવો થાય છે. એવો સંબંધ ના થાય, ત્યાં સુધી આપણે તેની સાથે સમાધાન કર્યું છે, એમ કહી શકાય નહિ. ગુનોહ કરનારમાં બદલાણ થાય, ત્યારેજ માફી અમલમાં આવી શકે છે.

## VI. આપણો પ્રભુ—દુનિયાના ઇતિહાસને પરિપૂર્ણ કરનાર.

### અધ્ય. ૧૯ ; ૧—૨૫ ; ૪૬

### ૧. બેથાબારા

(અધ્ય. ૧૯ ; ૧, ૨)

**અને ઇસુએ એ વાતો પૂરી કીધા પછી એમ થયું કે ગાલીલથી નીકળીને યરદનને પેલે પારની યહુદાહની સીમોમાં તે આવ્યો. [2] અને અતિ ઘણા લોક તેની પાછળ ગયા, ને ત્યાં તેણે તેઓને સાજા કીધા.**

અહીં આગળ માત્થીના વૃત્તાંતમાં ઘણી બીનાઓ પડતી મુકવામાં આવે છે. પ્રભુ ઇસુ બારોબાર યરૂશાલેમ ગયો નહોતો, પણ લુકના કહેવા પ્રમાણે તે હજી પણ કેટલાક વખત સુધી ગાલીલમાં રહ્યો; અને માંડવાપર્વ પહેલાં તે ગાલીલ છોડીને પવિત્ર નગરમાં ગયો (યોહ ૭; ૨-૧૦). ત્યાં આગળ યોહાન ૭; ૧૪-૧૦; ૩૯ સુધીમાં વર્ણવેલાં સેવાકાર્યો તેણે કર્યાં. તે વરસનું એટલે ઇ. સ. ૨૮ની સાલનું માંડવાપર્વ સપ્ટેમ્બર માસની તા. ૨૩મીએ થયું, ત્યારથી માંડીને ડીસેમ્બરને અંતે પ્રતિષ્ઠાપર્વ થયું, ત્યાં સુધી આપણો પ્રભુ પવિત્ર નગરમાં કામ કરતો રહ્યો (યોહ. ૧૦; ૨૨); અને તે પ્રસંગે, અધિકારીઓના બળાત્કારને કારણે, તેને યરદનને પેલે પાર બેથાબારામાં જવું પડયું. યોહાન બાપ્તિસ્મા કરનારના કામને લીધે, તેમજ ઇસુને સેવાના કામની શરૂઆત કરવાનું તેડું મળ્યાને કારણે, આ સ્થળ નામાંકિત હતું.

પહેલી કલમમાં, ગાલીલથી નીકળીને યરદનને પેલે પાર ગયા સુધીની જે મુદત દેખાડવામાં આવે છે, તે મુદત દરમિયાન ઉપર પ્રમાણેની બધી હકીકતનો સમાવેશ થાય છે. ત્યાં આગળ આવ્યા પછી સમુદાયમાં આપણા પ્રભુએ કેટલા બધાં કૃપાવંત કાર્યો કર્યાં, તે યોહાન જણાવે છે; અને એ ઉપરાંત માત્થી એ કામના કેટલાએક અમૂલ્ય દાખલાઓ આપે છે (૧૯; ૩-૨૦; ૧૬).

### ૨. ફારગતીનો સવાલ

(અધ્ય. ૧૯ ; ૩-૧૨)

**[3] અને ફરોશીઓએ તેની પાસે આવીને તેનું પરીક્ષણ કરતાં પુછ્યું, કે શું હરેક કારણને લીધે માણસ પોતાની સ્ત્રીને મૂકી દે એ ઉચિત છે? [4] અને તેણે ઉત્તર દીધો, કે શું તમે એમ નથી વાંચ્યું, કે જેણે તેઓને ઉત્પન્ન કીધાં તેણે તેઓને આરંભથી નરનારી ઉત્પન્ન કીધાં, [5] ને કહ્યું, કે તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને મૂકીને પોતાની સ્ત્રીને વળગી રહેશે, ને બન્ને એક દેહ થશે. [6] માટે તેઓ**

**હવેથી બે નથી, પણ એક દેહ છે. એ માટે દેવે જેને જોડયું છે તેને
માણસે જુદું પાડવું નહિ. [7]તેઓ તેને કહે છે, કે તો મુસાએ એવી
આજ્ઞા કેમ આપી, કે ફારગતી આપીને તેને મૂકી દેવી? [8]તે તેઓને
કહે છે, કે મુસાએ તમારાં હૃદયની કઠણતાને લીધે તમને તમારી
સ્ત્રીઓને મૂકી દેવા દીધી, પણ આરંભથી એવું ન હતું. [9]અને હું
તમને કહું છું કે વ્યભિચારના કારણ વગર જે કોઇ પોતાની સ્ત્રીને મૂકી
દઇને બીજીને પરણે, તે વ્યભિચાર કરે છે, ને તે મૂકી દીધેલીની જોડે
જે પરણે તે પણ વ્યભિચાર કરે છે. [10]તેના શિષ્યો તેને કહે છે, કે જો
સ્ત્રી સંબંધી પુરુષનો એવો હાલ છે, તો પરણવું સારૂં નથી. [11]ત્યારે
તેણે તેઓને કહ્યું, કે સર્વથી એ વાત પળાતી નથી, પણ જેઓને તે
આપેલું છે તેઓથીજ. [12]કેમકે કેટલાએક ખોજા છે કે જેઓ પોતાની
માના પેટથી એવા જનમેલા છે; ને કેટલાએક ખોજા છે કે જેઓને
માણસોએ ખોજાં બનાવેલા છે; વળી કેટલાએક ખોજા છે કે જેઓએ
આકાશના રાજ્યને લીધે પોતાને ખોજા કીધેલા છે. જે પાળી શકે
તે પાળે.**

બેથાબારા આગળ આપણા પ્રભુએ જે કામો કર્યાં, તે તરફ યરૂશાલેમમાંના અધિકારીઓનું ધ્યાન ખેંચાયું; અને જેમ યોહાન બાપ્તિસ્મા કરનારની પાસે (યોહ. ૧; ૧૯) તેમ આપણા પ્રભુની પાસે તેઓએ પ્રતિનિધિઓને મોકલ્યા, એવી આશાથી કે તેઓની વાતચિતમાં વાંધો લેવાય એવું વચન આપણો પ્રભુ ઉચ્ચારે. મોકલાએલા પ્રતિનિધિઓ ફરોશી હતા, અને નિયમશાસ્ત્રમાં પ્રવીણ થએલા રાબ્બીઓ હતા. ગાલીલમાં જે વાતનો નિકાલ તે કરી રહ્યો હતો, એટલે ફારગતી આપવી ઉચિત છે કે કેમ, તે વિષેનો પ્રશ્ન તેઓએ તેને પૂછયો. એ વિષે ગાલીલમાં તેણે એવો અભિપ્રાય આપ્યો હતો, કે વ્યભિચાર સિવાય બીજા કોઇ કારણને લીધે ફારગતી આપી શકાય નહિ. તે વાત આ રાબ્બીઓ જાણતા હશે, તેમ છતાં ફરીથી આ સવાલ તેઓ તેને પૂછે છે. એમાં તેઓનો હેતુ એવો હતો, કે ઇસુ ફરીથી તે ને તેજ જવાબ આપે તો તે તેઓના નિયમોને આડે આવે એટલુંજ નહિ, પણ સહેલાઇથી ફારગતી આપવાની છૂટ યહુદીઓને વહાલી લાગવાથી એવા જવાબથી તેઓને પણ ખોટું લાગે.

રાબ્બીઓની સાથે વાત કરવાની પોતાની રૂઢી પ્રમાણે તે તેઓને કડકાઇથી પ્રતિપ્રશ્ન કરે છે, કે "શું તમે નથી વાંચ્યું?" આવો પ્રશ્ન પૂછીને લગ્નની સ્થાપના તરફ તે તેઓનું ધ્યાન ખેંચે છે. "તે બન્ને એક દેહ થશે" (ઉત્પ. ૧; ૨૭: ૨; ૨૪) એમ ઇસુ તેઓને કહે છે. એ વચન પ્રમાણે એટલે લગ્નની અસલ સ્થાપના પ્રમાણે ફારગતી થાયજ નહિ, તે સાંભળીને તેઓએ ફરી પૂછયું, કે

તો મુસાએ એવી આજ્ઞા કેમ આપી, કે ફારગતી આપીને સ્ત્રીને મૂકી દેવી? (પુન. ૨૪; ૧). હવે આ સવાલ પૂછવામાં તેઓની ચતુરાઇ જણાય છે. કેમકે તેઓનો હેતુ એવો હતો, કે કાંતો ઇસુ લગ્નની સ્થાપનાની વાત પડતી મૂકશે; કાંતો મુસાના નિયમની વિરૂદ્ધ કંઇક બોલશે. પરંતુ ઇસુએ તો એ બેમાંનું એકે ન કર્યું. સોલોન, જે આથેન્સનો નિયમકર્તા હતો, તેને એક વાર પૂછવામાં આવ્યું, કે "શું જે કાયદાઓ તમે ઘડયા છે, તે ખરેખર ઉત્તમમાં ઉત્તમ છે?" તેણે જવાબ આપ્યો, કે "જેટલે અંશે લોકો સ્વીકારી શકે, તેટલે અંશે તે ઉત્તમ છે." તેજ પ્રમાણે પ્રભુ ઇસુ ફરોશીઓને જવાબ આપે છે, કે "મુસાએ તમારાં હૃદયની કઠણતાને લીધે તમને તમારી સ્ત્રીઓને મૂકી દેવા દીધી, પણ આરંભથી એવું ન હતું."

યહોવાહના અતિ ઉચ્ચ વિચારને ઇસ્રાએલી લોકો પહોંચી શક્યા નહોતા; તેથી મુસાએ તેઓને ફારગતી કરવાની પરવાનગી આપી હતી; પણ તે વાત હકરૂપે નહિ, પણ શરમરૂપે તેઓએ સમજવાની હતી. છૂટથી ફારગતી આપવાનો રિવાજ તે જમાનાના લોકોને કેટલો વહાલો લાગતો હતો, તે આ ઉપરથી જણાય છે, કે ઇસુના બાર શિષ્યોને પણ ઇસુની વાત રૂચતી નહોતી આવી. તેથી ઘેર ગયા પછી (માર્ક ૧૦; ૧૦) તેઓ તેને કહેવા લાગ્યા, કે એવી શરતે લગ્ન કરવું તેના કરતાં લગ્ન ન કરવું એ વધારે સારૂં છે. પ્રભુ ઇસુ તેઓને કોમળપણે ઠપકો આપતાં કહે છે, કે "સર્વથી એ વાત પળાતી નથી, પણ જેઓને તે આપેલું છે તેઓથીજ" પળાય છે. તે કયી વાત? લગ્ન કર્યા વગર રહેવું તે વિષે શિષ્યોની પોતાની જે સૂચના હતી તે. મનોવિકારને વશ રાખવાનું દાન સર્વને અપાએલું નથી. ઇરાદાપૂર્વક લગ્ન ન કરવું તે ધાર્મિક દૃષ્ટિએ સારૂં છે કે કેમ, તે વાતનો આધાર માણસના હેતુ પર રહે છે. ખોજો લગ્ન ન કરે, તો તેમાં તેને માટે કંઇ પુન્ય રહેલું નથી. પછી ભલે તે માના પેટથી ખોજો હોય; અથવા ભલે તેને બીજાઓએ ખોજો કરેલો હોય; અગર નીતિના યુદ્ધથી બીતાં તથા આકાશી મદદ પર ભરોસો નહિ રાખતાં, પોતાની ખોટી હોંસને લીધે, આલેક-સાંદ્રિયાના ઓરિગનની માફક આકાશના રાજ્યને લીધે ભલે તેણે પોતે પોતાને ખોજો કર્યો હોય (સરખાવો ૫; ૨૭-૩૦). વળી સંસારી ગુંચવણોથી બચાવ પામવાના હેતુએ લગન ન કરવું, એમાં કંઇ પુન્ય રહેલું નથી, એવી સૂચના આપણો પ્રભુ અહીં આગળ આપે છે (જુઓ ૫; ૩૧, ૩૨ પરની ટીકા).

### ૩. પ્રભુ ઇસુ નાનાં બાળકોને આશીર્વાદ આપે છે
(અધ્ય. ૧૯; ૧૩-૧૫)

**૧૩ ત્યાર પછી તેઓ બાળકોને તેની પાસે લાવ્યાં, એ માટે કે તે તેઓ પર હાથ મૂકીને પ્રાર્થના કરે; અને શિષ્યોએ તેઓને ધમકાવ્યાં.**

**[14] પણ ઈસુએ કહ્યું, કે બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને**
**વારો મા, કેમકે આકાશનું રાજ્ય એવાંઓનુંજ છે. [15] પછી તેઓ પર**
**હાથ મૂકીને તે ત્યાંથી ગયો.**

ફારગતી સંબંધી રાબ્બીઓના જે નિયમો હતા, તેનું એક ખાસ ખોટું પરિણામ એ આવ્યું હતું, કે તેથી માબાપ છોકરાં વચ્ચે અને પતિપત્ની વચ્ચે કુટુંબમાં જે પવિત્ર સંબંધ જળવાવો જોઇએ, તેને એ નિયમોથી પતિત ઠરાવવામાં આવતો હતો. એ સંબંધમાં ઇસુએ આપેલા જવાબથી ઘણાખરા સાંભળનારાઓ ભલે નાખુશ થયા હોય; તોપણ ત્યાં આગળ કેટલીએક એવી સ્ત્રીઓ બેઠેલી હશે કે જેઓને ઇસુની વાત સારી લાગી, તે આ ઉપરથી જણાય છે, કે ઇસુ ખ્રીસ્ત પોતાના બાર પ્રેરિતો સાથે આ વિષયની ચર્ચા કરે છે, એટલામાં પોતાનાં બાળકોને લઇને કેટલીએક સ્ત્રીઓ તેની પાસે આવી પહોંચી. વળી કેવળ માતાઓ આવી એમ નહિ, પરંતુ માર્ક ૧૦; ૧૩માં, મૂળ ભાષાના વ્યાકરણ પરથી, જણાય છે કે તેઓની સાથે બાળકોના બાપો પણ આવ્યા હતા: "તેઓ તેની પાસે બાળકો લાવ્યા" (માર્ક ૧૦; ૧૩. લુક ૧૮; ૧૫). એ વાક્યમાં સુવાર્તિકો એક વિચિત્ર શબ્દનો ઉપયોગ કરે છે. માગી લોકોએ પોતાના અમૂલ્ય દાનનું અર્પણ કર્યું (૨; ૧૧), તે વાતના વર્ણનમાં માત્થી જે ક્રિયાપદ વાપરે છે, તેજ ક્રિયાપદ આ વાક્યમાં પણ વપરાયલું છે. એટલે આ શબ્દ—"લાવ્યા"—યજ્ઞાર્થે સમજાય છે; અને ગુજરાતીમાં તેનો તરજુમો ઘણું કરીને "અર્પણાર્થે" એવો કરાએલો છે (સરખાવો ૫; ૨૩, ૨૪: ૮; ૪. હેબ્રુ. ૫; ૧, ૩, ૭: ૭; ૨૭: ૮; ૩, ૪: ૯; ૭, ૯, ૧૪, ૨૫, ૨૮: ૧૦; ૧૨). જેવી રીતે ભક્તજનો પોતાનાં દાન વેદી પાસે લાવતા હતા, તેવીજ રીતે આ માબાપો પોતાનાં બાળકોને 'બાળકોના તારનાર પાસે' લાવ્યાં, એ માટે કે તે તેઓ પર પોતાના હાથ મૂકીને તેઓને આશીર્વાદ આપે. આ માબાપોને શિષ્યો કાઢી મૂકવા ઇચ્છતા હતા, તેથી ઇસુ ઘણો નાખુશ થયો. પણ એમાં શી નવાઇ? (સરખાવો માર્ક ૧૦; ૧૪). કાપરનાહુમમાં ઇસુ ખ્રીસ્તે જે પાઠ તેઓને શિખવ્યો હતો તે શું તેઓ ભૂલી ગયા હશે? એટલે કે જેઓનું મન બાળકના જેવું નથી, તેઓ આકાશના રાજ્યમાં પ્રવેશ કરી શકનાર નથી (૧૮; ૧-૧૪). સંત ક્રિસોસ્ટોમ લખે છે, કે "બાળકનું મન નિર્મળ છે, અને ખોટી વાસનાઓથી દૂર છે. પોતાને કરાએલી ઇજાને તે યાદ કરતું નથી, તેમજ વેર વાળવાનો વિચાર પણ કરતું નથી. એવીજ રીતે તેની મા તેને શિક્ષા કરે તો પણ બીજા કોઇના કરતાં તેની પાસે તે વહેલું દોડી જશે, અને બીજી કોઇ પણ સ્ત્રી કરતાં તેના પર તે વધારે પ્રેમ રાખશે. બાળકને કોઇ રાણી બતાવો, કે જેના માથા પર અમૂલ્ય મુગટ હોય. પોતાની માનું શરીર જો કે ચિથરાથી ઢંકાએલું હોય, તોપણ પેલી રાણીના કરતાં તે પોતાની માનેજ પસંદ

કરશે. કુદરતના નિયમને અંગે તેની અગત્ય પૂરી પાડવામાં આવે છે, ત્યારે તે સંતોષ માને છે. પૈસા, હીરા, ઇત્યાદિ વસ્તુઓ ઉપર આપણે ખાસ ચિત્ત લગાડીએ છીએ. તે ગુમ થવાથી જેમ આપણે દુ:ખી થઇએ છીએ, તેમ તેવી વસ્તુઓ ગુમ થવાથી બાળક દુ:ખી થતું નથી. માટે જ્યારે પ્રભુ ઇસુ કહે છે, કે આકાશનું રાજ્ય એવાંઓનું છે, ત્યારે તેની મતલબ એ છે, કે નાનાં બાળકો પોતાની સ્વાભાવિક પ્રકૃતિ પ્રમાણે જે કરે છે, તે પ્રમાણે આપણે પણ દૃઢ નિશ્ચયથી કરવું જોઇએ."

## ૪. દ્રવ્યવાન જુવાન અધિકારી

(અધ્ય. ૧૯ ; ૧૬-૨૨)

**[૧૬]અને જુઓ, કોઇએકે તેની પાસે આવીને કહ્યું, કે ઉપદેશક, સર્વકાળનું જીવન પામવા સારૂ હું શું સારૂં કરૂં? [૧૭]ત્યારે તેણે તેને કહ્યું, તું મને સારા વિષે કેમ પૂછે છે? સારો તો એકજ છે; પણ જો તું જીવનમાં પેસવા ચાહે છે, તો આજ્ઞાઓ પાળ. [૧૮]તે તેને કહે છે, કે કયી કયી? ત્યારે ઇસુએ કહ્યું, કે તું હત્યા ન કર, તું વ્યભિચાર ન કર, તું ચોરી ન કર, તું જુઠી સાક્ષી ન પૂર, [૧૯]પોતાનાં માબાપને માન આપ, ને પોતાના પડોસી પર પોતાના જેવી પ્રીતિ કર. [૨૦]તે જુવાન તેને કહે છે, કે એ બધી તો હું પાળતો આવ્યો છું, હજી મારામાં શું અધુરૂં છે? [૨૧]ઇસુએ તેને કહ્યું, કે જો તું સંપૂર્ણ થવા ચાહે છે, તો જઇને તારૂં જે છે તે વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે, એટલે આકાશમાં તને દ્રવ્ય મળશે; ને આવીને મારી પાછળ ચાલ. [૨૨]પણ તે જુવાન એ વાત સાંભળીને દલગીર થઇને ચાલ્યો ગયો, કેમકે તેની મિલકત ઘણી હતી.**

આ માબાપોના વિદાય થયા બાદ આપણો પ્રભુ ત્યાંથી નીકળ્યો, ને નીકળતાંની સાથે એક માણસ ધર આગળ તેને મળ્યો (માર્ક ૧૦ ; ૧૭). બધાજ ફરોશીઓ પ્રભુ ઇસુના દુશ્મનો હતા, અથવા બધાજ ઢોંગી પણ હતા, એવું સમજવું નહિ. તેઓમાં કેટલાક ધાર્મિક અને ઉત્સાહી માણસો પણ હતા, અને માણસની પાસે જે ન્યાયીપણું ઇશ્વર માગે છે, તે પ્રાપ્ત કરવાને તેઓ આસ્થાવાન હતા; જેથી મુસાના નિયમશાસ્ત્ર ઉપરાંત, રાબ્બીઓએ જે અગણિત નિયમો ઘડ્યા હતા, તે સર્વે નિયમો તેઓ પ્રમાણિકપણે પાળવા યત્ન કરતા હતા. પરંતુ બાપદાદાઓના સંપ્રદાયથી ઇશ્વરની સન્નિદ્ધ આવવામાં તેઓ આગળ વધતા નહોતા, તેમજ તેઓની આત્મિક ભૂખ મટાડવામાં આવતી નહોતી. આ દ્રવ્યવાન જુવાન અધિકારી એ વાતના દાખલારૂપ હતો.

જોકે તે જુવાન માણસ હતો, તો પણ તે અધિકારી હતો (લુક ૧૮ ; ૧૮). વળી તે ગાલીલના સાધારણ સભાસ્થાનનો અધિકારી નહોતો (સરખાવો ૯ ; ૧૮. માર્ક ૫ ; ૨૨. લુક ૮ ; ૪૧), પણ યરૂશાલેમની સાન્હેદ્રિમ સભાનો સભાસદ હતો. આ જુવાન માણસ નિયમની કરણીથી ન્યાયીપણું પ્રાપ્ત કરવાને યત્ન કરતો હતો, પરંતુ તે નિરાશ થઇ ગયો હતો. તેણે ઘણાએ પ્રયત્ન કરી જોયા, છતાં તેને શાંતિ પ્રાપ્ત થઇ નહોતી. ઇસુની પાસે તે આવે તો તેના સાથી સભ્યો તેનાથી નારાજ થાય એવું જોખમ હતું ; તો પણ શાંતિ પ્રાપ્ત કરવાને માટે તે એટલો બધો આતુર હતો, કે જોખમને નહિ ગણકારતાં તે ઇસુની પાસે આવ્યો. તેને એવી આશા હતી, કે આ ઇસુ કદાપિ મને શાંતિનો માર્ગ દેખાડશે. તેની આસ્થા કેટલી હતી અને ગાલીલના પ્રબોધકનું તે કેટલું સન્માન રાખતો હતો તે માર્કના વૃત્તાંત પરથી જણાઇ આવે છે ( માર્ક ૧૦ ; ૧૭). તે યરૂશાલેમથી આવતો હતો, એટલામાં તેણે આપણા પ્રભુને બાર શિષ્યો સાથે ઘરમાંથી નીકળતો જોયો, અને તેની સાથે વાત કરવાનો પ્રસંગ ગુમ ન થાય, માટે તે દોડયો, અને તેની આગળ ઘુંટણ ટેકવીને તેણે તેને પ્રશ્ન પૂછયો.

અહીં આગળ હસ્તલેખોમાં તફાવત માલમ પડે છે. સૌથી પ્રખ્યાત હસ્તલેખોમાં જુવાન અધિકારીનો પ્રશ્ન આ પ્રમાણે છે : "ઉપદેશક, સર્વકાળનું જીવન પામવા સારૂ હું શું સારૂં કરૂં ?" અને ઇસુએ તેને જવાબ દીધો, કે "તું મને સારા વિષે કેમ પૂછે છે ?" પરંતુ ઇસુ ખ્રીસ્તના જવાબનું અસલ રૂપ માર્ક ૧૦ ; ૧૭, ૧૮ ને લુક ૧૮ ; ૧૮, ૧૯માં સાચવવામાં આવ્યું છે, એટલે, "તું મને ઉત્તમ કેમ કહે છે ? એક એટલે દેવ તે વિના ઉત્તમ કોઇ નથી."

આ સુવાલોમાં "તું મને સારા વિષે કેમ પૂછે છે ? " એવા શબ્દો મળે છે, તેનું કારણ એજ હશે, કે ઇસુ ખ્રીસ્તના કહેવાના અર્થ વિષે કોઇ લહિયાને ગેરસમજ થઇ હશે, જેથી પ્રભુ ઇસુના માનની ખાતર તેણે આ પ્રમાણે અસલ શબ્દોમાં ફેરફાર કર્યો હશે. ઇસુ પોતાને નિષ્પાપ કહેતો હતો, તેમજ પ્રેરિતો પણ તેને વિષે એમજ કહેતા હતા (યોહ. ૬ ; ૬૧ : ૮ ; ૪૬ : ૧૪ ; ૩૦. ૧ પીતર ૨ ; ૨૨. ૧ યોહ. ૩ ; ૫, ઇત્ય. ). અહીં આગળ આ જુવાન અધિકારી ઇસુને "ઉત્તમ ઉપદેશક" એ નામ આપે છે, ત્યારે ઇસુ તે શબ્દનો સ્વીકાર કરતો નથી; તેનું કારણ એ છે કે જે અર્થમાં તેણે આ શબ્દો વાપર્યો, તે અર્થમાં તેનો સ્વીકાર થઇ શકે નહિ. જેવી રીતે તે બીજા કોઇ રાબ્બીને 'ઉત્તમ ઉપદેશક' કહીને સંબોધે, તેજ અર્થમાં તે ઇસુને પણ સંબોધે છે. આ પરથી આપણા પ્રભુના કહેવાતો અર્થ એવો જણાય છે, કે જે અર્થમાં ઇશ્વરને "ઉત્તમ" કહેવાય, તેજ અર્થમાં તું મને "ઉત્તમ" કહે, તોજ મારાથી તેનો સ્વીકાર થઇ શકે. આ પ્રમાણે જુવાન અધિકારીને આ પ્રશ્ન પૂછવામાં પ્રભુ ઇસુનો હેતુ કેવળ તેના મનના વિચારો

જાણવાનો જણાય છે. અગર ઇસુનો પ્રશ્ન આવા રૂપમાં ફેરવીએ તો પણ ચાલે: "આ આરાધનાની અટક તેં મને ખરા દિલથી આપી છે? જો એમ હોય તો મારે મંજુર છે." આ પ્રમાણે પ્રભુ ઇસુ આ જુવાન અધિકારીને વિચાર કરવાને ઉત્તેજીત કરે છે; અને ત્યાર પછી તે બીજી રીતે પણ તેના અભ્યંતર વિચારોની તપાસ કરે છે.

પ્રભુ ઇસુ તેને કહે છે, કે "જો તું જીવનમાં પેસવા ચાહે છે તો આજ્ઞાઓ પાળ." હવે હુકમ પાળવાથીજ અનંતજીવન મળશે," એવું સમજીને આ જુવાન અધિકારી એજ રીતે અનંતજીવન પ્રાપ્ત કરવાને કોશીષ કરતો આવ્યો હતો; તેથી તેના મનમાં આવ્યું, કે હું પોતે જે હુકમો પાળતો આવ્યો છું તે નહિ, પણ બીજા હુકમો ઇસુના ધ્યાનમાં હશે; માટે તેણે પૂછ્યું, કે "કયા, કયા?" જવાબમાં ઇસુ ખ્રીસ્તે બીજી પાટી પરના હુકમો (નિર્ગ. ૨૦; ૧૨-૧૭) તેને કહી સંભળાવ્યા. આ જવાબથી જુવાન અધિકારી છેક નિરાશ થઇ ગયો. કેમકે આ પાંચ હુકમોમાં તો માણસની માણસજાત પ્રત્યેની ફરજ સમાએલી છે, અને તે હુકમો તથા બીજા ઘણા હુકમો તો તે નાનપણથી પાળતો આવ્યો હતો. તેથી તેણે નિસાસો નાખીને પૂછ્યું, કે "હજી મારામાં શું અધુરૂં છે?" આ પ્રશ્ન પરથી તેના મનની નિરાશા કેટલી બધી હતી તે, એટલુંજ નહિ પણ ઇશ્વરની શાંતિ પ્રાપ્ત કરવાનો તેનો ઉત્સાહ કેટલો બધો હતો તે દેખાઇ આવે છે

આપણા પ્રભુમાં તેના પ્રત્યે ઘણી લાગણી ઉત્પન્ન થઇ. "તેની તરફ જોઇને, ઇસુને તેના પર હેત આવ્યું" (માર્ક ૧૦; ૨૧), અગર તેના પર તેણે પ્રેમ કર્યો. તોપણ આપણા પ્રભુએ તેને કહ્યું, કે "તું એક વાત સંબંધી અધુરો છે. તારૂં જે છે તે જઇને વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે, ને આકાશમાં તને દોલત મળશે, ને આવ, મારી પાછળ ચાલ."

આ આજ્ઞાને વાસ્તવિક અર્થે સમજીને અને નિયમરૂપે માનીને ઘણાએ પોતાનું સર્વસ્વ વેચી નાખ્યું છે, અને પોતાને દરિદ્રી બનાવી દીધા છે. એક વાતો એવી ચાલે છે, કે ચોથા સૈકામાં મિસર દેશમાં એક મઠવાસી હતો. તેની પાસે કશી મિલકત નહોતી, માત્ર સુવાર્તાની એકજ નકલ હતી; તે પણ તેણે વેચી નાખી, ને મળેલી કિમ્મત તેણે ધર્માદામાં આપી દીધી.

દરેક માણસને કોઇ નહિ ને કોઇ ખાસ પાપ વળગી રહે છે. ખ્રીસ્તનું શિક્ષણ એવું છે, કે એવા દરેક પાપ ઉપર જય મેળવવો જોઇએ. આ દ્રવ્યવાન જુવાન અધિકારીનું ચિત્ત દૈહિક વાનાં ઉપર ચોંટેલું હોય એવું લાગે છે, તેથી "તે દલગીર થઇને ચાલ્યો ગયો, કેમકે તેની મિલકત ઘણી હતી." આ બનાવ આપણી સુવાર્તામાં એટલુંજ નહિ પણ 'હેબ્રીઓની સુવાર્તા'માં પણ મળે છે; અને જો કે તે સુવાર્તા આપણી સુવાર્તા સાથે સરખાવવા જોગ નથી, તો પણ

આપણા પ્રભુના શિક્ષણના દાખલા તરીકે, ત્યાં આગળ આ બનાવનું રૂપ જાણવા જેવું છે. "હેબ્રીઓની સુવાર્તા" પ્રમાણે એક દ્રવ્યવાન માણસે ઇસુને પૂછ્યું, કે "ઉપદેશક, મને જીવન મળે, તેને માટે હું શું સારૂં કરૂં?" ઇસુએ જવાબ આપ્યો, કે "ઓ માણસ, નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોને પાળ." તેણે કહ્યું, કે "એ તો મેં કર્યું છે." ત્યારે ઇસુએ કહ્યું, કે "જઇને તારી સઘળી મિલકત વેચી નાખ, ને દરિદ્રીઓને આપી દે, અને આવીને મારી પાછળ ચાલ." ત્યારે તે દ્રવ્યવાન માણસ પોતાની બોચી ખંજવાળવા લાગ્યો, કેમકે તે વાત તેને રૂચતી આવી નહોતી. એ પરથી ઇસુએ તેને કહ્યું, કે "મેં નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોને પાળ્યાં છે, એમ તારાથી શી રીતે કહી શકાય? કેમકે નિયમશાસ્ત્રમાં તો એવું લખેલું છે, કે 'જેમ પોતા પર તેમ તારા પડોસી પર તું પ્રેમ કર.' જો, તારા ઘણા ભાઇઓ, એટલે ઇબ્રાહીમના દીકરાઓ, ચિંથરેહાલ સ્થિતિમાં પડી રહે છે અને ભૂખે મરે છે; પરંતુ તારૂં ઘર ઘણીજ મિલકતથી ભરપૂર છે, છતાં તેમાંથી તેઓને સારૂ કશું નીકળી આવતું નથી."

આકાશના રાજ્યને માટે કોણ યોગ્ય છે, અને કોણ યોગ્ય નથી, તે વિષે પ્રભુ ઇસુ કેવું શિક્ષણ આપતો હતો, તે આ નાનાં બાળકોની વાત પરથી તથા આ દ્રવ્યવાન જુવાન અધિકારીની વાત પરથી જણાઇ આવે છે. આકાશના રાજ્યમાં નાનાં બાળકોનો પણ સ્વીકાર થઈ શકે છે, એવો વિચાર માણસોને ન સૂઝ્યો ત્યારે તેઓને સૂઝ પાડવાને આપણા પ્રભુએ બાળકોનો અંગીકાર કર્યો. વળી આવા મોટા અધિકારીનો સ્વીકાર પ્રભુ ન કરે, એવું તો તે જમાનામાં કોઇના ખ્યાલમાં આવે નહિ. પરંતુ તેનો નકાર કરીને પ્રભુ ઇસુએ તેના કરતાં નાનાં બાળકોને આકાશના રાજ્યને માટે વિશેષ લાયક ગણ્યાં. આ પ્રમાણે ખ્રીસ્તના આવવાથી માણસોના વિચારોમાં ઉથલપાથલ થઇ. આ વિભાગમાં તેના જેવા બીજા ઘણા દાખલાઓ મળશે.

### ૫. દ્રવ્યવાન અધિકારીની વાત પરથી લાગુકરણ

(અધ્ય. ૧૯ ; ૨૩-૩૦)

**[૨૩]ત્યારે ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું, કે હું તમને ખચીત કહું છું**
**કે દ્રવ્યવાનને આકાશના રાજ્યમાં પેસવું કઠણ છે. [૨૪]વળી હું તમને**
**ફરીથી કહું છું, કે દ્રવ્યવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના**
**નાકામાં થઇને ઉંટને જવું સહેલ છે. [૨૫]ત્યારે તેના શિષ્યો એ સાંભ-**
**ળીને ઘણા અચરત થયા, ને કહ્યું, તો કોણ તારણ પામી શકે? [૨૬]પણ**
**ઇસુએ તેઓની સામું જોઇને તેઓને કહ્યું, કે માણસોને તો એ અશક્ય**
**છે, પણ દેવને સર્વ શક્ય છે. [૨૭]ત્યારે પીતરે તેને ઉત્તર દીધો, જો,**
**અમે બધું મૂકીને તારી પાછળ આવ્યા છીએ, તો અમને શું મળશે?**

**૨૮ અને ઇસુએ તેઓને કહ્યું, હું તમને ખચીત કહું છું, કે જ્યારે પુન-**
**રૂત્પત્તિમાં માણસનો દીકરો પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે,**
**ત્યારે તમે, મારી પાછળ આવનારા, ઇસ્રાએલનાં બારે કુળનો ન્યાય**
**કરતાં બાર રાજ્યાસનો પર બેસશો. ૨૯ અને જે કોઇએ ઘરોને, કે**
**ભાઇઓને, કે બેનોને, કે બાપને, કે માને, કે છોકરાંને, કે ખેતરોને,**
**મારા નામને લીધે મૂકી દીધાં છે, તે સોગણાં પામશે, ને અનંત-**
**જીવનનો વારસો પામશે. ૩૦ પણ ઘણા જેઓ પહેલા, તેઓ છેલ્લા**
**થશે; ને જેઓ છેલ્લા તેઓ પહેલા થશે.**

જુવાન અધિકારી ઉદાસ થઇને ચાલ્યો ગયો, પરંતુ તેની ઉદાસીનતા કરતાં પ્રભુ ઇસુની ઉદાસીનતા કેટલી બધી હશે! તેને મેળવી લેવાના તથા ક્રમે ક્રમે તે ઇશ્વરની સેવાને અર્થે પોતાને અર્પિત કરે, તેવા પ્રયત્ન ઇસુ કરતો હતો; છતાં છેવટનો નિશ્ચય કરતાં તે પાછો પડયો, ત્યારે ઇસુને ભારે દિલગીરી ઉત્પન્ન થઇ. તેથી તેણે ઉદાસીનતાથી પોતાના પ્રેરિતોને કહ્યું, કે "દ્રવ્યવાનને આકાશના રાજ્યમાં પેસવું કઠણ છે." આ વાત બાર શિષ્યોને અજાયબ જેવી લાગી. તેઓ સ્તબ્ધ થઇને ઇસુની તરફ જોઇ રહ્યા, ત્યારે તેણે ફરીથી ભાર દઇને કહ્યું, કે "દ્રવ્યવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના નાકામાં થઇને ઉંટને જવું સહેલ છે."

અહીં આગળ, જે કામ ઘણું મુશ્કેલ છે તેને આપણો પ્રભુ અતિશયોક્તિની રૂઢીએ અશક્ય કહે છે. તે જમાનામાં એવી રૂઢીઓ ઘણી પ્રચલિત હતી. દાખલા તરીકે, એક વખતે બે રાબ્બીઓ વચ્ચે વાદવિવાદ થયો. ત્યારે એક રાબ્બીએ બીજાને કહ્યું, કે "તું એક હાથીને સોયના નાકામાં થઇને કાઢી શકે એવો છે ખરો કે!" તેજ પ્રમાણે, અમુક કામ કેટલું મુશ્કેલ છે તે દેખાડવાને ગ્રીક લોકોમાં એવી કહેવત હતી, કે "તેના કરતાં પોતાના હાથ તળે પાંચ હાથીને ઢાંકી દેવા એ સહેલું છે." વળી લાટિન ભાષામાં એના જેવીજ એક કહેવત હતી, કે "તેના કરતાં તીડ હાથીને જણે તે સહેલું છે." ઇસુનો કહેવાનો અર્થ એવો જણાય છે, કે જે વાનાંને લીધે માણસો મધ્યે માણસનો આવકાર કરવામાં આવે છે, તેજ વાનાંને લીધે આકાશના રાજ્યમાં પણ તેનો સ્વીકાર થાય છે, એમ નથી. તે રાજ્ય આત્મિક રાજ્ય છે; અને જે નિયમોને ધોરણે માણસો સાધારણ રીતે વિચાર કરે છે, તે નિયમો તેને લાગુ પડતા નથી. માટે દ્રવ્યવાન માણસ, દ્રવ્યવાન માણસ તરીકે નહિ, પણ કેવળ માણસ તરીકે આકાશના રાજ્યમાં પ્રવેશ પામી શકે છે. જે કારણોને લીધે બાળકોનો સ્વીકાર થાય છે, તેજ કારણો મોટાં માણસોમાં હોય, તો તેને લીધે મોટાં માણસોનો પણ સ્વીકાર થાય છે.

"ત્યારે તેના શિષ્યો એ સાંભળીને ઘણા અચરત થયા, ને કહ્યું, તો કોણ તારણ પામી શકે?" જવાબમાં ઇસુએ કહ્યું, કે "માણસોને તો એ અશક્ય છે;

પણ દેવને સર્વ શક્ય છે." આ જવાબ પરથી આત્મિક નુકસાન શાથી થાય છે તે ઇસુ તેઓને જણાવે છે; એટલે દ્રવ્યથી નહિ, પણ દ્રવ્ય પરના પ્રેમથી આત્મિક નુકસાન થાય છે; અને જોકે દ્રવ્ય પરનો પ્રેમ માણસના મન ઉપર અતિશય જોર કરી શકે છે ખરો; તો પણ તેથી છૂટવાને, તેમજ તે પર જય મેળવવાને, ઇશ્વર પાસેથી કૃપા મળી શકે છે.

દ્રવ્યવાન માણસો વિષે આપણા પ્રભુએ જે વચન ઉચ્ચાર્યું તેથી શિષ્યોને ગભરાઇ જવાની જરૂર નહોતી; કેમકે તેઓની પાસે તો સંસારી દ્રવ્ય નહોતું. પરંતુ તેઓના મનનો વિચાર જુદો હતો, અને હમેશ પ્રમાણે પીતરે તે પ્રગટ કર્યો. જુવાન અધિકારીએ જે સ્વત્યાગ કરવાની ના પાડી હતી, તેજ સ્વત્યાગ શિષ્યો નાના પ્રમાણમાં કરી રહ્યા હતા, છતાં તેઓનાં મન ઉપર દૈહિક બાબતોની અસર થતી હતી; માટે આપણા પ્રભુના શબ્દોથી તેઓને તેઓની દૈહિક આશાઓના સંબંધમાં નવી ચિંતા ઉત્પન્ન થઇ. તેથી તેઓએ કહ્યું, કે "જો, અમે બધું મૂકીને તારી પાછળ આવ્યા છીએ, તો અમને શું મળશે?" ઇસુના વચનથી તેઓની આશાઓ નષ્ટ થઇ હોય, એવું તેઓને લાગ્યું. તેઓનો પ્રશ્ન સાંભળીને પ્રભુ ઇસુ તેઓને ઠપકો આપતો નથી; કેમકે જતે દહાડે તેઓને જે કડવો અનુભવ થવાનો હતો તેથી તેઓની આંખો ઉઘડી જશે, એવું તે જાણતો હતો. માટે તે તેઓને ખાતરી આપે છે કે હમણાં જેવી રીતે તમે ધારો છો, તેવી રીતે નહિ, પણ એથી ઉમદા રીતે તમારી આશાઓ ફળીભૂત થશે; અને એવી ખાતરી આપીને તે તેઓનાં મન શાંત કરે છે.

પ્રભુ ઇસુનો જવાબ કેટલો કૃપાવંત જણાય છે! મારી પાછળ ચાલવામાં તમારે બહુ થોડોજ ત્યાગ કરવો પડયો છે, એવું તે તેઓને યાદ દેવડાવતો નથી. ખરી વાત કે જાગીર કે દ્રવ્ય મૂકીને તેઓ તેની પાછળ આવ્યા નહોતા, પણ થોડી હોડીઓ તથા જાળો મૂકીને આવ્યા હતા. એ હતું તો થોડુંજ, પણ તેમાં તેઓની સઘળી મિલકતનો સમાવેશ થતો હતો; માટે આપણા પ્રભુના ધ્યાનમાં તે ઘણુંજ હતું. તેથી આપણો પ્રભુ તેઓને જણાવે છે, કે મારે લીધે જે કોઇ પોતાનો નકાર કરશે, તેને તો બદલો મળ્યા વિના રહેવાનો નથી. તે તો સોગણું પામશે; હા, અનંતજીવનનો વારસો પામશે.

યહુદીઓ એવો વિચાર ધરાવતા હતા, કે મસીહ પોતાનું રાજ્ય સ્થાપશે ત્યારે રાજ્યના કામમાં સંતો તેની સાથે ભાગીદાર થશે; અને એ વિચારમાં પણ વાસ્તવિક સત્યનાં તત્ત્વો રહેલાં હતાં, એવું આપણો પ્રભુ કબુલ કરે છે. પરંતુ તે વાતનું ખરૂં રહસ્ય પ્રેરિતોથી સમજાય એવું નહોતું. ખ્રીસ્તનું કહેવું એવું છે કે મસીહનું રાજ્ય તો આત્મિક રાજ્ય થશે; અગર ૨૮મી કલમ પ્રમાણે તેમાં પુનરૂત્પત્તિ, અર્થાત્ બધું નવું, થશે. વળી જેઓએ એ રાજ્યને લીધે સ્વત્યાગ

કર્યો હોય, તેઓને નવા ઇસ્રાએલમાં માનની જગાઓ આપવામાં આવશે. મસીહની સાથે તેઓ રાજ્યમાં સહભાગીદાર થશે. પણ જેમ આકાશનું રાજ્ય પૃથ્વીના રાજ્યથી જુદું છે, તેમ તેની અંદર બદલો આપવાનું ધોરણ પણ જુદું છે. જે નિયમોને ધોરણે માણસો વિચાર કરે છે તેમાં ઉથલપાથલ થશે. માણસના વિચાર પ્રમાણે જેઓ પહેલા ગણાય છે, તેઓ આકાશના રાજ્યમાં છેલ્લા ગણાશે; અને જેઓ છેલ્લા ગણાય છે તેઓ પહેલા ગણાશે. હવે આમ કહેવામાં પોતાનો અર્થ શો છે તે સમજાવવાને પ્રભુ ઇસુ એક દૃષ્ટાંત કહે છે.

## ૬. દ્રાક્ષવાડીના મજૂરો

(અધ્ય. ૨૦; ૧-૧૬)

કેમકે આકાશનું રાજ્ય એક ઘરધણીના જેવું છે, જે પોતાની
દ્રાક્ષવાડીને સારૂ મજૂરો પઠવાને મળસકામાં બહાર ગયો. [2]અને તેણે
મજૂરોની સાથે રોજનો એક દીનાર પઠીને પોતાની દ્રાક્ષવાડીમાં
તેઓને મોકલ્યા. [3]અને આસરે પહોર દહાડો ચઢતાં બહાર જઇને
તેણે ચકલા પર બીજાઓને નવરા ઉભા રહેલા દીઠા. [4]અને તેણે
તેઓને કહ્યું, કે તમે પણ દ્રાક્ષવાડીમાં જાઓ, ને જે કંઇ યોગ્ય હશે, તે હું
તમને આપીશ. અને તેઓ ગયા. [5]વળી આસરે બપોરે તથા ત્રીજે
પહોરે બહાર જઇને તેણે તેજ પ્રમાણે કીધું. [6]અને આસરે અગી-
આરમી હોરાએ પણ તેણે બહાર જઇને બીજાઓને નવરા ઉભા
રહેલા દીઠા, ત્યારે તે તેઓને કહે છે, કે આખો દહાડો તમે કેમ અહીં
નવરા ઉભા રહો છો? [7]તેઓ તેને કહે છે, કે કોઇએ અમને મજૂરીએ
રાખ્યા નથી તે માટે. તે તેઓને કહે છે, કે તમે પણ દ્રાક્ષવાડીમાં
જાઓ. [8]અને સાંજ પડી ત્યારે દ્રાક્ષવાડીનો ધણી પોતાના કારભારીને
કહે છે, કે મજૂરોને બોલાવીને છેલ્લાથી માંડીને પહેલા સુધી તેઓનું
વેતન આપ. [9]અને જેઓને તેણે આસરે અગીઆરમી હોરાએ
રાખ્યા હતા, તેઓ જ્યારે આવ્યા ત્યારે તેઓને એક એક દીનાર મળ્યો.
[10]પછી જેઓ પહેલા આવ્યા હતા, તેઓ એવું ધારતા હતા કે અમને
વધારે મળશે; પણ તેઓને પણ એક એક દીનાર મળ્યો. [11]ત્યારે તે
લઇને તેઓએ ઘરધણીની વિરૂદ્ધ કચકચ કીધી, [12]ને કહ્યું, કે આ
પાછલાઓએ માત્ર એકજ કલાક કામ કર્યું છે, અને તેં તેઓને હમ
આખા દિવસનો બોજો તથા લૂ સહન કરનારાઓની બરોબર ગણ્યા છે.
[13]પણ તેણે તેઓમાંના એકને ઉત્તર દીધો, કે મિત્ર, હું તારો કશો
અન્યાય નથી કરતો; શું તેં મારી સાથે એક દીનાર પઠયો નહોતો?
[14]તારૂં લઇને ચાલ્યો જા; જેટલું તને તેટલું આ છેલ્લાને પણ આપ-

વાની મારી મરજી છે. [15] જે મારૂં છે તે મારી મરજી પ્રમાણે વાપરવાનો શું મને હક નથી? અથવા હું સારો છું માટે તારી આંખ ભુંડી છે શું? [16] એમ જેઓ છેલ્લા તેઓ પહેલા, ને જેઓ પહેલા તેઓ છેલ્લા થશે.

આ દૃષ્ટાંત કેવળ માત્થીની સુવાર્તામાં મળે છે. પરંતુ તે ઉપરોક્ત વાતના ખુલાસારૂપ છે.

મજૂરોનો રોજ સવારના છ વાગ્યાથી તે સાંજના છ વાગ્યા સુધીનો હતો. દ્રાક્ષવાડીનો માલીક મજૂરોને બોલાવવા ચૌટાની જગામાં ગયો. ત્યાં આગળ તેણે કેટલાક મજૂરોને એક એક દીનાર પરઠીને પોતાની દ્રાક્ષવાડીમાં કામ પર મોકલ્યા. વધારે મજૂરોની જરૂર પડવાથી આસરે નવ વાગ્યાના સુમારે તે બીજી વાર ચૌટામાં ગયો; અને ત્યાં આગળ તેણે કેટલાએકને નવરા જોઇને તેઓને કામ પર રાખ્યા. તેઓની સાથે તેણે કશી પરઠણ કરી નહિ, માત્ર એટલુંજ કહ્યું, કે "જે કંઇ યોગ્ય હશે, તે હું તમને આપીશ." કામ મળતું હતું તેથી તેઓને આનંદ થયો, અને તેઓ જવા કબુલ થયા. ત્યાર બાદ બાર વાગ્યે અને ત્રણ વાગ્યે તેણે ફરી જઇને એમજ કર્યું. પાંચ વાગ્યે તે ફરી ચૌટામાં ગયો, તો કેટલાક હજી પણ મજૂરી મળી ન શકવાથી નવરા બેઠેલા હતા. જોકે દહાડો લગભગ વીતી ગયો હતો, છતાં દયા આવવાથી તેણે તેઓને દ્રાક્ષવાડીમાં કામ કરવા મોકલ્યા. સાંજે છ વાગે છૂટવાનો વખત થયો ત્યારે કારભારીએ મજૂરોને વેતન આપવા બોલાવ્યા. ખરૂં જોતાં દરેકે જેટલું કામ કર્યું હતું તેટલુંજ પામવાનો તેને હક હતો; પરંતુ તંગીનો વખત હોવાથી ઘરધણીએ દરેક મજૂરને આખા દિવસની મજૂરી આપવાનો ઠરાવ કર્યો, અને હુકમ કર્યો, કે "છેલ્લાથી માંડીને પહેલા સુધી તેઓનું વેતન આપ."

ઘણાખરા ઉદાર માણસોનો સ્વભાવ ગમતી હોય છે, એ પ્રમાણે આ માણસનો સ્વભાવ પણ ગમતી હતો; તેથી મજૂરો કેવી વાતચિત કરે છે તે સાંભળવાને તે ઉભો રહ્યો. છેલ્લા આવેલાઓને આખા દિવસની મજૂરી મળી, એ જોઇને જેઓ કામ પર પહેલા આવ્યા હતા, તેઓને એવી આશા ઉત્પન્ન થઇ, કે અમને અમારા વેતન ઉપરાંત કંઇક વધારે મળશે. પરંતુ ત્રણ વાગે, બાર વાગે અને નવ વાગે આવેલાઓને એજ પ્રમાણે મળ્યું, તે જોઇને તેઓ અચરત થયા. તેથી જ્યારે તેઓનો પોતાનો વારો આવ્યો, અને તેઓને પણ એટલુંજ મળ્યું ત્યારે તેઓ ગુસ્સે થઇને કહેવા લાગ્યા, કે "આ પાછલાઓએ માત્ર એકજ કલાક કામ કર્યું છે, અને તેં તેઓને હમ આખા દિવસનો બોજો તથા લૂ સહન કરનારાઓની બરોબર ગણ્યા છે." ખરૂં જોતાં તેઓ વાંધો લઇ શકે એમ નહોતું; કારણ કે જે પરઠણ તેઓએ કબૂલ રાખી હતી, તે પ્રમાણે તેઓને વેતન આપવામાં આવ્યું હતું. બીજાઓને કામના પ્રમાણમાં જે ઘટે તે ઉપરાંત માલીકે પોતાના હૃદયની ભલાઇને

કારણે ભલે વધારે આપ્યું. તેમાં તેઓને શું લાગેવળગે? માલીકના પેસા તેના પોતાનાજ હતા, અને તે ઉદારતાથી વાપરવાનો તેને હક હતો. તેથી માલીક તેઓને એવો જવાબ આપે છે, કે "તારૂં લઇને ચાલ્યો જા; જેટલું તને તેટલું આ છેલ્લાને પણ આપવાની મારી મરજી છે."

આકાશના રાજ્યમાં કેવે ધોરણે બદલો આપવામાં આવશે તેનું વર્ણન આ દૃષ્ટાંતમાં કરેલું છે. આ દૃષ્ટાંત પરથી પ્રથમ તો એવું શિખવવામાં આવે છે, કે માણસો પ્રત્યે ઇશ્વરની ઉદારતા બેહદ છે, તેમજ તેના રાજ્યમાં સ્વાર્થને બિલકુલ સ્થાન નથી. આકાશના રાજ્ય સંબંધીના પ્રેરિતોના વિચારોમાં સ્વાર્થનો અંશ રહેલો હતો, અને જે મજૂરો કામ ઉપર પહેલા આવ્યા હતા, તેઓની માફક "અમને શું મળશે?" તે વિષે તેઓ અગાઉથી પોતાના સ્વામી સાથે ગોઠવણ કરવાની ઇચ્છા રાખતા હતા. તેઓની ઉમેદ એવી હતી, કે આકાશના રાજ્યમાં રાજ્યાસન પર બેસીને ઇસ્રાએલનાં બાર કુળોનો ન્યાય કરવાનું કામ અમને મળશે; અને ઇસુએ તેઓને એવું કહ્યું પણ હતું, કે એ તમારી આશા કંઇક અંશે ફળીભૂત થશે ખરી; પરંતુ આકાશના રાજ્યમાં એકલા તમનેજ માનની જગા આપવામાં આવશે, એવું વચન મારાથી તમને શી રીતે આપી શકાય? મારા બાપની ઉદારતા બેહદ છે, તેથી "જેઓને સારૂ મારા બાપે સિદ્ધ કીધેલું છે તેઓના વગર બીજાઓને મારે જમણે હાથે ને ડાબે હાથે બેસવા દેવું એ મારૂં નથી."

આકાશના રાજ્યમાં 'ભુંડી આંખ' એટલે અદેખાઇ અગર સ્વાર્થી સ્વભાવને માટે સ્થાન નથી. જેઓ કેવળ ઠરાવેલા વેતનને અર્થે કામ કરે છે, તેઓને તો તેમનું વેતન મળશે, પરંતુ માલીકની ઉદારતા પર આધાર રાખીને, જેઓએ પોતાના વેતન વિષે ઠરાવ કર્યા વગર, તેની સેવાનું કામ સ્વીકાર્યું હોય, તેઓ પ્રત્યેની માલીકની ઉદારતાને લીધે કચકચ કરવાનો કોઇને હક નથી.

ખ્રીસ્તના આવવાથી માણસોના વિચારોમાં જે ઉથલપાથલ થાય છે, તે આ દૃષ્ટાંત પરથી પણ વર્ણવાય છે. પ્રભુ ઇસુ શિષ્યોને એવી સૂચના કરે છે, કે તમારૂં પુણ્ય ભલે મોટું હોય; તો પણ તમારા કરતાં આકાશી બાપના ધ્યાનમાં બીજાઓનું પુણ્ય મોટું ગણાય, અને તેઓને તમ પ્રેરિતો કરતાં પણ મોટો બદલો મળે એ સંભવિત છે; અને ખરેખર એ પ્રમાણેજ બન્યું. સ્તેફન પ્રેરિત નહોતો, તો પણ ધર્મને અર્થે પ્રાણત્યાગ કરનારનો મુગટ સૌથી પહેલાં તેણે મેળવી લીધો (પ્રે. કૃ. ૬ : ૭). તેમજ પાઉલ વિષે લખેલું છે, કે તેઓ સર્વેના કરતાં તેણે વધારે મહેનત કરી (૧ કર. ૧૫; ૧૦). વળી પ્રાચીન મંડળીમાં ઘણા પ્રેરિતો કરતાં બાર્નાબાસ તથા આપણા પ્રભુના ભાઇ યાકૂબનું સ્થાન વધારે મોટું જણાય છે એટલુંજ નહિ, પણ જ્યારે ઘણા પ્રેરિતોને આપણે કેવળ નામથીજ ઓળખીએ છીએ, ત્યારે મંડળીના ઇતિહાસમાં આપણા પ્રભુના કેટલા બધા સંતો ખ્યાતિ પામેલા જણાય છે!

આપણી સાથે ઇશ્વર કેટલી બધી ઉદારતાથી વર્તે છે, તે આ વાતો ઉપરથી શિખવવામાં આવે છે. આપણે કેટલું કર્યું તે ઉપર નહિ, પણ કેવા ભાવથી કર્યું, તે તરફ ઇશ્વર લક્ષ લગાડે છે. આપણા સંજોગો તથા મુશ્કેલીઓ પણ તે ખ્યાલમાં લે છે. આપણી સેવા જુજ હોય, તો પણ આપણાથી થઇ શકે તેટલી હોય, અને આપણે પ્રેમથી તથા વિશ્વાસુપણે તે બજાવી હોય, તો તેનાથી તે રાજી થાય છે. આ પ્રમાણે "અમને શું મળશે?" તે મતલબી સવાલનો જવાબ આપણો પ્રભુ આપે છે. તે પ્રશ્ન પૂછવામાં જે મજૂર રોજનું વેતન મેળવવા ખાતર કામ કરે છે, તેના જેવું મન પ્રેરિતો બતાવતા હતા. મહિમા અથવા બદલો મેળવવાની આશાએ નહિ, પણ ઇશ્વર પરના પ્રેમને કારણે આપણે તેની સેવા કરીએ, એવી પ્રભુ ઇસુની ઇચ્છા છે. એ હિસાબે "જેઓ છેલ્લા તેઓ પહેલા, અને જેઓ પહેલા તેઓ છેલ્લા થશે."

## ૭. ઇસુ ખ્રીસ્ત પર્વ પાળવા જાય છે

### (અધ્ય ૨૦; ૧૭-૩૪)

(૧) ખ્રીસ્તે પોતાના મરણ વિષે શિષ્યોને આપેલી ત્રીજી વારની ખબર. ૨૦ ; ૧૭-૧૯.

**[17]અને ઇસુએ યરૂશાલેમ જતાં, રસ્તે બાર શિષ્યોને એકાંતમાં**
**લઇ જઇને તેઓને કહ્યું, કે [18]જુઓ, આપણે યરૂશાલેમ જઇએ છીએ,**
**ને માણસનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સ્વાધીન કરાશે,**
**ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે. [19]અને ઠઠ્ઠામશ્કરી કરવાને, તથા**
**કોરડા મારવાને, તથા વધસ્તંભે જડવાને તેઓ તેને વિદેશીઓને**
**સોંપી દેશે; ને ત્રીજે દહાડે તે પાછો ઉઠાડાશે.**

અહીં આગળ પણ માત્થીના વૃત્તાંતમાં કેટલીએક બીનાઓ પડતી મુકવામાં આવી છે, કે જેનું વર્ણન યોહાન ૧૧ ; ૧-૫૪ સુધીમાં મળી આવે છે. ઇસુ બાર શિષ્યોને સાથે લઇ ઇ. સ. ૨૮ મી સાલની આખરે યરૂશાલેમથી બેથાબારા ગયો હતો. ત્યાં આસરે બે માસ કામ કર્યા બાદ તેને બેથાનીઆ ગામનાં માર્થા તથા મરિયમનો સંદેશો મળ્યો. એ સંદેશાના જવાબમાં બેથાનીઆમાં જઇને તેણે લાજરસને મુએલાંઓમાંથી ઉઠાડયો. એ મહાભારત ચમત્કારની અસર સાધારણ લોકોના મન ઉપર ઘણી થઈ, અને તેથી તે મસીહ છે, એ સંબંધીની ખાતરી લોકોમાં વૃદ્ધિ પામી. આથી સાન્હેદ્રિમ સભાને એવો ભય લાગ્યો, કે લોકો તેને ઇસ્રાએલનો રાજા ઠરાવશે તો રૂમી સરકાર જરૂર સખત પગલાં લેશે. તેઓના આવા ગભરાટને કારણે તેઓએ પોતે તેને મરણદંડને યોગ્ય ઠરાવવાનો નિશ્ચય કર્યો.

ઇસુ ખ્રીસ્તને હજુ કામ કરવાનું બાકી હતું, માટે યહુદાહની ઉત્તર હદ પાસે આવેલા એફ્રાઇમ નામના શહેરમાં જઇને તેણે વાસો કર્યો (યોહ. ૧૧; ૫૪). તે સલામતીનું સ્થળ હતું; કેમકે જરૂર પડે તો સમરૂન દેશમાં જ્યાં સાન્હેદ્રિમની સત્તા ચાલતી નહોતી, ત્યાં તે જતો રહી શકે. પારખા પર્વનો વખત પાસે આવ્યો હતો; પરંતુ યરૂશાલેમમાં જઇને પોતે તે પર્વ પાળવાનો, તેમજ પોતાના મરણદ્વારા તે પૂર્ણ કરવાનો વખત આવ્યો, ત્યાં સુધી ઇસુ ખ્રીસ્ત ત્યાં ને ત્યાંજ રહ્યો.

તે વરસે, એટલે ઇ સ. ર૯મી સાલે, પવિત્ર અઠવાડિયાની શરૂઆત એપ્રિલ માસની તા. ૧૨મીએ થઇ; અને એફ્રાઇમ શહેરથી આપણો પ્રભુ તા. ૧૦મીએ નીકળ્યો હોય એવું લાગે છે. એકલો પ્રભુ ઇસુ તથા બાર શિષ્યો એફ્રાઇમથી નીકળ્યા એટલુંજ નહિ, પણ પારખા પર્વ પાળવાને જે બીજા લોકો જવાના હતા તેઓ પણ તેમની સંઘાતે થયા. જે જાત્રાળુઓ યરૂશાલેમમાં જતા હતા, તેઓના મનમાં આ પ્રસંગે અસાધારણ આશાઓ હતી, કેમકે બેથાનીઆના આશ્ચર્યકારક ચમત્કારની કીર્તિ આખા પ્રદેશમાં ફેલાઇ ગઇ હતી (યોહ. ૧૧; ૫૫-૫૭). વળી સાન્હેદ્રિમનો ઢંઢેરો સાંભળીને (યોહ. ૧૧; ૫૭) કોઇ મોટી બીના બનવાની છે એવું લોકો સમજી ગયા હતા, જેથી આખા દેશમાં હોહાકાર થઇ રહ્યો હતો. બાર શિષ્યોએ પોતાના મનમાં ઘણા વખતથી જે આશાઓ રાખેલી હતી, એટલે અમારો પ્રભુ યરૂશાલેમમાં જઇને પોતાની ગાદી સ્થાપશે, તે આશાઓ ફળીભૂત થવાનો વખત હવે આવ્યો છે, એવી તેઓને ખાતરી થઇ. તેઓના મનનો વિચાર જાણીને ઇસુએ તેઓને સ્પષ્ટ એકાંતમાં લઇ જઇને કહ્યું, કે હું તો ત્યાં મરવાને જાઉં છું. તે પહેલાં તેણે તેઓને બે પ્રસંગે પોતાના મરણ વિષેની ખબર આપી હતી (૧૬; ૨૧: ૧૭; ૨૨, ૨૩); અને હવે ત્રીજી વાર ખબર આપીને, જે મોટો તથા ગંભીર બનાવ બનવાનો છે, તેની સઘળી વિગત તે તેઓની આગળ રજુ કરે છે. તેમ છતાં તેના કહેવાનો અર્થ તેઓના મનમાં ઉતર્યો નહિ, પણ તે ત્રીજે દહાડે ફરી ઉઠવાનો છે, એટલીજ વાતને તેઓ પકડી રહ્યા. અમુક ઝઘડા થઇ રહ્યા બાદ તે જય પામશે, એટલોજ અર્થ તેઓ સમજ્યા, તે પાછળ આવનાર વાત પરથી માલમ પડે છે.

(૨) સાલોમે અને તેના બે દીકરા. ૨૦; ૨૦-૨૮.

**[૨૦] ત્યારે ઝબદીના દીકરાઓની માએ પોતાના દીકરાઓની સાથે તેની પાસે આવીને તથા પગે લાગીને તેની કને કંઇ માગ્યું. [૨૧] અને તેણે તેને કહ્યું, કે તું શું માગે છે? તે તેને કહે છે, કે આ મારા બે દીકરા તારા રાજ્યમાં, એક તારે જમણે હાથે ને બીજો તારે ડાબે હાથે બેસે, એવી આજ્ઞા તું કર. [૨૨] પણ ઇસુએ તેઓને ઉત્તર દીધો, કે તમે જે**

માગો છો તે તમે સમજતાં નથી; જે પ્યાલું હું પીવાનો છું તે તમે
પીઈ શકો છો? તેઓ તેને કહે છે, અમે પીઈ શકીએ છીએ. ૨૩ તે
તેઓને કહે છે, કે તમે મારૂં પ્યાલું પીશો ખરા, પણ જેઓને સારૂ
મારા બાપે સિદ્ધ કીધેલું છે તેઓના વગર બીજાઓને મારે જમણે
હાથે ને ડાબે હાથે બેસવા દેવું એ મારૂં નથી. ૨૪ અને દશે એ સાંભળ્યું
ત્યારે તેઓ એ બન્ને ભાઇ પર ગુસ્સે થયા. ૨૫ પણ ઇસુએ તેઓને
પાસે તેડાને કહ્યું, કે તમે જાણો છો કે વિદેશીઓના રાજાઓ તેઓ
પર ધણીપણું કરે છે, ને જેઓ મોટા છે તેઓ એઓના પર અધિકાર
ચલાવે છે. ૨૬ પણ તમારામાં એવું ન થાય; પણ તમારામાં જે કોઈ
મોટો થવા ચાહે, તે તમારો સેવક થાય; ૨૭ અને જે કોઇ તમારામાં
મુખ્ય થવા ચાહે, તે તમારો દાસ થાય; ૨૮ જેમ માણસનો દીકરો
સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને, તથા ઘણા લોકની ખંડણીને
સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ.

ઉત્તરથી આવતો રાજમાર્ગ પર્વમાં જનારા જાત્રાળુઓથી ચિક્કાર ભરેલો હતો. જેથી તે રસ્તા પર આપણો પ્રભુ તથા તેના શિષ્યો આવ્યા, ત્યારે કાપરનાહુમથી આવનાર તેઓના મિત્રોનો જથો પણ તેમને મળ્યો. તેઓમાં યાકૂબ તથા યોહાનની મા સાલોમે હતી (જુઓ ૧૦; ૨નો ખુલાસો). બીજા શિષ્યોની માફક આ બે શિષ્યોના મનમાં પણ મોટી મોટી દૈહિક આશાઓ ભરેલી હતી. સાલોમેને પણ પોતાના દીકરાઓ વિષે મોટાઇની ઉમેદ હતી ઇસુ પોતાનું રાજ્ય સ્થાપે ને ગાદી પર બિરાજે, તે વખતે સૌથી ઉંચી જગાઓ પોતાના દીકરાઓને મળે એવું વચન અગાઉથી ખ્રીસ્તની પાસેથી તેને લઇ લેવું હતું. તેની ઇચ્છા એવી હતી, કે જે જગા સૌથી માનયોગ્ય ગણાતી હતી, એટલે જમણા હાથ પરની જગા અને ડાબા હાથ પરની જગા, તે તેના દીકરાઓને મળે. એક રાબ્બીનું એવું વચન છે, કે "પવિત્ર તથા ત્રિધન્ય યહોવાહ પોતાના જમણા હાથ પર મસીહ રાજાને બેસાડશે, અને પોતાના ડાબા હાથ પર ઇબ્રાહીમને બેસાડશે."

ઇસુ પોતાના બાર શિષ્યોમાંથી ત્રણ ઉપર ખાસ ભરોસો રાખતો હતો, એટલે પીતર, યાકૂબ તથા યોહાન. આ માગણીમાં સાલોમેની મતલબ એ હતી, કે તેના બે દીકરાઓને મોટી મોટી જગાઓ મળે, અને પીતરને પડતો મૂકવામાં આવે. માર્ક અને પીતર સુવાર્તાપ્રચારનું કાર્ય સાથે ફરીને કરતા હતા. એ મુસાફરીઓમાં ખ્રીસ્ત વિષે પીતર પાસેથી માર્કે જે જે સાંભળ્યું તે પરથી તેણે સુવાર્તા લખી. હવે માને પોતાના દીકરાઓ સંબંધી મોટી મોટી ઉમેદ હોય, તે તો સ્વાભાવિક છે. પરંતુ આ પ્રકારની વાતમાં યાકૂબ તથા યોહાન પોતાની મા સાથે સામેલ થાય, એ બહુ ખોટું હતું, અને માર્ક પીતરનો મિત્ર હોવાથી સ્વાભાવિક

રીતે તેઓનો દોષ વધારે ગણે છે. લુક પોતાની સુવાર્તામાં આ વાત દાખલ કરતો નથી, કારણ કે પ્રેરિતોની આબરૂની તેને ચિંતા હતી. પ્રેરિતોનો દોષ ઓછો જણાય એજ હેતુ માત્થીના મનમાં પણ હતો, તેથી "ઝબદીના દીકરાઓની માએ" માગણી કરી, એવું તે ઇરાદાપૂર્વક લખે છે.

માર્કના કહેવા પ્રમાણે પૂર્વના રાજદરબારની પદ્ધતિ અનુસાર તેઓએ એવી માગણી કરી, કે "ઉપદેશક, અમારી ઇચ્છા છે, કે અમે જે કંઇ માગીએ તે તું અમારે વાસ્તે કરે" (સરખાવો માર્ક ૧૦; ૩૫ અને એસ. ૫; ૧-૮). પરંતુ એ પ્રકારનું મોઘમ વચન આપીને આપણો પ્રભુ બંધાય એવો નહોતો. માટે તેણે તેઓને પૂછ્યું, કે "તમારી શી ઇચ્છા છે; હું તમારે વાસ્તે શું કરૂં?" તેઓએ કહ્યું, કે "તારા મહિમામાં અમે એક તારે જમણે હાથે, ને એક તારે ડાબે હાથે બેસીએ, એવું અમારે વાસ્તે કર." આવી માગણી કરવાથી તેઓ ઠપકાને પાત્ર હતાં, છતાં ઇસુએ તેઓને ઠપકો આપ્યો નહિ. કેવળ તેઓ પ્રત્યે તેના હૃદયમાં મોટી દયાની લાગણી ઉત્પન્ન થઇ, જેથી તે તેઓને એટલુંજ કહે છે, કે "તમે જે માગો છો, તે તમે સમજતાં નથી."

જે દિવસે આ બનાવ બન્યો તે શુક્રવારનો બપોરનો સમય હતો; અને એક અઠવાડિયા પછી તેજ દિવસે તથા તેજ હોરાએ જે બીનાઓ બનવાની હતી, તે તેઓ અગાઉથી જોઇ શક્યા હોત, તો તેઓના જોવામાં શું આવત? તેઓનો સ્વામી રાજ્યાસન પર બિરાજેલો નહિ, પણ વધસ્તંભ ઉપર ટંગાએલો તેઓના જોવામાં આવત; અને જે માનની જગાની તેઓ આશા રાખતા હતા તે જગાએ, એટલે તેને જમણે હાથે અને તેને ડાબે હાથે, બે ચોર પીડાતા પીડાતા, ભારે કષ્ટસહિત, પોતાનો પ્રાણ છોડતા તેઓના જોવામાં આવત. ખરી હકીકત તેઓથી સંતાડેલી હતી, પણ પ્રભુ ઇસુ તે જાણતો હતો, માટે તેણે તેઓને કહ્યું, કે "જે પ્યાલો હું પીઉં છું તે શું તમે પીઇ શકો છો? ને જે બાપ્તિસ્મા હું લઉં છું, તે બાપ્તિસ્મા શું તમે લઇ શકો છો? તેઓએ તેને કહ્યું, કે અમે તેમ કરી શકીએ છીએ." કડવો અનુભવ થયા વગર બીજી કોઇ રીતે તેઓની ખોટી આશા દૂર થાય એવું નહોતું. તેથી ઇસુએ તેઓને એક વચન તથા એક ચેતવણી આપીને વિદાય કર્યા. વચન એવું હતું કે તેઓ ખરેખર તેના પ્યાલામાં તથા બાપ્તિસ્મામાં ભાગીદાર થશે. એનો અર્થ પાછળથી તેઓના સમજવામાં આવ્યો હશે; કેમકે હેરોદ આગ્રીપાની તરવારથી યાકૂબનો શિરચ્છેદ થયો (પ્રે. કૃ. ૧૨; ૨), અને યોહાનનો પાત્મસ બેટમાં દેશનિકાલ થયો (પ્રક. ૧; ૯). ચેતવણી એવી હતી, કે "મારે જમણે હાથે કે ડાબે હાથે કોઇને બેસવા દેવું એ મારૂં નથી, પણ જેઓને સારૂ તે સિદ્ધ કરેલું છે તેઓને માટે છે." આ વાક્યનો ખુલાસો સંત ક્રિસોસ્ટોમ સારો કરે છે: "એમ ધારો કે ઇનામ મેળવવા

માટે પહેલવાનો અખાડામાં યત્ન કરે છે. તેઓમાંના કોઈ બે પહેલવાનને લવાદ તરીકે ઠરાવેલા ત્રાહિત જન સાથે મિત્રાચારી છે; તેથી પેલા બે જણ લવાદ પાસે જાય, અને માગણી કરે, કે મિત્રાચારીને અંગે અમનેજ ઇનામ આપજો. તો તેઓને શો જવાબ મળે? એવોજ જવાબ મળે કે આ ઇનામ આપવાનું કંઇ મારૂં કામ નથી, પરંતુ પ્રયત્ન તથા પરસેવાથી જેઓને સારૂ તે તૈયાર કરવામાં આવ્યું છે, તેઓનું છે." તેજ પ્રમાણે પ્રભુ ઇસુ અહીં આગળ એવું શિખવે છે, કે જીવનનો તાજ તે દાનરૂપ નથી, પણ ઇનામરૂપ છે, અને દરેક માણસે પોતપોતાના યત્નથી તે મેળવી લેવાનો છે (સરખાવો પ્રક. ૩; ૨૧. ૨ તીમ. ૨; ૨૭).

આ યુક્તિને લીધે સ્વાભાવિક રીતે બીજા શિષ્યોના મનમાં ઇર્ષા ઉત્પન્ન થાય, જેથી પ્રભુ ઇસુએ લોભ સંબંધી બધાંને લાગુ પડે એવો બોધ આપ્યો, કેમકે તેઓ બધાના હૃદયમાં દૈહિક લોભ હતો. ઇસુ ખ્રીસ્ત અહીં આગળ એવું શિખવે છે કે દૈહિક રાજ્યમાં આ પ્રકારની ઉમેદો અને ભાવનાઓ હોય; પરંતુ આકાશના રાજ્યની વાત તે કરતાં છેક જુદી છે. તેમાં તો સેવા કરાવવામાં નહિ, પણ સેવા કરવામાં મોટાઇ સમાએલી છે. તે રાજ્યનો નિયમ આત્મત્યાગ છે, ને આત્મત્યાગનો સંપૂર્ણ દાખલો થોડીજ વારમાં તેઓની આગળ દેખાડવામાં આવશે. સેવા કરાવવી તે માણસોમાં ઉત્તમ ગણાય છે, પણ આકાશના રાજ્યમાં સેવા કરવી તે ઉત્તમ ગણાય છે; એમ આપણા પ્રભુના આવવાથી માણસોના વિચારમાં ઉથલપાથલ થાય છે.

### (૩) યરેખોના દરવાજા આગળ. ૨૦; ૨૯-૩૪.

**૨૯ અને તેઓ યરેખોમાંથી નીકળતા હતા, ત્યારે લોકોનો મોટો**
**સમુદાય તેની પાછળ ચાલતો હતો. ૩૦ અને જુઓ, બે આંધળા**
**રસ્તાની કોરે બેઠેલા હતા, અને ઇસુ પાસે થઇને જાય છે તે સાંભળીને**
**તેઓએ બૂમ પાડી, કે ઓ પ્રભુ, દાઉદના દીકરા, અમારા પર દયા**
**કર. ૩૧ અને લોકે તેઓને ધમકાવીને કહ્યું, કે છાના રહો: પણ**
**તેઓએ વત્તી બૂમ પાડી, કે ઓ પ્રભુ, દાઉદના દીકરા, અમારા પર**
**દયા કર. ૩૨ ત્યારે ઇસુએ ઉભા રહીને તેઓને તેડીને કહ્યું, કે હું તમારે**
**વાસ્તે શું કરૂં, એ વિષે તમારી શી ઇચ્છા છે? ૩૩ તેઓ તેને કહે છે, કે**
**પ્રભુ, અમારી આંખો ઉઘડી જાય. ૩૪ ત્યારે ઈસુને દયા આવી, ને તે**
**તેઓની આંખોને અડક્યો, ને તરત તેઓ દેખતા થયા; ને તેઓ તેની**
**પાછળ ચાલ્યા.**

મુસાફરીમાં આગળ ચાલતાં ચાલતાં તેઓ થોડી વારમાં યરેખો શહેરમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ અમુક કારણને લીધે તેઓ ખોટી થયા. આ વાત

ત્રણે સંદર્શક સુવાર્તિકો રજુ કરે છે (માર્ક ૧૦ ; ૪૬-૫૨. લુક ૧૮ ; ૩૫-૪૩). તેઓનાં વૃત્તાંતમાં તફાવત માલમ પડે છે ખરો, છતાં તે તફાવતનો વિચાર કરતાં ઘણું શીખવાનું મળે છે :—

૧. માત્થીના વૃત્તાંત પ્રમાણે બે આંધળા છે.

૨. માર્ક તથા લુકના લખવા પ્રમાણે એક આંધળો છે.

૩. માત્થી તથા માર્કના કહેવા પ્રમાણે યરેખોમાંથી દક્ષિણના દરવાજે થઈને તેઓ નીકળતા હતા, તે અરસામાં આ વાત બની ; અને લુકના કહેવા પ્રમાણે તેઓ ઉત્તર દિશા તરફથી આવીને શહેરમાં પ્રવેશ કરવાની અણી પર હતા, એટલામાં આ વાત બની (લુક ૧૮ ; ૩૫ : ૧૯ ; ૧).

આ ઉપરથી આપણે શું સમજવું ? માત્થી ૮ ; ૨૮ સમજવાને જે ખુલાસો કરવામાં આવ્યો તેજ જાતનો ખુલાસો અહીં પણ લાગુ પડે છે. પરંતુ બીજા તફાવતનો વિચાર પ્રથમ કરીએ તો પહેલા તફાવતનો ખુલાસો મળશે. લુકનું કહેવું ખરૂં છે, કે શહેરમાં પ્રવેશ કરતી વેળાએ આ બીના બની ; કેમકે શહેરમાંથી નીકળતી વખતે તો જાખીનો મિલાપ થયો (લુક ૧૯ ; ૧-૧૦). તે પ્રસંગે બે બીનાઓ બની હતી, પરંતુ તે જમાનામાં લેખિત સુવાર્તા નહિ હોવાથી આ બીનાઓના ક્રમ તેમજ સ્થળના સંબંધમાં ગુંચવણ ઉભી થએલી જણાય છે. માત્થીના વૃત્તાંતમાં આ પ્રમાણે ગુંચવણ માલમ પડે છે એટલુંજ નહિ, પણ તેની રીત પ્રભુ ઇસુનાં વચનોને વધારે જગા આપવાની હોવાથી આ બીના તે સંક્ષેપમાં લખે છે. માટે આ બીનાનો અભ્યાસ કરવો હોય તો માર્કની સુવાર્તામાં વધારે સુગમ પડશે, કારણ કે ત્યાં આગળ તેનું વર્ણન વિસ્તારથી કરવામાં આવેલું છે.

## ૮. યરૂશાલેમમાં પ્રભુ ઇસુનો પ્રવેશ

(અધ્યા. ૨૧ ; ૧-૧૬)

**અને જ્યારે તેઓ યરૂશાલેમની નજીક આવ્યા, ને જૈતુનના પહાડ પાસે બેથફાગે સુધી પહોંચ્યા, ત્યારે ઇસુએ બે શિષ્યને મોકલીને [2] કહ્યું, કે તમે સામા ગામમાં જાઓ, ને તેમાં પેસતાંજ બાંધેલી એક ગધેડી તથા તેની જોડે બચ્ચું દેખશો ; તેઓને છોડીને મારી પાસે લાવો. [3] અને જો કોઇ તમને કંઇ કહે તો તમારે કહેવું, કે પ્રભુને તેઓનો ખપ છે, એટલે તે તેઓને લાગલો મોકલી દેશે. [4] હવે આ એ માટે થયું કે પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થાય, કે**

[5] સીઓનની દીકરીને એમ કહો, કે
જો, તારો રાજા તારી પાસે આવે છે,
તે નમ્ર છે, તથા ગધેડા પર, હા, ખોલા પર,
એટલે ગધેડીના વછેરા પર, સવાર થઈને [આવે છે].
[6] ત્યારે શિષ્યોએ જઈને ઈસુએ તેઓને ફરમાવ્યું હતું તેમ કીધું; [7] અને
તેઓ ગધેડીને બચ્ચા સુદ્ધાં લાવ્યા, ને પોતાનાં લુગડાં તેઓ પર નાખ્યાં;
અને તે તેઓ પર સવાર થયો. [8] અને લોકોમાંના ઘણાખરાએ પોતાનાં
લુગડાં રસ્તામાં પાથર્યાં, ને બીજાઓએ ઝાડો પરથી ડાળીઓ કાપીને
રસ્તામાં પાથરી. [9] અને આગળ ચાલનાર તથા પાછળ આવનાર
લોકે પોકાર્યું, કે દાઉદના દીકરાને હોસાના, પ્રભુને નામે જે આવે છે તે
આશીર્વાદિત છે; પરમ ઉંચામાં હોસાના. [10] અને જ્યારે તે યરૂશા-
લેમમાં આવ્યો ત્યારે તે આખા નગરે ખભળી ઉઠીને કહ્યું, કે એ કોણ
છે? [11] ત્યારે લોકોએ કહ્યું, કે ઈસુ પ્રબોધક, જે ગાલીલના નાઝારેથનો,
તે એ છે.

[12] પછી ઈસુ દેવના મંદિરમાં ગયો, ને મંદિરમાં જેઓ વેચતા
તથા ખરીદતા હતા, તે સર્વને તેણે કાઢી મૂક્યા; ને નાણાવટીઓના
બાજટ, તથા કબુતર વેચનારાઓનાં આસનો તેણે ઉંધાં વાળ્યાં; [13] અને
તેણે તેઓને કહ્યું, કે મારૂં ઘર પ્રાર્થનાનું ઘર કહેવાશે, એમ લખેલું છે,
પણ તમે એને લુટારાઓનું કોતર કીધું છે. [14] અને આંધળા તથા
લંગડા તેની પાસે મંદિરમાં આવ્યા, ને તેણે તેઓને સાજા કીધા.
[15] પણ જે ચમત્કારો તેણે કીધા, તથા જે છોકરાં મંદિરમાં મોટે ઘાંટે
દાઉદના દીકરાને હોસાના કહેતાં હતાં, તેઓને જ્યારે મુખ્ય યાજકોએ
તથા શાસ્ત્રીઓએ દીઠાં, ત્યારે તેઓ બહુ ગુસ્સે થયા. [16] અને તેઓએ
તેને કહ્યું, કે એઓ શું કહે છે, તે શું તું સાંભળે છે? ત્યારે ઈસુ તેઓને
કહે છે, કે હા, બાળકોનાં તથા ધાવણાંઓનાં મોંથી તેં સ્તુતિ સંપૂર્ણ
કરાવી છે, એ શું તમે કદી નથી વાંચ્યું?

આપણો પ્રભુ યરેખો પહોંચ્યો, તે વખતે શુક્રવારની સાંજ હતી. યહુદી ગણતરી પ્રમાણે છ વાગે દિવસ સમાપ્ત થાય, અને નવો દિવસ શરૂ થાય. હવે સાબ્બાથ પાસે હતો, અને સાબ્બાથ દિવસે વધારેમાં વધારે બે માઇલની મજલ થઇ શકે, તેથી તે યરેખોમાં જાખીને ત્યાં મહેમાન તરીકે રહ્યો (લુક ૧૯ ; ૫). અઠવાડિયાના પહેલા દિવસની સવાર સુધી તે ત્યાં રહ્યો. યરેખો તથા યરૂશાલેમ વચ્ચેનો રસ્તો ડુંગરાળો હતો, અને ત્યાં બહારવટિયાની બીક વધારે હતી (સરખાવો લુક ૧૦ ; ૩૦), તેથી આ રસ્તાને "લોહીનો ઢોળાવ" એ નામ

આપવામાં આવતું હતું. વળી તેણે રાજધાનીમાં તરત પ્રવેશ ન કર્યો, પણ તે બેથાનીઆ ગામમાં લાજરસ તથા તેની બેનોને ત્યાં રહ્યો (યોહ. ૧૨ ; ૧). તે દિવસોમાં યરૂશાલેમમાં પાસ્ખા પર્વ પાળવા ચારે તરફથી આવનારાઓની ભીડ વસ્તી થતી હતી.

થોડાં અઠવાડિયાં ઉપર આપણા પ્રભુએ લાજરસને મરેલાંમાંથી ઉઠાડયો હતો, તે આશ્ચર્યકારક ચમત્કારની વાત દરેકના મનમાં તાજી હતી. તેને જોવા માટે સઘળા લોકો ઉત્તેજાર હતા ; અને પ્રભુ બેથાનીઆમાં આવ્યો છે, એ ખબર તેઓએ સાંભળી, ત્યારે તેઓ સંખ્યાબંધ તેની પાસે જવા લાગ્યા (યોહ. ૧૧ ; ૫૫, ૫૬ : ૧૨ ; ૯). લોકોનો આવો ઉગ્ર ઉમંગ જોઇને સાન્હેદ્રિમ સભાને ચિંતા થઇ. સાન્હેદ્રિમ સભાએ તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો હતો, અને તે એફ્રાઇમ ગયો ત્યારે તેઓએ ઢંઢેરો પીટાવ્યો હતો કે તે ક્યાં છે, એવું કોઇ જાણતું હોય તો તેણે અધિકારીઓને એ વાતની બાતમી આપવી. આ પ્રસંગે પ્રભુ ખ્રીસ્ત શહેરમાં જોવામાં આવે, તો તરતજ તેને પકડી લેવાનો હતો ; અને જોકે મરવાને માટેજ તે આવ્યો હતો ખરો, તોપણ ઠરાવેલા વખત પહેલાં તેઓના હાથમાં પડવા તે ચહાતો નહોતો. મરણ અગાઉ તેને કામ કરવાનું હજી બાકી હતું. યરૂશાલેમના રહેવાસીઓએ પહેલાંથીજ તેનો આવકાર કર્યો નહોતો ; અને છેલ્લી વારે તે ત્યાં ગયો ત્યારે તેઓએ તેને પત્થરે મારવાનો પ્રયત્ન કર્યો હતો, તેથી તેને ત્યાંથી નીકળવું પડયું હતું (યોહ. ૧૦ ; ૩૧, ૩૯). આ કારણથી તે યરૂશાલેમને લીધે ઘણો નિરાશ થઇ ગયો હતો, તો પણ આ પવિત્ર રાજધાની ઉપર તેનો પ્રેમ ઘણો હતો, માટે તેના મરવા અગાઉ તેણે, ફરીથી તથા છેલ્લી વારે, એ હઠીલા નગરના કાલાવાલા કરવાનો નિશ્ચય કર્યો, એવી આશાએ કે હજુ પણ વચનદત્ત તારનાર તરીકે તે તેનો સ્વીકાર કરે. તે પોતે તરત ન પકડાય, અને પોતાનો કૃપાવંત ઇરાદો અમલમાં આવી શકે, એવો રસ્તો કેવી રીતે લેવાય એ તો સમુદાયની હોંસ પરથી તેને સૂચવાયું. તેથી પ્રાચીન વખતના પ્રબોધકોએ જે પદ્ધતિ ઘણી વાર વાપરી હતી (૧ રાજા ૧૧ ; ૨૯-૩૧. હઝ. ૪ ; ૧-૩), એવી કૃત્રિમ ઉપમાની પદ્ધતિ તેણે કામે લગાડી. ખ્રીસ્તના જમાના પછીના પ્રબોધકો પણ એવું કરતા (પ્રે. કૃ. ૨૧ ; ૧૦, ૧૧).

પ્રાચીન જમાનાની એક અગમવાણી હતી (ઝખ. ૯ ; ૯). ઇસ્રાએલનો મસીહ રાજા પોતાની રાજધાનીમાં કેવી રીતે પ્રવેશ કરવાનો છે, તેનું વર્ણન એ વાણીમાં આવે છે : "હે સિયોનની પુત્રી, બહુ આનંદ કર ; હે યરૂશાલેમની પુત્રી, જયજયકાર કર ; જો, તારો રાજા તારી પાસે આવે છે ; તે ન્યાયી તથા તારણ સાધનાર છે ; તે નમ્ર છે, અને ગધેડા પર, હા, ખોલા એટલે ગધેડીના વછેરા પર

સ્વાર થઇને આવે છે." "જેના પર કોઇ માણસ કદી બેઠો નહોતો" એવો તે ગધેડાનો વછેરો હતો (માર્ક ૧૧ ; ૨. લુક ૧૯ ; ૩૦. યોહ. ૧૨ ; ૧૪, ૧૫).

પુરાતન વિચારો પ્રમાણે જે વસ્તુ કદી સાંસારિક ઉપયોગને અર્થે વાપરવામાં આવી ન હોય, તે ખાસ રીતે પવિત્ર કાર્યને અંગે વાપરવા લાયક ગણાતી હતી (સરખાવો ૧ શમ. ૬ ; ૭. યોહ. ૧૯ ; ૪૧). રાજાઓ લડાઇ કરવા જતા હતા ત્યારે તેઓ ઘોડા પર બેસતા હતા, પણ શાંતિદાયક કામને અંગે તેઓ જતા ત્યારે ગધેડા પર બેસતા હતા; અને આ અગમવાણીનું રહસ્ય એજ બાબતમાં રહેલું છે.

અહીં આગળ "શાંતિના સરદાર" તરીકે મસીહ પોતાની રાજધાનીમાં પ્રવેશ કરતો ચિત્રરૂપે વર્ણવાય છે. આપણો પ્રભુ કૃત્રિમ પદ્ધતિ મુજબ આ પ્રાચીન અગમવાણીનું રહસ્ય પોતાને લાગુ કરે છે. બેથફાગે નામનું ગામ બેથાનીઆ પાસે આવેલું હતું. ત્યાં પ્રભુ ઇસુનો એક મિત્ર હતો, જેનું નામ જાણવામાં આવેલું નથી; પણ ઘણું કરીને જે જેતુન વાડીઓ પરથી તે ડુંગરને નામ અપાએલું હતું, તેવી કોઇએક વાડીનો તે માલીક હશે. આગળથી તેણે ઇસુને પોતાના ગધેડાનો વછેરો આપવાનું વચન આપ્યું હશે. એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હશે, કે એ સવારે તબેલા પાસે ગધેડાના વછેરાને બાંધી રાખવામાં આવે, અને તેને ત્યાંથી લાવવા માટે બે શિષ્યોને આગળથી મોકલવામાં આવે. ભૂલ ન થાય માટે તે જમાનાની રીત પ્રમાણે સંજ્ઞાના શબ્દો ઠરાવવામાં આવ્યા હતા; એટલે કોઇ આવીને વછેરાની માગણી કરે, તો તેણે એમ બોલવું જોઇએ, કે "પ્રભુને તેનો ખપ છે."

એજ પ્રમાણે વછેરો લેનાર આવનારાઓએ કર્યું. પછી ઇસુ વછેરા પર સવાર થઇને પોતાના શિષ્યોસહિત યરૂશાલેમ તરફ જવા લાગ્યો. શહેરમાંથી જે સમુદાય તેને મળવા માટે આવ્યો હતો તેઓ, પુરાતન અગમવાણી પૂરી થાય છે, એવું ઇસુના એ કાર્યથી તરત સમજી ગયા, અને પોતાના મસીહ રાજા તરીકે ઇસુને સંબોધવા લાગ્યા. તેઓની હોંસનો પાર રહ્યો નહિ, અને પ્રાચીન રીત પ્રમાણે તેઓએ તેની આગળ રસ્તામાં ફૂલ, પાંદડાં, ડાળીઓ અને પોતાનાં લુગડાં પણ પાથર્યાં (સરખાવો ૨ રાજા ૯ ; ૧૩). આ પ્રમાણે આનંદ કરતાં કરતાં તથા ગીતશાસ્ત્રમાંથી જયજયકારનાં ગીતો ગાતાં ગાતાં તેઓ મસીહને શહેરમાં લાવ્યા, અને એ જોઇને આખું શહેર ખળભળી ઉઠયું (સરખાવો ગીત. ૧૧૮ ; ૨૫, ૨૬ : ૧૪૮ ; ૧).

"જે હૃદયમાં રાંક તથા નમ્ર હતો, જે ઝગડો નહિ કરે, ને બૂમ નહિ પાડે ને જેની વાણી રસ્તાઓમાં કોઇ નહિ સાંભળે" (યશા. ૪૨ ; ૨) તેને આ ઠાઠમાઠથી કેટલો કંટાળો ઉત્પન્ન થયો હશે! બેથસાયદા જુલિયસ આગળ લોકોએ તેને બળાત્કારથી રાજા બનાવવાનો યત્ન કર્યો હતો, તે વખતે તે તેઓની પાસેથી નાસી

ગયો હતો (યોહ. ૬; ૧૫). તે પ્રસંગે પ્રભુ ઇસુએ જે અનુભવથી દૂર રહેવાના પ્રયત્ન કર્યા હતા, તેજ અનુભવ તે હમણાં શા કારણથી સ્વીકારે છે? યરૂશાલેમની ખાતર તેણે આ પ્રમાણે કર્યું. આ કૃત્રિમ પદ્ધતિ પ્રમાણે કરીને છેલ્લી એક વાર યરૂશાલેમના અધિકારીઓ તથા લોકોના કાલાવાલા કરવાનો તેનો હેતુ હતો. પરંતુ આ તેનો છેલ્લો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. શાંતિના સરદાર તરીકે નહિ, પણ દૈહિક રાજની સ્થાપના કરવા ઇસુ ખ્રીસ્ત આવતો હોય, તેમ જયજયકારનાં સ્તોત્ર સહિત તેનો સ્વીકાર કરવામાં આવે છે, એ જોઇને તેને કેટલી બધી દુ:ખની લાગણી થઇ હશે! તેનું રાજ્ય આ દુનિયાનું નથી; પણ આત્મિક રાજ્ય છે, એવું સમજાવવાને અર્થે તેણે આજ સુધી જેટલા પ્રયત્ન કર્યા હતા, તે બધા પ્રયત્ન આ પ્રમાણે અંત સુધી નિષ્ફળ ગયા, ત્યારે તેને ખાતરી થઇ હશે કે તેઓ મને ઇસ્રાએલના તખ્ત પર નહિ પણ ગલગથાના સ્તંભ પર ઉંચો કરેલો જોશે, ત્યારેજ આ આગમવાણીનું ખરૂં તથા આત્મિક રહસ્ય તેઓના મનમાં ઉતરી શકશે.

મંદિરની બહારના આંગણાની જગામાં, જ્યાં આગળ યહુદી લોકોની સામાન્ય સભાઓ ભરાતી હતી, ત્યાં આપણો પ્રભુ ગયો. મંદિરમાંથી વેપારીઓને કાઢી મૂકવા વિષેની વાત ત્રણે સંદર્શક સુવાર્તિકો અહીં આગળ દાખલ કરે છે (લુક ૧૯; ૪૫, ૪૬. માર્ક ૧૧; ૧૫, ૧૭). પરંતુ પ્રભુ ઇસુ પોતાની જાહેર સેવાની શરૂઆતમાં પહેલીજ વાર પાસ્ખા પર્વમાં ગયો હતો, તે વખતે આ બનાવ બન્યો હોય, એવું યોહ. ૨; ૧૩-૧૭ ઉપરથી માલમ પડે છે. સંદર્શક સુવાર્તિકો આ વાત અહીં આગળ દાખલ કરે છે તેનું કારણ એ છે, કે તેઓ કેવળ તેના ગાલીલમાં કરેલા કામનું વર્ણન કરે છે. જે પ્રસંગે યરૂશાલેમની મુલાકાત લઇને ઇસુએ આ કામ કર્યું હતું (યોહ. ૨; ૧૩-૧૭) તે મુલાકાત વિષે, તેમજ વખતોવખત તેણે યરૂશાલેમની જે બીજી મુલાકાતો લીધી હતી તેઓમાંની કોઇ પણ મુલાકાત વિષે, સંદર્શક સુવાર્તાઓમાં નોંધ મળતી નથી. યોહાનની સુવાર્તા આપણી પાસે ના હોત, તો ઇસુએ જુદે જુદે પ્રસંગે કરેલી યરૂશાલેમની મુલાકાત સંબંધી આપણે કંઇ જાણત નહિ. કેવળ સંદર્શક સુવાર્તાઓ પરથી તો એમજ લાગે છે, કે મરણ પામવાને માટે ઇસુ ખ્રીસ્ત યરૂશાલેમમાં ગયો, તે પહેલાં તેણે પવિત્ર નગરની મુલાકાત લીધી નહોતી. પરંતુ આ બીના એટલી બધી જાણવા જેવી હતી, કે તે તેઓથી પડતી મૂકી શકાય એવું નહોતું, માટે ખ્રીસ્તના દુ:ખસહનના અઠવાડિયાના વૃત્તાંતમાં યરૂશાલેમ વિષે લખવાનો પહેલોજ પ્રસંગ મળતાં તેઓએ તે હકીકત દાખલ કરી. પરંતુ તેઓ બધા તે બીનાને કોઇ એકજ સ્થાને અને એકજ દિવસે બનેલી જણાવતા નથી. માત્થી તથા લુક ઇસુના જયકારસહિત નગરમાં પ્રવેશ કરવાની વાતના સંબંધમાં તે વાત દાખલ કરે છે. માર્ક જણાવે છે કે ઇસુએ યરૂશાલેમમાં પ્રવેશ કર્યો તે પછી બીજે દિવસે આ બીના બની (માર્ક ૧૧; ૧૨-૧૫).

પરંતુ આપણા પ્રભુની જાહેર સેવાની શરૂઆતે જ્યારે અધિકારીઓનાં મન ઉપર પણ ઇસુની અસર થતી હતી, તેજ વખતે આ બનાવ બન્યો હોય, એમ માનવું વધારે સંભવિત લાગે છે (માર્ક ૧૧; ૧૮. લુક ૧૯; ૪૭, ૪૮).

વળી આ પ્રસંગે ઇસુએ આવું કામ કર્યું હોય, તો તેના પર કાયદેસર કામ ચલાવવાનું અધિકારીઓને વધારે સહેલું પડત. હજુ આપણા પ્રભુનો સમય પૂરો થવામાં વખત બાકી હતો, તેથી પોતાનું કૃપાવંત કામ પૂરૂં કરવાને, અને કોઇથી વાંધો નહિ લેવાય એવી રીતે વર્તવાને તે આતુર હતો; છતાં તેના પર અધિકારીઓ ઇર્ષાથી ભરેલા હતા, એવું તેઓની વર્તણુક પરથી જણાય છે. આંધળા અને લંગડાઓએ મંદિરના આંગણામાં તેની શોધ કરી, ને તેણે તેઓને સાજા કર્યા; તેથી સમુદાયમાં તેની કીર્તિ નવેસરથી ફેલાઈ ગઇ. આપણા પ્રભુનાં યશોગાન ગાવામાં છોકરાંઓએ પણ ભાગ લીધો અને તે સવારે જે ગીતોનો ઘોંઘાટ ડુંગરના ઢોળાવ પર તેમજ શહેરના મહોલ્લાઓમાં સંભળાયો હતો તેજ ગીતો તેઓ હજી ગાતાં હતાં. મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ એ બધું જોઇને નાખુશ થયા, ને તેઓએ વાંધો ઉઠાવ્યો; ત્યારે જવાબમાં પ્રભુ ઇસુએ તેઓને "સપ્તતિ"માં કરેલા ભાષાંતર પ્રમાણે ગીત રચનારનું વચન યાદ દેવડાવ્યું, કે "બાળકોનાં તથા ધાવણાંઓનાં મોંથી તેં સ્તુતિ સંપૂર્ણ કરાવી છે" (સરખાવો ગીત. ૮; ૨).

### ૯. ડુંગરના ઢોળાવ પર આપણા પ્રભુનો વાસો
(અધ્ય. ૨૧; ૧૭-૨૨)

**[૧૭] પછી તેઓને મૂકીને નગર બહાર બેથાનીઆમાં જઇને તે ત્યાં ઉતર્યો.**

**[૧૮] હવે સવારે નગરમાં પાછો આવતાં તે ભૂખ્યો થયો. [૧૯] અને**
**રસ્તાની કોરે એક અંજીરીને જોઇને તે તેની પાસે ગયો, પણ તેના**
**પર એકલાં પાતરાં વગર બીજું કંઇ ન મળવાથી તેણે તેને કહ્યું, કે**
**હવેથી તારા પર કદી ફળ ન લાગો; ને એકદમ તે અંજીરી સુકાઇ**
**ગઇ. [૨૦] અને એ જોઇને શિષ્યો અચરત થઇને બોલ્યા, કે અંજીરી કેવી**
**રીત એકદમ સુકાઇ થઇ? [૨૧] ત્યારે ઇસુએ તેઓને ઉત્તર દીધો, કે હું**
**તમને ખચીત કહું છું, જો તમને વિશ્વાસ હોય ને તમે સંદેહ ન**
**લાવો તો આ અંજીરીને જે થયું તે તમે કરશો એટલુંજ નહિ, પણ**
**જો તમે આ પહાડને કહેશો, કે તું ઉંચકાઇને સમુદ્રમાં નંખા, તો**
**તેમજ થશે. [૨૨] અને જે કંઇ તમે વિશ્વાસ રાખીને પ્રાર્થનામાં માગશો,**
**તે સઘળું તમે પામશો.**

સ્વાભાવિક રીતે આપણા મનમાં એમ આવે છે, કે પ્રભુ ઇસુ શહેર મૂકીને બેથાનીઆ ગયો ત્યારે તેણે લાજરસ, મારથા તથા મરિયમને ઘેર ઉતારો કર્યો હશે. હવે જો એ અટકળ ખરી હોય તો બીજી સવારે તે શહેરમાં જવા લાગ્યો, ત્યારે તેને કેમ ભૂખ લાગી હોય? એવો પ્રશ્ન ઉભો થાય છે. ૧૭મી કલમમાં મૂળ ભાષાનો જે "રહ્યો" શબ્દ વપરાએલો છે, તે આ જગા સિવાય નવા કરારમાં બીજી એકજ જગાએ મળે છે, એટલે લુક ૨૧ ; ૩૭. "ખુલ્લા મેદાનમાં ફોજ છાવણી નાખે" એ અર્થનો તે શબ્દ છે. બેથાનીઆ નામનું ગામ હતું એટલુંજ નહિ, પરંતુ જૈતુન પહાડની ટોચ તથા પશ્ચિમ દિશા તરફનો ઢોળાવ, એ આખા પ્રદેશને "બેથાનીઆ" નામ આપવામાં આવતું હતું.

આ અઠવાડિયાનું વૃત્તાંત આપતાં લુક સ્પષ્ટ જણાવે છે, કે "દરરોજ તે મંદિરમાં દહાડે બોધ કરતો હતો, અને રાત્રે તે જૈતુન નામના પહાડ પર રહેતો હતો" (લુક ૨૧ ; ૩૧ ), એટલે કોઇ અમુક ઘરમાં નહિ પણ ખુલ્લી જગામાં છાવણી નાખીને રહ્યો હોય, એવો અર્થ થાય છે. ખીચોખીચ વસ્તીવાળા શહેરમાં તેને માટે રહેવાની જગા નહોતી. તેથી દર સાંજે, દિવસની સેવા થઇ રહ્યા બાદ, પોતાના બાર શિષ્યોને સાથે લઇ તે ગેથસેમાને વાડીમાં જતો હતો (૨૬; ૩૬. માર્ક ૧૪; ૩૨. લુક ૨૨; ૩૯. યોહ. ૧૮ ; ૨).

પહાડના ઢોળાવ પર જૈતુનની એક વાડી હતી, ત્યાં તેઓ પોતાના જામા ઓઢીને રાત્રે સુઇ જતા હતા. પોતાના મિત્રોનું ઘર પાસે હતું, છતાં આ પ્રમાણે ખુલ્લી જગામાં સુઇ રહેવાનું કારણ શું? તેનો ખુલાસો એવો જણાય છે, કે સાન્હેદ્રિમે આપણા પ્રભુને એટલુંજ નહિ, પણ લાજરસને પણ મારી નાખવાની મસલત કરી હતી (યોહ. ૧૨ ; ૧૦, ૧૧ ). જો ઇસુ ખ્રીસ્ત તેના મિત્રોને ત્યાં જાય, તો તેઓ પણ જોખમમાં આવી પડે, અને તેઓને જોખમમાં ઉતારવાની પ્રભુ ઇસુની ઇચ્છા નહોતી.

આ બીનાઓની હકીકત પણ માત્થી પોતાની રીત પ્રમાણે સંક્ષેપમાં વર્ણવે છે. સવારે શહેરમાં પાછા જતી વખતે પ્રભુ ઇસુએ એક અંજીરીને શાપ દીધો, અને બીજા દિવસની સવારે શિષ્યોએ તે વચન પૂરૂં થએલું જોયું (માર્ક ૧૧; ૧૨, ૧૩, ૨૦-૨૬). માર્કની સુવાર્તાનો અભ્યાસ કરતી વખતે આ બનાવ પર વિશેષ ધ્યાન દઇશું. અહીં આગળ એટલુંજ જોવાનું છે, કે યરૂશાલેમમાં આપણા પ્રભુના રહેવાના બીજા દિવસની બીના માત્થી પડતી મૂકે છે, કેમકે તે દિવસે ખાસ જાણવા જેવી બીના બની નથી ; કેવળ શાંતિથી મંદિરના આંગણામાં તે લોકોને શિખવતો હતો.

## ૧૦. મંદિરના આંગણામાં થએલા વાદવિવાદ
(અધ્ય. ૨૧; ૨૩—૨૨; ૪૬)

(૧) અધિકારનો સવાલ. ૨૧; ૨૩-૩૨

**[૨૩]પછી મંદિરમાં આવીને તે બોધ કરતો હતો, એટલામાં મુખ્ય
યાજકોએ તથા લોકોના વડીલોએ તેની પાસે આવીને કહ્યું, કે તું કયા
અધિકારથી એ કામો કરે છે? ને એ અધિકાર તને કોણે આપ્યો?
[૨૪]ત્યારે ઇસુએ તેઓને ઉત્તર દીધો, કે હું પણ તમને એક સવાલ
પૂછીશ, તેનો જવાબ જો તમે આપશો તો હું કયા અધિકારથી એ
કામો કરૂં છું, તે હું પણ તમને કહીશ. [૨૫]જે બાપ્તિસ્મા યોહાન કરતો
તે કયાંથી હતું? આકાશથી કે માણસોથી? ત્યારે તેઓએ માહોમાંહે
વિચાર કરીને કહ્યું, જો આપણે કહીએ કે આકાશથી, તો તે આપણને
કહેશે, કે ત્યારે તમે તેના પર કેમ વિશ્વાસ કીધો નહિ? [૨૬]અને જો
આપણે કહીએ કે માણસોથી, તો લોકોથી આપણે બિહીએ છીએ,
કેમકે સહુ યોહાનને પ્રબોધક માને છે. [૨૭]પછી તેઓએ ઇસુને ઉત્તર
દીધો, કે અમે નથી જાણતા. તેણે પણ તેઓને કહ્યું, કે હું કયા
અધિકારથી એ કામો કરૂં છું તે હું પણ તમને નથી કહેતો. [૨૮]પણ
તમે શું ધારો છો? એક જણને બે દીકરા હતા, ને તેણે પહેલાની પાસે
આવીને કહ્યું, કે દીકરા, તું આજ દ્રાક્ષવાડીમાં જઇને કામ કર.
[૨૯]ત્યારે તેણે ઉત્તર દીધો, કે હું નથી જવાનો; તોપણ પછીથી તે
પસ્તાઇને ગયો. [૩૦]અને બીજાની પાસે આવીને તેણે તેમજ કહ્યું.
ત્યારે તેણે ઉત્તર દીધો, સાહેબ, હું જાઉં છું, તોપણ તે ગયો નહિ.
[૩૧]તો તે બન્નેમાંથી કોણે બાપની ઇચ્છા પ્રમાણે કીધું? તેઓ તેને કહે
છે, કે પહેલાએ. ઇસુ તેઓને કહે છે, કે હું તમને ખચીત કહું છું, કે
દાણીઓ તથા કસબણો તમારી અગાઉ દેવના રાજ્યમાં જાય છે.
[૩૨]કેમકે યોહાન ન્યાયને માર્ગે તમારી પાસે આવ્યો, તોપણ તમે તેના
ઉપર વિશ્વાસ નહિ કીધો; પણ દાણીઓએ તથા કસબણોએ તેના
પર વિશ્વાસ કીધો; ને એ જોયા પછી પણ તમે પસ્તાવો કીધો નહિ કે
તમે તેના પર વિશ્વાસ કરો.**

આ પ્રમાણે બીજો દિવસ, એટલે સોમવાર, શાંતિમાં પસાર થયો; પણ તે શાંતિથી પસાર થાય એવી અધિકારીઓની મરજી નહોતી. તેઓ તો આપણા પ્રભુને પકડીને તરતજ તેના પર કામ ચલાવવાની ઇચ્છા રાખતા હતા (લુક ૧૯; ૪૭), પરંતુ આપણા પ્રભુની આજુબાજુ ઉમંગી લોકોનો સમુદાય વિંટળાએલો હોવાને કારણે તે દિવસે તેઓથી કંઇ બની શક્યું નહિ (લુક ૧૯; ૪૩, ૪૮).

કોઇ પણ રીતે તેઓ ઇસુને ફાંદામાં નાખી શકે, અને લોકોમાં ગડબડ થયા વગર તેના સંબંધમાં પોતાની ઇચ્છા પૂરી કરી શકે, એવો રસ્તો તેઓએ શોધ્યો; અને એવો રસ્તો તેઓને જલદી મળી પણ આવ્યો. તે સમયે યરૂશાલેમમાં બે પક્ષ હતા, એટલે સાદુકીઓ તથા ફરોશીઓ; તેઓ એક બીજાથી વિરૂદ્ધ હતા. અધિકારીઓએ એવો રસ્તો શોધ્યો કે આ બે પક્ષવાળા જોડાઈ જાય, અને ઇસુની પાસે જઇ તેને આડાઅવળા પ્રશ્ન પૂછે. તેઓની મતલબ એવી હતી, કે જો પ્રશ્નથી ઇસુ ગુંચવણમાં પડે, તો લોકોનો વિશ્વાસ તેના પરથી ઉઠી જાય; અગર જો તેઓના માન્ય કરેલા કોઇ પણ મત વિરૂદ્ધ તે કંઇક વચન બોલે, તો કાંતો ફરોશીઓ, જેઓ યહુદીઓના ખાસ સંપ્રદાયના મતો વિષે આસ્થાવાન તથા દેશભક્ત હતા, તેઓ તેના પર પાખંડી મતનું તહોમત મૂકી શકે; કાંતો સાદુકીઓ, જેઓ રૂમી રાજ્ય તરફ વલણ રાખનારા હતા, તેઓ તેના પર રાજદ્રોહનું તહોમત મૂકી શકે. આ તેઓની યુક્તિ ઘણીજ ચતુરાઇ ભરેલી હતી, ને ઘણીજ ચતુરાઇથી તે વાપરવામાં પણ આવી. ઇસુને બે રીતે સપડાવી શકાય તેમ હતું, છતાં આપણા પ્રભુના જવાબથી તેઓના પ્રયત્ન નિષ્ફળ ગયા, ને ઉલટું લોકોની રૂબરૂ તેઓને શરમાવવામાં આવ્યા.

આ પ્રમાણે બીજી સવારે એટલે મંગળવારે તે ઉપદેશ કરવા લાગ્યો, ત્યારે સાદુકીઓ તરફથી આવેલા "મુખ્ય યાજકો," ને ફરોશીઓ તરફથી "લોકોના વડીલો" આપણા પ્રભુ પાસે આવ્યા. ખરૂં જોતાં મુખ્ય યાજક એકજ હતો, ને પ્રાચીન સમયથી માંડીને વંશપરંપરા અમુક કુટુંબને તે હોદ્દો મળતો હતો. લેવીઓના કાયદાની રૂએ મુખ્ય યાજક આખી જીંદગી યાજકપદ ભોગવતો, અને કોઇથી તેનો હોદ્દો લઇ લેવાતો નહિ. પરંતુ આ સમયમાં રૂમી અધિકારીને તથા હેરોદના કુટુંબને યોગ્ય લાગે, તેવા માણસોને મુખ્ય યાજકનો હોદ્દો સોંપવામાં આવતો હતો. રૂમી અધિકારી તથા હેરોદના લાગતાવળગતા પોતાના સ્વાર્થ પ્રમાણેજ નિમણુક કરતા હતા, અને જેમ જેમ તેઓને કારણ મળતાં જાય તેમ તેમ તે જગા ખાલી કરાવીને વારંવાર નવા માણસની નિમણુક કરતા હતા. આ પ્રમાણે કોઇ મુખ્ય યાજકને તેના હોદ્દા પરથી ઉતારી મૂકવામાં આવ્યો હોય, ત્યાર પછી પણ તે પોતાના હોદ્દાની અટક ધારણ કરી શકતો હતો.

અહીં આગળ જે મુખ્ય યાજકો આવે છે, તેઓનાં નામ નીચે પ્રમાણે છે:—

(૧) આન્નાસ, તે છેક વૃદ્ધ હતો, ને પોતાની ચાલાકીથી દશ વરસ સુધી આ હોદ્દો જાળવી શક્યો હતો. પણ ઇ. સ. ૧૫મી સાલે વાલેરીઅસ ગ્રાટસે તેને પદભ્રષ્ટ કર્યો. ત્યાર પછી

(૨) ઇસ્માએલ, (૩) એલીઆઝાર, (૪) સીમોન મુખ્ય યાજકો થયા હતા; અને આ અરસામાં (૫) આન્નાસનો જમાઇ કાયાફાસ પ્રમુખ યાજકનો

હોદ્દો ધરાવતો હતો. જે પ્રમુખ યાજક હોય તે સાન્હેદ્રિમ સભાનો પ્રમુખ ગણાતો; તેથી આ વખતે કાયાફાસ સાન્હેદ્રિમ સભાનો પ્રમુખ હતો. તેઓની સાથે જે વડીલો આવ્યા, તેઓ તે સભાના ફરોશીપંથી સભાસદો હતા. તેઓમાંના કેટલાક નિયમના ખાસ પદવીદાન પંડિતો હતા (સરખાવો માર્ક ૧૧; ૨૭. લુક ૨૦; ૧).

આપણા પ્રભુને રાબ્બીપદની દીક્ષા મળી નહોતી, તેથી તેઓની માન્યતા પ્રમાણે તેને ઉપદેશ કરવાનો અધિકાર નહોતો, માટે અભિમાનથી તેઓએ પાસે આવીને ઇસુને પૂછ્યું, કે "તું કયા અધિકારથી એ કામો કરે છે? તે એ અધિકાર તને કોણે આપ્યો?" મંદિરનો વહિવટ કરવાનું કામ યાજકોનું હતું, ને લોકોને શિખવવાનું કામ શાસ્ત્રીઓનું હતું. તેથી જો કોઇ મંદિરની પવિત્ર જગામાં આવીને ઉપદેશ કરે, તો તેના અધિકાર સંબંધી તપાસ કરવાનો તેઓને હક હતો. તેઓની આશા એવી હતી, કે ઇસુએ પોતાના બચાવમાં જેવી દલીલ પહેલાં કરી હતી (યોહ. ૧૦; ૨૫-૩૧) તેવી દલીલ આ વખતે પણ તે કરશે, જેને લીધે તેના પર દુર્ભાષણનું તહોમત મૂકી શકાશે.

પરંતુ પ્રભુ ઇસુ તેઓનો ઇરાદો જાણી ગયો હતો, તેથી વાદવિવાદમાં નહિ ઉતરતાં તે તેઓને સામો પ્રશ્ન પૂછે છે, કે "જે બાપ્તિસ્મા યોહાન કરતો તે ક્યાંથી હતું, આકાશથી કે માણસોથી?" આ પ્રશ્નથી તેઓ તરત ગુંચવણમાં પડયા, ને નિરૂત્તર રહ્યા. ફરી ઇસુ તેઓને કહે છે, કે "મને જવાબ આપો" (માર્ક ૧૧; ૩૦). તેથી તેઓએ માહોમાંહે વિચાર કર્યો. યોહાનની સેવા ઇશ્વર તરફથી છે એવું જો તેઓ કબુલ કરે, તો પોતાને હાથે તેઓ દોષિત ઠરે; તેમજ તે ઇશ્વર તરફથી નથી એવું તેઓ કહે, તો લોકોને ખોટું લાગે (સરખાવો ૧૪; ૫). લોકોને ખોટું લગાડી ઉશ્કેરવાની હિમ્મત તેઓની ચાલતી નહોતી. છેવટે શરમસહિત તેઓને કબુલ કરવું પડયું, કે "અમે જાણતા નથી." આ પ્રમાણે યરૂશાલેમના જ્ઞાની શાસ્ત્રીઓએ ઉઘાડી રીતે પોતાની અજ્ઞાનતા પ્રગટ કરી તે તેઓને માટે કેટલું શરમભરેલું હતું તે સાંભળનાર સમુદાયના લાભાર્થે પ્રભુ ઇસુએ એક દ્રષ્ટાંત આપીને કહી જણાવ્યું: એક માણસને બે દીકરા હતા. તેઓમાંના પહેલાને તે કહે છે, કે "દીકરા, તું આજ દ્રાક્ષવાડીમાં જઇને કામ કર." તે છોકરાએ અવિવેકથી પ્રથમ તો ના પાડી, પણ પાછળથી તે પસ્તાઇને ગયો; એટલામાં બાપે પોતાના બીજા દીકરાને પણ એમજ કહ્યું, ત્યારે પોતાના ભાઇ કરતાં તે કેટલો આજ્ઞાંકિત છે, એ દેખાડવા તેણે હાજીહા કરીને કહ્યું, કે "સાહેબ, હું જાઉં છું," તો પણ તે ગયો નહિ. પછી ઇસુએ પોતાના સામાવાળીઆઓને પૂછ્યું, કે "તો તે બન્નેમાંથી કોણે બાપની ઇચ્છા પ્રમાણે કીધું?" તેઓએ અચકાતાં જવાબ વાળ્યો, કે "પહેલાએ."

આ દૃષ્ટાંતમાંનો "એક જણ" તે ઇશ્વરપિતા છે, અને જે છોકરાએ કહ્યું, કે "સાહેબ, હું જાઉં છું, પણ ગયો નહિ," તે મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ છે. વળી જે છોકરાએ કહ્યું, કે "હું નથી જવાનો, પરંતુ પાછળથી પસ્તાઇને ગયો," તે તો "જે દાણીઓ તથા કસબણો" યોહાન પર વિશ્વાસ કરીને તેનાથી બાપ્તિસ્મા પામ્યાં હતાં, તેઓ છે. જેઓ પોતાને પાપી જાણે છે, તેઓનેજ પસ્તાવામાં લાવવા વધારે સહેલ પડે છે. દરેક જમાનામાં ખ્રીસ્તી મંડળીમાં આ બન્ને વર્ગનાં માણસો માલમ પડે છે.

યોહાને લોકોની પાસે હૃદયનું ન્યાયીકરણ માગ્યું હતું, પણ ફરોશીઓએ તેનો સમાચાર ગણકાર્યો નહોતો, પરંતુ દાણીઓ તથા કસબેણોએ તેનું સાંભળ્યું, અને સાંભળીને તેના પર વિશ્વાસ કર્યો; તેમ છતાં તેઓનો દાખલો જોઇને પણ ફરોશીઓએ પાછળથી પસ્તાવો કર્યો નહોતો તેને લીધે ઇશ્વરની દૃષ્ટિમાં દાણીઓ તથા કસબેણો કરતાં પણ ફરોશીઓ હલકા ગણાય.

(૨) દુષ્ટ ખેડુતોનું દૃષ્ટાંત. ૨૧; ૩૩-૪૬

**[૩૩] એક બીજું દૃષ્ટાંત સાંભળો. એક ઘરધણી હતો. જેણે દ્રાક્ષવાડી રોપી, ને તેની આસપાસ વાડ કીધી, ને તેમાં દ્રાક્ષકુંડ ખોદ્યો, ને બુરૂજ બનાવ્યો, ને ખેડુતોને તે ઇજારે આપી, ને પરદેશ ગયો. [૩૪] અને ફળની ઋતુ પાસે આવી ત્યારે તેણે ફળ લેવા સારૂ પોતાના ચાકરોને તે ખેડુતોની પાસે મોકલ્યા. [૩૫] ત્યારે ખેડુતોએ તેના ચાકરોને પકડીને એકને માર્યો, ને બીજાને મારી નાખ્યો, ને ત્રીજાને પત્થરે માર્યો. [૩૬] વળી તેણે પહેલા કરતાં બીજા વધારે ચાકરોને મોકલ્યા. પણ તેઓએ તેઓને તેમજ કીધું. [૩૭] પણ પાછળથી તેણે પોતાના દીકરાને તેઓની પાસે મોકલીને કહ્યું, કે તેઓ મારા દીકરાની અદબ રાખશે. [૩૮] પણ ખેડુતોએ દીકરાને જોઇને માહોમાંહે કહ્યું, કે એ તો વારસ છે, ચાલો, આપણે એને મારી નાખીએ, ને એનો વારસો લઇ લઇએ. [૩૯] ત્યારે તેઓએ તેને પકડયો, ને દ્રાક્ષવાડીમાંથી બહાર કાઢીને તેને મારી નાખ્યો. [૪૦] એ માટે જ્યારે દ્રાક્ષવાડીનો ધણી આવશે ત્યારે એ ખેડુતોને તે શું કરશે? [૪૧] તેઓ તેને કહે છે, કે તે દુષ્ટોનો તે પૂરો નાશ કરશે; ને એવા બીજા ખેડુતો કે જેઓ ઋતુએ તેને ફળ પહોંચાડે, તેઓને દ્રાક્ષવાડી તે ઇજારે આપશે. [૪૨] ઇસુ તેઓને કહે છે, કે**

**જે પત્થરનો નકાર ઘર બાંધનારાઓએ કીધો,**
**તેજ ખુણાનો મુખ્ય પત્થર થયો:**
**એ પ્રભુથી બન્યું, ને આપણી નજરમાં આશ્ચર્યકારક છે.**

**એ શું તમે શાસ્ત્રમાં કદી નથી વાંચ્યું? 43 એ માટે હું તમને કહું છું, કે
દેવનું રાજ્ય તમારી પાસેથી લઇ લેવાશે, ને જે પ્રજા તેનાં ફળ
આપશે, તેઓને અપાશે. 44 અને આ પથ્થર પર જે કોઇ પડશે, તેના
ટુકડેટુકડા થઇ જશે, પણ જેના પર તે પડશે, તેનો ભુકો તે કરી
નાખશે. 45 અને મુખ્ય યાજકો તથા ફરોશીઓ તેનાં દૃષ્ટાંતો સાંભ-
ળીને સમજ્યા કે તે અમારા સંબંધી બોલે છે. 46 અને તેઓએ તેને
પકડવાની કોશિશ કીધી, પણ લોકોથી તેઓ બીધા, કેમકે લોકો
તેને પ્રબોધક માનતા હતા.**

ફરોશીઓ સંબંધી આ પ્રમાણે પોતાનો કડક અભિપ્રાય દર્શાવીને આપણો પ્રભુ ફરીથી આ વાર્તાચિત્તમાં રસ લેનારા સમુદાયને સંબોધે છે (લુક ૨૦; ૧). તેના શત્રુઓ સમુદાયથી ઘેરાએલા હતા, જેથી તેઓ વિદાય થઇ શક્યા નહિ વળી ત્યાર પછી જે બોધ પ્રભુ ઇસુ આપે છે, તે ખરેખર તેઓને વાસ્તે લાભકારક હતો; કેમકે આ બોધમાં સખત ચેતવણી આપીને ઇસુ ખ્રીસ્ત અણુપસ્તાવિક યરૂશાલેમને આતુરતાસહિત સંબોધે છે. દુષ્ટ ખેડુતોના દૃષ્ટાંતમાં રહેલો બોધ એ છે, કે આપણને જે કંઇ કામ સોંપાએલું હોય તેમાં ઉદ્યોગી ને વિશ્વાસુ માલમ ન પડીએ, તો આપણને પોતાને ખોટ જાય છે; પરિણામે તે કામ આપણા હાથમાંથી લઇલેવામાંઆવશે અને આપણા કરતાં લાયક માણસોના હાથમાં સોંપવામાં આવશે.

ઇસુના શ્રોતાઓ આ સત્ય સાંભળે અને ગ્રહણ કરે એવી ખાસ અગત્ય હતી, કેમકે તેઓ ઇશ્વરથી પસંદ કરાએલા લોકો હતા; તેમ છતાં પણ આ જમાનામાં તેઓને પસંદ કરવાનો પોતાના ઇશ્વરનો ઇરાદો તેઓ વિસરી ગયા હતા. તેઓની પોતાનીજ ખાતર યહોવાહે તેઓને પસંદ કર્યા હતા એમ નહિ, પણ તેઓમાં પૃથ્વી પરની સઘળી પ્રજાઓ આશીર્વાદિત થાય, તેને માટે તેણે તેઓને પસંદ કર્યા હતા. ઇશ્વરે પોતાની કૃપા તેઓને પ્રગટ કરી હતી, તેનું કારણ એ હતું કે તે વિષે તેઓ બીજાઓને માહિતગાર કરે. પરંતુ તેઓના મનમાં એવો વહેમ ભરાઇ ગયો હતો, કે યહોવાહનો પ્રેમ એકલા અમારા પર છે; અને અમારા સિવાય દુનિયાના બીજા સર્વ લોકો ઇશ્વરની આગળ અશુદ્ધ છે. વળી યહોવાહની કૃપા કેવળ પોતાને વાસ્તે છે, એમ ધારીને તેઓએ તેનો ગેરઉપયોગ કર્યો હતો. તેઓની માન્યતા એવી હતી, કે અમે યહોવાહના ખાસ પસંદ કરેલા લોકો છીએ, તેથી અમે ગમે તેવી રીતે વર્તીએ તોપણ ઇબ્રાહીમની સાથે તથા તેની પછીના તેનાં સંતાન સાથે યહોવાહે જે કરાર કર્યો હતો, તેથી તે બંધાએલો રહેશે.

પરંતુ યહુદીઓના પૂર્વજો સાથે યહોવાહે જે કરાર કર્યો હતો તે બીનશરતે કરેલો નહોતો; અને આ પ્રમાણે તેનો ગેરઉપયોગ કરવાથી વચનમાં આપેલા આશીર્વાદ ઉપરથી તેઓનો હક ઉઠી ગયો હતો. તેથી હાલમાં તેઓ વહેલા

પસ્તાવો ન કરે, તો યહોવાહ તેઓને તજી દે, ને પોતાને સારૂ જગતને મેળવી લેવા માટે તિરસ્કાર પામેલા વિદેશીઓને સાધન તરીકે વાપરે, એ કેવળ ઘટારત છે.

આ ગંભીર સત્ય આપણો પ્રભુ હવે પ્રગટ કરે છે. એક ઘરધણીએ પોતાની જમીનમાં એક દ્રાક્ષવાડી બનાવી હતી. દ્રાક્ષવાડીને માટે જે જે અગત્યનાં સાધનો જોઇએ તે તેણે પૂરાં પાડયાં હતાં. ચોતરફ તેણે વાડ બનાવી હતી, એ માટે કે જંગલી પશુઓ આવીને તેમાં નુકસાન ન કરે (ગીત. ૮૦; ૧૨, ૧૩). વળી તેમાં તેણે એક દ્રાક્ષકુંડ ખોદ્યો હતો. એ ઉપરાંત તેણે એક બુરૂજ પણ બાંધ્યો હતો, જેમાં રાતદિવસ ચોકીદાર રહેતો, અને લૂટારાઓની ખબર રાખતો.

કંઇ કામને અંગે તેને દેશાવર જવાની જરૂર પડી, તેથી તેણે પોતાની દ્રાક્ષવાડી ખેડુતોને ઇજારે આપી; અને તેઓની સાથે એવી પરઠણ કરી, કે ફસલના વખતમાં ઉપજનો અમુક ભાગ તમારે મને આપવો.

કાપણીને પ્રસંગે પોતાનો ભાગ માગવા તેણે પોતાના માણસોને મોકલ્યા, પરંતુ ખેડુતો ખરાબ માણસો હતા. ઘરધણીની ગેરહાજરીનો લાભ લઇ ખોટી હિમ્મત ચલાવીને તેઓએ ઠરાવેલો ભાગ આપવાની ના પાડી એટલુંજ નહિ, પણ ઘરધણી તરફથી આવેલા માણસોને તેઓએ હેરાન કર્યા: એકને માર્યો, બીજાને મારી નાખ્યો, અને ત્રીજાને પત્થરે માર્યો. ઘરધણીએ આ વાત સાંભળી ત્યારે તેણે સખત પગલાં નહિ ભર્યાં, પરંતુ ઉદારતાથી ને સહનશીળતાથી તે તેઓની સાથે વર્ત્યો. તેણે બીજા માણસોને તેઓની પાસે મોકલ્યા. તેઓને પણ તેઓએ એમજ કર્યું. હજુ પણ ઘરધણી તેઓની સાથે સખ્તાઇથી વર્તવા ઇચ્છતો નથી, તેથી તેણે તેઓ પાસે પોતાના વહાલા દીકરાને મોકલ્યો (માર્ક ૧૨; ૬), એવું ધારીને કે "તેઓ મારા દીકરાની અદબ રાખશે." પરંતુ આ પ્રસંગે પણ ઘરધણીનો દયાળુ ઇરાદો નિષ્ફળ ગયો, કેમકે "ખેડુતોએ દીકરાને જોઇને માહોમાંહે કહ્યું, કે એ તો વારસ છે, ચાલો, આપણે એને મારી નાખીએ, ને એનો વારસો લઇ લઇએ."

યહોવાહ તથા તેના સેવકો પ્રત્યે પહેલેથી માંડીને અત્યાર સુધી યહુદીઓ કેવી રીતે વર્તતા આવ્યા હતા, તેના આખા ઇતિહાસનું વર્ણન આ દૃષ્ટાંતમાં કરવામાં આવેલું છે. યહુદીઓની પાસે યહોવાહે પોતાના એલચીઓને એક પછી એક મોકલ્યા હતા, અને જેમ જેમ એક પછી એક એલચીનો તેઓએ નકાર કર્યો, તેમ તેમ તે બીજાઓને મોકલતો રહ્યો; છતાં તેઓએ પસ્તાવો કર્યો નહોતો. "પ્રબોધકોમાંના કોને તમારા પૂર્વજોએ સતાવ્યો નહોતો?" (પ્રે. કૃ. ૭; ૫૨). આ ચાલુ સમયમાં યહોવાહ તેઓની આગળ પોતાની છેલ્લી અરજ કરે છે. તેણે તેઓની પાસે પોતાના વહાલા તથા એકાકીજનિત પુત્રને મોકલ્યો હતો. પરંતુ તે જાણતો હતો કે તેઓના પૂર્વજો પ્રાચીન પ્રબોધકો સાથે જેવી રીતે વર્ત્યા હતા, તે કરતાં વધારે ક્રુર રીતે

તેઓ મારા દીકરા સાથે વર્તશે: તેને દ્રાક્ષવાડીમાંથી બહાર કાઢીને મારી નાખશે, તે દરવાજા બહાર મરણ સહેશે (હેબ. ૧૩; ૧૨, ૧૩), ને ગલગથાની ટેકરી પર ગુન્હેગારની પેઠે તેને મારી નાખવામાં આવશે (સરખાવો લેવી. ૨૪; ૧૪. ગણ. ૧૫; ૩૫), અને આ તેઓના છેલ્લા દુષ્ટ કાર્યમાં ઇસ્રાએલના અવિશ્વાસ તથા અપરાધનું માપ ભરાઇ રહેશે, અને તેની શિક્ષા ભયંકર થશે (૨૩; ૩૭, ૩૮).

ઇસુએ વાત કરતાં કરતાં થોભીને તેઓને પૂછ્યું, કે "દ્રાક્ષવાડીનો ધણી આવશે, ત્યારે એ ખેડુતોને તે શું કરશે?" આ વાત પોતાને લાગુ પડે છે, એમ તેઓ ન સમજ્યા, તેથી તેઓ જવાબ આપે છે, કે "તે દુષ્ટોનો તે પૂરો નાશ કરશે, ને એવા બીજા ખેડુતો કે જેઓ ઋતુએ તેને ફળ પહોંચાડે તેઓને દ્રાક્ષવાડી તે ઇજારે આપશે." આ પ્રમાણે અજાણતાં તેઓ પોતેજ પોતાને અપરાધી ઠરાવે છે, અને જે આશીર્વાદો તેઓએ તરછોડી દીધા હતા, તેમાં તિરસ્કાર પામેલા વિદેશીઓને પ્રવેશ કરાવવાનો યહોવાહનો જે ઇરાદો હતો, તેને તેઓ વાજબી ને ન્યાયી ઠરાવે છે. આ વાત પોતાનેજ લાગુ પડે છે એવું સમુદાય સમજી શક્યો નહિ, પરંતુ અધિકારીઓ સમજી ગયા; તેથી તેઓએ કહ્યું, કે "એવું ન થાઓ" (લુક ૨૦; ૧૬). ત્યારે તેઓ તરફ જોઇને તે પૂછે છે, કે "શું તમે શાસ્ત્રમાં કદી નથી વાંચ્યું?" પછી એ દિવસ ઉપર આખા શહેરમાં જે ગીતનો સૂર સંભળાતો હતો, તેમાંની એક કડી તે તેઓને યાદ દેવડાવે છે (ગીત. ૧૧૮; ૨૨).

બંદીવાસમાંથી આવ્યા પછી યહુદીઓ સિયોન પહાડ પર પોતાના પુનઃસ્થાપિત મંદિરમાં પ્રવેશ કરવાને જતા હતા, તે પ્રસંગે તેઓ જે જયજયકારનું ગીત ગાતા હતા, તેજ આ ગીત છે.

બનતાં સુધી જે જગા પર સુલેમાનનું મંદિર બાંધેલું હતું, તેજ જગા પર અને તેના ખંડેરનો માલ પણ વાપરીને તે મંદિર ફરીથી બાંધવાનો તેઓએ વિચાર કર્યો. એટલામાં જુના દરવાજાનો ઓતરંગ ભાંગેલી સ્થિતિમાં મળી આવ્યો. બાંધનારાઓ એ ઓતરંગનો ઉપયોગ કરવાની ના પાડતા હતા, તો પણ તેની સાથે સંબંધ ધરાવનારા ધાર્મિક વિચારોને અંગે તેને ફરી નવા બાંધકામમાં વાપરવામાં આવ્યો. આ વાત પરથી પાછળના જમાનામાં યહુદીઓ જુદો જુદો બોધ લેતા હતા, અને એજ વાતમાં પ્રભુ ઇસુ તિરસ્કાર પામેલા વિદેશીઓ પ્રત્યે યહોવાહની કૃપાનું ચિહ્ન જુએ છે. આ દૃષ્ટાંત પરથી બે વાતો શીખવાની મળે છે:—

૧. ઇસુ પોતાનું ઐશ્વરી મહત્ત્વ પ્રગટ કરે છે. તે છેલ્લામાં છેલ્લો અગર મોટામાં મોટો પ્રબોધક છે એટલુંજ નહિ, પણ પ્રબોધકો કરતાં તે ચઢિયાતો છે, એવું તે શિખવે છે. પ્રબોધકો તો ચાકર અગર ગુલામો હતા, પણ તે તો એકાકીજનિત દીકરો (એટલે વારસ) હતો (હેબ. ૧; ૧, ૨: ૩; ૬).

૨. તેમાં ઇશ્વરની સહનશીળતા તથા માણસજાતને મેળવી લેવાની તેની અભિલાષા તેમજ તેઓને તજી દેવાની તેની નાખુશી વર્ણવાય છે.

ઇશ્વર પ્રત્યે માણસોની વર્તણુક કેવી છે, તે આ ખેડુતોની વર્તણુક પરથી સમજાય છે. ઇશ્વર પ્રત્યે માણસોના અનુપકારીપણા જેવું બીજું કોઇ અનુપકારીપણું નથી, તેમ માણસ પ્રત્યે ઇશ્વરની ધૈર્યતા જેવી અન્ય કોઇ ધૈર્યતા પણ નથી (યશા. ૫૫; ૮, ૯).

(૩) લગ્નજમણનું દૃષ્ટાંત. ૨૨; ૧-૧૪

**[૧] અને ઇસુએ ફરીથી તેઓને દૃષ્ટાંતમાં ઉત્તર દીધો, કે [૨] આકા-**
**શનું રાજ્ય એક રાજાના જેવું છે, જેણે પોતાના દીકરાના લગ્નનું જમણ**
**કીધું. [૩] અને લગ્નમાં નહોતરેલાઓને તેડવા સારૂ તેણે પોતાના**
**ચાકરોને મોકલ્યા, પણ તેઓએ આવવા ચાહ્યું નહિ. [૪] ફરી તેણે**
**બીજા ચાકરોને મોકલીને કહ્યું, કે નહોતરેલાઓને કહો, જુઓ,**
**મેં મારૂં જમણ તૈયાર કીધું છે; મારા બળદ તથા પુષ્ટ જનાવરો**
**કાપ્યાં છે, ને સઘળાં વાનાં તૈયાર છે; લગ્નમાં આવો. [૫] પણ તેઓએ**
**એ ગણકાર્યું નહિ; ને તેઓ પોતપોતાને માર્ગે ચાલ્યા ગયા, કોઇ**
**તેના ખેતરમાં, ને કોઇ તેના વેપાર પર ગયો; [૬] અને બાકીનાઓએ**
**તેના ચાકરોને પકડયા, ને તેમનું અપમાન કરીને તેઓને મારી**
**નાખ્યા. [૭] એથી રાજા ગુસ્સે થયો, ને તેણે પોતાનું લશ્કર મોકલીને**
**તે ખૂનીઓનો નાશ કીધો, ને તેઓનું નગર બાળી નાખ્યું. [૮] પછી**
**તે પોતાના ચાકરોને કહે છે, કે લગ્નનું જમણ તૈયાર છે ખરૂ, પણ**
**નહોતરેલા યોગ્ય ન હતા. [૯] એ માટે તમે રસ્તાઓનાં નાકાં પર**
**જાઓ, ને જેટલા તમને મળે તેટલાને લગ્નમાં બોલાવો. [૧૦] અને**
**તે ચાકરોએ બહાર રસ્તાઓમાં જઇને ભલાભુંડા જેટલા તેઓને**
**મળ્યા તે સર્વને એકઠા કીધા, એટલે મેમાનોથી લગ્નની ભરતી થઇ.**
**[૧૧] અને મેમાનોને જોવા સારૂ રાજા માંહે આવ્યો, ત્યારે તેણે ત્યાં**
**લગ્નનો પોશાક પહેર્યા વગરના એક જણને દીઠો. [૧૨] ત્યારે તે તેને કહે**
**છે, કે ઓ મિત્ર, તું લગ્નનો પોશાક પહેર્યા વિના અહીં કેમ આવ્યો?**
**ને તે અણબોલ્યો રહ્યો. [૧૩] ત્યારે રાજાએ ચાકરોને કહ્યું, કે એના**
**હાથપગ બાંધીને એને બહારના અંધકારમાં ફેંકી દો; ત્યાં રડવું ને**
**દાંત પીસવું થશે. [૧૪] કેમકે તેડેલા ઘણા, પણ પસંદ કરેલા થોડા છે.**

આ દૃષ્ટાંતમાં આપણો પ્રભુ આગળના દૃષ્ટાંતમાંનું શિક્ષણ ફરી આપે છે, અને છેવટના ન્યાયકરણ સાથે તેનો કેવો સંબંધ છે તે બતાવે છે. તેમાં ચાર વાત

મળે છે: (૧) ઇસુનું દેવી પુત્રપણું, (૨) યહુદીઓનો નકાર, (૩) યરૂશાલેમનો થનાર નાશ, (૪) વિદેશીઓનું તેડું અને સમાપ્તિમાં વિદેશીઓમાંથી જેઓ ખ્રીસ્તી થાય તેઓને માટે ચેતવણી, એટલે કે પશ્ચાત્તાપ તથા નિર્મળ જીવનના પોષાક વિના આકાશના રાજ્યમાં તેઓ પ્રવેશ કરી ન શકે.

આ પ્રમાણે અણુપસ્તાવિક યરૂશાલેમને મેળવી લેવા માટે આપણો પ્રભુ ચેતવણી અને કોમળ વિનંતી, એ બન્નેનો ઉપયોગ કરે છે; અને સાધારણ લોકો સમજી શકે એવી ઉપમાદ્વારા તે બોલે છે. દુષ્ટ ખેડુતોનું દૃષ્ટાંત આપ્યા પછી પહેલાં આપેલા (લુક ૧૪; ૧૬–૨૪) મોટા જમણના દૃષ્ટાંતમાં વધારો કરીને તે તેઓની આગળ તેજ દૃષ્ટાંત ફરીથી નવા રૂપમાં કહે છે. યહુદી શિક્ષકો આકાશના રાજ્યના સુખને એક 'આનંદી મિજબાની'ની ઉપમા આપતા હતા. ઇસુએ પણ એજ ઉપમાનો ઉપયોગ અનેકવાર કર્યો હતો (૮; ૧૧, ૧૨. લુક ૧૪; ૧૫–૨૪).

અહીં આગળ જે જમણની વાત છે તે સાધારણ જમણ નથી, પણ લગ્નજમણ છે. પ્રભુની કન્યા તે મંડળી છે, જેને તેણે મોટી ખંડણીથી મેળવી છે.

"સ્વર્ગેથી કન્યા લેવા તે આવ્યો નીચે જાણ,
ને તેને જીવન દેવા, પોતાનો આપ્યો પ્રાણ." (કાવ્યાર્પણ)

હાલ તેને માટે જગા તૈયાર કરવા તે આગળ ગયો છે (યોહ. ૧૪; ૨). એક દિવસ તે પાછો આવશે ને પોતાની કન્યાને તે ત્યાં લઇ જશે, તે વખતે ઘણા આનંદ તથા હર્ષ સહિત હલવાનનું લગ્ન ઉજવાશે: "હલવાનના લગ્નજમણમાં જેઓ તેડાએલા છે, તેઓને ધન્ય છે" (પ્રક. ૧૯; ૭, ૯).

મિજબાની આપ્યા પહેલાં કંકોત્રી મોકલવી, ને વખત આવે ત્યારે ચાકરને મોકલીને નહોતરેલાઓને કહેવડાવવું, કે "સઘળાં વાનાં તૈયાર છે, લગ્નમાં આવો," એવો પૂર્વનો રિવાજ છે. એ પ્રમાણે કંકોત્રી મોકલવામાં આવી, પરંતુ કંકોત્રીનો સ્વીકાર પહેલાં કોઇએ કર્યો હોય, અને તેને તેડવા માણસ આવે ત્યારે તે ન જાય, તો એ કેટલું અવિવેકી કામ કહેવાય? દૃષ્ટાંતમાંના મેમાનોએ એમજ કર્યું, તો પણ રાજાએ એક પછી એક બીજા માણસને તેઓને તેડવા સારૂ મોકલ્યા, છતાં તેઓ આવ્યા નહિ, "પણ પોતાને માર્ગે ચાલ્યા ગયા: કોઇ તેના ખેતરમાં, તો કોઇ તેના વેપાર પર ચાલ્યો ગયો, અને બાકીનાઓએ તેના ચાકરોને પકડયા, ને તેમનું અપમાન કરીને તેઓને મારી નાખ્યા; એથી રાજા ગુસ્સે થયો, ને તેણે પોતાનું લશ્કર મોકલીને તે ખૂનીઓનો નાશ કીધો, ને તેઓનું નગર બાળી નાખ્યું."

યહોવાહે "પોતાના ચાકરોને" એટલે મુસા તથા પ્રબોધકોને ને ખાસ કરીને યોહાન બાપ્તિસ્મા કરનારને તેઓની પાસે મોકલ્યા હતા, પરંતુ આકાશી આમંત્રણને તેઓએ ગણકાર્યું નહોતું, તેમ છતાં પણ "ફરી તેણે બીજા ચાકરોને," એટલે પ્રેરિતોને, મોકલ્યા. પ્રજાના મોટા ભાગે "પ્રેરિતોની વાત ગણકારી નહિ," અને "બાકીનાઓએ" એટલે મુખ્ય યાજકો, શાસ્ત્રીઓ તથા ફરોશીઓએ, એથી વિશેષ કર્યું: પ્રેરિતોમાંના કેટલાકનું તેઓએ અપમાન કર્યું, કેટલાકને સતાવ્યા, બંદીખાનામાં નાખ્યા, અને કેટલાકને પત્થરે મારીને મારી નાખ્યા (પ્રે કૃ. ૫; ૪૦: ૭; ૫૮: ૧૨; ૨: ૧૪; ૫, ઇત્યાદિ). પરિણામે યહોવાહે પોતાની ફોજ એટલે રૂમી સૈન્ય મોકલ્યું, ને ઇ સ. ૭૦ની સાલે તેઓએ આવીને શહેરને ઘેરો ઘાલ્યો, ને આ ખૂનીઓને મારી નાખ્યા, ને યરૂશાલેમ બાળી નાખ્યું ત્યારે આ વચન સંપૂર્ણ રીતે પૂરૂં થયું.

આ પ્રમાણે ઇસ્રાએલને તજી દેવામાં આવનાર છે એવું ઉપરોક્ત દૃષ્ટાંત પરથી શિખવવામાં આવે છે, પણ હજુ ઇશ્વરના ઇરાદાઓ પૂરા થયા નથી. લગનજમણનો ઓરડો મેમાન વિનાનો રહે એવી રાજાની મરજી નહોતી, તેથી તેણે પોતાના ચાકરોને રસ્તાઓનાં નાકાં પર મોકલ્યા, ને કહ્યું, કે "જેટલા તમને મળે તેટલાને લગનમાં બોલાવો." આથી "ચાકરોએ બહાર રસ્તાઓમાં જઇને ભલાભુંડા જેટલા તેઓને મળ્યા તે સર્વને એકઠા કીધા, એટલે મેમાનોથી લગનની ભરતી થઇ."

સુવાર્તાનો સમાચાર "ભલાભુંડા" બધાને પહોંચાડવાનો છે. થીઓફિલેક્ટ લખે છે, કે "લગ્નજમણમાં પ્રથમ તો તપાસ કર્યો વિના બધાને પ્રવેશ મળે છે, કેમકે આપણે 'ભલા તથા ભુંડા' સર્વે કૃપાથીજ તેડું પામ્યા છીએ. પરંતુ તેમાં જેઓ પ્રવેશ કરે, તેઓના પાછલા જીવનની તપાસ થયા વગર રહેશે નહિ. પ્રવેશ કર્યા પછી જેઓ મેલાં વસ્ત્ર ધારણ કરેલા માલમ પડશે, તેઓની તપાસ રાજા બહુજ ચોકસાઇથી કરશે; તેથી આપણે ધ્રુજીએ અને ગંભીરતાથી વિચાર કરીએ, કે માણસ શુદ્ધ જીવન ન ગાળે, તો એકલા વિશ્વાસથી તેનું વળે એમ નથી; કેમકે એવાને તો લગ્નજમણમાંથી કાઢી મૂકવામાં આવશે.

રસ્તાઓનાં નાકાં પરથી તેડાએલા તે વિદેશીઓ. પોતાને પ્રાપ્ત થએલા આશીર્વાદો તથા હકોનો તેઓ ગેરઉપયોગ ન કરે, માટે દૃષ્ટાંતના છેલ્લા ભાગમાં તેઓને ચેતવણી આપવામાં આવે છે. "મેમાનોને જોવા સારૂ રાજા માંહે આવ્યો ત્યારે તેણે ત્યાં લગ્નનો પોષાક પહેર્યા વગરના એક જણને દીઠો." આવી સ્થિતિમાં કોઇ લગ્નજમણમાં આવે તો એથી રાજાનું અપમાન થાય, કેમકે મેમાનોનો આવકાર કરવા તથા તેઓના પગ ધોવા સારૂ ખાસ માણસો રાખવામાં આવતાં હતાં એટલુંજ નહિ, પણ તે સમયે ચાલતા રિવાજ પ્રમાણે દરેક મેમા-

નને રાજાના ખર્ચથી એક લગ્નપોષાક આપવામાં આવતો હતો; માટે આ માણસ ગરીબ સ્થિતિનો હતો તેથી તે પોતાના ખર્ચે લગ્નનો પોષાક શી રીતે રાખી શકે, એવો સવાલજ નહોતો. પણ ઇરાદાપૂર્વક તેણે તૈયાર કરેલા લગ્નના પોશાકનો સ્વીકાર ન કર્યો, તેથી તેને બહાર કાઢી મૂકવામાં આવ્યો. તિરસ્કાર પામેલા વિદેશીઓને જે મોટી કૃપા બક્ષવામાં આવે છે તેને તેઓ હલકી ન ગણે, માટે આ ઉપરથી તેઓને ચેતવણી આપવામાં આવે છે. એજ પ્રમાણે પાઉલ પ્રેરિત વિદેશીઓમાંથી થએલા ખ્રીસ્તીઓને 'કલમરૂપે મેળવાએલી ડાળી'ની ઉપમા આપે છે, ને તેઓને એવી ચેતવણી આપે છે, કે જો તમે નાલાયક ઠરશો તો અસલ ડાળીઓના નાશમાં તમે પણ ભાગીદાર થશો (રૂમી. ૧૧; ૧૭-૨૪). અણુપસ્તાવિક યહુદીઓને તજી દેવામાં આવ્યા પછી તેઓની જગાએ જે વિદેશીઓને સ્વીકારવામાં આવે તેઓ જગતની મલીનતા સાથે લઇને આવે, તો તેથી આકાશના રાજ્યને કંઇ ફાયદો નહોતો. એ પરથી એવું શિખવવામાં આવે છે, કે જોકે લગ્નજમણમાં હલકામાં હલકા પાપીઓને તેડવામાં આવે છે ખરા, તોપણ તે જમણમાં બેઠા પહેલાં તેઓને શુદ્ધ કરવાની અને લાયક પોશાક પહેરાવવાની જરૂર છે. જે તારનાર કંકોત્રી આપે છે તેજ બધાંને શુદ્ધ કરી શકે છે, અને જે કોઇ તેનો સ્વીકાર કરે, તે સર્વેને શોભિતો આત્મિક પોશાક પહેરાવવાને પણ તે તત્પર રહે છે.

વળી આટલા બધા મેમાનોમાં આ પ્રસંગે માત્ર એકજ એવો મેમાન માલમ પડયો, એ જાણવા જેવી હકીકત પરથી ઇસુની કૃપા સૂચવાય છે. ઇશ્વર સઘળાને તેડું આપે છે, પરંતુ તેનો સ્વીકાર કરવો અગર ન કરવો તે તો માણસની સ્વતંત્ર ઇચ્છા પર આધાર રાખે છે; એમાં માણસની પોતાની જોખમદારી સૂચવવામાં આવે છે (૧૮; ૭).

કલમ ૧૪માં જે વાત છે, તે તો યહુદીઓમાં ચાલતી આવેલી એક કહેવત હતી. જે અર્થે યહુદીઓ પોતે આ શબ્દો વાપરતા હતા, તેથી કંઇક જુદા અર્થે આપણા પ્રભુએ તે શબ્દો વાપર્યા હોય, એમ માનવાનું કંઇ કારણ નથી. આ વખતે તે કહેવત સાંભળનાર યહુદીઓનેજ લાગુ પાડવામાં આવે છે. જુના કરારમાં 'પસંદ કરેલો' શબ્દ કોઇ વાર એકવચનમાં, તો કોઇ વાર બહુવચનમાં, ઇસ્રાએલી પ્રજા વિષે વાપરવામાં આવે છેઃ યહોવાહ પ્રત્યે સમસ્ત યહુદી પ્રજા વિશ્વાસુ રહી ન હતી, તેથી વિશ્વાસુ રહેલા ભાગને "ન્યાયીઓ" શબ્દથી ઓળખાવવામાં આવતા, એવું પાછળના જમાનાનાં યહુદી લખાણો પરથી માલમ પડે છે. એજ પ્રમાણે વચનદત્ત મસીહનો સ્વીકાર કરવામાં આ જમાનામાં પણ થોડોજ ભાગ "વિશ્વાસુ" માલમ પડયો; તેથી આ વચનમાં આપણો પ્રભુ અમુક નિયમ બાંધે છે એમ નહિ, પણ ચાલતા સંજોગોનું વર્ણન કરે છે એમ આપણે સમજવું.

(૪) કરવેરાનો સવાલ. ૨૨; ૧૫–૨૨

[15]હવે તેને શી રીતે વાતમાં સપડાવીએ એ સંબંધી ફરોશીઓએ જઇને મનસુબો કીધો. [16]પછી તેઓએ પોતાના શિષ્યોને હેરોદીઓ સુદ્ધાં તેની પાસે મોકલીને કહેવડાવ્યું, કે ઉપદેશક, અમે જાણીએ છીએ કે તું સાચો છે, ને સાચાઇથી દેવનો માર્ગ શિખવે છે, ને તું કોઇની દરકાર નથી કરતો, કેમકે માણસનું મોં તું નથી રાખતો. [17]માટે તું શું ધારે છે? કાઇસારને કર આપવો ઉચિત છે કે નહિ? તે અમને કહે. [18]પણ ઇસુએ તેઓની ભુંડાઇ જાણીને કહ્યું, કે ઓ ઢોંગીઓ, તમે મારૂં પરીક્ષણ કેમ કરો છો? [19]કરનું નાણું મને દેખાડો. ત્યારે તેઓ એક દીનાર તેની પાસે લાવ્યા. [20]ત્યારે તે તેઓને કહે છે, કે આ સુરત તથા લેખ કોનાં છે? [21]તેઓ તેને કહે છે, કે કાઇસારનાં. ત્યારે તે તેઓને કહે છે, કે કાઇસારનાં તે કાઇસારને, તથા દેવનાં તે દેવને ભરી આપો. [22]અને એ સાંભળીને તેઓ અચરત થયા, ને તેને મૂકીને ચાલ્યા ગયા.

આ જમાનામાં યહુદીઓ રૂમી રાજ્યને આધીન હતા, અને વિદેશી રાજાએ તેઓ પર નાખેલા કરને લીધે દેશમાંના દેશભક્તો કચવાતા હતા. તે કર રૂમી રાજ્યને આપવામાં આવે એવી તો ફરોશીઓની મરજી હોય નહિ, છતાં ઇસુનો નાશ કરવા તેઓ આ પ્રસંગે રૂમી રાજ્ય તરફ વલણ રાખનાર સાદુકીઓ સાથે સામેલ થયા. તેઓના ધર્મસિદ્ધાંતોમાં પ્રભુ ઇસુ સપડાયો નહિ, ત્યારે તેઓ આ પ્રકારનો ખોટો ઉપાય યોજે છે. તેના પર તેઓ ધર્મનો ગુનો સાબિત કરી ન શક્યા, ત્યારે તેઓ એવી આશા રાખતા હતા, કે કોઇ પણ રીતે તેના પર રાજદ્રોહી ગુનો સાબિત થાય તો સારૂં. માટે ફરોશીઓએ હેરોદીઓને ચઢાવ્યા અને પોતાના શિષ્યોને સાથે મોકલ્યા. તેઓ બન્ને આવીને ઇસુને પુછે છે, કે "કાઇસારને કર આપવો ઉચિત છે કે નહિ? તે અમને કહે."

ગાલીલના યહુદાએ "ઝેલોટીસ" નામનો જે પંથ સ્થાપ્યો હતો, તેમાં એવો મત ચાલતો હતો, કે ઇસ્રાએલ તે ઇશ્વરસત્તાક રાજ છે, અને એકલો ઇશ્વર તેનો રાજા છે, માટે કોઇ પણ પરદેશી રાજાને કરવેરો આપવો ઉચિત નથી. ફરોશીઓનો દોષ એમાં જણાય છે, કે તેઓ પોતે યહુદાના મતને મળતા હતા, તેમ છતાં તે મતમાં સામેલ થવાનું તહોમત આપણા પ્રભુ પર મૂકીને તેઓએ તેને મારી નંખાવવાને કોશિષ કરી. વળી હેરોદીઓ ફરોશીઓના શિષ્યો સાથે મળીને ઇસુને આ પ્રશ્ન પૂછતાં તેની ખુશામત કરીને કહે છે, કે "ઉપદેશક, અમે જાણીએ છીએ કે તું સાચો છે, ને સાચાઇથી દેવનો માર્ગ શિખવે છે, ને તું કોઇની દરકાર નથી કરતો, કેમકે માણસનું મોં તું નથી રાખતો."

"હા," એ જવાબમાં, તેમજ "ના," એ જવાબમાં જોખમ રહેલું હતું. કાઇસારને કર આપવો જોઇએ, એવો જવાબ ઇસુએ આપ્યો હોત તો યહુદીઓને ખોટું લાગત ; અને કર નહિ આપવો જોઇએ એવો જવાબ આપ્યો હોત તો તેના પર રાજદ્રોહનો ગુનો સાબિત કરવો સહેલ પડત. છેવટે તેના પર તહોમત મૂકવાનું કંઇ પણ કારણ ન મળ્યું, ત્યારે તેઓએ જુઠાઇથી એજ તહોમત તેના પર મૂક્યું (લુક ૨૩ ; ૨ ).

આપણા પ્રભુએ તેઓનું કપટ જાણીને કહ્યું, કે "ઓ ઢોંગીઓ (અથવા ખેલ કરનારા), તમે મારૂં પરીક્ષણ કેમ કરો છો? કરનું નાણું મને દેખાડો." ત્યારે તેઓ એક દીનાર તેની પાસે લાવ્યા. તે તેઓને કહે છે, કે "આ સુરત તથા લેખ કોનાં છે?" તેઓ તેને કહે છે, કે કાઇસારનાં. ત્યારે તે તેઓને કહે છે, કે "કાઇસારનાં તે કાઇસારને, તથા દેવનાં તે દેવને ભરી આપો."

આ જવાબ ઉપરથી શીખવાની કેટલીએક વાતો :—

૧. તે જમાનામાં યહુદીઓ જુદા જુદા દેશોમાં વેરાઇ ગયા હતા, અને બળવો જાગે તો રૂમી રાજ્યના જુદા જુદા વિભાગમાં ઘણા યહુદી માણસો માર્યા જાય એવું જોખમ હતું. તે કારણને લીધે યહુદીઓએ પોતે એક નિયમ ઘડી કાઢયો હતો, કે જ્યાં આગળ જે રાજાના સિક્કા ચાલતા હોય, ત્યાં તેનો અધિકાર કબુલ કરવો જોઇએ. યહુદી માણસના ગજવામાં એક દીનાર હોય, તો એ દીનારજ રૂમી સર્વોપરીપણાનો સ્વીકાર કરવાની સાબિતી ગણાય. માટે ઇસુ પોતાના જવાબમાં તેઓનો પોતાનો નિયમ તેઓને યાદ દેવડાવે છે. તેઓએ પૂછ્યું, કે "શું આપીએ?" ઇસુએ એવો જવાબ આપ્યો, કે "ભરી આપો." "કર" તો પાછું રાખી શકાય એવું દાન નહિ, પણ પાછું ભરવાનું દેવું છે (સરખાવો રૂમી. ૧૩ ; ૧-૭. ૧ પીત. ૨ ; ૧૩-૧૭).

૨. કાઇસાર પ્રત્યે તેઓનું દેવું તે 'કર' હતું ; પણ યહોવાહ પ્રત્યે તેઓને કેટલું "દેવું" છે, તે સૌથી મોટો સવાલ છે, એવું પ્રભુ ઇસુ તેઓને જણાવે છે.

૩. આ પ્રમાણે આપણો પ્રભુ સરકારને આધીન થવાની ફરજ શિખવે છે ; તેમજ સરકાર સાથે અમુક સત્તાની હદ બાંધેલી છે, એવું પણ તે શિખવે છે. સરકાર કરવેરો માગે, તો તે આપવા પ્રજા બંધાએલી છે, પણ પ્રજાને માટે સરકાર ધર્મક્રિયાઓ ઠરાવી આપે, તો એવી બાબતમાં આજ્ઞાંકિત રહેવાને પ્રજા બંધાએલી નથી. સરકાર અને મંડળી

એ બન્ને જુદી જુદી સંસ્થાઓ છે, અને દરેકને ઇશ્વરે પોતપોતાની સત્તા ઠરાવી આપી છે. સરકારે મંડળીનો હક ધારણ કરવો નહિ; અને મંડળીએ સરકારનો હક ધારણ કરવો નહિ.

(૫) પુનરૂત્થાનનો સવાલ. ૨૨; ૨૩–૩૩

**૨૩ તેજ દહાડે સાદુકીઓ જેઓ કહે છે કે પુનરૂત્થાન નથી,**
**તેઓએ તેની પાસે આવીને તેને પૂછ્યું, ૨૪ ઉપદેશક, મુસાએ કહ્યું છે,**
**કે જો કોઇ નછોરવો મરી જાય, તો તેનો ભાઇ તેની સ્ત્રીને પરણીને**
**પોતાના ભાઇને સારૂ વંશ ઉપજાવે. ૨૫ તો અમારામાં સાત ભાઇ**
**હતા, ને પહેલો પરણીને મરી ગયો. અને તે નછોરવો હોઇને પોતાના**
**ભાઇને સારૂ પોતાની સ્ત્રી મૂકી ગયો. ૨૬ તે પ્રમાણે બીજો તથા ત્રીજો**
**એમ સાતમા સુધી તેઓ મરી ગયા. ૨૭ અને સહુથી છેલ્લે તે સ્ત્રી**
**પણ મરી ગઇ. ૨૮ હવે પુનરૂત્થાનમાં પેલા સાતમાંથી તે કોની સ્ત્રી**
**થશે? કેમકે તે સહુની થઇ હતી. ૨૯ ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો,**
**કે ધર્મલેખો તથા દેવનું પરાક્રમ નહિ જાણ્યાને લીધે તમે ભુલ ખાઓ**
**છો. ૩૦ કેમકે પુનરૂત્થાનમાં તેઓ પરણતા નથી, ને પરણાવતા નથી,**
**પણ આકાશમાંના દૂતો જેવા હોય છે. ૩૧ પણ મુએલાઓના પુનરૂ-**
**ત્થાન સંબંધી, દેવે જે તમને કહ્યું તે શું તમે નથી વાંચ્યું, ૩૨ કે હું**
**ઇબ્રાહીમનો દેવ તથા ઇસ્હાકનો દેવ તથા યાકૂબનો દેવ છું? તે મુએ-**
**લાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો છે. ૩૩ ત્યારે લોકો એ સાંભળીને**
**તેના બોધથી અચરત થયા.**

ધર્મ સંબંધી સાદુકીઓનું ખાસ લક્ષણ એ હતું, કે તેઓ કેવળ લેખિત નિયમ એટલે મુસાનાં પાંચ પુસ્તકો સ્વીકારતા હતા, અને અલિખિત નિયમ અથવા વડીલોના સંપ્રદાય, જેને ફરોશીઓ ઉંચું સ્થાન આપતા હતા, તેનો સાદુકીઓ તદન નકાર કરતા હતા. વળી પ્રબોધકોનાં પુસ્તકો ને બીજાં પવિત્ર લખાણોને તેઓ મુસાના નિયમશાસ્ત્રથી ઉતરતા અધિકારનાં લખાણો ગણતા હતા.

અમરપણાની આશા ઇસ્રાએલી પ્રજામાં ઘણી મોડી ઉત્પન્ન થઇ. પ્રજાની વિપત્તિના સમયોમાં ધીમે ધીમે પ્રબોધકોને તથા ગીત રચનારાઓને 'અમરપણાનો' વિચાર સુઝી આવ્યો. ખાસ કરીને બાબેલના બંદીવાસ વખતે તે વિચાર પ્રબળ થવા લાગ્યો. મુસાના નિયમશાસ્ત્રમાં આ વિચાર કોઇ સ્થળે મળતો નથી, પણ પાછળનાં લખાણોમાં તે વધારે ને વધારે સ્પષ્ટ થતો દેખાય છે.

આ વાત શાસ્ત્રીઓ આનંદથી સ્વીકારતા હતા, અને આત્માનું અમરપણું એટલુંજ નહિ, પણ શરીરનું પુનરૂત્થાન પણ તેઓ શિખવતા હતા; પણ સાદુ-

ફરીશીઓ આ વાતનો તદ્દન નકાર કરતા હતા. સાદુકીઓની માન્યતા એવી હતી, કે "પુનરૂત્થાન નથી, અને દૂત અથવા આત્મા પણ નથી" (પ્રે. કૃ. ૨૩; ૮). અહીં આગળ સાદુકીઓ જે દાખલો ઇસુને આપે છે, તે વિષે તેઓનો વિચાર એવો હતો, કે તેથી પુનરૂત્થાનની વાત ખોટી ઠરશે.

સાત ભાઇઓ હતા. પહેલો ભાઇ મરી ગયો ત્યારે પુન. ૨૫; ૫-૧૦ પ્રમાણે બીજા ભાઇએ તેની વિધવાને લઇને "પોતાના ભાઇને સારૂ વંશ" ઉપજાવવા માટે તેની પ્રત્યે સગાની ફરજ અદા કરી (સરખાવો રૂથ ૩; ૯-૧૩), એ માટે કે તેનું નામ ઇસ્રાએલમાંથી નાબુદ ન થાય. તેનાથી તેને સંતાન ન થયું. એમ એક પછી એક બીજા પાંચ ભાઇઓએ સગાની ફરજ બજાવી, છતાં તેને ફરજન થયું નહિ. છેવટે બાઇ પોતે પણ મરી ગઇ, તો પુનરૂત્થાનમાં "તે કોની સ્ત્રી થશે?" તેઓના પ્રશ્નમાં પાયારૂપ બે ભૂલ જણાય છે:—

૧. પુનરૂત્થાનમાં માણસોનું જીવન આ પૃથ્વી પરના જીવન જેવું થશે.

૨. તે વખતે નિયમશાસ્ત્ર અમલમાં રહેશે.

પુનરૂત્થાનમાં માણસોનું જીવન કુદરતી થશે કે આત્મિક થશે, તે વિષે રાબ્બીઓમાં મતભેદ ચાલતો હતો. પુનરૂત્થાનનું જીવન તે આત્મિક જીવન થશે, એવી થોડાએક રાબ્બીઓની ધારણા હતી. દાખલા તરીકે, રાબ્બી રાબ્બના સંબંધમાં કહેવામાં આવે છે, કે તે વારંવાર કહેતો હતો, કે "આવનાર જીવનમાં તેઓ ખાશે નહિ, પીશે નહિ, છોકરાંને જન્મ આપશે નહિ, તેમજ વેપાર પણ કરશે નહિ. તે વખતમાં અદેખાઇ કે ઝઘડા નહિ હોય, પરંતુ ન્યાયીઓ પોતાના માથા પર મુગટ ધારણ કરીને દૈવી મહત્ત્વના મહિમામાં હર્ષ કરશે." પરંતુ ઘણાખરા રાબ્બીઓનો મત એવો હતો, કે પુનરૂત્થાનનું જીવન ઇહ જીવનના જેવું થશે.

આપણા પ્રભુના જમાના પહેલાં હનોખના પુસ્તકમાં એવું લખવામાં આવ્યું હતું, કે "પુનરૂત્થાન થયા પછી ન્યાયીઓ એટલા લાંબા વખત સુધી આયુષ્ય ભોગવશે કે તેઓ હજારો છોકરાંને જન્મ આપશે." રાબ્બીઓનો સ્વીકારેલો મત રજુ કરતાં રાબ્બી સાદીઆએ કહ્યું, કે "જેમ સારફાથની વિધવાનો દીકરો અને શૂનેમી બાઇનો દીકરો, બંનેએ ખાધુંપીધું, અને બંને બેશક સ્ત્રીઓને પરણ્યા હશે, તેમ પુનરૂત્થાનમાં પણ થશે."

સાદુકીઓએ જે સવાલ ઉભો કર્યો તે યહુદી રાબ્બીઓમાં વારંવાર ચર્ચાતો હતો અને તેઓનો અભિપ્રાય એવો હતો કે જે સ્ત્રીને આ દુનિયામાં બે ધણી થયા હશે, તેને આવતી દુનિયામાં પહેલા ધણીને પાછી આપવામાં આવશે. જ્યાં સુધી યહુદીઓ પુનરૂત્થાન માનતા નહોતા, ત્યાં સુધી તેઓની ધારણા એવી હતી

કે મરણ પછી માણુસ પોતાના સંતાનમાંજ જીવે છે, અને તે કારણને લીધે પુન. ૨૫ ; ૫માં દેખાડેલો રિવાજ પ્રબળ થયો.

પુરાતન જમાનામાં પ્રજા, કુળ કે કુટુંબ તરફ લોકોના વિચાર હતા, પણ પૃથક્ પૃથક્ વ્યક્તિ તરફનો વિચાર ઓછો હતો. પરંતુ ઇશ્વરની કેળવણી આપનારી પદ્ધતિથી પૃથક્ પૃથક્ વ્યક્તિનું મૂલ્ય જેમ જેમ સમજાવા લાગ્યું, તેમ તેમ પૃથક્ પૃથક્ વ્યક્તિના પુનરૂત્થાનની આશા ધીમે ધીમે ઉત્પન્ન થઇ.

પૃથક્ પૃથક્ માણસો પુનરૂત્થાન પામશે એવી માન્યતા પ્રભુ ઇસુના જમાનામાં પ્રબળ થવા આવી હતી, તે કારણને લીધે ઉપર પ્રમાણેનાં લગ્ન ભાગ્યેજ થતાં હતાં. વળી એવાં લગ્ન કરવાં નહિ, એવી ભલામણ ઇ. સ. ૨૦૦માં યહુદીઓના મિશ્નામાં કરવામાં આવે છે.

પ્રભુ ઇસુ એવો જવાબ આપે છે, કે "પુનરૂત્થાનમાં તેઓ પરણતા નથી, ને પરણાવતા નથી, પણ આકાશમાંના દૂતો જેવા હોય છે." એવી રીતે "દૂતો નથી" એવી સાદુકીઓની જે માન્યતા હતી તેને ઇસુ ખ્રીસ્ત ખોટી ઠરાવે છે. આકાશીય જીવનમાં સ્ત્રીપુરુષનો સંબંધ દેહ પ્રમાણે હોતો નથી. "ત્યાં મરણ ફરી થનાર નથી" (પ્રક. ૨૧ ; ૪), તેથી દેહ પ્રમાણે જન્મ થવાની જરૂર રહેતી નથી. આ જીવનમાં આપણે પોતાના જન્મ માટે માણસ પર આધાર રાખીએ છીએ, પરંતુ આપણો જન્મ, જેથી આપણને આકાશમાં પ્રવેશ મળે છે, તેને માટે આપણે એકલા ઇશ્વર પર આધાર રાખીએ છીએ. માનવી પુત્રપણાના બદલામાં આપણે દેવી પુત્રપણાથી વેષ્ટિત થઇશું (૧ કર. ૧૫ ; ૩૮).

વળી જે શાસ્ત્ર સાદુકીઓ પોતે માન્ય રાખતા હતા, તે શાસ્ત્રને આધારે આપણો પ્રભુ તેઓને પુનરૂત્થાનનો મત સાબિત કરી બતાવે છે. મિસર દેશના રાનમાં બળતા ઝાડવામાંથી જે વચન યહોવાહે મુસાને કહ્યું, તે તેઓને યાદ દેવડાવીને તે કહે છે, કે "હું ઇબ્રાહીમનો દેવ તથા ઇસહાકનો દેવ તથા યાકૂબનો દેવ છું" (નિર્ગ. ૩ ; ૬). આ ઉપરથી તે તેઓને એવું શિખવવા માગે છે, કે "દેવ મુએલાંઓનો દેવ નથી, પણ જીવતાંઓનો છે," કેમકે સઘળા તેને અર્થે જીવે છે (લુક ૨૦ ; ૩૭, ૩૮).

ઇબ્રાહીમે યહોવાહને પસંદ કર્યો હતો એમ નહિ, પણ યહોવાહે ઇબ્રાહીમને પસંદ કર્યો હતો. સમસ્ત મનુષ્યજાત પ્રત્યે ઇશ્વરનો જે દયાળુ ઇરાદો હતો તે પાર પાડવાના સાધન તરીકે તેણે ઇબ્રાહીમને પસંદ કરીને તેની સાથે વચનનો કરાર કર્યો (ઉત્પ. ૧૨ ; ૧–૩ : ૧૩ ; ૧૪–૧૭ : ૧૫ ; ૧, ૧૩–૧૬ : ૧૭ ; ૭, ૮). વળી તેજ કરાર તેણે ઇસ્હાક સાથે કર્યો (ઉત્પ. ૨૬ ; ૩–૫), અને તેજ કરાર તેણે યાકૂબ સાથે પણ કર્યો (ઉત્પ. ૨૮ ; ૧૩–૧૫). યહોવાહે તેઓને જે વચન આપ્યું તે તેઓને માટે હતું એટલુંજ નહિ, પણ તેઓના સંતાનને

મારે હતું : "તારો દેવ તથા તારા પછીના તારા વંશજોનો દેવ થવા સારૂ હું મારો કરાર, સનાતન કરાર તરીકે મારી ને તારી વચ્ચે ને પેઢી દરપેઢી તારા પછીના તારા વંશજોની વચ્ચે કરીશ" (ઉત્પ. ૧૭ ; ૭). એજ વચન નિર્ગ. ૬; ૨-૮માં દેખાડવામાં આવે છે. એ પરથી જણાય છે, કે આ બેવડું વચન યહોવાહે વખતોવખત આપ્યું હતું, તેથી યહોવાહ "મુએલાઓનો દેવ નથી, પણ જીવતાંઓનો છે," એવું આપણો પ્રભુ કહે છે ત્યારે તેના કહેવાનો અર્થ એ જણાય છે, કે જોકે પિતૃઓ શાંતિએ પોતાના બાપદાદાઓ પાસે ગયા છે (ઉત્પ. ૧૫ ; ૧૫), તો પણ તેઓ જીવતા છે. કેમકે પૃથક્ પૃથક્ વ્યક્તિ તરીકે તેઓને જે વચન આપવામાં આવ્યું હતું, તે હજી પૂરૂં થવાનું છે; અને એજ અર્થમાં હેબ્રીઓને પત્ર લખનાર એ વચન સમજતો હતો (હેબ્ર. ૧૧; ૮-૧૦, ૧૩-૧૯; ખાસ કરીને કલમ ૧૦, ૧૬, ૧૯).

યહોવાહ પોતાને પિતૃઓનો દેવ કહેતાં શરમાતો નથી, કેમકે તેણે તેઓને સારૂ એક શહેર તૈયાર કર્યું છે. તે નગર, જીવતા ઇશ્વરનું શહેર, સ્વર્ગીય યરૂશાલેમ છે (હેબ્ર. ૧૨ ; ૨૨). તે શહેર ઇશ્વર પાસેથી આકાશમાંથી ઉતરી આવે છે (પ્રક. ૨૧ ; ૨), અને મંડળીના સભાસદો હાલમાં પણ તેના વતની થઇ રહ્યા છે (હેબ્ર. ૧૨ ; ૨૨); સંપૂર્ણ થએલા ન્યાયીઓના આત્માઓ પણ તેના વતની છે (હેબ્ર. ૧૨; ૨૩). એજ પ્રમાણે આપણે પણ આત્મામાં તેના વતની છીએ, પણ શરીરમાં નહિ, (રૂમી. ૮; ૧૦). પરંતુ તે શહેરનો વારસો તેઓને તેમ આપણને હજુ સુધી પૂરી રીતે મળી શકતો નથી; એ વારસો આપણને પૂરી રીતે મળે તે પહેલાં ઇશ્વર દરેક સંપૂર્ણ થએલા આત્માને પોતપોતાનું શરીર આપે, એવી જરૂર છે (૧ કર. ૧૫; ૩૮). છેવટે, સૃષ્ટિ ક્ષયના દાસત્વમાંથી મુક્ત થશે (રૂમી. ૮; ૨૦), ત્યારેજ પ્રભુમાં-મરનારાઓની સાથે આપણે આત્મામાં, એટલુંજ નહિ પણ શરીરમાં, સંપૂર્ણ થઇશું.

જ્યાં ઇશ્વરે એક વાર પ્રેમ રાખ્યો હોય, ત્યાં સદાને માટે તે પ્રેમ રાખે છે. ઇબ્રાહીમ, ઇસ્હાક તથા યાકૂબ હતાનહતા થઇ જાત, તો ઇશ્વરને પોતાને ખોટ જાત. જેના પર ઇશ્વરે એક વાર પ્રેમ રાખ્યો હોય, તેનામાં અમરપણું હોય ને હોયજ. વળી આપણા આત્માઓ એટલુંજ નહિ, પણ આપણાં શરીરો પણ તેની દૃષ્ટિમાં મૂલ્યવાન છે, અને જોકે તેઓ પૃથ્વીની ધૂળ સાથે મળી જાય, તોપણ તે તેઓને સલામત રાખે છે (૧ કર. ૧૫; ૩૫-૪૪).

આત્માનું અમરપણું તથા શરીરનું પુનરૂત્થાન, તે બન્ને સિદ્ધાંતો ઇસુએ પોતાના પુનરૂત્થાનથી તથા આકાશગમનથી સદાને માટે સાબિત કરી બતાવ્યા છે.

(૯) સહુથી મોટી આજ્ઞા કઈ? ૨૨ ; ૩૪–૪૦

**[૩૪] પણ જ્યારે ફરોશીઓએ સાંભળ્યું કે તેણે સાદુકીઓનાં મોં
બંધ કીધાં ત્યારે તેઓ એકઠા થયા. [૩૫] અને તેઓમાંથી એક પંડિતે
તેનું પરીક્ષણ કરવા સારૂ તેને પૂછ્યું, કે [૩૬] ઓ ઉપદેશક, નિયમશાસ્ત્રમાં
સહુથી મોટી આજ્ઞા કયી છે? [૩૭] ત્યારે તેણે તેને કહ્યું, કે પ્રભુ તારા દેવ
પર તું તારા પૂરા હૃદયથી, ને તારા પૂરા જીવથી, ને તારા પૂરા મનથી
પ્રીતિ કર. [૩૮] પહેલી ને મોટી આજ્ઞા એ છે.' [૩૯] અને બીજી આજ્ઞા
એના જેવીજ છે, એટલે જેવી પોતા પર તેવી પોતાના પડોસી પર તું
પ્રીતિ કર. [૪૦] આ બે આજ્ઞા આખા નિયમશાસ્ત્ર તથા પ્રબોધકોનો
પાયો છે.**

ઇસુના દુશ્મનોએ તેને સમુદાયની આગળ ગુંચવણમાં નાખવા ધાર્યું હતું, પણ એથી ઉલટું લોકો તેનાં વિશેષ વખાણ કરવા લાગ્યા. લુક જણાવે છે, કે સાદુકીઓ વાદવિવાદમાં હારી ગયા છે, તે જોઇને કેટલાક શાસ્ત્રીઓ ઇસુને શાબાસી આપ્યા વગર રહી શક્યા નહિ. "તેઓએ કહ્યું, કે ઉપદેશક, તેં ઠીક કહ્યું" (લુક ૨૦ ; ૩૯).

પુનરૂત્થાન સંબંધી પ્રભુએ આ પ્રમાણે અસરકારક રીતે ફરોશીઓના મતનું રક્ષણ કર્યું હતું, ને તેઓના પ્રતિપક્ષીઓને હરાવ્યા હતા, તેથી તેઓ બહુ ખુશી થયા. પણ ઇસુ સાથે તેઓની પોતાની જે તકરાર હતી, તે તેઓને તરત યાદ આવી; તેથી તેઓએ ભેગા થઇને તેના પર તાજો હુમલો કરવાનો મનસુબો કર્યો. વિરૂદ્ધપક્ષવાળા જે કામમાં હારી ગયા હતા, તેજ કામમાં જય મેળવવાને તેઓને ઉમેદ ઉત્પન્ન થઇ. "તેઓમાંથી એક પંડિતે તેનું પરીક્ષણ કરવા સારૂ તેને પૂછ્યું, કે ઓ ઉપદેશક, નિયમશાસ્ત્રમાં સહુથી મોટી આજ્ઞા કયી છે?" તે સવાલ રાબ્બી લોકોમાં ઘણી વાર ચર્ચાતો હતો, ને તેના જુદા જુદા જવાબ આપવામાં આવતા હતા.

રાબ્બીઓની ગણતરી પ્રમાણે વડીલોના સંપ્રદાયોમાં જુદા જુદા ૬૧૩ નિયમો હતા, જેમાંના ૨૪૮ હકારરૂપે અને ૩૬૫ નકારરૂપે હતા. રાબ્બીરૂઢી મુજબ કયા નિયમો "ભારે" અર્થમાં ગણાય, અને કયા નિયમો "હલકા" ગણાય, તે વિષે ઘણો વાદવિવાદ ચાલતો હતો. તેના સરળ અને ચોકખા વિભાગ પાડવા ઘણા પ્રયત્ન થયા હતા. એવું દેખાડવામાં આવ્યું હતું, કે ગીતકર્તાએ પંદરમા ગીતમાં આ નિયમોનો સાર અગિયાર હુકમોમાં દર્શાવ્યો હતો (ગીત. ૧૫); યશાયાહ પ્રબોધકે આઠ નિયમોમાં તેઓનો સાર દેખાડયો હતો (યશા. ૧ ; ૧૬, ૧૭); વળી મીખાહ પ્રબોધકે ત્રણ નિયમમાં તેઓનો સાર દેખાડયો હતો (મીખ. ૬ ; ૮), અને આપણા પ્રભુના જમાનામાં રાબ્બીઓ એમ શિખવતા હતા, કે

આ બે હુકમોમાં આખું નિયમશાસ્ત્ર સમાય છે; એટલે "પ્રભુ તારા દેવ પર તું તારા પૂરા હૃદયથી...પ્રીતિ કર" (પુન. ૬; ૪, ૫), અને "જેવી પોતા પર તેવી પોતાના પડોસી પર તું પ્રીતિ કર" (લેવી. ૧૯; ૧૮).

ઇશ્વર પ્રત્યે તથા માનવ પ્રત્યે મનુષ્યની ધાર્મિક ફરજનું આ સરસ અને સંક્ષિપ્ત વર્ણન હતું. ઇસુ ખ્રીસ્ત ગાલીલનો એક અભણ માણસ છે, તેથી રાબ્બીઓના જ્ઞાન સંબંધી તે અજાણ્યો હશે (યોહ. ૭; ૧૫) એમ ધારીને આ શાસ્ત્રીએ એવી આશા રાખી હતી કે આવા સવાલથી તે ગુંચવાશે; પણ ઇસુએ તો તરતજ સચોટ જવાબ આપ્યો, તેથી તેઓનો ઇરાદો નિષ્ફળ ગયો. આ પ્રમાણે માત્થી આ વાર્તા આટલેથીજ સમાપ્ત કરે છે, પણ માર્ક તે પૂરી લખે છે: "શાસ્ત્રીએ તેને કહ્યું, કે ખરેખર, ઉપદેશક, તેં ઠીક કહ્યું છે કે તે એકજ છે, ને તે વિના બીજો કોઇ નથી; ને પુરા હૃદયથી તથા પૂરી સમજણથી તથા પૂરા સામર્થ્યથી તેના પર પ્રીતિ કરવી, તથા પોતા પર તેવી પોતાના પડોસી પર પ્રીતિ કરવી તે સર્વે સકળ દહનીયાર્પણ તથા યજ્ઞ કરતાં અધિક છે" (માર્ક ૧૨; ૩૨-૩૪). આમ કહેવામાં શાસ્ત્રીની બોલવાની ચતુરાઇ જણાઇ આવે છે. તેની આશા એવી હતી, કે આમ બોલવાથી હું લોકોની આગળ ભુંઠો નહિ પડું, પણ એમાં તે નિષ્ફળ ગયો; કેમકે એક છેલ્લી તીક્ષ્ણ વાતથી આપણા પ્રભુએ તેના અભિમાનને છેદી નાખ્યો, અને કહ્યું, કે "તું દેવના રાજ્યથી વેગળો નથી."

ઇશ્વર શું માગે છે તે જે માણુસ જાણે છે, તે દેવના રાજ્યથી તો વેગળો નથી એ ખરૂં, પણ જ્યાં સુધી તે કેવળ જાણે છે ને કરતો નથી, ત્યાં સુધી તે બહાર ને બહાર રહે છે. એમાં આપણા પ્રભુના કહેવાની મતલબ એ છે, કે "જો તમે એ વાતો જાણીને તેઓને પાળો, તો તમને ધન્ય છે" (સરખાવો યોહ. ૧૩; ૧૭).

(૭) દાઉદનો દીકરો અને દાઉદનો પ્રભુ. ૨૨; ૪૧-૪૬

**[૪૧] હવે ફરોશીઓ એકઠા મળેલા હતા, ત્યારે ઈસુએ તેઓને એવું પૂછ્યું, કે [૪૨] મસીહ સંબંધી તમે શું ધારો છો? તે કોનો દીકરો છે? તેઓ તેને કહે છે, કે દાઉદનો. [૪૩] તે તેઓને કહે છે, તો આત્માવડે દાઉદ તેને પ્રભુ કેમ કહે છે? [૪૪] [જેમકે,] પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે**

**તારા શત્રુઓને હું તારૂં પાયાસન કરૂં**
**ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ.**

**[૪૫] હવે જો દાઉદ તેને પ્રભુ કહે છે, તો તે શી રીતે તેનો દીકરો કહેવાય? [૪૬] અને એક પણ શબ્દનો ઉત્તર કોઇ તેને આપી શકયો નહિ, તેમજ તે દહાડેથી તેને કંઇ પૂછવાને કોઇએ છાતી ચલાવી નહિ.**

આ પ્રમાણે અધિકારીઓની સાથે જે વાદવિવાદમાં આપણા પ્રભુને ઉતરવું પડયું તે વિજય સાથે સમાપ્ત થાય છે. બન્ને પક્ષના પસંદ કરેલા પ્રતિવાદીઓએ ઇસુને વાતમાં સપડાવવાને પોતાથી બનતા પ્રયત્ન કર્યા હતા, પણ તેઓ પોતાના ફાંદામાં પોતેજ સપડાઇ ગયા હતા. હવે વધારે સવાલ પૂછવાને તેઓની હિમ્મત ચાલી નહિ; ત્યારે ઇસુ પોતે તેઓને પ્રશ્ન પૂછે છે, કે "મસીહ સંબંધી તમે શું ધારો છો? તે કોનો દીકરો છે?" તેઓ તેને કહે છે, કે "દાઉદનો." તેઓનો આવો જવાબ સાંભળીને પ્રભુ ઇસુ તેઓને ગીતશાસ્ત્રમાંનું એક વચન યાદ દેવડાવે છે: "પ્રભુએ મારા પ્રભુને કહ્યું, કે હું તારા શત્રુઓને તારૂં પાદાસન કરૂં, ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ" (ગીત. ૧૧૦; ૧) [અગર "યહોવાહે મારા પ્રભુને, એટલે દાઉદના પ્રભુ મસીહને, કહ્યું..." એવો અર્થ થાય].

આ ગીત વિષે રાબ્બીઓ એમ સમજતા હતા કે દાઉદે તે લખ્યું હતું. વળી તેઓ એવું માનતા હતા કે પોતાના કુળમાંથી જે જયવંત મસીહ ઉભો થવાનો છે તેના સંબંધમાં તેણે તે લખ્યું હતું. ગીતશાસ્ત્રના બીજા ગીતની માફક યહોવાહના પ્રતિનિધિ તરીકે રાજાને ગાદી પર બેસાડવાને પ્રસંગે ગાવા માટે આ ગીત રચેલું હતું (૧ રાજા ૨; ૧૯. ગીત. ૨, ૪, ૬). યહોવાહની મદદથી રાજા જયવંત નીવડશે, એવું વચન આ ગીતમાં રહેલું છે. દાઉદના સંબંધમાં આ ગીત રચવામાં આવ્યું હોય, તે બનવાજોગ છે. પરંતુ માક્કાબીના જમાનામાં રાજા અને પ્રમુખયાજકના હોદ્દાઓ સંયુક્ત થયા હતા, તો તેવા કોઇ જમાનામાં તે રચવામાં આવ્યું હોય, એ વધારે સંભવિત લાગે છે.

રચનાર કોણ હશે તે વિષે કંઇ ચોક્કસ માલમ પડતું નથી. જો દાઉદના વખતમાં એ ગીત રચાયું હોય, તો રચનાર કદાપિ ગાદ કે નાથાન હોય; પણ કાવ્યકાર તરીકે દાઉદની કીર્ત્તિ એટલી બધી પ્રસિદ્ધ થએલી હતી, કે બીજાં ઘણાં ગીતોની પેઠે આ ગીત લખનાર પણ દાઉદ પોતેજ હતો, એવું રાબ્બી લોકો સમજ્યા. વળી રચનારે "પોતાના પ્રભુ" એટલે "મસીહ" સંબંધી લખ્યું હતું, એવી તેઓની માન્યતા હતી.

દાઉદે તો તે ગીત લખ્યું ન હોય, પણ તેઓ ધારતા હતા તે કરતાં વિશેષ બહોળા તથા ઉંડા અર્થે તેમાં મસીહ સંબંધી વાત સમાએલી છે; અને તે વચનો છેવટે આપણા પ્રભુમાંજ પૂરાં થયાં, એવું નવો કરાર કબુલ કરે છે (પ્રે.કૃ. ૨; ૩૪-૩૬. ૧ કર. ૧૫; ૨૫. હેબ્રે. ૧; ૧૩: ૫; ૬: ૭; ૧૭, ૨૧: ૧૦; ૧૩).

ગીત રચનાર દાઉદ છે, અને દાઉદ જયવંત મસીહ સંબંધી પ્રબોધકની દૃષ્ટિએ બોલતો હતો, એવી તેઓની માન્યતા હતી. તે પરથી ઇસુ તેઓને પૂછે છે, કે જો મસીહ દાઉદનો દીકરો હોય તો તે તેને "મારા પ્રભુ" એ નામથી કેમ સંબોધે છે? એ નામ લઇને દીકરો પોતાના બાપને સંબોધે તો સંબોધે, પણ

હેથી વિચાર પ્રમાણે બાપ પોતાના દીકરાને તો એવી રીતે સંબોધેજ નહિ. ઇસુના પ્રશ્નના જવાબમાં તેઓ શું કહી શકે? કાંતો તે ગીત રચનાર દાઉદ નથી, એવું તેઓને કબુલ કરવું પડે; કાંતો મસીહ વિષે એમાં કંઇ વાત નથી, એવું કબુલ કરવું પડે. આ ગુંચવણને લીધે તેઓ આ પ્રસંગે નિરૂત્તર થયા.

પાછળના વખતમાં, આ બે વાતમાંથી એક વાત તેઓએ પસંદ કરી. જો તેઓ ડાહ્યા હોત, તો તે ગીતનો રચનાર દાઉદ છે, એ વાત તેઓ તેજ વખતે તજી દેત; પણ તેઓ બીજી વાતને પકડી રહ્યા: એટલે તે ગીત દાઉદનું લખેલું છે, એમ કહીને તેઓ ખુલાસો કરવા લાગ્યા, કે આગળના કુળપતિ ઇબ્રાહીમને (ઉત્પ. ૧૪; ૧૭-૨૪) અગર પાછળના ભલા રાજા હિઝકીયાહને તે વચન લાગુ પડતું હશે. તે ગીત હિઝકીયાહ વિષે છે, એવો ખુલાસો જસ્ટિન માર્ટર તથા તર્તલીઅનના જમાનામાં યહુદીઓ કરતા હતા. પરંતુ આ ગીતનો રચનાર દાઉદ નહોતો એટલુંજ શિખવવાનો આપણા પ્રભુનો ઇરાદો નહોતો. તેની સાથે તે તેઓને એવું શિક્ષણ આપે છે—અને એકલા શાસ્ત્રીઓનેજ આપે છે એમ નહિ, પણ સાંભળનાર સમુદાય તથા પોતાના શિષ્યોને પણ આપે છે—કે મસીહ સંબંધી ચાલતો આવેલો વિચાર હજી ઘણો અપૂર્ણ છે. ઇસ્રાએલના જયવંત રાજા દાઉદના દીકરા કરતાં તે મોટો છે. તે દાઉદનો દીકરો છે એટલુંજ નહિ, પણ તે દાઉદનો પ્રભુ છે.

## અધ્યાય ૨૩

શાસ્ત્રીઓ તથા ફરોશીઓ પર પ્રભુ ઇસુ તહોમત મૂકે છે તેના શત્રુઓએ તેના પર જે જે હુમલા કર્યા, તેમાં તેણે તેઓનું ચાલવા દીધું નહિ એટલુંજ નહિ, પણ તે તેઓ પર ઉલટું તહોમત મૂકે છે. જાણવા જેવી વાત એ છે, કે જોકે સાદુકીઓ આ હુમલાઓમાં પૂરી રીતે સામેલ થયા હતા, તો પણ ઇસુ તેઓને પડતા મૂકે છે; અને એકલા ફરોશીઓ પર, ને તેમાંએ ખાસ કરીને શાસ્ત્રીઓ અથવા રાબ્બીઓ પર, તે તહોમત મૂકે છે. ફરોશીઓ ઇસુનો જેટલો ધિક્કાર કરતા હતા, તેટલો ધિક્કાર સાદુકીઓ પણ કરતા હતા, અને પાછળથી તેને પકડવામાં તથા દોષિત ઠરાવવામાં તેઓના મુખ્ય યાજકોએ આગળ પડતો ભાગ લીધો હતો.

પરંતુ આ પ્રસંગે આપણા પ્રભુના મનમાં સામાન્ય લોકો વિષે વિશેષ ચિંતા હતી. સાદુકીઓ વિષે લોકો કશી દરકાર રાખતા નહોતા, પણ ફરોશીઓનો પક્ષ લોકપ્રિય હતો. તેઓના શાસ્ત્રીઓ લોકોના શિક્ષકો હતા; તેથી આ આંધળા દોરનારાઓ પર, તેઓના રિવાજો પર, તથા તેઓના મતો પર પ્રભુ ઇસુ આ પ્રમાણે ભારે તહોમત મૂકે છે. તેમ કરવાનું કારણ એ હતું, કે આવી રીતે ભમાવાએલા સમુદાયની તે ચિંતા રાખતો હતો, અને આશા રાખતો હતો કે હજુ પણ તેઓ તેની તરફ ફરશે.

શાસ્ત્રીઓ તથા ફરોશીઓ વિષે વારંવાર આ શબ્દો મળે છેઃ "તમને અફસોસ." એ શબ્દોમાં શાપ દેવાની કશી મતલબ નથી. તેનો ખરો અર્થ "હાય હાય" થાય છે. જે જે પ્રસંગો તેઓને મળ્યા હતા, પણ તેઓએ પડતા મૂક્યા હતા; અને જે જે શક્તિઓ તેઓને આપવામાં આવી હતી, પણ તેનો તેઓએ ગેરઉપયોગ કર્યો હતો, તેના સંબંધમાં આ શબ્દો ઉચ્ચારીને આપણો પ્રભુ પોતાની નિરાશા તથા દુઃખની લાગણી દર્શાવે છે.

## ૧૧. પાસે ઉભેલા લોકોને ચેતવણી

(અધ્ય. ૨૩; ૧-૧૨)

ત્યાર પછી ઇસુએ લોકોને તથા પોતાના શિષ્યોને કહ્યું, કે
[2] શાસ્ત્રીઓ તથા ફરોશીઓ મુસાના આસન પર બેસે છે; [3] માટે જે
કંઇ તેઓ તમને ફરમાવે, તે કરો તથા પાળો; પણ તેઓના કામ
પ્રમાણે ન કરો, કેમકે તેઓ કહે છે ખરા, પણ કરતા નથી. [4] કેમકે
ભારે અને ઉંચકતાં મહા મુસીબત પડે એવા બોજા તેઓ માણસોની
ખાંધો પર ચઢાવે છે, પણ તેઓ પોતે પોતાની એક આંગળી પણ તેને
લગાડવા ચહાતા નથી. [5] અને લોકો તેઓને જુએ એવા હેતુથી તેઓ
પોતાનાં સઘળાં કામ કરે છે; તેઓ પોતાનાં સ્મરણપત્રોને પહોળાં
બનાવે છે, ને પોતાનાં લુગડાંની કોર વધારે છે. [6] વળી જમણવારોમાં
મુખ્ય જગાઓ, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો, [7] તથા ચૌટાં-
ઓમાં સલામો, તથા માણસ તેઓને રાબ્બી કહે, એવું તેઓ ચાહે છે.
[8] પણ તમે રાબ્બી ન કહેવાઓ; કેમકે એકજ તમારો ગુરૂ છે, ને તમે
સઘળા ભાઇઓ છો. [9] અને પૃથ્વી પર તમે કોઇને તમારો બાપ ન
કહો, કેમકે એક જે આકાશમાં, તે તમારો બાપ છે. [10] અને તમે
સ્વામી ન કહેવાઓ, કેમકે એક, જે ખ્રીસ્ત, તે તમારો સ્વામી છે.
[11] પણ તમારામાં જે મોટો તે તમારો સેવક થાય. [12] અને જે કોઇ
પોતાને ઉંચો કરશે, તે નીચો કરાશે; ને જે કોઇ પોતાને નીચો કરશે,
તે ઉંચો કરાશે.

પ્રથમ આપણો પ્રભુ સમુદાયને તથા પોતાના ચેલાઓને સંબોધે છે. એ પરથી તે તેઓની કેટલી ચિંતા રાખતો હતો, તે માલમ પડે છે. તેઓને સંબોધી રહ્યા પછી ખાસ શાસ્ત્રીઓ વિષે તે ટીકા કરે છે. પહેલામાં પહેલું જે વચન ઇસુ ઉચ્ચારે છે, તે ખાસ જાણવા જેવું છે.

જો ઇસુ ખ્રીસ્તના મનમાં સ્વાર્થ કે ઇર્ષા હોત તો અધિકારીઓ વિરૂદ્ધ ફિતૂર કરવાને તે લોકોને ઉશ્કેરણી આપત; પણ એથી ઉલટું, તે તેઓને કહે છે,

કે "શાસ્ત્રીઓ તથા ફરોશીઓ મુસાના આસન પર બેસે છે; માટે જે કંઇ તેઓ તમને ફરમાવે, તે કરો તથા પાળો; પણ તેઓનાં કામ પ્રમાણે ન કરો, કેમકે તેઓ કહે છે ખરા, પણ કરતા નથી."

નિયમશાસ્ત્રનો ખુલાસો કરવાનું તથા તેનું રક્ષણ કરવાનું કામ શાસ્ત્રીઓનું હતું, તેથી તેઓના કહેવા પ્રત્યે તથા તેઓના હુકમો પાળવા પ્રત્યે આપણો પ્રભુ લોકોને સભ્યતાથી વર્તવાનું શિખવે છે. ઇસુ જેને વિશોભિત ઠરાવે છે તે તેઓનું શિક્ષણ નહિ, પણ તેઓનો નમુનો છે. બે કારણોને લીધે પ્રભુ ઇસુ શાસ્ત્રીઓ તથા ફરોશીઓનો દોષ કાઢે છે:

૧. તેઓએ પોતાના સંપ્રદાય વડે નિયમશાસ્ત્રને ભારે તથા અસહ્ય બોજારૂપ કરી નાખ્યું હતું. દાખલા તરીકે, વિશ્રામવારનો દિવસ કેવી રીતે પાળવો તે (સરખાવો ૧૨; ૧-૮). વળી તેઓનો દોષ એમાં પણ જણાય છે, કે બીજા ઉપર જે બોજા તેઓ લાદતા હતા, તેમાંથી બચવાને તેઓએ પોતાને વાસ્તે કપટથી બારીઓ રાખી હતી.

૨. પોતાને મોટા મનાવવા તેઓ વિશેષ ચહાતા હતા. માણસો તેઓને જુએ માટે તેઓ પોતાનાં સઘળાં કાર્યો કરતા હતા (૬; ૧-૧૮); એ વાતમાં તેઓનો પહેરવેશ દાખલારૂપ હતો. યહોવાહનો નિયમ ગંભીરતાએ યાદ રાખવાનું જે વચન છે (નિર્ગ. ૧૩; ૯, ૧૬. પુન. ૬; ૮: ૧૧; ૧૮) તે વચન અક્ષરશ: સમજીને તેઓ પોતાના કપાળ પર તથા ડાબા હાથ પર સ્મરણપત્રો બાંધતા હતા.

તેર વરસની ઉમરના પ્રત્યેક યહુદી પુરુષને સાબ્બાથ તથા પર્વના દિવસો સિવાય બાકીના દિવસોએ સવારસાંજ (સ્મરણપત્રની) પ્રાર્થનાઓ ઉચ્ચારવાની ફરજ હતી. સાબ્બાથે તથા પર્વના દિવસોએ સભાસ્થાનમાં ભજનસેવા થતી હતી, તેથી તે દિવસોએ તે પ્રાર્થના ઉચ્ચારવી ફરજીઆત નહોતી. આ સ્મરણપત્રો દાબડી જેવાં હતાં તેઓ ૧॥ x ૨॥ ઇંચ હતાં. શુદ્ધ જાનવરના ચામડાનાં તે બનાવેલાં હતાં, અને પ્રાર્થના કરતી વખતે શરીર પર કપડાંની પહોળી પટીથી તેઓ તે બાંધતા હતા. બે સ્મરણપત્રો પહેરવામાં આવતાં હતાં: એક માથા પર, અને એક ડાબા હાથ પર. માથા પરનું સ્મરણપત્ર કપાળ પર એવી રીતે બાંધવામાં આવતું હતું, કે તે બે આંખની વચ્ચે આવે; અને આજ સ્મરણપત્ર ફરોશીઓ પહોળાં રાખતા એ માટે કે તે બધાંને દેખાય.

હાથ પરનું સ્મરણપત્ર ડાબા હાથના બાહુડા સાથે માંહેની બાજુ પર બાંધવામાં આવતું હતું, એ માટે કે તે હૃદયની પાસે રહે.

વાપરતી વખતે તે દેખાતું નહિ, કેમકે તે બાંહ્યથી ઢંકાઇ રહેતું.

માથા પરના સ્મરણપત્રના ચાર વિભાગ પાડેલા હતા, અને તે પ્રત્યેક ભાગમાં નિચલા ચાર ફકરાઓમાંનો એકેક ફકરો નાના લખોટા પર લખીને રાખવામાં આવતો હતો: (૧) નિર્ગ. ૧૩; ૧-૧૦; (૨) નિર્ગ. ૧૩; ૧૧-૧૬; (૩) પુન. ૬; ૪-૯; (૪) પુન. ૧૧; ૧૩-૨૧.

હાથ પરના સ્મરણપત્રમાં એકજ લખોટો રાખવામાં આવતો હતો, ને તેના પર ચારે ફકરા લખવામાં આવતા હતા.

રાબ્બીઓ આ સ્મરણપત્રોને ખાસ રીતે પવિત્ર ગણતા હતા. પહેરતી વખતે તેમજ ઉતારતી વખતે તેઓ તેમને ચુંબન કરતા હતા, તેમજ સોગન ખાતી વખતે તેઓ તેમને અડકતા.

ગણ. ૧૫; ૩૮-૪૦ તથા પુન. ૨૨; ૧૨ પ્રમાણે તેઓ પોતાના જામાને ચારે ખૂણે ફુમતાં લગાડતા હતા; અને જેમ તેઓ પોતાનાં સ્મરણપત્રો પહોળાં કરતા હતા, તેમ તેઓ પોતાનાં આ ફુમતાં પણ લાંબાં કરતા હતા.

વળી તેઓ જમણોમાં અને સભાસ્થાનોમાં મુખ્ય આસનો શોધતા હતા (લુક ૧૪; ૭) એટલુંજ નહિ, પણ લોકો તેઓને સંબોધે ત્યારે તેઓ તેમને માનથી સંબોધે, માટે તેઓએ કેટલીક માનવાચક અટકો ધારણ કરી હતી; જેવી કે,

૧. "રાબ્બી" એટલે ગુરૂ કે મારા સ્વામી.

૨. "આબ" એટલે બાપ. આ અટક રોમન કાથોલિક યાજકો આજ સુધી ધારણ કરે છે.

૩. ત્રીજી અટકનો તરજુમો ગુજરાતીમાં "સ્વામી" કરવામાં આવ્યો છે, પણ તેનો મૂળ અર્થ 'આગેવાન' અગર 'દોરનાર' એવો જણાય છે. આ ત્રીજી અટક પહેલી અટકથી જુદી છે, અથવા તે બન્ને એકજ છે કે કેમ, તે વિષે ખાતરીથી કહી શકાય નહિ; કેમકે આપણો પ્રભુ આરામેઇક ભાષામાં બોલ્યો હતો, અને તે ભાષામાં જે અટક તેણે વાપરી હોય, તેનો તરજુમો જુદી જુદી બે રીતે થયો હોય.

ચેલો પોતાના ગુરૂને એટલે જેણે તેને પવિત્ર શાસ્ત્રનો ખજાનો ખોલી આપ્યો છે તેને અમુક માનની અટકથી સંબોધે, તે તો યોગ્ય અને શોભતું છે. પરંતુ શાસ્ત્રીઓ આ રિવાજનો તદન ગેરઉપયોગ કરતા હતા, ને એથી તેઓના અભિમાનને પુષ્ટિ મળતી હતી. એ અભિમાનને અંગે તેઓ માણસનાં મન તથા

પ્રેરકબુદ્ધિ પર પોતાનું સર્વોપરીપણું દાખવતા હતા, તે કારણને લીધે પ્રભુ ઇસુએ તેઓનો દોષ કાઢયો.

શાસ્ત્રીઓ પોતાના સંપ્રદાયને પહેલાવાહના નિયમ સરખો અગર તેથી પણ ચઢીઆતો માનતા હતા. દાખલા તરીકે, તેઓ કહેતા હતા કે નિયમશાસ્ત્રના શબ્દો કરતાં શાસ્ત્રીઓના શબ્દો સુંદર છે; કેમકે નિયમશાસ્ત્રના શબ્દો "ભારે" છે, અને "હલકા" પણ છે. પણ શાસ્ત્રીઓના શબ્દો તો બધા "ભારે" છે. તેમજ 'સ્મરણપત્રો નથી,' એવું કહીને જે કોઇ નિયમશાસ્ત્રનો ભંગ કરશે, તે દોષિત નથી; પણ 'સ્મરણપત્રમાં પાંચ વિભાગ છે' એવું કહીને શાસ્ત્રીઓના શબ્દોમાં જે કોઇ ઉમેરો કરશે, તે દોષિત છે.

કલમ ૮, ૯, ૧૦માં જે શબ્દો મળે છે, તે પરથી માણસના આત્મા તથા ઇશ્વરની વચ્ચે આડે આવવાનો કોઇને અધિકાર નથી, એવું આપણો પ્રભુ સાફ શિખવે છે.

આવી નામની અટકો ખોટી છે એવું આપણો પ્રભુ કહેતો નથી, પણ તે અટકોનો ફરોશીઓ જે ઉપયોગ કરતા હતા, તે ઉપયોગને તે ખોટો ઠરાવે છે. તેના કહેવાનો અર્થ એવો જણાય છે કે જે અર્થે શાસ્ત્રીઓ પોતાને 'રાબ્બી,' 'બાપ' કે 'સ્વામી' કહેવડાવે છે, તે અર્થે તમે 'રાબ્બી,' 'બાપ' કે 'સ્વામી' ન કહેવાઓ.

ઇસુના કહેવાના અર્થના ખુલાસાને માટે 'તાલ્મૂદ'માંનું એક વચન ઉપયોગી માલમ પડશે; એટલે "કામ પર પ્રેમ રાખો, પણ અટકને ધિક્કારો." ફરોશીઓનો દોષ એ વાતમાં રહેલો હતો, કે કામના કરતાં તેઓને અટકો વિશેષ વહાલી લાગતી હતી. રિચર્ડ બેક્ષટર નામના એક પ્રખ્યાત પાળક આ પ્રમાણે લખે છે, કે "જેમ સર્વ સમયોમાં મંડળીના અધ્યક્ષોએ કર્યું છે, એટલે માનની જગાઓ શોધવી ને પોતાના હોદ્દાની મોટાઇ તથા મહત્ત્વ સંબંધી દુનિયાને હલકા વિવાદથી ભરપૂર કરવી; તેમ કરવાથી તેઓ જે હોદ્દા વિષે કજીઆ કરે છે, તે હોદ્દાના પ્રકાર તથા અર્થ સંબંધી તેઓ વિસરી જાય છે, એવું પોતે જાહેર કરે છે. ગરીબ માણસના ઝુંપડામાં સહુથી પહેલાં કોણ જઇને તેને તથા તેના કુટુંબને આકાશનો માર્ગ દેખાડે, અગર પાપીને કોણ સહુથી પહેલો પસ્તાવામાં લાવવાનો પ્રયત્ન કરે, અથવા કોણ સહુથી પહેલો સહુનો સેવક થશે, એવી એવી બાબતની હરીફાઇ કરનારા ઓછા માલમ પડે છે."

## ૧૨. શાસ્ત્રીઓને હાય હાય!

(અધ્ય. ૨૩; ૧૩-૩૬)

**[૧૩] અને, ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે લોકોની સામે તમે આકાશનું રાજ્ય બંધ કરો**

છો; કેમકે તેમાં તમે પોતે પેસતા નથી, ને જેઓ પેસવા ચાહે છે
તેઓને તમે પેસવા દેતા નથી. [[ [14] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ,
ઢોંગીઓ, તમને અફસોસ છે! કેમકે વિધવાઓનાં ઘર તમે ખાઇ
જાઓ છો, ને ઢોંગથી લાંબી પ્રાર્થનાઓ કરો છો, તે સારૂ તમે વત્તો
દંડ ભોગવશો.]]

[15] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ
છે! કેમકે એક શિષ્ય કરવા સારૂ તમે સમુદ્ર તથા પૃથ્વી ફરી વળો
છો; ને તે થાય છે ત્યારે તમે તેને પોતા કરતાં બમણો નરકનો દીકરો
બનાવો છો.

[16] ઓ આંધળા દોરનારાઓ, તમને અફસોસ છે! તમે કહો છો,
કે જો કોઇ મંદિરના સમ ખાય, તો તેમાં કંઇ નહિ; પણ જો કોઇ
મંદિરના સોનાના સમ ખાય તો તેથી તે બંધાએલો છે. [17] ઓ
મૂર્ખો તથા આંધળાઓ, વિશેષ મોટું તે કયું? સોનું કે સોનાને પવિત્ર
કરનારૂં મંદિર? [18] અને, જો કોઇ હોમવેદીના સમ ખાય તો તેમાં કંઇ
નહિ, પણ જો કોઇ તે પરના અર્પણના સમ ખાય તો તેથી તે બંધા-
એલો છે. [19] ઓ આંધળાઓ, વિશેષ મોટું તે કયું? અર્પણ કે અર્પણને
પવિત્ર કરનારી હોમવેદી? [20] એ માટે જે કોઇ હોમવેદીના સમ ખાય
છે, તે તેના તથા જે સઘળાં તેના પર છે તેના પણ સમ ખાય છે.
[21] અને જે કોઇ મંદિરના સમ ખાય છે, તે તેના તથા તેમાં જે છે તેના
પણ સમ ખાય છે. [22] અને આકાશના સમ જે ખાય છે, તે દેવના
આસનના તથા તે પર બિરાજનારના પણ સમ ખાય છે.

[23] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ
છે! કેમકે ફુદનાનો તથા સુવાનો તથા જીરાનો દશમો ભાગ તમે આપો
છો; પણ નિયમશાસ્ત્રની મોટી વાતો, એટલે ન્યાયકરણ તથા દયા તથા
વિશ્વાસ, તે તમે પડતાં મૂકયાં છે; તમારે આ કરવાં, ને એ પડતાં
મૂકવાં જોઇતાં ન હતાં. [24] ઓ આંધળા દોરનારાઓ, તમે મચ્છરને
ગાળી કાઢો છો, પણ ઉંટને ગળી જાઓ છો.

[25] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ
છે! કેમકે તમે થાળીવાટકો બહારથી સાફ કરો છો, પણ તેમની માંહે
જુલમ તથા અન્યાય ભરેલા છે. [26] ઓ આંધળા ફરોશી, તું પહેલાં
થાળીવાટકો માંહેથી સાફ કર, કે તે બહારથી પણ સાફ થઇ જાય.

[27] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ
છે! કેમકે તમે ધોળેલી કબરના જેવા છો, જે બહારથી શોભાયમાન

દેખાય છે ખરી, પણ માંહે મુડદાંનાં હાડકાંએ તથા હરેક અશુદ્ધપણાએ
ભરેલી છે. [૨૮] તેમ તમે પણ માણસોની આગળ બહારથી ન્યાયી
દેખાઓ છો ખરા, પણ માંહે ઢોંગે તથા ભુંડાઇએ ભરેલા છો.

[૨૯] ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ
છે! કેમકે તમે પ્રબોધકોની કબરો બાંધો છો, ને ન્યાયીઓની કબરો
શણગારો છો; [૩૦] ને કહો છો, કે જો અમે અમારા બાપદાદાઓના
દિવસોમાં હોત, તો તેઓની સાથે પ્રબોધકોના ખૂનમાં અમે ભાગિયા
ન થાત. [૩૧] એથી તમે પોતા સંબંધી સાક્ષી આપો છો કે પ્રબોધકોને
મારી નાખનારાઓના દીકરા તમેજ છો. [૩૨] તો તમારા બાપદાદાઓનું
માપ ભરી દો. [૩૩] ઓ સર્પો, સાપોના વંશ, નરકના દંડથી તમે કેવી
રીતે બચશો? [૩૪] એ માટે, જુઓ, પ્રબોધકોને તથા જ્ઞાનીઓને તથા
શાસ્ત્રીઓને હું તમારી પાસે મોકલું છું, ને તમે તેઓમાંના કેટલાએકને
મારી નાખશો, ને વધસ્તંભે જડશો, ને તેઓમાંના કેટલાએકને તમારાં
સભાસ્થાનોમાં કોરડા મારશો, ને નગરેનગર તેઓની પૂઠે લાગશો;
[૩૫] કે ન્યાયી હાબેલના લોહીથી તે બારખીઆના દીકરા જાખરીઆ,
જેને મંદિરની તથા હોમવેદીની વચ્ચે તમે મારી નાખ્યો, તેના લોહી
સુધી જે બધા ન્યાયીઓનું લોહી પૃથ્વી પર વહેવડાવવામાં આવ્યું છે,
તે તમારા પર આવે. [૩૬] હું તમને ખચીત કહું છું કે એ બધું આ પેઢી
ઉપર આવશે.

અહીંથી માંડીને આપણો પ્રભુ ફરીથી શાસ્ત્રીઓને સંબોધે છે, અને તેઓએ કરેલા અપરાધોના દોષ એક પછી એક તેઓને કહી બતાવે છે. દરેક દોષ મૂકતાં તે તેઓને કહે છે, કે "શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને હાય હાય!" શરૂઆતમાં તે તેઓને તેઓના દોષ સંક્ષેપમાં જણાવીને કહે છે, કે "લોકોની સામે તમે આકાશનું રાજ્ય બંધ કરો છો; કેમકે તેમાં તમે પોતે પેસતા નથી, ને જેઓ પેસવા ચાહે છે તેઓને તમે પેસવા દેતા નથી." ત્યાર પછી અનુક્રમે તે તેઓના અપરાધ વિગતવાર જણાવે છે.

૧. ગરીબ લોકો પાસેથી તેઓ કેવી ક્રૂર રીતે દ્રવ્ય કઢાવતા હતા, તે વાતનો દોષ સહુથી પહેલાં તે તેઓ પર મૂકે છે. તે જમાનામાં કોઇ વિધવા નિરાધાર થએલી હોય, તો તેને માટે બોલવાની એવી ખાસ રૂઢી હતી કે, તેને ફરોશીઓનો હાથ લાગ્યો છે. આ પ્રકારનું કામ તેઓ ધર્મને અગે કરતા હતા, તેથી તેઓનો દોષ વિશેષ મોટો ગણાય (માર્ક ૧૨; ૪૦. લુક ૨૦; ૪૭).

૨. અન્ય પ્રજામાંથી શિષ્ય મેળવવાને યહુદીઓ આસ્થાવાન હતા. હિલ્લેલ કરીને એક ભલા રાબ્બીએ એવો નિયમ ફરમાવ્યો હતો, કે "ઉત્પન્ન થએલાં પર પ્રીતિ રાખો, ને તેને નિયમની સન્નિધ લાવો." પરંતુ ઉત્પન્ન કરાએલાં પરના પ્રેમને કારણે નહિ, પણ એ જમાનામાં ધનવાન વિદેશી શિષ્યો પોતાની સાથે જે દાનાર્પણ લાવતા હતા, તેના લોભની ખાતર શાસ્ત્રીઓ આ પ્રમાણે કરતા હતા (સરખાવો લુક ૭; ૫. પ્રે. કૃ. ૧૦; ૧, ૨). એવી રીતે નાલાયક માણસો યહુદી ધર્મમાં દાખલ થતા, અને રાબ્બીઓની યુક્તિઓ તથા કપટમાં પ્રવીણ થઇને તેઓ પહેલાંના કરતાં પણ વધારે દુષ્ટ બનતા હતા. તે કેવી રીતે બનતું, તે હવે પછી મૂકેલા તહોમતના ખુલાસા પરથી જણાય છે.

૩. મનમાં ભેદ રાખીને ચતુરાઇથી સોગન ખાવામાં શાસ્ત્રીઓ ખાસ પહોંચેલા હતા, તે કેટલાક દાખલાઓ પરથી આપણો પ્રભુ સમજાવે છે. કોઇ માણસ મંદિરના સમ ખાય, તો અજાણ્યો માણસ તરતજ સમજે કે આ તો ગંભીર સોગન છે, ને એથી સોગન ખાનાર બંધનમાં આવ્યો. પણ એમાં શાસ્ત્રીઓની યુક્તિ એવી હતી, કે મંદિરના સોગન ખાવાથી નહિ, પણ મંદિરના સોનાના સમ ખાય, તોજ સોગન ખાનાર બંધનમાં આવે. એટલે મંદિરના સોના સાથે સમ ખાનારનું દ્રવ્ય એકરૂપ થઇ જાય છે, તેથી એવા સમથી કોઇ છૂટી શકે નહિ. એ પરથી પ્રભુ ઇસુ કહે છે, કે "ઓ મૂર્ખો, તથા આંધળાઓ, વિશેષ મોટું તે કયું? સોનું કે સોનાને પવિત્ર કરનારૂં મંદિર?"

તેમજ કોઇ માણસ હોમવેદીના સમ ખાય, તો તેથી સમ ખાનાર માણસ બંધનમાં આવે નહિ, પણ હોમવેદી પરના અર્પણના સમ તે ખાય તો તેથી તે બંધાય છે. એ પરથી પ્રભુ ઇસુ તેઓને કહે છે, કે "ઓ આંધળાઓ, વિશેષ મોટું તે કયું? અર્પણ કે અર્પણને પવિત્ર કરનારી હોમવેદી? એ માટે જે કોઇ હોમવેદીના સમ ખાય છે, તે તેના તથા જે સઘળાં તેના પર છે તેના પણ સમ ખાય છે; અને જે કોઇ મંદિરના સમ ખાય છે, તે તેનાં તથા તેમાં જે (રહે) છે, તેના પણ સમ ખાય છે."

યહુદી રૂઢી પ્રમાણે 'આકાશ" અનિશ્ચિત શબ્દ ગણાતો હતો; તેથી કોઇ આકાશના સમ ખાય, તો વખતે મનમાં ભેદ રાખીને તે સમ ખાઇ શકે, એટલે માત્ર દેખીતા આકાશની વાત હોય; પણ જ્યાં ઇશ્વર રહે છે તે ધ્યાનમાં રાખીને કોઇ આકાશના સમ ખાય, તો તેથી તે બંધાય છે. પણ દેખીતા આકાશના સમ ખાવાથી સમ ખાનાર બંધાતો નહોતો.

સંસારી વ્યવહારમાં યહુદીઓ આવી આવી યુક્તિઓ વાપરતા હતા, એવું લાટિન સાહિત્યો પરથી જણાઇ આવે છે. વિદેશીઓમાં જે ભુંડા માણસ હોય, તેઓને આ ધર્મ લાભકારક લાગતો હશે, એમાં કંઇ નવાઇ જેવું નથી; અને એ કારણને લીધે વિદેશીઓમાં એટલુંજ નહિ, પણ સારા યહુદીઓમાં પણ આવી રીતે થએલા શિષ્યની અપકીર્ત્તિ થતી હતી.

૪. શાસ્ત્રીઓ કેટલાક નિયમ "ભારે" એટલે વિશેષ અગત્યના, અને કેટલાક "હલકા" એટલે ઓછી અગત્યના ગણતા હતા (આ પહેલાંના પ્રકરણમાં આપેલા દાખલાઓ જુઓ, પૃષ્ઠ ૩૦૧, ૩૦૨).

એજ રૂઢી પ્રમાણે આપણો પ્રભુ તેઓને અહીં આગળ કહે છે, કે "તમને હાય હાય છે! કેમકે ફુદનાનો તથા સૂવાનો તથા જીરાનો દશમો ભાગ તમે આપો છો; પણ નિયમશાસ્ત્રની 'ભારે' વાતો એટલે ન્યાયકરણ તથા દયા તથા વિશ્વાસ, તે તમે પડતાં મૂક્યાં છે; તમારે આ કરવાં, ને એ પડતાં મૂકવાં જોઇતાં ન હતાં" (સરખાવો મીખ. ૬; ૮). નિયમશાસ્ત્રના બારીક નિયમો તેઓ પાળતા હતા, અને પોતાની જમીનની પેદાશનો દશમો ભાગ તેઓ આપતા હતા (લેવીય ૨૭; ૨૬–૩૩. લુક ૧૮; ૧૨) એટલુંજ નહિ, પણ ઘરના આંગણા પાસે નાની સરખી વાડી બનાવેલી હોય, તો તેમાંથી પણ જે કંઇ જુજ ઉપજ એટલે ફુદનો, સૂવા, જીરૂ, ઇત્યાદિ થાય, તેનો પણ દશમો ભાગ તેઓ આપતા હતા. તેથી ચાલતી રૂઢી પ્રમાણે તેઓને સંબોધીને ઇસુ કહે છે, કે "ઓ આંધળા દોરનારાઓ, તમે મચ્છરને ગાળી કાઢો છો, પણ ઉંટને ગળી જાઓ છો." તેમજ "તમે થાળીવાટકો બહારથી સાફ કરો છો, પણ તેમની માંહે જુલમ તથા અન્યાય ભરેલા છે...તું પહેલાં થાળીવાટકો માંહેથી સાફ કર, કે તે બહારથી પણ સાફ થઇ જાય."

૫. મરેલાંને અડકવાથી અશુદ્ધ થવાય એવી યહુદી માન્યતા હતી, તેથી અંધારામાં કબર સાથે કોઇથી અફળાઇ ન જવાય, તે માટે કબરોને કળીચૂનાથી ધોળાવવાનો રિવાજ હતો. આ કામ વરસાદની ઋતુને અંતે કરવામાં આવતું હતું. જેતુન પહાડના ઢોળાવ પર જે કબરસ્તાનો હતાં, તે એપ્રિલ માસના તડકામાં શ્વેત અને સુંદર દેખાઇ આવતાં હતાં. તે જોઇને પ્રભુ ઇસુ તેઓને સંબોધીને કહે છે, કે "તમને હાય હાય છે! કેમકે તમે ધોળેલી કબરના જેવા છો, જે બહારથી શોભાયમાન દેખાય છે ખરી, પણ

માંહે મુડદાંનાં હાડકાંએ તથા હરેક અશુદ્ધપણાએ ભરેલી છે; તેમ તમે પણ માણસોની આગળ બહારથી ન્યાયી દેખાઓ છો ખરા, પણ માંહે ઢોંગે તથા ભુંડાઇએ ભરેલા છો."

૬. યહુદીઓના પૂર્વજોએ જે પ્રબોધકોને મારી નાખ્યા હતા, તેઓના સ્મરણાર્થે પાછળના જમાનાના યહુદીઓએ ખાલી કબર બાંધીને એક સુંદર સ્મરણસ્તંભ ઉભો કર્યો હતો. તે ધ્યાનમાં લઇને પ્રભુ ઇસુ કહે છે, કે "તમે પ્રબોધકોની કબરો બાંધો છો, ને ન્યાયીઓની કબરો શણગારો છો; ને કહો છો, કે જો અમે અમારા બાપદાદાઓના દિવસોમાં હોત, તો તેઓની સાથે પ્રબોધકોના ખૂનમાં અમે ભાગિયા ન થાત. એથી તમે પોતા સંબંધી સાક્ષી આપો છો, કે પ્રબોધકોને મારી નાખનારાઓના દીકરા તમેજ છો. તો તમારા બાપદાદાઓનું માપ ભરી દો." એ સંબંધી જોન કાલ્વિન લખે છે, કે "સારા શિક્ષકો તથા ઇશ્વરના પવિત્ર સેવકો જેઓને લોકો જીવતાં સહન કરી શકતા નથી, તેઓને તેઓના મરણ પછી આ પ્રમાણે માન આપવું, એ ઢોંગીઓનો રિવાજ છે; કારણ કે જેઓ હાલમાં છાના રહેલા છે તેઓ પ્રત્યે પ્રેમની લાગણી જાહેર કરવી, એમાં ઢોંગ છે, અને એવો ઢોંગ કરવામાં કંઇ નાણાં બેસતાં નથી!"

જે પ્રબોધકોને પોતાના બાપદાદાઓએજ મારી નાખ્યા હતા, તેઓના માનમાં સ્તંભ ઉભો કરવાથી શો ફાયદો? જેમ યહુદીઓના પૂર્વજોએ યિર્મેયાહને દેશનિકાલ કર્યો, ને યશાયાહને કરવતથી ચીરી નાખ્યો; તેમ ઇસુના જમાનાના યહુદીઓએ યોહાન બાપ્તિસ્મા કરનારને પણ મારી નંખાવ્યો હતો એટલુંજ નહિ, પણ તેઓના જમાનામાં યોહાનથી જે મોટો હતો, તેને પણ મારી નાખવાનો મનસુબો તેઓ કરતા હતા. વળી જેમ જુના કરારના પ્રબોધકોને, જ્ઞાનીઓને તથા શાસ્ત્રીઓને તેઓએ કર્યું હતું, તેજ પ્રમાણે તેઓ નવા કરારના પ્રબોધકોને, જ્ઞાનીઓને તથા શાસ્ત્રીઓને પણ કરવાના હતા. તેઓમાંના કેટલાએકને તેઓ મારી નાખવાના હતા, વધસ્તંભે જડવાના હતા, ને કેટલાકને સભાસ્થાનોમાં કોરડા મારવાના હતા, ને નગરેનગર તેઓની પુઠે લાગવાના હતા; પરંતુ થોડાંજ વરસમાં હિસાબ લેવાનો દહાડો આવવાનો હતો; અને યરૂશાલેમનો નાશ થવાનો હતો ત્યારે ન્યાયીઓનું લોહી, જે તેઓના પૂર્વજોએ વહેવડાવ્યું હતું, તેના દરેક ટીપાનો બદલો તેઓને આપવો પડશે, એટલે "ન્યાયી હાબેલના લોહીથી તે બારખીઆના દીકરા

ઝાખરીઆ, જેને મંદિરની તથા હોમવેદીની વચ્ચે તમે મારી નાખ્યો; તેના લોહી સુધી જે બધા ન્યાયીઓનું લોહી પૃથ્વી પર વહેવડાવવામાં આવ્યું છે, તે તેઓના પર આવશે" (સરખાવો ૨ કાળ. ૨૪; ૨૦-૨૪). આ ઝખાર્યાહને મારી નાખવામાં યહુદીઓ સાતગણો ગુનો સમજતા હતા; કેમકે તે યાજક, પ્રબોધક તથા ન્યાયાધીશ હતો, વળી તે નિર્દોષ હતો. તેનું લોહી પાડવાથી પવિત્રસ્થાન અશુદ્ધ થઇ ગયું હતું. આ ઘાતકી કામ સાબ્બાથને દિવસે થયું હતું, વળી તે પ્રાયશ્ચિત્તનો દિવસ પણ હતો; એથી કોઇ પણ રીતે આ ભારે ગુનાનો દોષ ટળી જાય, એ હેતુથી તેઓએ કિદ્રોન નાળાને પેલે પાર ઝખાર્યાહના સ્મરણાર્થે એક સ્તંભ ઉભો કર્યો હતો.

અહીં આગળ બે મુશ્કેલીઓ ઉભી થાય છે:

(૧) આ ઝખાર્યાહ તો યહોયાદાનો દીકરો હતો. "બારખીઆનો દીકરો" એ શબ્દો અહીં આગળ કેટલાક હસ્તલેખોમાં મળતા નથી. લુક ૧૧; ૫૧ જ્યાં એજ વૃત્તાંત મળે છે, ત્યાં આગળ પણ તે શબ્દો નથી. તેથી આ ઝખાર્યાહ કરતાં જે પ્રખ્યાત અને નામાંકિત માણસ હતો (ઝખ. ૧; ૧), તેનું નામ ભૂલથી કોઇ લહીયાએ અહીં આગળ દાખલ કરેલું હશે.

(૨) યોઆશ રાજાના સમયમાં (ઇ. સ. પૂ. ૮૬૮-૭૯૮) ઝખાર્યાહને આ પ્રમાણે મારી નાખવામાં આવ્યો હતો (૨ કાળ. ૨૪), તેથી ઇસ્રાએલના મારી નંખાએલા પ્રબોધકોમાંનો તે છેલ્લામાં છેલ્લો નહોતો. પરંતુ કાળવૃત્તાંતનું બીજું પુસ્તક હેબ્રી શાસ્ત્રમાં છેલ્લામાં છેલ્લું રાખવામાં આવ્યું હતું. તે પરથી આપણા પ્રભુના કહેવાનો અર્થ એવો જણાય છે કે શાસ્ત્રના પહેલા પૃષ્ઠથી માંડીને છેલ્લા પૃષ્ઠ સુધીમાં જેટલા પ્રબોધકોને મારી નાખવાની વાતો મળે છે, તે બધાના લોહીનો બદલો આ પેઢી પાસે માગવામાં આવશે.

## ૧૩. યરૂશાલેમને માટે પ્રભુ ઇસુનો વિલાપ

(અધ્ય. ૨૩; ૩૭-૩૯)

**[૩૭]ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, પ્રબોધકોને મારી નાખનાર, ને તારી પાસે મોકલેલાઓને પત્થરે મારનાર! જેમ મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો તળે એકઠાં કરે છે, તેમ તારાં છોકરાંને એકઠાં કરવાનું મેં કેટલી વાર ચાહ્યું, પણ તમે ચાહ્યું નહિ! [૩૮]જુઓ, તમારે સારૂ તમારૂ ઘર ઉજડ મૂકાયું છે. [૩૯]કેમકે હું તમને કહું છું, કે જ્યાં સુધી**

**તમે એમ નહિ કહો, કે પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે, ત્યાં સુધી હવેથી તમે મને નહિજ દેખશો.**

યરૂશાલેમ પ્રત્યે આપણા પ્રભુની છેલ્લામાં છેલ્લી આ વિનંતી છે. હવે પછી તે મંદિરના આંગણામાં શિખવવાનો નહોતો. હવે પછી તેના અધિકારીઓ સાથે તે ફરી વાદવિવાદ કરવાનો નહોતો, તેમ તેના લોકોને દિલાસો દેવાને તથા તેઓને સાજા કરવાને તે તેઓ મધ્યે હવે પછી ફરવાનો નહોતો. તેની જાહેર સેવાનો હવે અંત આવ્યો છે, તેથી વિદાય થતાં પહેલાં, જે શહેર પર તે એટલો બધો પ્રેમ રાખનો હતો, અને જેને જીતી લેવાને તે એટલો બધો આતુર હતો, તે તરફ જોઇને તેણે આ વિલાપના શબ્દોદ્વારા પોતાના હૃદયની ખેદજનક લાગણી દેખાડી: "ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, પ્રબોધકોને મારી નાખનાર! અને તારી પાસે મોકલેલાઓને પત્થરે મારનાર!"

માળામાંનાં બચ્ચાં ખાઇ જવા માટે માબાપની ગેરહાજરીમાં કોઇ શિકારી પક્ષી પોતાની પાંખો ફફડાવતાં ઝઝુમી રહ્યું હોય, તેમ યરૂશાલેમની આસપાસ શિકારી પક્ષીની માફક 'ન્યાય' ઝઝુમી રહ્યો છે. તેનાં છોકરાંને સાચવે એવો કોઇ નહોતો. મરઘી પોતાનાં બચ્ચાંને પાંખો તળે એકઠાં કરે છે, તેમ યરૂશાલેમનાં છોકરાંને એકઠાં કરવાનું ખ્રીસ્તે કેટલી બધી વાર ચાહ્યું હતું, પણ તેઓએ ચાહ્યું નહિ! હવે તો થોડી વારમાં તેનું ઘર ઉજડ થવાનું હતું.

પરંતુ આ કડવી ઘડીએ પણ તેના કરતાં ભાગ્યશાળી દિવસ તેના જોવામાં આવ્યો. તે જાણતો હતો કે જે તારનારનો નકાર ઇસ્રાએલે કર્યો હતો, તેની તરફ જતે દહાડે તેનું હૃદય પાછું ફેરવવામાં આવશે; અને એ દિવસ ઉપર જે ગીત ગાતાં છોકરાંએ તેનો આવકાર કર્યો હતો, એટલે "પ્રભુને નામે જે આવે છે, તે આશીર્વાદિત છે" તેમાં છેવટે તેઓ સામેલ થશે.

## ૧૪. આવનાર વાનાં સંબંધીનું ભાષણ

(અધ્ય. ૨૪, ૨૫)

(૧) શિષ્યોનો પ્રશ્ન. ૨૪; ૧-૩.

**અને ઇસુ મંદિરમાંથી નીકળીને માર્ગે ચાલતો હતો, ત્યારે તેના શિષ્યો તેને મંદિરનાં બાંધકામો દેખાડવાને તેની પાસે આવ્યા. [2] ત્યારે તેણે તેઓને ઉત્તર દીધો, કે શું તમે એ બધાં નથી દેખતા? હું તમને ખચીત કહું છું, કે પાડી નહિ નંખાય, એવો એક પણ પત્થર બીજા ઉપર અહીં રહેવા દેવાશે નહિ.**

**[3] પછી જૈતુનના પહાડ પર તે બેઠો હતો, તેવામાં તેના શિષ્યોએ એકાંતમાં તેની પાસે આવીને કહ્યું, કે એ બધું કયારે થશે? ને તારા આવવાની તથા જગતના અંતની શી નિશાની થશે? તે અમને કહે.**

સાંજ થવા આવી હતી, અને જૈતુન પહાડ પર જ્યાં તેઓને રહેવાની જગા હતી, ત્યાં જવાનો વખત થયો હતો. તેઓ જવા લાગ્યા, એટલામાં શિષ્યોએ પોતાના હૃદયની ગુંચવણ ઇસુને જણાવી. તે વખતનું મંદિર હેરોદ મોટાએ બાંધ્યું હતું. મંદિરના બાંધકામમાં એટલો બધો ખર્ચ કરવામાં આવ્યો હતો કે તેનો દેખાવ ધ્યાન ખેંચે તેવો હતો. અજાણ્યા માણસો એ મંદિર જોઇને અચંબો પામતા હતા; અને ખરેખર આશ્ચર્ય પમાડે એવી તેની બાંધણી હતી. કેમકે પિસ્તાળીસ હાથ લાંબા, પાંચ હાથ ઉંચા ને છ હાથ પહોળા, એવા કેટલાએક મોટા ઘડેલા આરસપહાણ તેની બાંધણીમાં હતા. યહુદી ઇતિહાસકર્તા યોસેફસે એ મંદિર વિષે કહ્યું છે, કે "દૂરથી આ મંદિર બરફથી ઢંકાએલા પર્વત સમાન દેખાતું હતું, અને તેના જે ભાગો પર સોનું મઢેલું હતું તે પર સૂર્યનાં કિરણો પરાવર્તન પામતાં જોનારની આંખો અંજાઇ જતી હતી."

શિષ્યોએ ઘણીવાર એ મંદિર જોયું હતું, પરંતુ આ સાંજે તે તરફ જોઇને તેઓ ઇસુને કહે છે, કે "ઉપદેશક, જો, કેવા પત્થર તથા કેવાં બાંધકામો!" (માર્ક ૧૩ ; ૧). આવા મોટા બાંધકામ તરફ જોઇને તેઓને એમ લાગ્યું હશે, કે એનો નાશ નહિ થઇ શકે. છતાં ઇસુ તેઓને કહે છે, કે "પાડી નહિ નંખાય, એવો એક પણ પત્થર બીજા ઉપર અહીં રહેવા દેવાશે નહિ." તેઓએ તેને તરત પૂછવાનું બંધ રાખ્યું. પણ તે રાત્રે સુઇ ગયા પહેલાં ફરી આ વાતનો સ્પષ્ટ ખુલાસો તેની પાસેથી તેઓએ માગવાનો નિશ્ચય કર્યો.

તે સાંજે, ઇસુ ડુંગરના ઢોળાવ પર મંદિરની સામે બેસીને તેને નિહાળતો હતો, એટલામાં પીતર, યાકૂબ, યોહાન ને આંદ્રયા, જેઓ કેટલાક વખતથી તેની સાથે નિકટના સંબંધમાં આવ્યા હતા, તેઓએ આવીને બે વાતના સંબંધમાં તેને પૂછ્યું :

૧. મંદિરનો નાશ ક્યારે થશે?

૨. તારા ફરી આવ્યા અગાઉ કયું ચિહ્ન જોવામાં આવશે?

કલમ ૩-૫૧ સુધીમાં બે વિષય ચર્ચાવવામાં આવે છે, એટલે યરૂશાલેમનો નાશ અને જગતનો અંત (અગર જુઓ ૧૩ ; ૪૦ પર "યુગની પરિપૂર્ણતા"ની ટીકા).

આ બે વાતના સંબંધમાં આપણો પ્રભુ ઘણીવાર શિક્ષણ આપતો હતો. તેના મનમાં તો આ બન્ને વાત જુદી હતી, પરંતુ શિષ્યો તેનું શિક્ષણ બરાબર સમજતા નહોતા, જેથી તેઓની ગુંચવણ તેઓનાં વૃત્તાંતોમાં પણ માલમ પડી આવે છે. લુક ૨૧ ; ૨૪ પરથી જણાય છે, કે યરૂશાલેમનો નાશ અને યુગની પરિપૂર્ણતા વચ્ચે અંતર રહેશે. યુગની પરિપૂર્ણતા ક્યારે આવશે તે વિષે, માત્થી તથા માર્કના કહેવા પ્રમાણે, ઇસુ ખ્રીસ્ત જાણતો નહોતો, અગર તો તે પ્રગટ કરવાનું

તેને ઉચિત લાગતું નહોતું (૨૪; ૩૬. માર્ક ૧૩; ૩૨). પરંતુ યરૂશાલેમના નાશ વિષે તે હમેશાં સાફ કહેતો હતો, કે પ્રેરિતો જીવતા છે એટલામાં તે થશે (૧૦; ૨૩). વળી ઇસુ એમ પણ કહેતો હતો, કે બધી પ્રજાઓને સુવાર્તા પ્રગટ કરી રહેવામાં નહિ આવે, ત્યાં સુધી યુગની પરિપૂર્ણતા નહિ આવે (૨૪; ૧૪: ૨૨; ૧-૧૪). આ બે બીનાઓ સુવાર્તાઓના વૃત્તાંતમાં સ્પષ્ટ રીતે જુદી દેખાડવામાં આવતી નથી, તેનાં ચાર કારણો છેઃ—

૧. જેમ બીજી બાબતોના સંબંધમાં, તેમ આ બાબતના સંબંધમાં પણ ઇસુનું શિક્ષણ સંક્ષેપમાં આપવામાં આવેલું છે. તે શિક્ષણમાં ખાસ ધ્યાન ખેંચે એવાં જેટલાં વચનો હતાં, તેટલાંજ વચનો સુવાર્તિકોને યાદ રહ્યાં.

૨. આપણા પ્રભુનાં વચનો લખવામાં આવ્યાં, તે સમયમાં પ્રેરિતોની માન્યતા એવી હતી, કે તેઓ હજુ જીવે છે એટલામાં ઇસુનું બીજી વારનું આવવું થશે. વળી તેઓની ગુંચવણને લીધે તેઓ એવું પણ ધારતા હતા, કે યરૂશાલેમનો નાશ તથા છેલ્લો ન્યાય એ બન્ને બીના એક સાથે થશે (૧ થેસ્સ. ૪; ૧૫).

આ પ્રમાણે, આ બે જુદી જુદી બીનાના સંબંધમાં જુદે જુદે પ્રસંગે આપણા પ્રભુનાં બોલેલાં વચનો એક સાથે લેખિત વૃત્તાંતમાં આવ્યાં હોય, એમાં કંઇ નવાઇ જેવું નથી. વળી આપણા પ્રભુનાં જુદે જુદે પ્રસંગે કહેલાં વચનોનું વૃત્તાંત લખતાં, તે વચનોને પોતાના વિષયાનુસાર ગોઠવવાં એવો બધા સુવાર્તિકોનો, ને ખાસ કરીને માત્થીનો, રિવાજ જણાય છે.

૩. પોતાના પુનઃ આવવાના સંબંધમાં પ્રભુ ઇસુએ સ્પષ્ટ ખબર નહિ આપી, તેનું ખાસ કારણ હતું. તેની ઇચ્છા એવી હતી, કે ખ્રીસ્તીઓ જાગૃત રહે; જેમ પોતાનો ધણી કયી ઘડીએ આવશે, તે નહિ જાણનાર ચાકર જાગતો રહે છે તેમ. એવી રીતની ચેતવણી ઘણી વાર પ્રભુ ઇસુએ તેઓને આપી હતી. આ પરથી પ્રભુનું ઇસુનું આવવું વહેલું થશે એવું પ્રેરિતો સમજી ગયા; અને તેજ કારણને લીધે ઇસુના મનમાં જે બે જુદી જુદી બીનાઓ હતી, તેને પ્રેરિતોએ એકજ માની લીધી.

૪. યરૂશાલેમના નાશ વિષે વાત કરતાં પ્રભુ ઇસુ તે બીનાને 'માણસના દીકરાના આવવાની' ઉપમા પણ આપતો હતો (૨૪; ૨૭: ૧૦; ૨૩). વળી તે બન્ને બીનામાં મળતાપણું જણાય છે, અને તેને લીધે ઘણીવાર એક ને એકજ શબ્દો બન્ને બીનાને લાગુ પડે.

(ર) યરૂશાલેમનો નાશ. ૨૪; ૪-૨૮.
[4]ત્યારે ઈસુએ તેઓને ઉત્તર દીધો, કે સાવધાન રહો, કે તમને
કોઇ ભુલાવે નહિ. [5]કેમકે, હું તો ખ્રીસ્ત છું, એમ કહેતા ઘણા મારે
નામે આવશે, ને તેઓ ઘણાને ભુલાવશે. [6]અને લડાઇઓ તથા
લડાઇઓની અફવા તમારા સાંભળવામાં આવશે; પણ જોજો, ગભ-
રાતા ના, કેમકે એ બધું થવાની અગત્ય છે, પણ તેટલેથી અંત નહિ
આવે. [7]કેમકે પ્રજા પ્રજાની વિરૂદ્ધ, તથા રાજ્ય રાજ્યની વિરૂદ્ધ
ઉઠશે, દુકાળો તથા મરકીઓ તથા ઠેકાણે ઠેકાણે ધરતીકંપ થશે.
[8]પણ એ બધાં તો દુ:ખોનો આરંભજ છે. [9]ત્યારે તેઓ તમને
વિપત્તિમાં નાખશે, ને તમને મારી નાખશે, ને મારા નામને લીધે
સર્વ પ્રજાઓ તમારો દ્વેષ કરશે. [10]અને તે વેળાએ ઘણા ઠોકર ખાશે,
ને એકબીજાને પરસ્વાધીન કરાવશે, ને એકબીજા પર વૈર રાખશે.
[11]અને જુઠા પ્રબોધકો ઘણા ઉઠશે, ને ઘણાને ભુલાવશે, [12]અને
અન્યાય વધી જવાના કારણથી ઘણાખરાનો પ્રેમ થંડો થઇ જશે.
[13]પણ અંત સુધી જે કોઇ ટકશે તેજ તારણ પામશે. [14]અને સર્વ
પ્રજાઓને સાક્ષીરૂપ થવા સારૂ રાજ્યની આ સુવાર્તા આખા જગતમાં
પ્રગટ કરાશે; ને ત્યારેજ અંત આવશે.

[15]એ માટે ઉજડની અમંગળપણા[ની નિશાની] જે સંબંધી
દાનીયેલ પ્રબોધકે કહેલું છે, તેને જ્યારે તમે પવિત્ર જગાએ ઉભેલી
જુઓ (જે વાંચે તે સમજે), [16]ત્યારે જેઓ યહુદાહમાં હોય તેઓ
પહાડો પર નાસી જાય; [17]ધાબા પર જે હોય તે પોતાના ઘરમાંનો
સામાન લેવાને ન ઉતરે; [18]ને ખેતરમાં જે હોય તે પોતાનું લુગડું
લેવાને પાછો ન ફરે. [19]અને તે દિવસોમાં જેઓ ગર્ભવતી હોય,
તથા જેઓ ધવડાવતી હોય, તેઓને અફસોસ છે. [20]પણ તમારૂં
નાસવું શીઆળામાં કે વિશ્રામવારે ન થાય, તે માટે તમે પ્રાર્થના કરો.
[21]કેમકે તે વેળા એવી મોટી વિપત્તિ આવી પડશે કે તેના જેવી
જગતના આરંભથી તે હમણાં સુધી થઇ નથી, ને કદી થશે પણ નહિ.
[22]અને જો તે દહાડા ઓછા કરવામાં ન આવત તો કોઇ પણ માણસ
બચી ન શકત; પણ પસંદ કરેલાઓની ખાતર તે દહાડા ઓછા
કરાશે. [23]ત્યારે જો કોઇ તમને કહે, કે જુઓ, ખ્રીસ્ત અહીં અથવા ત્યાં
છે, તો તમે માનતા ના; [24]કેમકે જુઠા ખ્રીસ્ત તથા જુઠા પ્રબોધકો
ઉઠશે, ને એવા મોટા ચમત્કાર તથા અદ્દભુત કૃત્યો કરી દેખાડશે કે જો
બની શકે તો પસંદ કરેલાઓને પણ તેઓ ભુલાવશે. [25]જુઓ, મેં

અગાઉથી તમને કહ્યું છે. [26]એ માટે જો તેઓ તમને કહે, કે જુઓ, તે રાનમાં છે, તો બહાર ના જતા; જુઓ, તે ઓરડીઓમાં છે, તો ના માનતા. [27]કેમકે જેમ વિજળી પૂર્વથી નીકળીને પશ્ચિમ સુધી ચમકે છે, તેમજ માણસના દીકરાનું આવવું થશે. [28]જ્યાં મુડદું હોય, ત્યાં ગીધો એકઠાં થશે.

જે ઐતિહાસિક બીનાથી આપણા પ્રભુનું પરાક્રમ પ્રગટ થાય, તે દરેક બીના પરથી, નવા કરારના વિચાર પ્રમાણે, "પ્રભુનું આવવું" દેખાય છે (સરખાવો ૧૦; ૨૩). અહીં આગળ ઇ. સ. ૭૦માં યરૂશાલેમનો જે નાશ થવાનો હતો, તે ખાસ દેખાડવામાં આવે છે.

રૂમી સરકાર પોતાના તાબાની પ્રજાઓ પ્રત્યે સહનશીલતા રાખતી હતી, એવું આપણે કબુલ કરવું પડે છે; કારણ કે જો કોઇ પ્રજા ફિતુર કરે, તો રૂમી સરકાર બનતાં સુધી સખત પગલાં ભરતી નહોતી, માત્ર ખપજોગાં પગલાં ભરતી હતી. પરંતુ જો કોઇ વાર હદ ઉપરાંત ફિતુર થાય, અને મોટી ફોજ મોકલવી પડે, તો તેવા પ્રસંગે તે ભારે શિક્ષા કરતી હતી.

અહીં આગળ જે બીનાઓ આપણો પ્રભુ આગળથી વર્ણવે છે, તે તો તે જમાનાના વિચારવંત માણસોને પણ ચાલતા સંજોગો જોઇને ઓછીવધતી માલમ પડી હશે. કેટલાક વખતથી ફિતુરનાં બી વવાતાં આવ્યાં હતાં, તેથી આગળ જતાં તેનું પરિણામ ખોટું આવશે, એવું સહુ કોઇ વિચારવંત માણસને લાગ્યું હશે. હવે આવનાર વિપત્તિવખતે શિષ્યોને માથે અનેક જાતનાં આત્મિક જોખમો આવવાનાં હતાં; તો તે સંજોગોમાં તેઓએ કેવી રીતે વર્તવું, તે અગાઉથી પ્રભુ ઇસુ તેઓને શિખવે છે.

મોટામાં મોટો હુમલો પવિત્ર રાજધાની પર કરવામાં આવશે, પરંતુ આખા પાલેસ્ટાઇન દેશમાં એટલુંજ નહિ, પણ રૂમી રાજ્યના જુદા જુદા પ્રાંતમાં, જ્યાં જ્યાં યહુદી માણસો રહેતા હોય, ત્યાં દરેક ઠેકાણે રૂમી સરકારનો હાથ તેમને ભારે પડશે. તેથી ઇસુ પોતાના ચેલાઓને શિખવે છે, કે "સાવધાન રહો, કે તમને કોઇ ભુલાવે નહિ." ખરેખર તેઓને સાવધાન રહેવાની જરૂર હતી. કેમકે જે યુદ્ધ થવાનું હતું, તેની સાથે યહુદી ધર્મના સિદ્ધાંતો પણ સંબંધ ધરાવતા હતા; અને જે ફિતુર થવાનું હતું, તે મસીહના નામમાં થવાનું હતું.

આપણે આગળ જોયું છે કે મસીહ સંબંધીના યહુદી વિચારો ઇસુના શિષ્યોના મન પર ઘણી અસર કરતા હતા; અને એવું જોખમ રહેતું હતું, કે આવા ફિતુરમાં તેઓ પણ સામેલ થવાને લલચાય. વળી આગળ જતાં બીજી જાતનાં પરીક્ષણો તેઓને થવાનો સંભવ હતો. લડાઇનું પરિણામ હમેશાં દુકાળ, મરકી અને અંદર અંદરના ઝગડા હોય છે. તેવા સંજોગોમાં માણસોનાં મન શાંત ને

સ્થિર રહેતાં નથી. એવા વખતમાં ખોટા પ્રબોધકો ફાવી જાય છે. આથી પ્રભુ ઇસુ અહીં આગળ જુદી જુદી ચાર બાબતમાં તેઓને સલાહ આપે છે:

૧. પ્રથમ તો ઇસુ એવું શિખવે છે કે આવી સઘળી ઐતિહાસિક બીનાઓમાં ઇશ્વરનો હાથ હોય છે: "એ બધાં તો દુ:ખોનો આરંભજ છે" (કલમ ૮). અહીં આગળ મૂળ શબ્દમાં "બાળક જણતાં થતાં દુ:ખો"નો વિચાર રહેલો છે. પ્રભુ ઇસુના કહેવાનો અર્થ એવો છે કે જેમ પ્રસવવેદના વિના સ્ત્રી બાળકને જણી શકતી નથી, તેમ વિપત્તિ વિના નવો અને સારો યુગ સ્થાપન થઇ શકતો નથી. વળી જેમ સ્ત્રી અગાઉથી જાણે છે, કે આવનાર પ્રસવવેદના થોડા વખતમાં સમાપ્ત થઇ જશે, ને ત્યાર પછી મોટો આનંદ થશે; તેજ પ્રમાણે આપણો પ્રભુ અહીં આગળ શિષ્યોને એવું શિખવે છે કે આ વિપત્તિ વીતી ગયા પછી આનંદનો દિવસ આવશે. "જ્યારે સ્ત્રી પ્રસવવેદનામાં હોય છે ત્યારે તેને શોક થાય છે, કેમકે તેનો વખત આવ્યો છે; પણ બાળકનો જન્મ થયા પછી, જગતમાં એક માણસ જનમ્યું છે તેનાં આનંદથી તે દુઃખ તેને ફરીથી યાદ આવતું નથી" (યોહ. ૧૬; ૨૧). એ વાક્યમાં ઇસુ ખ્રીસ્ત શિખવે છે, કે "મસીહનો યુગ" પ્રસવવેદના સહિત શરૂ થશે.

૨. એ દરમિયાન તેઓએ કેવી રીતે વર્તવું જોઇએ? તેઓને પ્રેરિતનું કામ સોંપતી વખતે ઇસુએ તેઓને "પહેલાં ઇસ્રાએલના ઘરનાં ખોવાએલાં ઘેટાંની પાસે" જવાનું કહ્યું હતું (૧૦; ૬). વળી તેણે તેઓને એવી પણ ચેતવણી આપી હતી, કે "આવનાર ન્યાય" થયા પહેલાં કામ ભાગ્યેજ સમાપ્ત થાય (સરખાવો ૧૦; ૨૩). હમણાં તે તેઓને એવું જણાવે છે, કે ઇસ્રાએલનાં શહેરો તેઓનો સમાચાર સાંભળે, એટલુંજ બસ નથી; તેઓ તો તેનો નકાર કરશે, "અને પવિત્ર ભૂમિ ઉજડ થઇ જાય, ને તેના રહેવાસીઓ વિખેરાઇ જાય" એ અરસામાં પણ "સર્વ પ્રજાઓને સાક્ષીરૂપ થવા સારૂ રાજ્યની આ સુવાર્તા આખા જગતમાં પ્રગટ" કરવી જોઇએ (કલમ ૧૪).

૩. આ સુવાર્તાના રક્ષકો તે શિષ્યો પોતેજ છે, માટે તેઓએ પોતા વિષે પણ સાવચેત રહેવું. તેથી તે તેઓને સાફ હુકમ ફરમાવે છે, કે આવનાર વિપત્તિનું ચિહ્ન જોઇને તેઓએ નાશ પામનાર શહેર મૂકીને તેમાંથી નીકળી જવું. તે ચિહ્ન કયું? (કલમ ૧૫). દાનીયેલ પ્રબોધકે કહેલી ઉજડની અમંગળપણાની નિશાની, કે જે પવિત્ર જગાએ ઉભી કરાશે તે. આ અમંગળપણાની નિશાનીની

વાત દાન. ૯; ૨૬, ૨૭ : ૧૧; ૩૧: ૧૨; ૧૧માં મળે છે. આંતિઓખસ એપીફાનેસના વખતમાં જે દુઃખો યહુદીઓને વેઠવાં પડતાં હતાં, તે દરમિયાન તેઓના દિલાસાને અર્થે તે પુસ્તક લખવામાં આવ્યું હતું; અને આપણા પ્રભુના જમાનામાં પણ તેઓના સંજોગો એને મળતા હોવાને કારણે આ પુસ્તક યહુદીઓને ખાસ વહાલું લાગતું હતું.

ઇ. સ. પૂ. ૧૬૮ની સાલે આંતિઓખસ એપીફાનેસે મંદિરના આંગણામાં ઝુસ દેવની વેદી ઉભી કરી હતી, તે અમંગળપણાની નિશાની હતી. તે વાતનું વર્ણન માકાબીના પુસ્તકમાં મળે છે.

પ્રભુ ઇસુ પોતાના ચેલાઓને એવી ચેતવણી આપે છે, કે તેઓ પોતાના વખતમાં આવી અમંગળપણાની નિશાની જુએ, ત્યારે તેઓએ વિનાવિલંબ શહેરમાંથી નીકળી જવું. તે પ્રસંગે જો કોઇ પોતાની મેડી પર ચઢયો હોય, તો તેણે ઘરમાં પ્રવેશ કરવા રહેવું નહિ, પણ નાસી જવું; અથવા જો કોઇ શહેર બહાર ખેતરમાં કામ કરતો હોય, તો તેણે પોતાનો ડગલો લેવા શહેરમાં જવું નહિ, પણ એમ ને એમજ તરત નાસી જવું.

શિષ્યો પોતાના પ્રભુની આ ચેતવણી ભૂલી ગયા નહિ, પણ સમય આવ્યો ત્યારે તેજ પ્રમાણે તેઓ વર્ત્યા. ઇ. સ. ૬૬મી સાલના મે માસમાં, ગેસીઅસ ફ્લોરસે મંદિરમાં જઇને પવિત્ર ખજાનો લૂટી લીધો, અને તેમાંથી અડધા લાખ કરતાં વધારે રૂપિઆ લઇ ગયો. યહુદીઓએ ફિતૂર કર્યું, તેનું છેવટનું કારણ એજ હતું. તરતજ આખા દેશમાં બળવો સળગી ઉઠયો. પવિત્રસ્થાનમાં અમંગળપણાની નિશાની ઉભી કરેલી જોવામાં આવી, ત્યારે ખ્રીસ્તીઓને આપણા પ્રભુની વાત યાદ આવી; તેથી યરદન નદી ઓળંગીને પેલ્લા નામના વિદેશી શહેરમાં તેઓ આશ્રયને અર્થે વાસો કરવા ગયા. પોતાનાં લાચાર સ્ત્રીબાળકોને લીધે તેઓએ કેટલી બધી વાર પ્રાર્થના પણ કરી હશે, કે "શીઆળામાં અગર વિશ્રામવારે" અમારે નાસી જવું ન પડે! તેઓએ એવી પ્રાર્થના કરી હોય તો તે સાંભળવામાં આવી, કેમકે મે માસમાં મંદિર આગળ અમંગળપણાની નિશાની તેઓના જોવામાં આવી; અને તેઓ સહીસલામત પેલ્લા શહેરમાં જઇ પહોંચ્યા (સરખાવો લુક ૨૩; ૫૬. પ્રે. કૃ. ૧; ૧૨).

જે તારનારનો નકાર યહુદીઓએ કર્યો હતો, તેને તેઓ પોતાના વિપત્તિના દિવસમાં કબુલ કરે, એ હેતુથી પેલ્લા શહેરમાં

આ સુવાર્તા લખવામાં આવી હોય, એ બનવાજોગ છે. ઇસુ તે મસીહ છે તેના પૂરાવાનાં વાક્યો આ સુવાર્તિક વારંવાર રજુ કરે છે; તેમજ અહીં પણ તે લખે છે, કે 'જે વાંચે તે સમજે.' એમાં એવી સૂચના રહેલી છે, કે દાનીયેલના પુસ્તકમાંથી ખ્રીસ્તી શિક્ષકો વાક્યો વાંચી સંભળાવે ત્યારે તે વાક્યો કેવી રીતે પૂરાં થયાં છે, તે તેઓ પોતાના યહુદી શ્રોતાજનોને સમજાવે.

૪. છેવટે, ચોથી તથા પાંચમી કલમમાંની ચેતવણી ઇસુ ખ્રીસ્ત તેઓને ફરી વિસ્તારથી આપે છે. આવા પ્રસંગોમાં લોકોની ધાસ્તી તથા આશાઓનો ગેરલાભ લેવા ખોટા મસીહો તથા ખોટા પ્રબોધકો ઉભા થાય, એ સ્વાભાવિક હતું. તેથી ઇસુ કહે છે, કે ગમે તેવો પ્રબોધક ઉભો થાય, પછી તે પોતાની ખાનગી ઓરડીમાં બેસીને બોધ આપતો હોય, અગર યોહાન બાપ્તિસ્મા કરનારની માફક રાનમાં પોકાર કરતો હોય, તોપણ એવાની વાત સાંભળવીજ નહિ. ઇશ્વરનો ન્યાય તે અચૂક આવવાનો છે, એમ જાણીને બીક વગર તેની રાહ જોવી.

આપોક્રિફાના "બારૂખ" નામના પુસ્તકમાં આવનાર મસીહને વાદળમાંની વિજળી, જેનો પ્રકાશ આખી દુનિયા પર પડે છે, તેની ઉપમા આપવામાં આવેલી છે. જો એવી રીતે પ્રભુનું આવવું થાય, તો અગાઉથી કોઇને ખબર ન પડે એ વાત ખરી, પણ એકી વખતે સર્વ તેને જુએ ખરાં. ગુપ્તમાં કે જાહેરમાં કે અમુક સ્થળે શિક્ષણ આપનારની પેઠે તેનું આગમન થશે, એમ નહિ; પણ તેનું આવવું અચાનક થશે. "જ્યાં મુડદું હોય ત્યાં ગીધો એકઠાં થશે," એવી ચાલતી આવેલી એક કહેવત હતી. આ સાથે અયૂબના પુસ્તકમાંનું એક વચન સરખાવો: "શું ગરૂડ તારા હુકમથી ઉંચે ચઢે છે, અને પોતાનો માળો ઉંચો બાંધે છે? તે ખડક પર વસે છે, ત્યાં ખડકના કરાડા પર તથા ગઢમાં તેનું રહેઠાણ છે. ત્યાંથી તે પોતાનો શિકાર શોધી કાઢે છે, તેની આંખો તેને દૂરથી જુએ છે. તેનાં બચ્ચાં પણ લોહી ચુસે છે, અને જ્યાં મુડદાં છે, ત્યાં તે હોય છે" (અયૂબ ૩૯; ૨૭-૩૦).

જેમ રૂશિયાના રાજ્યનું ચિહ્ન રીંછ છે, અને બ્રિટીશ રાજ્યનું ચિહ્ન સિંહ છે, તેમ રૂમી રાજ્યનું ચિહ્ન ગરૂડ હતું. જુદી જુદી જાતનાં ગરૂડ તથા ગીધોને માટે હેબ્રી ભાષામાં તેમજ ગ્રીક ભાષામાં એકજ શબ્દ વાપરવામાં આવતો હતો. રૂમી લોકો લડાઇમાં જતા હતા ત્યારે લાકડી ઉપર ગરૂડના આકારનાં પુતળાં લઇને જતા હતા. યરૂશાલેમ શહેર પર ચઢાઇ કરવા રૂમી સૈન્ય આવશે, ત્યારે તેઓ ગરૂડના આકારની આકૃતિઓ સાથે લઇને આવશે, એવો વિચાર

કદાપિ આ વખતે પ્રભુના મનમાં હોય; પણ "ઇશ્વર જરૂર ન્યાયશાસન કરશે" તેજ આ વાતમાં રહેલું મુખ્ય રહસ્ય છે, એવું ઉપરની કહેવત પરથી સમજાય છે. કારણ કે મુડદાલ પર ગીધો એક પછી એક આવ્યા વગર રહેતાંજ નથી.

(૩) યુગની પરિપૂર્ણતા. ૨૪; ૨૯–૩૧.

**[૨૯] અને તે દહાડાઓની વિપત્તિ પછી, સૂરજ તરત અંધકારરૂપ થઇ જશે, ને ચંદ્ર પોતાનું અજવાળું નહિ આપે, ને આકાશથી તારા ખરશે, ને આકાશનાં પરાક્રમો હલાવાશે. [૩૦] અને ત્યારે માણસના દીકરાની નિશાની આકાશમાં દેખાશે, ને ત્યારે પૃથ્વી પરનાં સઘળાં કુળો શોક કરશે; અને માણસના દીકરાને પરાક્રમ તથા મોટા મહિમાસહિત તેઓ આકાશના મેઘ પર આવતો દેખશે. [૩૧] અને રણશિંગડાના મોટા અવાજ સહિત તે પોતાના દૂતોને મોકલશે, ને તેઓ ચારે દિશામાંથી, આકાશના એક છેડાથી તે બીજા છેડા સુધી, તેના પસંદ કરેલાઓને એકઠા કરશે.**

અહીં આગળ એક મોટી મુશ્કેલી ઉભી થાય છે. સુવાર્તિકના કહેવા પ્રમાણે આપણો પ્રભુ ભાર મૂકીને સ્પષ્ટ જણાવે છે, કે વિપત્તિ થઇ રહ્યા પછી થોડીજ વારમાં યુગની પરિપૂર્ણતા થશે. માર્કની સુવાર્તામાં "તે દહાડાઓમાં" એવા મોઘમ શબ્દો મળે છે, પરંતુ માત્થી "તરત" એવો શબ્દ વાપરે છે; તેથી યરૂશાલેમનો નાશ થયા પછી તરતજ યુગની પરિપૂર્ણતા આવશે, એવું તે સમજતો હોય, એમ લાગે છે. પરંતુ એવી મુશ્કેલી ઉભી થાય છે, કે ઘણું કરીને યરૂશાલેમનો નાશ થયા પછી આ સુવાર્તાને તેના છેવટના રૂપમાં રચવામાં આવી, અને લેખકને પોતાને ખબર પડી હશે કે યરૂશાલેમનો નાશ તો થયો, છતાં યુગની પરિપૂર્ણતા હજુ આવી નથી. વળી આજ લેખક (૨૪; ૩૬) તેમજ માર્ક (માર્ક ૧૩; ૩૨) જણાવે છે કે યુગની પરિપૂર્ણતા ક્યારે આવશે, તે ઇસુ પોતે જાણતો નહોતો. વળી ૨૯, ૩૦, ૩૧ કલમો વાંચવાથી આપણને જુના કરારના પ્રબોધકોની ભાષા યાદ આવ્યા વગર રહેતી નથી (યશા. ૨૪; ૨૧: ૩૪; ૪. યોએલ ૨; ૩૦, ૩૧ સરખાવો પ્રે. કૃ. ૨; ૧૯, ૨૦. વળી યશા. ૧૧; ૧૨. સરખાવો યોહ. ૧૨; ૩૧, ૩૨). આ પ્રમાણે જુના કરારની રૂઢીએ બોલીએ, તો જગતનો ન્યાય કરવાનું કામ, શેતાનને હરાવવાનું કામ અને પોતા તરફ બધાંને ખેંચવાનું કામ શરૂ થયું છે, એવું આપણો પ્રભુ જણાવે છે. પરંતુ યુગની પરિપૂર્ણતા હજુ આવનાર છે; અને તે આવશે ત્યારે વિશ્વાસીઓને માટે તે આનંદરૂપ, પણ જેઓએ મસીહનો નકાર કર્યો હશે, તેઓને માટે તે ભયરૂપ થશે.

'તે દહાડાઓની વિપત્તિ' ક્યારે પૂરી થઇ? શું યરૂશાલેમ શહેરનો નાશ થયો એટલે તરત? નહિ નહિ. તે વિપત્તિના દહાડા કેટલા વખત સુધી રહેવાના છે, તે સમજવા માટે લુકની સુવાર્તામાં, જ્યાં એજ ભવિષ્યવચન મળે છે, ત્યાં વાંચવું જોઇએ: 'વિદેશીઓના સમયો પૂરા નહિ થશે, ત્યાં સુધી યરૂશાલેમ વિદેશીઓથી ખુંદી નંખાશે' (લુક ૨૧; ૨૩, ૨૪). 'તે દહાડાઓની વિપત્તિ' હજુ ચાલે છે, તેથી આ ત્રણ કલમોમાંનાં વચનો (૨૪; ૨૯-૩૧) હજુ પૂરાં થવાનાં છે.

યરૂશાલેમનો નાશ થવામાં માણસના દીકરાનું આગમન થયું ખરૂં, પણ તે આગમન કેવળ તેના ફરી આવવાની પ્રતિછાયારૂપ હતું. "પ્રભુનો મહાન તથા પ્રસિદ્ધ દિવસ" હજુ આવનાર છે. અને તેને માટે જેઓ તૈયાર રહેતા નથી, તેઓને માટે તે યરૂશાલેમના નાશ કરતાં વધારે ભયંકર થશે; પરંતુ જેઓ "તેના પ્રગટ થવાની ઇચ્છા" રાખે છે, તેઓને માટે તો તે મહિમા તથા આનંદથી ભરપૂર થશે.

(૪) આગળની વાતનું લાગુકરણ. ૨૪; ૩૨-૫૧.

**[૩૨] હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શીખો. જ્યારે તેની ડાળી**
**કુમળી થઇ હોય છે, ને પાંદડાં ફુટવા માંડે છે, ત્યારે તમે જાણો છો કે**
**ઉનાળો પાસે આવ્યો છે. [૩૩] એમજ જ્યારે તમે પણ તે બધાં થતાં**
**જુઓ, ત્યારે તમારે જાણવું કે તે પાસે એટલે બારણા આગળજ છે.**
**[૩૪] હું તમને ખચીત કહું છું, કે એ બધાં પૂરાં નહિ થશે ત્યાં સુધી આ**
**પેઢી ગુજરી નહિ જશે. [૩૫] આકાશ તથા પૃથ્વી જતાં રહેશે, પણ**
**મારી વાતો જતી રહેશે નહિ. [૩૬] પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી**
**બાપ વગર કોઇ પણ જાણતો નથી, આકાશના દૂતો નહિ તેમજ**
**દીકરો પણ નહિ. [૩૭] અને જેમ નુહના સમયમાં થયું, તેમજ માણ-**
**સના દીકરાનું આવવું પણ થશે. [૩૮] કેમકે જેમ જલપ્રલયની અગાઉ**
**નુહ વહાણમાં ચઢી બેઠો ત્યાં સુધી તેઓ ખાતાપીતા, ને પરણુતા-**
**પરણાવતા હતા; [૩૯] અને જલપ્રલય આવીને સહુને તાણી લઇ ગયો**
**ત્યાં સુધી તેઓ ન સમજ્યા, તેમજ માણસના દીકરાનું આવવું પણ**
**થશે. [૪૦] તે વખતે ખેતરમાં બે માણસ હશે; એક લેવાશે ને બીજો**
**પડતો મૂકાશે. [૪૧] બે સ્ત્રીઓ ઘંટીએ દળતી હશે; એક લેવાશે ને**
**બીજી પડતી મૂકાશે. [૪૨] માટે જાગતા રહો, કેમકે તમે જાણતા નથી કે**
**કયે દિવસે તમારો પ્રભુ આવશે. [૪૩] પણ એ જાણો કે ચોર કયે પહોરે**
**આવશે એ જો ઘરધણી જાણતો હોત, તો તે જાગતો રહેત, ને પોતાના**
**ઘરમાં તેને ખાતર પાડવા ન દેત. [૪૪] એ માટે તમે પણ તૈયાર રહો;**

કેમકે જે ઘડીએ તમે ધારતા નથી તેજ ઘડીએ માણસનો દીકરો આવશે.
૪૫ તો જે ચાકરને તેના ધણીએ પોતાના ઘરનાંને વખતસર ખાવાનું
આપવા સારૂ પોતાના ઘરનો કારભારી ઠરાવ્યો છે, તેવો વિશ્વાસુ તથા
બુદ્ધિવાન ચાકર કોણ છે? ૪૬ જે ચાકરને તેનો ધણી આવીને એમ
કરતો દેખે, તેને ધન્ય છે. ૪૭ હું તમને ખચીત કહું છું, કે તે તેને
પોતાની બધી સંપત્તિનો કારભારી ઠરાવશે. ૪૮ પણ જો કોઇ ભુંડો
ચાકર પોતાના મનમાં કહે, કે મારા ધણીને આવતાં વાર છે; ૪૯ ને
બીજા ચાકરોને તે મારવા તથા છાકટાઓની સાથે ખાવાપીવા લાગે,
૫૦ તો જે દહાડે તે તેની વાટ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી,
તેવે વખતે તે ચાકરનો ધણી આવશે. ૫૧ ને તે તેને કાપી નાખશે, ને
તેનો ભાગ ઢોંગીઓની સાથે ઠરાવશે; ત્યાં રડવું ને દાંત પીસવું થશે.

અત્યાર સુધી, આ બે મોટા વિષય એટલે યરૂશાલેમનો નાશ અને પ્રભુ ઇસુનું બીજી વાર આવવું, તે ચર્ચાવવામાં આવે છે; અને ઇસુ ખ્રીસ્ત પોતાની રીત પ્રમાણે એક દૃષ્ટાંતથી બન્ને બાબતનું રહસ્ય દેખાડે છે. "હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શીખો. જ્યારે તેની ડાળી કુમળી થઇ હોય છે, ને પાંદડાં ફુટવા માંડે છે, ત્યારે તમે જાણો છો, કે ઉનાળો પાસે આવ્યો છે. એમજ જ્યારે તમે પણ એ બધાં થતાં જુઓ, ત્યારે તમારે જાણવું કે તે પાસે એટલે બારણા આગળજ છે. હું તમને ખચીત કહું છું, કે એ બધાં પૂરાં નહિ થશે ત્યાં સુધી આ પેઢી ગુજરી નહિ જશે." મતલબ કે જેવી રીતે કુદરતમાં બીનાઓ સ્વાભાવિક અનુક્રમે બને છે, તેવીજ રીતે દુનિયાના ઇતિહાસમાં પણ બીનાઓ બને છે. યરૂશાલેમનો નાશ યુગની સંપૂર્ણતાની નિશાનીરૂપ હતો. તે નાશ વહેલો થશે, એવાં ચિહ્ન તે વખતે દેખાતાં હતાં. વળી પ્રભુ ઇસુ તેઓને એવું જણાવે છે, કે તે પેઢી ગુજરી જાય તે પહેલાં દેખાતા ચિહ્ન પ્રમાણેજ યરૂશાલેમનો નાશ થશે. તે વિષે તેને પોતાને કેટલી ખાતરી હતી, તે ૩૫મી કલમના શબ્દો પરથી જણાય છે; એટલે જેમ પહાડ પરના ભાષણમાં તેણે નિયમશાસ્ત્ર વિષે કહ્યું હતું, તેજ પ્રમાણે તે અહીં આગળ પોતાના શબ્દોની આવશ્યકતા દેખાડે છે. જે પ્રમાણે યરૂશાલેમના નાશનાં ચિહ્ન અગાઉથી જોવામાં આવતાં હતાં, તે પ્રમાણે તેના પુનરાગમન અગાઉ ચિહ્ન જોવામાં આવશે. તે ચિહ્ન કયાં હશે, તે તે દેખાડતો નથી. પરંતુ સમયનાં ચિહ્નો પારખવાની જેઓને શક્તિ હોય, તેઓ તે જોઇ શકશે. વધારેમાં વધારે તે એટલુંજ જણાવે છે, કે જેમ યરૂશાલેમનો નાશ અવશ્ય થવાનો છે, તેમ તે દિવસ અવશ્ય આવશે. "પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી બાપ વગર કોઇ પણ જાણતો નથી; આકાશના દૂતો નહિ, તેમજ દીકરો પણ નહિ."

આપણા પ્રભુના શબ્દો પરથી એટલુંજ જાણવાનું મળે છે, કે જળપ્રલય તેમજ બીજી તમામ એતિહાસિક બીનાઓની પેઠે, જે વખતે આપણે ધારતા નથી, તે વખતે પ્રભુ ઇસુ આવશે. સંત ઓગસ્ટિન કહે છે, કે "છેલ્લો દિવસ ગુપ્ત રાખવામાં આવ્યો છે, એ સારૂ કે સર્વે દિવસ પાળવામાં આવે."

ઇસુની આવી સ્પષ્ટ ચેતવણી હોવા છતાં પ્રાચીન મંડળીના ખ્રીસ્તીઓ એવી આશા રાખતા હતા, કે થોડીવારમાં ઇસુ ખ્રીસ્ત મહિમા સહિત પાછો આવશે; અને એ આશામાં ને આશામાં 'પ્રભુ પાસે છે' એવા કુશળતાના શબ્દો વડે તેઓ એકબીજાને સલામ કરતા હતા (૧ કર. ૧૬; ૨૨. ફિલ. ૪; ૫). તેઓના પોતાનાજ જમાનામાં ઇસુ પાછો આવશે, એવી તેઓને ખાતરી હતી. થેસ્સાલોનીકીની મંડળીમાં તો કેટલાક એવા ખ્રીસ્તીઓ હતા કે જેઓ પોતાનો રોજીંદો કામધંધો પડતો મૂકીને નિત્ય તેના આવવાનાં ચિહ્ન આકાશમાં જોઇ રહેતા હતા. પરંતુ જેમ જેમ વખત વીતતો ગયો, અને એ આશા ફળિભૂત ન થઇ, તેમ તેમ મંડળીના વિશ્વાસનું ભારે પરીક્ષણ થયું (૨ પીત. ૩; ૪). એજ વિચાર સુવાર્તિકો પણ રાખતા હતા. જેથી આવનાર વાનાં સંબંધી આપણા પ્રભુએ જે વચન તેઓને કહ્યાં હતાં, તે વચનનું વર્ણન કરતાં પણ તેઓ પર તે વિચારની અસર થએલી જણાય છે. તે રાતે જૈતુન પહાડના ઢોળાવ પર પ્રભુ ઇસુએ તેઓને જે શિક્ષણ આપ્યું, તે શિક્ષણ પૂરેપૂરૂં તેઓને યાદ આવ્યું નહિ હોય; તેથી આવનાર વાનાં સંબંધી ઇસુએ કહેલી વાત તેઓ વર્ણવે છે, ત્યારે બીજે પ્રસંગે તેનાં બોલેલાં વચનો પણ તેઓ તેની સાથે સામેલ કરે છે. અહીં આગળ માત્થીના અમુક વૃત્તાંતનો જે ભાગ મળે છે, તે લુકની સુવાર્તામાં બીજા સંજોગો સાથે સંબંધ ધરાવતો જણાય છે (લુક ૧૭; ૨૩-૩૭).

યુગની પરિપૂર્ણતા પાસે છે, એવો તેઓનો વિચાર હતો; અને એ વિચાર પ્રમાણે તેઓ કામ કરે, એ સ્વાભાવિક છે. તે પરથી જોઇ શકાય છે, કે ઉપર પ્રમાણેની આશા નાબુદ થવા આવી હતી, એ અરસામાં લુકની સુવાર્તા લખવામાં આવી; તેથી યુગની પરિપૂર્ણતાના સંબંધમાં તેમાં ચોક્કસ વખત બતાવવામાં આવતો નથી (લુક ૨૧; ૨૫), પણ તે વાત મોઘમ રાખવામાં આવે છે.

આ પ્રમાણે આપણો પ્રભુ તેઓને એવું શિખવે છે, કે થોડા વખતમાં ઇસ્રાએલી પ્રજાનો ન્યાય કરવામાં આવશે, અને વળી તે ચાલુ પેઢીમાંજ પૂરો થશે. યુગની સમાપ્તિ વિષે તે તેઓને એવું જણાવે છે, કે તે સમય કેવળ બાપની જાણમાં છે. તે વહેલો થાય અગર મોડો પણ થાય. વળી તે એવી સૂચના પણ કરે છે, કે તે સમય પૂરો થતાં ઘણો વિલંબ થાય, પરંતુ તે બીના અવશ્ય બનવાની છે ખરી (૨૫; ૫, ૧૯); પરંતુ તે ક્યારે બનશે, એ વાત અનિશ્ચિત્ત છે. તે કારણને લીધે તે એવી ચેતવણી આપે છે, કે નિત્ય તૈયાર રહેવું, એજ આપણને ઘટે છે.

અહીં આગળ જે દૃષ્ટાંત આપવામાં આવેલું છે, તેજ મતલબનું આપણા પ્રભુનું એક વચન જણાવતાં જસ્ટિન માર્ટર કહે છે, કે "જે કંઇ કામમાં હું તમને અણધારી રીતે પકડી પાડીશ, તે કામમાં પણ હું તમારો ન્યાય કરીશ."

(૫) દશ કુમારિકાઓનું દૃષ્ટાંત. ૨૫; ૧-૧૩.

**તો આકાશના રાજ્યને દશ કુમારિકાઓની ઉપમા અપાશે, કે
જેઓ પોતપોતાની મશાલો લઇને વરને મળવા સારૂ બહાર નીકળી.
[2] અને તેઓમાંની પાંચ મૂર્ખ હતી ને પાંચ બુદ્ધિવાન હતી. [3] કેમકે
મૂર્ખીઓએ પોતાની મશાલો લીધી ખરી, પણ તેઓએ સાથે તેલ
લીધું નહી. [4] પણ બુદ્ધિવંતીઓએ પોતાની મશાલો સાથે પોતાની
કુપ્પીમાં તેલ લીધું. [5] અને વરને આવતાં વાર લાગી એટલામાં તેઓ
સર્વ ઝોકાં ખાઇને ઉંઘી ગઇ. [6] અને મધરાતે બૂમ પડી, કે જુઓ,
વર આવ્યો, તેને મળવાને નીકળો. [7] ત્યારે તે સર્વ કુમારિકાઓએ
ઉઠીને પોતપોતાની મશાલો તૈયાર કીધી. [8] અને મૂર્ખીઓએ બુદ્ધિ-
વંતીઓને કહ્યું, કે તમારા તેલમાંથી અમને આપો, કેમકે અમારી
મશાલો હોલવાઇ જાય છે. [9] પણ બુદ્ધિવંતીઓએ ઉત્તર દીધો, કે
કદાચ અમને તથા તમને પૂરૂં નહી પડે, માટે તમે વેચનારાઓની
પાસે જઇને પોતપોતાને સારૂ વેચાતું લો. [10] અને તેઓ વેચાતું લેવા
ગઇ એટલામાં વર આવી પહોંચ્યો, ને જેઓ તૈયાર હતી તેઓ તેની
જોડે લગ્નજમણમાં ગઇ; ને બારણું બંધ કરવામાં આવ્યું. [11] પછી તે
બીજી કુમારિકાઓએ આવીને કહ્યું, કે ઓ સ્વામી, સ્વામી, અમારે
સારૂ ઉઘાડ. [12] પણ તેણે ઉત્તર દીધો, હું તમને ખચીત કહું છું કે હું
તમને ઓળખતો નથી. [13] માટે તમે જાગતા રહો, કેમકે તે દહાડો
અથવા તે ઘડી તમે જાણતા નથી.**

જાગૃત રહેવા વિષે આપણા પ્રભુએ પોતાના પ્રેરિતોને જે ચેતવણી આપી હતી, તે તેઓને હમણાં એક દૃષ્ટાંતદ્વારા તે સમજાવે છે. પૂર્વના દેશોનાં લગ્ન ઘણું કરીને રાત પડયા પછી થતાં જોવામાં આવે છે. ઘણું કરીને લગ્ન કન્યાના બાપને ઘેર થાય. કન્યાની સખીઓમાંની કુમારિકાટોળી મશાલો લઇને વરને તેડી લાવવા જાય; અને લગ્ન થઇ રહ્યા બાદ વરરાજા મિજબાની આપે, જેમાં બધાં આનંદ સાથે ભાગ લે (સરખાવો ન્યાય. ૧૪; ૧૦).

દૃષ્ટાંતમાં જણાવ્યા પ્રમાણે શહેરના દરવાજા સુધી દશ કુમારિકાઓ વરરાજાને મળવા જાય છે. રસ્તામાં કંઇ હરકત નડવાથી વરરાજાને મોડું થયું, એટલામાં કુમારિકાઓ તેની રાહ જોતાં જોતાં મોટા દરવાજાની છત તળે બેસી રહી. વખત ઘણો વીતી જવાથી તેમને નિદ્રા આવી, જેથી તેઓ બધી સુઇ ગઇ. એકાએક

મધરાતે બૂમ પડી, કે "જુઓ, વર આવ્યો! તેને મળવાને નીકળો." તેઓ સર્વ જાગી ઉઠી ત્યારે તેઓને ખબર પડી, કે તેઓ ઉંઘતી હતી એ દરમિયાન તેઓની મશાલો બળીને હોલવાઇ ગઇ હતી, જેથી મશાલોમાં તેલ થઇ રહ્યું હતું, અને તેમાં નવું તેલ રેડવાની જરૂર હતી.

આ દશ કુમારિકાઓના સ્વભાવમાં જે તફાવત હતો તે આ અગત્યના પ્રસંગે માલમ પડી આવ્યો. તેઓમાંની પાંચ બુદ્ધિવાન હતી; તેઓ પોતાની મશાલો સાથે, વખતે જરૂર પડે એવું ધારીને, તેલની કુપ્પીઓ પણ લાવી હતી; પણ બીજી પાંચ કુમારિકાઓએ એવું કંઇ કર્યું નહોતું. એથી જેઓની પાસે તેલ હતું, તેમની પાસે તેઓએ માગણી કરી, કે "તમારા તેલમાંથી અમને આપો, કેમકે અમારી મશાલો હોલવાઇ જાય છે." એમ કરવા જતાં વધારે વિલંબ થવાનો સંભવ હતો; તેથી પાંચ બુદ્ધિવંત કુમારિકાઓએ તેઓને જવાબ આપ્યો, કે "કદાચ અમને તથા તમને પૂરૂં નહિ પડે, માટે તમે વેચનારાઓની પાસે જઇને પોતપોતાને સારૂ વેચાતું લો." આથી પાંચ મૂર્ખ કુમારિકાઓ તેલ લેવા બજારમાં ગઇ; પણ તે વખતે દુકાન બંધ હોવાથી તેલ મળતાં વાર લાગી, અને તેઓ તેલ લઇને પાછી આવે, તે પહેલાં તો વરઘોડો ચાલ્યો ગયો હતો. તેઓ ઘેર પહોંચી ત્યારે તેઓએ ખડકીનું બારણું બંધ કરેલું જોયું. તેઓએ બારણું ખખડાવ્યું, ત્યારે વરરાજા જે પરોણાગત કરનાર હતો, તેણે તેઓને માંહે આવવા દીધી નહિ, કેમકે તે તેઓને ઓળખતો નહોતો.

આ દૃષ્ટાંતમાં દશની સંખ્યા શા માટે આપવામાં આવી હશે? યહુદીઓના વિચાર પ્રમાણે, દશની સંખ્યા ભેગી મળે ત્યારે મંડળી ગણાય. વળી "તેલ"થી પવિત્ર આત્મા તથા આંતરિક શુદ્ધિકરણ સૂચવાય છે (સરખાવો પ્રે. કૃ. ૧૦; ૩૮. હેબ્ર. ૧; ૯. ૧ યોહ. ૨; ૨૦, ૨૭). અહીં આગળ તે પરથી આસ્થા દેખાડવામાં આવે છે. "વરને વાર લાગી એટલામાં તેઓ સર્વ ઝોકાં ખાઇને ઉંઘી ગઇ": એ પરથી પ્રભુ ઇસુ એવી સૂચના કરે છે, કે તેને આવતાં વાર લાગે, તેથી કોઇએ નિશ્ચિંત રહેવું નહિ. કૃપાનાં સાધનો—ઇશ્વરનાં વચનો, સંસ્કારો તથા પ્રાર્થના—બધાંને પૂરાં પાડવામાં આવ્યાં છે. આ ઉપરથી ઇસુ પોતાના શિષ્યોને કહે છે, કે "તમે જાગતા રહો." પ્રભુ આવતાં વાર લગાડે છે, એવું ધારીને કોઇ નિશ્ચિંત બેસી ન રહે. જો કે વિલંબ તો થશે, પણ તેનો ગેરલાભ લેવો નહિ.

(૬) તાલંતનું દૃષ્ટાંત. ૨૫; ૧૪-૩૦.

**[૧૪] કેમકે [તેનું આવવું] એક માણસના જેવું છે, જેણે પરદેશ જતી વખતે પોતાના ચાકરોને બોલાવીને પોતાની સંપત્તિ તેઓને સોંપી. [૧૫] એકને તેણે પાંચ તાલંત, ને બીજાને બે, ને ત્રીજાને એક,**

એમ હરેકને પોતપોતાની શક્તિ પ્રમાણે આપ્યું; ને તે પરદેશ ગયો.
[16] પછી જેને પાંચ તાલંત મળ્યા હતા, તે તરત જઇને વેપાર કરીને તે
વડે બીજા પાંચ તાલંત કમાયો. [17] તેમજ જેને બે, તે પણ બીજા બે
કમાયો. [18] પણ જેને એક તાલંત મળ્યો હતો તેણે જઇને જમીનમાં
ખોદીને પોતાના ધણીનું નાણું દાટી મૂકયું. [19] અને લાંબી મુદત પછી
તે ચાકરોનો ધણી આવે છે, ને તેઓ પાસેથી હિસાબ લે છે. [20] ત્યારે
જેને પાંચ તાલંત મળ્યા હતા તે બીજા પાંચ તાલંત પણ લેતો આવ્યો,
ને કહ્યું, કે પ્રભુ, તેં મને પાંચ તાલંત સોંપ્યા હતા; જો, હું તે ઉપરાંત
બીજા પાંચ તાલંત કમાયો છું. [21] ત્યારે તેના પ્રભુએ તેને કહ્યું, કે
શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ માલમ પડયો
છે; હું તને ઘણા પર ઠરાવીશ: તું તારા પ્રભુના આનંદમાં પેસ.
[22] અને જેને બે તાલંત મળ્યા હતા, તેણે પણ પાસે આવીને કહ્યું, કે
પ્રભુ, તેં મને બે તાલંત સોંપ્યા હતા; જો, હું તે ઉપરાંત, બીજા
બે તાલંત કમાયો છું. [23] તેના પ્રભુએ તેને કહ્યું, કે શાબાશ, સારા
તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ માલમ પડયો છે; હું તને
ઘણા પર ઠરાવીશ: તું તારા પ્રભુના આનંદમાં પેસ. [24] પછી જેને
એક તાલંત મળ્યો હતો, તેણે પણ પાસે આવીને કહ્યું, કે પ્રભુ, જ્યાં
તેં નથી વાવ્યું ત્યાંથી તું કાપનાર, ને જ્યાં તેં નથી વેર્યું ત્યાંથી તું
એકઠું કરનાર છે, એવો કરડો માણસ મેં તને જાણ્યો. [25] માટે હું
બીધો, ને જઇને તારો તાલંત મેં ભોંયમાં દાટી મૂકયો; જો, તને તારૂં
પહોંચ્યું છે. [26] અને તેના પ્રભુએ તેને ઉત્તર દીધો, કે અરે ભુંડા તથા
આળસુ ચાકર, જ્યાં મેં નથી વાવ્યું ત્યાંથી હું કાપું છું, ને જ્યાં મેં
નથી વેર્યું ત્યાંથી હું એકઠું કરૂં છું, એમ તું જાણતો હતો. [27] તો
તારે મારૂં નાણું શાહુકારોને આપવું જોઇતું હતું કે હું આવું ત્યારે મને
વ્યાજ સુદ્ધાં મારૂં મળત. [28] એ માટે એની પાસેથી તાલંત લઇને
જેની પાસે દશ તાલંત છે તેને તે આપો. [29] કેમકે જેની પાસે છે તે
દરેકને અપાશે, ને તેને ઘણું થશે; પણ જેની પાસે નથી, તેની પાસે
જે છે તે પણ તેની પાસેથી લઇ લેવામાં આવશે. [30] અને તે નકામા
ચાકરને બહારના અંધકારમાં કાઢી મૂકો; ત્યાં રડવું ને દાંત પીસવું
થશે.

યુગ ક્યારે સમાપ્ત થશે ને પ્રભુ કયે વખતે આવશે, તે વાત અનિશ્ચિત હોવાથી પ્રભુ આપણને બે ફરજ બતાવે છે; એટલે, પહેલા દૃષ્ટાંતથી જાગૃત રહેવાની અગત્ય, અને આ બીજા દૃષ્ટાંતથી કામ કરવાની અગત્ય.

એવી વાર્તા ચાલે છે, કે ઇ. સ. ૧૮મા સૈકાની શરૂઆતમાં કનેકિટકટ નામના શહેરમાં અમેરિકાની ધારાસભા બેઠી હતી, એટલામાં સૂર્યગ્રહણ થયું. એટલો બધો અંધકાર છવાઇ ગયો, કે 'છેલ્લો દિવસ આવ્યો છે' એવી બૂમ પડી. સભામાં બેઠેલા સભ્યો ઘણા ગભરાઇ ગયા ; એટલામાં એક વૃદ્ધ સભાસદે ઉભા થઇને શાંતિથી કહ્યું, કે "જો ખરેખર પ્રભુ આવ્યો હોય, તો તે પોતાના સેવકોને તેઓના નિર્માણ કરાએલા કામમાં રોકાયલા જુએ તો કેવું સારૂં. તેથી હું એવી દરખાસ્ત કરૂં છું, કે મીણબત્તી સળગાવવામાં આવે, ને સભાનું કામ આગળ ચલાવવામાં આવે." એજ પ્રમાણે પ્રભુ ઇસુ પોતાના શિષ્યોને સંબોધે છે, કે "તમે તૈયાર રહો, કેમકે જે ઘડીએ તમે ધારતા નથી, તે ઘડીએ માણસનો દીકરો આવશે."

એક ધનવાન વેપારીને ઘર મૂકીને પરદેશ જવાની જરૂર પડી. નીકળ્યા અગાઉ તેણે પોતાના દ્રવ્યની વ્યવસ્થા કરી. તેના ચાકરોમાં જે સહુ કરતાં હોશિયાર જણાયા હતા, તેવા ત્રણને બોલાવીને તેઓની શક્તિના પ્રમાણમાં તેણે પોતાના પૈસા તેઓને વિભાગી આપ્યા. એકને તેણે પંદર હજાર રૂપીઆ, બીજાને છ હજાર રૂપીઆ અને ત્રીજાને ત્રણ હજાર રૂપીઆ આપ્યા.

પહેલા તથા બીજાએ પોતપોતાને સોંપેલું કામ વિશ્વાસુપણે કર્યું. તેઓએ વેપારમાં પૈસા રોકીને ઉદ્યોગ કર્યો, જેથી તેઓનો ધણી પાછો આવ્યો ત્યારે તેઓ તેને બમણી રકમ આપી શક્યા. ત્રીજાએ પોતાની શક્તિ તરફ ન જોયું, પણ એમ ધાર્યું કે પેલા બે કરતાં મને ઓછા રૂપીઆ મળ્યા, તેથી મારૂં અપમાન થયું; એવા અન્યાયી ધણીને માટે મારે શા સારૂ મહેનત કરવી, અથવા હું વાવું અને બીજો લણે એવું શા માટે થવું જોઇએ?

તે દુષ્ટ માણસ હોત તો પૈસા ઉચાપત કરી જાત, પણ તે દુષ્ટ નહોતો ; કેવળ તે અસંતોષી ને આળસુ હતો. જે શેઠ તેની સાથે આ પ્રમાણે વર્ત્યો હતો, તેને લૂટવાને તે રાજી હતો એમ નહિ, પણ તેને માટે તે મહેનત કરવા રાજી નહોતો. તેથી તેના મનમાં એવો વિચાર આવ્યો, કે હું પૈસા સાચવી રાખીશ, ને મારો શેઠ પાછો આવશે, ત્યારે જેવા મને મળ્યા તેવા તેને પાછા સોંપી દઇશ. એવો વિચાર કરીને પુરાતન જમાનાની રીત પ્રમાણે તેણે પૈસા જમીનમાં દાટી મુક્યા.

પરદેશમાં અણધાર્યો વિલંબ થવાથી વેપારીને ઘણા વખત સુધી રોકાવું પડયું. પરંતુ તે છેવટે ઘેર આવી પહોંચ્યો. એમાં પ્રભુનું આવવું ઘણા વખત પછી થાય, એવી સૂચના રહેલી છે. પૂર્વના રિવાજ પ્રમાણે તેના પાછા આવવાનો દિવસ મિજબાનીસહિત ઉજવવામાં આવ્યો. મિજબાની તૈયાર થતી હતી, એટલામાં પોતાના ત્રણ ચાકરોને, વેપારમાં તેઓ શું શું કમાયા હતા, તે જાણવાને તેણે

બોલાવ્યા. પહેલાએ અને બીજાએ આનંદસહિત પોતપોતાનો હિસાબ શેઠને આપ્યો. શેઠ તરફથી તેઓને જુદી જુદી રકમો મળી હતી, પરંતુ પ્રત્યેકે પોતપોતાને મળેલી રકમ બેવડી કરી હતી; એટલે સોંપાએલા કામમાં તેઓએ એકસરખો ઉમંગ દર્શાવ્યો હતો, તે કારણને લીધે તેઓને એકસરખી શાબાશી આપવામાં આવી. તે બન્નેને શેઠ કહે છે, કે "શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં વિશ્વાસુ માલમ પડયો છે, હું તને ઘણા પર ઠરાવીશ; તું તારા પ્રભુના આનંદમાં પેસ" (કલમ ૨૧, ૨૩); મતલબ કે આનંદથી મારી મિજબાનીમાં ભાગ લે.

ત્રીજો ચાકર પાસે ઉભો હતો. તેણે આ વાત સાંભળી ત્યારે પોતાની મૂર્ખાઇ સમજ્યા છતાં તેણે પોતાને ન્યાયી ઠરાવવા પ્રયત્ન કર્યો. પોતે પ્રમાણિક માણસ હોય, ને તેનો શેઠ તેની સાથે ગેરવાજબી રીતે વર્ત્યો હોય, એવો ડોળ ધારણ કરીને તેણે કહ્યું, કે "પ્રભુ, જ્યાં તેં નથી વાવ્યું ત્યાંથી તું કાપનાર, ને જ્યાં તેં નથી વેર્યું ત્યાંથી તું એકઠું કરનાર છે, એવો કરડો માણસ મેં તને જાણ્યો; માટે હું બીધો, ને જઇને તારો તાલંત મેં ભોંયમાં દાટી મૂક્યો. જો, તને તારૂં પહોંચ્યું છે."

પોતાના શેઠના પૈસા વેપારમાં રોકીને તેનો સદુપયોગ જો તેને કરવો નહોતો, તો તેણે તેનો સ્વીકાર પણ કરવો જોઇતો નહોતો. સ્વીકાર કર્યાથી તેનો સદુપયોગ કરવાને તે બંધાયલો હતો, પરંતુ એમ નહિ કરતાં સ્વીકારેલું કામ તેણે આ પ્રમાણે પડતું મૂક્યું, તે તો ચોરી કરવા સમાન હતું. વળી જો તેને જાતે વેપાર નહોતો કરવો, તો તેણે તે પૈસા બેન્કમાં રોકવા જોઇતા હતા; જેથી તેનો શેઠ પાછો આવે, ત્યારે વ્યાજ સુદ્ધાં તેના પૈસા તેને પાછા મળે. આવા માણસને માટે મિજબાનીમાં બેસવાની જગા નહોતી, તેથી તેને ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યો; અને તેનો તાલંત, જેને સો કરતાં વધારે તાલંત મળ્યા હતા, તેને આપવામાં આવ્યો.

"તાલંત." તે તો ઇશ્વરનાં દાન તથા શક્તિઓ છે. જાણવા જેવી વાત એ છે કે જેને એકજ તાલંત મળ્યો હતો, તેજ અવિશ્વાસુ માલમ પડયો. કોઇએ એમ નહિ ધારવું, કે મારા જેવા સંજોગોમાં ઇશ્વરને માટે મારાથી થોડુંજ કામ થાય; તેથી થોડુંજ કામ થાય કે ન થાય, તે મોટી વાત નથી. દરેકને પોતાની શક્તિના પ્રમાણમાંજ કામ આપવામાં આવે છે; અને જે માણસ પોતાની સ્વાભાવિક શક્તિનો ઉપયોગ ઇશ્વરની સેવામાં કરતો નથી, તેની પાસેથી તે શક્તિ પણ લઇ લેવામાં આવે છે. શક્તિઓ ન વાપરીએ, તો તે નહિ વાપરવામાંજ તેની નષ્ટતા રહેલી છે. આપણા પ્રભુનાં કેટલાંક વચનો જે નવા કરારમાં મળતાં નથી, એવાં વચનો બીજાં લખાણોમાંથી મળી આવે છે. એમાંના જે

વચન વિષે સહુ કરતાં વધારે સાક્ષી મળે છે, તે આ પ્રમાણે છે: "તમે પોતાને વિશ્વાસુ શાહુકાર દેખાડો."

આ ઉપરથી એવું શિખવાનું મળે છે, કે પહેલા બે ચાકરોએ કામમાં એકસરખો ઉમંગ બતાવ્યો હતો, ત્યારે તેઓને એકસરખી સાબાશી પણ આપવામાં આવી; એટલે તેઓનો બદલો તેઓના વિશ્વાસુપણાના તથા ઉમંગના પ્રમાણમાં આપવામાં આવ્યો એટલુંજ નહિ, પરંતુ તેઓની શક્તિના પ્રમાણમાં પણ આપવામાં આવ્યો.

કોઇ માણસને નાનું સરખું કામ સોંપવામાં આવ્યું હોય, અને તેને લીધે તેને અસંતોષી થવાનું પરીક્ષણ થતું હોય, તો તેણે બે વાતો ધ્યાનમાં લેવાની છે:

૧. મોટું કામ મળે અને તે બજાવવાની શક્તિ ન હોય, તો તે કારણને લીધે આખરે શરમાવું પડે, તે કરતાં નાના કામમાં ફતેહમંદ થવું એ વધારે સારૂં છે.

૨. નાના કામમાં વિશ્વાસુ માલમ પડવું, તે તો વૃદ્ધિના માર્ગનું પહેલું પગલું છે. "કેમકે જેની પાસે છે તે દરેકને અપાશે, ને તેને ઘણું થશે; પણ જેની પાસે નથી, તેની પાસે જે છે તે પણ તેની પાસેથી લઇ લેવામાં આવશે." એક ડાહ્યા રાબ્બીએ ઠીકજ કહ્યું છે, કે "એક ફરજનો બદલો તે બીજી ફરજ છે." એટલે સારી રીતે સેવા બજાવવાનો બદલો તે બીજી સેવા બજાવવાની શક્તિ તથા તક છે.

(૭) વિદેશીઓનો ન્યાય. ૨૫; ૩૧-૪૬.

**૩૧ પણ જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં સર્વ પવિત્ર**
**દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પોતાના મહિમાના રાજ્યાસન પર બેસશે.**
**૩૨ અને સર્વ દેશજાતિઓ તેની આગળ એકઠી કરાશે; ને જેમ ઘેટાં-**
**પાળક ઘેટાંને બકરાંથી જુદાં પાડે છે, તેમ તે તેઓને એકબીજાથી**
**જુદી પાડશે. ૩૩ અને ઘેટાંને તે પોતાને જમણે હાથે, પણ બકરાંને ડાબે**
**હાથે રાખશે. ૩૪ ત્યારે રાજા પોતાની જમણી તરફનાઓને કહેશે, કે**
**મારા બાપના આશીર્વાદિતો, આવો, જે રાજ્ય જગતનો પાયો નાખ્યા**
**અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો વારસો લો; ૩૫ કેમકે હું**
**ભૂખ્યો હતો, ત્યારે તમે મને ખવડાવ્યું; હું તરસ્યો હતો, ત્યારે તમે**
**મને [પાણી] પાયું; હું પારકો હતો, ત્યારે તમે મને પરોણો રાખ્યો;**
**૩૬ હું નાગો હતો ત્યારે તમે મને વસ્ત્ર પહેરાવ્યાં; હું માંદો હતો ત્યારે**
**તમે મને જોવા આવ્યા; હું કેદમાં હતો, ત્યારે તમે મારી ખબર લીધી.**
**૩૭ ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર દેશે, કે પ્રભુ, ક્યારે અમે તને ભૂખ્યો**

દેખીને ખવડાવ્યું, અથવા તરસ્યો દેખીને [પાણી] પાયું? [૩૮] ને ક્યારે
અમે તને પારકો દેખીને પરોણો રાખ્યો, અથવા નાગો દેખીને
વસ્ત્ર પહેરાવ્યાં? [૩૯] અને ક્યારે અમે તને માંદો અથવા કેદમાં જોઇને
તારી ખબર લીધી? [૪૦] ત્યારે રાજા તેઓને ઉત્તર દેશે, હું તમને ખચીત
કહું છું, કે આ મારા ભાઇઓમાંના બહુ નાનાઓમાંથી એકને તમે તે કીધું
એટલે તે મને કીધું. [૪૧] પછી ડાબી તરફનાઓને પણ તે કહેશે, કે ઓ
શાપિતો, જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર
કીધેલો છે, તેમાં તમે મારી આગળથી જાઓ. [૪૨] કેમકે હું ભૂખ્યો
હતો, પણ તમે મને ખવડાવ્યું નહિ; હું તરસ્યો હતો, પણ તમે મને
[પાણી] પાયું નહિ; [૪૩] હું પારકો હતો, પણ તમે મને પરોણો રાખ્યો
નહિ; નાગો હતો, પણ તમે મને વસ્ત્ર પહેરાવ્યાં નહિ; માંદો તથા
કેદમાં હતો, પણ તમે મારી ખબર લીધી નહિ. [૪૪] ત્યારે તેઓ પણ
તેને ઉત્તર દેશે, કે પ્રભુ, ક્યારે અમે તને ભૂખ્યો, કે તરસ્યો, કે પારકો,
કે નાગો, કે માંદો, કે કેદમાં દેખીને તારી સેવા નહિ કીધી? [૪૫] ત્યારે
તે તેઓને ઉત્તર દેશે, હું તમને ખચીત કહું છું, કે આ બહુ નાનાઓ-
માંથી એકને તમે તે કીધું નહિ, એટલે તે મને કીધું નહિ. [૪૬] અને તેઓ
સર્વકાલિક શાસનમાં જશે, પણ ન્યાયીઓ સર્વકાલિક જીવનમાં
[જશે].

ઇસુ ખ્રીસ્ત જીવતો તારનાર છે, એવું સમજીને વિશ્વાસ કરવાથીજ અને તેની કૃપાને આધીન થવાથીજ તેના શિષ્યો થઇ શકાય, એવું બીજી ઘણી જગાએ આપણો પ્રભુ શિખવે છે. વળી આખા નવા કરારનું તાત્પર્ય પણ એજ છે. પણ અહીં આગળ આપણો પ્રભુ તેથી છેક જુદી કસોટી બતાવે છે. તે અહીં આગળ વિશ્વાસ સંબંધી, અગર પોતાના નામ પર વિશ્વાસ રાખવા સંબંધી, કશું કહેતો નથી. પણ માણસજાત પ્રત્યે માયા દર્શાવવી અને તેઓના દુઃખમાં સહલાગણી ધરાવવી, તેજ કસોટી આ જગાએ આપણી આગળ ધરવામાં આવે છે.

"સર્વ દેશજાતિઓ તેની આગળ એકઠી કરાશે": એ તો પ્રભુ ઇસુએ યોએલ પ્રબોધકના પુસ્તકમાંથી લીધેલું વચન છે (યોએ. ૩; ૨, ૧૧, ૧૨), જ્યાં આગળ યહોશાફાટની ખીણમાં દેશજાતિઓનો ન્યાય કરવાની વાત આવે છે. ત્યાં આગળ "ઇસ્રાએલ" એટલે 'પ્રભુના લોક અથવા તેનો વારસો' તેઓને જુદા દેખાડવામાં આવે છે (સરખાવો ગીત. ૬૭; ૧, ૨); અને "પ્રજાઓ" એટલે 'ચોતરફના વિદેશી લોક,' તેઓને જુદા દેખાડવામાં આવે છે. માટે અહીં આગળ, જેઓએ ત્રાતાને કદી ઓળખ્યો નથી, અગર તેની સુવાર્તા સાંભળી નથી, અથવા જેઓને તેના નામ પર વિશ્વાસ કરવાની તક પણ કદી મળી નથી,

એવા વિદેશીઓનોજ ન્યાય કરવાની વાત છે (સરખાવો રૂમી. ૧; ૧૮-૨૧: ૨; ૧૩-૧૫).

સેવા કરવાના પ્રસંગ પડતા મૂકવા વિષે જે બોધ ઇસુએ પોતાના ચેલાઓને અગાઉથી આપ્યો હતો, તે પરથી તેઓના મનમાં એક સવાલ ઉભો થયો હશે, અને તેનો જવાબ તે અહીં આગળ તેઓને આપે છે.

ન્યાયને દિવસે વિદેશીઓનો ન્યાય કયા ધોરણે કરવામાં આવશે? જે તારનાર વિષે તેઓએ કદી સાંભળ્યું ન હોય, એવા તારનાર પર વિશ્વાસ નહિ રાખવાને લીધે તેઓને દોષિત ઠરાવવામાં નહિ આવશે; પરંતુ જે જે પ્રસંગો તેઓને મળ્યા, જે જે જ્ઞાન તેઓને પ્રાપ્ત થયું, તેમજ જે જે અજવાળું તેઓએ જોયું; તે બધાંનો જે પ્રમાણે તેઓએ ઉપયોગ કર્યો હશે, તેના પ્રમાણમાં તેઓનો ન્યાય કરવામાં આવશે. તેઓ ખ્રીસ્તને ઓળખતા ન હોય, ને તેને માન આપી શકતા ન હોય; તોપણ તેઓ પોતાના ભાઇઓને તો અવશ્ય ઓળખે છેજ; અને તેઓ પ્રત્યે જો તેઓએ સાધારણ પ્રેમ તથા માયાની ફરજો બજાવી હોય, તો એજ તેઓને માટે બસ છે.

ઉદારતા દર્શાવવાના સંબંધમાં રાબ્બીઓનાં કેટલાંક વચનો હતાં, જે યાદ રાખવા લાયક છે:

૧. પારાદૈસ તે રાજીખુશીથી જે પરોણાગત કરે છે, તેનું છે.

૨. દૈવી મહત્ત્વનું પ્રકટીકરણ થાય, તે કરતાં એક મુસાફરને પરોણો રાખવો, તે વધારે સારૂં છે.

૩. જે કોઇ માંદાની મુલાકાત લે છે, તે ગેહેન્નાના ન્યાયથી છૂટો થશે.

૪. યહોવાહનાં કૃત્યોને અનુસરો: યહોવાહ નાગાંઓને પહેરાવે છે, તો તું પણ નાગાંને પહેરાવ; યહોવાહ માંદાંની ખબર લે છે, તો તું પણ માંદાંની ખબર લે; યહોવાહ શોક કરનારાંઓને દિલાસો દે છે, તો તું પણ શોક કરનારાંઓને દિલાસો દે.

વળી આપણો પ્રભુ કેવળ એટલુંજ કહે છે એમ નહિ, પણ એ કરતાં વિશેષ કહે છે, કે આ ન્યાયી વિદેશીઓએ મને જાણ્યો નથી, તેમ છતાં તેઓ મારા ચેલા છે. પોતાના દુ:ખિત ભાઇઓને સહાય કરવામાં, તેઓએ મને ઓળખ્યો નથી છતાં મને માન આપ્યું છે, કેમકે બધાં દુ:ખિત જનો ઇશ્વરને વહાલાં લાગે છે; અને તેઓને જે કંઇ તેઓએ કર્યું હોય, તે જાણે કે ઇશ્વરને પોતાનેજ તેઓએ કર્યું, એમ તે પોતે સમજે છે.

વળી આ વાત આપણને પોતાને પણ લાગુ પડે છે; કેમકે યોહાન પોતાના પહેલા પત્રમાં લખે છે, કે "જો કોઇ કહે, કે હું દેવ પર પ્રેમ રાખું છું, પણ તે પોતાના ભાઇ પર દ્વેષ રાખે છે, તો તે જુઠો છે. કેમકે પોતાનો ભાઇ, જેને

તેણે જોયો છે, તેના પર જો તે પ્રેમ રાખતો નથી, તો દેવ જેને તેણે જોયો નથી, તેના પર તે પ્રેમ રાખી શકતો નથી" (૧ યોહ. ૪; ૨૦).

વિદેશીઓનો ન્યાય કેવી રીતે કરવામાં આવશે તે સંબંધી આ પ્રમાણેજ પ્રભુ ઇસુનું શિક્ષણ છે, જેથી તેમાં રહેલો ઇનસાફ તથા દયા જોઇને આપણાં હૃદય આનંદથી તથા હર્ષથી ઉલ્લાસી થયા વગર રહેતાં નથી. જો કે અન્યાયી-ઓના સંબંધમાં ભયંકર શિક્ષા ઠરાવવામાં આવે છે ખરી, તોપણ તે વચનમાં પણ એક જાણવા જેવું દયાનું લક્ષણ આપણી નજરે પડે છે. કેમકે ન્યાયીઓને તે કહે છે, કે "મારા બાપના આશીર્વાદિતો, આવો; જે રાજ્ય જગતનો પાયો નાખ્યા અગાઉ **તમારે સારૂ તૈયાર કીધેલું છે** તેનો વારસો લો." પરંતુ અન્યાયીઓને તે કહે છે, કે "ઓ શાપિતો, જે સર્વકાળિક અગ્નિ **શેતાન તથા તેના દૂતોને સારૂ તૈયાર કીધેલો છે,** તેમાં તમે મારી આગળથી જાઓ." આ ભયંકર શિક્ષા અન્યાયીઓને માટે અગાઉથી તૈયાર કરવામાં આવી નથી, પણ શેતાન તથા તેના દૂતોનેજ વાસ્તે તૈયાર કરવામાં આવી છે.

ઇશ્વરે જેટલાં માણસોને પેદા કર્યાં છે, તે દરેક પર તેણે પ્રેમ રાખ્યો છે; અને તેને વાસ્તે પોતાના સદાકાળિક રાજ્યમાં તેણે જગા તૈયાર રાખી છે; એક પણ માણસ બહાર રહે, એવી તેની ઇચ્છા નથી.

## VII. આપણા પ્રભુની સેવાની પરિપૂર્ણતા.

### અધ્ય. ૨૬—૨૮

### ૧. ઇસુને મારી નાખવાનો અધિકારીઓનો નિશ્ચય
(અધ્ય. ૨૬; ૧–૫)

**અને ઇસુએ એ સર્વ વાતો પૂરી કીધી ત્યારે એમ થયું કે તેણે પોતાના શિષ્યોને કહ્યું, [૨] તમે જાણો છો કે બે દહાડા પછી પાસ્ખા પર્વ છે; અને માણસનો દીકરો વધસ્તંભે જડાવા સારૂ પરસ્વાધીન કરાય છે. [૩] ત્યારે મુખ્ય યાજકો તથા લોકોના વડીલો કાયાફા નામે પ્રમુખ યાજકની કચેરીમાં એકઠા થયા; [૪] અને ઇસુને કપટથી પકડીને મારી નાખવા માટે તેઓએ મનસુબો કીધો. [૫] પણ તેઓએ કહ્યું, કે પર્વમાં નહિ, રખેને લોકોમાં ગડબડ થાય.**

અધ્યાય ૨૪, ૨૫ માં પ્રભુ ઇસુનાં જે વચનો સમાએલાં છે, તે સર્વ વચનો મંગળવારને દિવસેજ કહેવામાં આવ્યાં, અગર તેમાંનાં કેટલાંએક બીજે દિવસે એટલે બુધવારે કહેવામાં આવ્યાં કે કેમ, એ ખાતરીથી કહી શકાય નહિ; તેમજ તે વચનો કહી રહ્યા પછી તરતજ આ બીજી કલમમાંનું વચન તે બોલ્યો કે કેમ, એ પણ નક્કી કહી શકાય નહિ. પરંતુ પાસ્ખા પર્વનો દિવસ શુક્રવારની સાંજથી બેસવાનો હતો. યહુદીઓ સવારથી નહિ, પણ સાંજથી દિવસ ગણતા હતા. તેમ કરવાનો રિવાજ ઉત્પ. ૧; ૫ પર આધાર રાખતો હતો, એટલે "સાંજ થઇ તથા સવાર થઇ, એક દિવસ." તેથી બુધવારની સાંજે ઇસુએ કહ્યું, કે "તમે જાણો છો, કે બે દહાડા પછી પાસ્ખા પર્વ છે, અને માણસનો દીકરો વધસ્તંભે જડાવા સારૂ પરસ્વાધીન કરાય છે."

પોતાના વધસ્તંભે જડાવા સંબંધી ઇસુને ચોક્કસ ખાતરી હતી, અને હમણાં સુવાર્તિક તેના મનના વિચારો જણાવે છે. મંદિરના ચોકમાં તેણે અધિકારીઓને દોષિત ઠરાવ્યા હતા, તેથી તેઓ વિશેષ ચીઢાઇ ગયા હતા; તે કારણથી તેઓએ ત્યાંથી નીકળી જઇને એકબીજાની સલાહ લીધી. એ સાન્હેદ્રિમની નિયમિત સભા નહોતી. સાન્હેદ્રિમની નિયમિત બેઠક ઘડેલા પત્થરના ઓરડામાં મળતી હતી; પરંતુ ઇસુ પર વેર વાળવા માટે તેઓ એટલા બધા આતુર થઇ રહ્યા હતા, કે નિયમિત રીતે અને નિયમિત જગાએ સભા ભરવાની તેઓએ ધીરજ રાખી નહિ. તેઓનો ઇરાદો દૂષી હતો, તેને લીધે તેઓની વાત બહાર પડે, એવી તેઓની મરજી નહોતી; તેથી સાધારણ રીતે તેઓ જ્યાં એકઠા થતા હતા ત્યાં ન જતાં

તેઓ મુખ્ય યાજકના ઘરમાં ગયા, અને તે ઘરના અંદરના ચોકમાં તેઓ એકઠા મળ્યા. ઇસુને મારી નંખાવવાનો નિશ્ચય તો તેઓએ આ પહેલાં કરી દીધો હતો (યોહ. ૧૧ ; ૪૭-૫૩, ૫૭). હમણાં તો એટલુંજ નક્કી કરવાનું બાકી હતું કે તે સમયે કરેલો નિશ્ચય શી રીતે અમલમાં લાવી શકાય. તેને તરતજ પકડવાની તેઓની મરજી તો હતી, પરંતુ તેમ કરવાને તેઓ હિમ્મત ચલાવી શક્યા નહિ ; કેમકે આ અરસામાં પ્રભુ ઇસુ વિશેષ લોકપ્રિય થએલો હતો, અને તેને પકડવાથી ખીચોખીચ ભરાએલા શહેરમાં તોફાન થવાનો સંભવ હતો. તેથી તેને પર્વના દિવસોમાં નહિ પકડતાં, ભક્તજનોનો સમુદાય વિખેરાઇ જાય તેની રાહ જોવાનો તેઓએ વિચાર કર્યો.

## ૨. બેથાનીઆમાં જમણ

(અધ્ય. ૨૬ ; ૬-૧૩)

**૬ અને ઇસુ બેથાનીઆમાં સીમોન કોઢિયાના ઘરમાં હતો, ૭ ત્યારે**
**અતિ મૂલ્યવાન અત્તરની સંગેમરમરની ડબ્બી લઇને એક સ્ત્રી તેની**
**પાસે આવી, ને તે જમવા બેઠો હતો ત્યારે તેના માથા પર તેણે તે**
**રેડયું. ૮ પણ તેના શિષ્યોએ તે દીઠું ત્યારે તેઓએ ગુસ્સે થઇને કહ્યું,**
**કે એ નુકસાન શા માટે? ૯ કેમકે એ અત્તર ઘણે મૂલ્યે વેચાત, ને**
**દરિદ્રીઓને અપાત. ૧૦ ત્યારે ઇસુએ એ જાણીને તેઓને કહ્યું, કે એ**
**સ્ત્રીને તમે કેમ સતાવો છો? કેમકે એણે તો મારા પ્રત્યે ઉત્તમ કામ કીધું**
**છે. ૧૧ કેમકે દરિદ્રીઓ સદા તમારી સાથે છે, પણ હું સદા તમારી સાથે**
**નથી. ૧૨ તેણે એ અત્તર મારા શરીર પર રેડયું એ તો મારા દટાવાની**
**તૈયારીને સારૂ તેણે કીધું. ૧૩ હું તમને ખચીત કહું છું, કે આખા**
**જગતમાં જ્યાંકહીં આ સુવાર્તા પ્રસિદ્ધ કરાશે ત્યાં એણે જે કીધું છે તે**
**પણ એની યાદગીરીને અર્થે કહેવામાં આવશે.**

અહીં આગળ માત્થી તથા માર્ક (માર્ક ૧૪ ; ૩-૯) પોતાના વૃત્તાંતમાં એક બીના દાખલ કરે છે, જે યોહાનના કહેવા પ્રમાણે પર્વ પહેલાં બે દિવસ ઉપર નહિ, પણ છ દિવસ ઉપર બની હતી, એટલે ઘણું કરીને આગલે શનિવારે તે બની હતી. આ બીનાનો પૂરો અભ્યાસ કરવાનું યોહાનની સુવાર્તાનો અભ્યાસ કરીએ ત્યાં સુધી મુલતવી રાખીએ. તે વાત અહીં આગળ દાખલ કરવાનું કારણ આગળ જતાં માલમ પડશે.

યરેખોમાં જાખીને ઘેર સાબ્બાથ પાળ્યા પછી (લુક ૧૯; ૧-૧૦) પ્રભુ ઇસુ યરૂશાલેમ જવા આગળ ચાલ્યો. તે દિવસે તેણે યરૂશાલેમ શહેરમાં પ્રવેશ કર્યો નહિ, પણ જ્યાં આગળ તેણે લાજરસને મુએલાંમાંથી ઉઠાડીને પોતાનો

મોટામાં મોટો ચમત્કાર કર્યો હતો, ત્યાં આગળ એટલે બેથાનીઆ ગામમાં તે રોકાયો; અને ત્યાં તેને જાહેરમાં ઘણું માન આપવામાં આવ્યું.

સીમોન કોઢિયાના ઘરમાં મિજબાની રાખવામાં આવી. આ ગામમાં સીમોન એક આગેવાન માણસ હોય એવું જણાય છે. એ અરસામાં તે કોઢિયો નહોતો, કેમકે તે કોઢિયો હોત તો તેને વસ્તીથી અલાયદા રહેવું પડત. ઘણું કરીને ઇસુએ તેને સાજો કર્યો હશે.

મહેમાનને ખાસ માન આપવું હોય તો તેના માથા પર શીતળ અત્તર રેડવું, એવો તે જમાનામાં રિવાજ હતો (સરખાવો ગીત. ૨૩ ; ૫. સભ. ૯ ; ૮). આ મિજબાની દરમિયાન એક સ્ત્રીએ આવીને પોતાના વહાલા સ્વામી પર અતિ ભક્તિભાવથી આ અત્તર રેડવાની ક્રિયા બજાવી. તે સ્ત્રી લાજરસની બહેન મરિયમ હોય (યોહ. ૧૨ ; ૩). તેણે ત્રણસેં દીનાર કરતાં વધારે કિમ્મતનું અત્તર પ્રભુ ઇસુને ચોળ્યું હતું (માર્ક ૧૪ ; ૫. યોહ. ૧૨ ; ૫). એક દીનાર તો એક આખા દિવસની મજૂરી હતી; અને વરસના ત્રણસેં દિવસ ગણીએ, તો એથી મરિયમના દાનમાં એક આખા વરસની કમાણી સમાએલી હતી.

સર્વ પ્રેક્ષકોની દૃષ્ટિમાં આ તો છેક ઉડાઉપણું હતું, જેથી "તેના શિષ્યોએ તે દીઠું ત્યારે તેઓએ ગુસ્સે થઇને કહ્યું, કે એ નુકસાન શા માટે?" યોહાનના જણાવ્યા પ્રમાણે સર્વેની વતી વાંધો લેનાર તો યહુદા ઇસકારીઓત હતો (યોહ. ૧૨ ; ૪, ૫). ઇસુએ તેઓને જવાબ આપ્યો, કે "એ સ્ત્રીને તમે કેમ સતાવો છો? કેમકે એણે તો મારા પ્રત્યે ઉત્તમ (એટલે સુંદર) કામ કર્યું છે." મરિયમના કાર્યમાં તે પોતે ધારતી નહોતી એવો અર્થ આપણા પ્રભુને જણાયો. ઇસુ પર જે દુ:ખ આવવાનું હતું તે વિષે મરિયમ અજાણ હતી, પણ ઇસુ પોતે તો તે જાણતો હતો, માટે તે પ્રમાણે તેણે તેના દાનનો અર્થ કર્યો.

શબને સુગંધીદ્રવ્ય લગાડવાનો રિવાજ યહુદીઓમાં પ્રચલિત હતો. ઇસુએ તેઓને કહ્યું, કે "તેણે એ અત્તર મારા શરીર પર રેડયું એ તો મારા દટાવાની તૈયારીને સારૂ તેણે કર્યું" "સપ્તતિ" ભાષાંતરમાં ઉત્પ. ૫૦ ; ૨ માં "સુગંધીઓ ભરી" એ શબ્દ મળે છે, અને તેજ શબ્દ અહીં આગળ વપરાયલો છે. મરિયમનો પ્રેમ જોઇને આપણા પ્રભુના હૃદયમાં આનંદ ઉત્પન્ન થયો, અને તેને મોટો બદલો પણ આપવાનું વચન તેણે આપ્યું. તે બદલો એ હતો કે "આખા જગતમાં જ્યાંકહીં આ સુવાર્તા પ્રસિદ્ધ કરાશે ત્યાં એણે જે કર્યું છે તે પણ એની યાદગીરીને અર્થે કહેવામાં આવશે." જેમ સુગંધીદ્રવ્યથી શરીર સડી જતું સચવાય છે, તેમજ મરિયમની ભક્તિશીલતાથી તેની યાદગીરી સચવાશે.

## ૩. મોટો વિશ્વાસઘાત

(અધ્ય. ૨૬; ૧૪-૧૬)

**[14] ત્યારે યહુદા ઇસકારીઓત નામે તે બારમાંના એકે મુખ્ય યાજકોની પાસે જઇને [15] કહ્યું, કે હું તેને તમારે સ્વાધીન કરૂં તો તમે મને શું આપવા રાજી છો? ને તેઓએ તેને ત્રીસ રૂપીઆ તોળી આપ્યા. [16] અને ત્યારથી તેણે તેને પરસ્વાધીન કરવાનો લાગ શોધ્યા કીધો.**

બેથાનીઆની મિજબાનીની વાર્તા અહીં દાખલ કરવાનું કારણ હવે આપણને જણાઇ આવે છે. કારણ બે હતાં:

૧. બેથાનીઆની મિજબાનીમાં જે બનાવ બન્યો, તે પરથી યહુદાની ખરી મનોભાવના પ્રગટ કરવી.

૨. મરિયમના સ્વાર્પણ સાથે યહુદાના વિશ્વાસઘાતની સરખામણી કરવી.

જે મોટો વિશ્વાસઘાત યહુદા કરવા ધારતો હતો, તે સમજાવવાને માત્થી સુવાર્તિક આ વાર્તા દાખલારૂપે વાપરે છે. મસીહ તે દાઉદકુળનો રાજા છે, એવો સ્વીકાર જેમ બીજા શિષ્યો કરતા હતા, તેમ યહુદા પણ કરતો હતો; તેની સાથે તે એવી પણ આશા રાખતો હતો કે ઇસુ ખ્રીસ્ત દીનતાનો વેશ પડતો મૂકીને પોતાની ગાદી સ્થાપશે, ને પોતાના શિષ્યોને માન તથા દ્રવ્યનો બદલો આપશે. એજ આશાએ યહુદા બધું પડતું મૂકીને તેની પાછળ ચાલ્યો હતો; પરંતુ ઇસુ તો દિવસે દિવસે ગાદી ભણી નહિ પણ વધસ્તંભ ભણી ગતિ કરે છે, એવું જેમ જેમ તેને વધારે સ્પષ્ટતાથી જણાતું ગયું, તેમ તેમ તેના હૃદયમાં કંટાળો ને નિરાશા ઉત્પન્ન થયાં. ઇસુની પાછળ ચાલવામાં પોતે મૂર્ખાઇ કરી છે એવું ધારીને, છેલ્લી વખતે જેટલો લાભ મેળવી શકાય તેટલો લાભ મેળવી લઇને તેણે પોતાના પ્રભુની સંગત છોડી દેવાનો નિશ્ચય કર્યો. તે પ્રેરિતમંડળનો ખજાનચી હતો. યોહાન જણાવે છે, કે તે સામાન્ય થેલીમાંથી ચોરી કરતો હતો (યોહ. ૧૨; ૬). જેનામાં એવું મન હોય, તેવાને મરિયમનું કૃત્ય ભારે નુકસાનરૂપ લાગે, એ સ્વાભાવિક છે. આપણા પ્રભુના ઠપકાથી તે ચીઢાઇ ગયો હતો, તેથી હવે પછી ખ્રીસ્તની પાછળ ચાલવામાં કશું મળવાનું નથી, એમ ધારીને પોતાને શી રીતે કંઇક લાભ મળે તે વિષેના વિચારમાં તે રહેતો હતો. અધિકારીઓ વાદવિવાદમાં હારી ગએલા તથા ચીઢાએલા હતા, તેથી મંદિરના ચોકમાંથી નીકળીને જ્યાં તેઓ પ્રમુખ યાજકના ઘરમાં ગયા હતા, ત્યાં જઇને યહુદાએ તેમને શોધી કાઢ્યા; અને તેઓની સભામાં પ્રવેશ કરીને તેઓને પોતાનું કામ જણાવ્યું. તેઓએ તેની દરખાસ્ત આનંદથી સ્વીકારી

(માર્ક ૧૪; ૧૧. લુક ૨૨; ૫), અને પ્રસંગ મળે ત્યારે તેનો ઉપયોગ કરવાનો તેઓએ નિશ્ચય કર્યો.

છતાં તેજ વખતે તેઓ યહુદાના કામથી કંટાળી ગયા હોય એવું જણાય છે; કેમકે તેઓએ તેને ત્રીસ રૂપીઆ આપવાનું કર્યું. પ્રાચીન નિયમ પ્રમાણે ત્રીસ રૂપીઆ તો એક ગુલામની કિમ્મત હતી (નિર્ગ. ૨૧; ૩૨). આ પ્રમાણે તેઓ આપણા પ્રભુની કિમ્મત ઠરાવે છે એમ નહિ, પણ યહુદાની પોતાની કિમ્મત ઠરાવે છે. આવી હલકી કિમ્મતે તેણે પોતાનું માન વેચી દીધું.

## ૪. છેલ્લું ભોજન

(અધ્ય. ૨૬; ૧૭-૨૯)

[૧૭] અને બેખમીર રોટલીના [પર્વને] પહેલે દહાડે શિષ્યોએ
ઇસુની પાસે આવીને કહ્યું, કે તારે વાસ્તે પાસ્ખા ખાવાની અમે ક્યાં
તૈયારી કરીએ? તારી શી ઇચ્છા છે? [૧૮] ત્યારે તેણે કહ્યું, કે નગરમાં
ફલાણાની પાસે જઇને તેને કહો, ઉપદેશક કહે છે, કે મારો સમય
પાસે આવ્યો છે; હું મારા શિષ્યો સુદ્ધાં તારે ઘેર પાસ્ખા પાળવાનો
છું. [૧૯] અને ઇસુએ જેમ શિષ્યોને આજ્ઞા આપી હતી, તેમ તેઓએ
કીધું, ને પાસ્ખા તૈયાર કીધું. [૨૦] અને સાંજ પડી ત્યારે બાર શિષ્યોની
સાથે તે જમવા બેઠા. [૨૧] અને તેઓ જમતા હતા ત્યારે તેણે તેઓને
કહ્યું, હું તમને ખચીત કહું છું, કે તમારામાંનો એક મને પરસ્વાધીન
કરશે. [૨૨] ત્યારે તેઓ ઘણા શોકાતુર થયા, ને તેઓમાંનો હરેક તેને
પૂછવા લાગ્યો, કે પ્રભુ, શું તે હું છું? [૨૩] અને તેણે ઉત્તર દીધો, કે જેણે
મારી સાથે થાળીમાં હાથ ઘાલ્યો છે તેજ મને પરસ્વાધીન કરશે.
[૨૪] માણસના દીકરા સંબંધી જેમ લખેલું છે તેમ તે જાય છે ખરો; પણ
જે માણસથી માણસનો દીકરો પરસ્વાધીન કરાય છે, તેને અફસોસ
છે; જો તે માણસ જનમ્યો ન હોત, તો તે તેને માટે સારૂં હોત. [૨૫] ત્યારે
તેને પરસ્વાધીન કરનાર યહુદાએ પૂછ્યું, કે રાબ્બી, શું તે હું છું?
તે તેને કહે છે, કે તેં પોતેજ કહ્યું. [૨૬] અને તેઓ ભોજન કરતા હતા
ત્યારે ઇસુએ રોટલી લઇને, તથા આશીર્વાદ માગીને ભાંગી, ને
શિષ્યોને તે આપીને કહ્યું, કે લો, ખાઓ, એ મારૂં શરીર છે. [૨૭] અને
તેણે પ્યાલો લઇને તથા સ્તુતિ કરીને તેઓને આપીને કહ્યું, કે તમે સહુ
એમાંનું પીઓ. [૨૮] કેમકે [[નવા]] કરારનું એ મારૂં લોહી છે, જે
પાપોની માફીને અર્થે ઘણાઓને સારૂ વહેવડાવવામાં આવે છે.
[૨૯] અને હું તમને કહું છું, કે હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે
નવો દ્રાક્ષારસ નહિ પીઉં, તે દહાડા સુધી હું હવેથી તે પીનારજ નથી.

બીજે દિવસે, એટલે ગુરૂવારે, પારખાની તૈયારી કરવાના કામમાં શિષ્યો રોકાયલા હતા. ખાસ પારખાનું હલવાન કાપવાનું હતું (માર્ક ૧૪; ૧૨. લુક ૨૨; ૩), તેનું માંસ શેકવાનું હતું, ને બેખમીર રોટલી બનાવવાની હતી, જેથી આ દિવસને "બેખમીર રોટલીનો પહેલો દિવસ" એવું નામ આપવામાં આવતું હતું. પ્રભુભોજન કંઇ નવીન સંસ્થા નહોતી; પણ પુરાતન પારખા પર્વમાં નવો અર્થ ભરીને ઇસુએ તે સંસ્થા સ્થાપન કરી.

મિસરમાંથી હેબ્રીઓને ચમત્કારિક રીતે છોડાવવામાં આવ્યા હતા, તેની યાદગીરીને અર્થે પારખા પર્વની સ્થાપના થઇ હતી (નિર્ગ. ૧૨). ગુલામગીરીમાં દબાયલા પોતાના લોકોને જે પ્રસિદ્ધ રાતે યહોવાહ તારવાનો હતો, તે રાતે તેઓને તૈયાર રહેવાનો હુકમ ફરમાવવામાં આવ્યો હતો. દરેક કુટુંબમાં ભોજનની તૈયારી થઇ, હલવાન કાપીને તેનું લોહી ઉતરંગ તથા બન્ને બારસાખો પર તેઓએ છાંટયું; એ માટે કે નાશ કરનાર દૂત તે નિશાની જોઇને તેઓનાં ઘર ટાળી મૂકે. તેઓએ હલવાનનું માંસ શેકીને બેખમીર રોટલી સાથે ખાધું, કેમકે ઉતાવળ હતી, અને સાધારણ રીતે રોટલી બનાવવાનો તેઓને વખત નહોતો. વળી આ ભોજન તેઓએ કડવી ભાજી સાથે ખાધું. એ કડવી ભાજી તેઓની ગુલામગીરીના કડવાસની નિશાની હતી. હેબ્રી "આબીબ" અથવા લાટિન "નિસાન" માસની ચૌદમી તારીખે, વંશપરંપરા ને પેઢી દરપેઢી આ પર્વ પાળવામાં આવતું હતું. તેઓ પોતપોતાના ઘરમાં તે પાળતા હતા, ને તેને લગતી ક્રિયાઓ કોઇ યાજક નહિ, પણ ઘરધણી પોતેજ કરતો હતો.

પ્રભુ ઇસુ પારખા પાળવાને તથા ખરા પારખાના હલવાન તરીકે મરવાને યરૂશાલેમમાં આવ્યો હતો. ત્યાં તેનું ઘર નહોતું, પણ જૈતુનના પહાડ પર તે પોતાના શિષ્યોની સાથે રહેતો હતો. આ ગુરૂવારની સવારે શિષ્યોએ વહેલા ઉઠીને ઇસુને પૂછ્યું, કે "તારે વાસ્તે પારખા ખાવાની અમે ક્યાં તૈયારી કરીએ? તારી શી ઇચ્છા છે?" પારખાને સારૂ તેણે પોતે અગાઉથી બધો બંદોબસ્ત કર્યો હતો, તે વાત માર્ક ૧૪; ૧૨-૧૬ અને લુક ૨૨; ૭-૧૩માં વિસ્તારથી જણાવવામાં આવે છે. યરૂશાલેમ શહેરમાં ઇસુનો એક મિત્ર હતો. તેણે પોતાના ઘરમાં એક ઓરડો તૈયાર કર્યો હતો. ત્યાં ઇસુ પોતાના બે ચેલાઓને, એટલે પીતર તથા યોહાનને, મોકલે છે (માર્ક ૧૪; ૧૩. લુક ૨૨; ૮). સાંજે બાકીના શિષ્યો સાથે તે ત્યાં ગયો. મેજ પાસે પોતપોતાની જગા પર તેઓ બેઠા, ત્યારે જે કામ કરવાનો તેનો વિચાર હતો, તે શરૂ કર્યા પહેલાં તેણે અગીયાર વિશ્વાસુ શિષ્યોનાં રૂવાં ઉભાં થાય એવા શબ્દો કહ્યા: "તમારામાંનો એક મને પરસ્વાધીન કરશે.' પરસ્વાધીન કરનારનો દોષ કેટલો મોટો છે, તે આ શબ્દો પરથી પ્રભુ ઇસુ તેઓને દેખાડે છે. ઇસુની સાથે જેઓ થાળીમાં હાથ ઘાલતા

હતા, તેઓમાંનોજ એક જણ આવું અઘોર કૃત્ય કરવાનો હતો, તે પરથી આ દોષ કેટલો ગંભીર હતો તે જણાય છે. પૂર્વની રીત પ્રમાણે, ખોરાકમાં જેઓ ભાગીદાર થાય, તે બે જણની વચ્ચે એવો મજબુત કરાર બંધાય છે, કે જે એ બેમાંના કોઇથી તોડાય નહિ. એવો કરાર "મીઠાનો કરાર" કહેવાતો હતો (લેવીય ૨; ૧૩. ગણ. ૧૮; ૧૯. ૨ કાળ. ૧૩; ૫). દાખલા તરીકે, ગિબઓની લોકોના ભાથામાંથી ઇસ્રાએલી લોકોએ કંઇક લીધું, તેથી યહોશુઆએ તેઓને મારી નાખ્યા નહિ (યહો. ૯; ૧૪, ૨૬). યહુદાનો દોષ વિશેષ મોટો જણાય છે, તે એટલાજ માટે કે આપણા પ્રભુની સાથે તે પવિત્ર મેજ પર જમતો હતો, એ વખતે તે તેને પરસ્વાધીન કરવાનો લાગ શોધતો હતો.

આવી ભયંકર વાત પ્રગટ કરવાને આપણા પ્રભુએ આ પવિત્ર ભોજનનો પ્રસંગ શા માટે પસંદ કર્યો હશે? તેમ કરવાનાં બે કારણ જણાય છે:—

૧. "માણસના દીકરા સંબંધી જેમ લખેલું છે તેમ તે જાય છે ખરો," એવું કહીને, ઇશ્વર કેવી રીતે મનુષ્યની ભુંડાઇને પોતાના ઉંચા તથા કૃપાવાન ઇરાદાઓને અર્થે વાપરે છે, તે ઇસુ પોતાના શિષ્યોને શિખવે છે. પોતાના ગુરૂને પરસ્વાધીન કરવો તે ખરેખર ભયંકર ગુનોહ હતો. એવું કરનાર માણસ જનમ્યો ન હોત તો એ તેને માટે સારૂં હતું. પરંતુ જગતના પાપના પ્રાયશ્ચિત્તને અર્થે ઇસુ ખ્રીસ્ત મરે, એવું અગાઉથી ઠરાવેલું હતું; અને આ અરસામાં ઇસુના શત્રુઓના ક્રોધથી ઇશ્વરની મરજી પૂરી થતી હતી.

૨. ઇસુને પોતાના મરણની યાદગીરીની પવિત્ર ક્રિયા પરસ્વાધીન કરનાર યહુદાની હજુરમાં સ્થાપન કરવાની મરજી નહોતી; તેથી યહુદાને ઉઘાડી રીતે દોષ ન દેતાં, ખાનગી રીતે તેને કોટડીમાંથી બહાર નીકળી જવાની તેણે સૂચના કરી (યોહ. ૧૩; ૨૧-૩૦).

યહુદાના ગયા પછી પ્રભુ ઇસુ પવિત્ર સંસ્કારની સ્થાપના કરે છે. શરૂઆતમાં બેખમીર રોટલી લઇને, ઇસુએ તેના પર આશીર્વાદ માગ્યો ને તેના ટુકડા કર્યા; ત્યાર પછી તેણે એક પ્યાલો લીધો. પીવાને માટે તો દરેકને પોતપોતાનો વાટકો હતો, જેથી ઇસુએ તે પ્યાલામાંથી દ્રાક્ષારસ પોતાના વાટકામાં ભરીને શિષ્યોમાં તે પ્યાલો ફેરવ્યો, એ માટે કે તે પ્યાલામાંથી તેઓ પોતપોતાના વાટકામાં દ્રાક્ષારસ રેડી લે. "તમે સહુ એમાંનું પીઓ, કેમકે નવા કરારનું એ મારૂં લોહી છે," એટલે જે પ્રાયશ્ચિત્તરૂપી લોહીથી (નિર્ગ. ૨૪; ૮), જુની ક્રિયા પ્રમાણે, પાપની માફીને અર્થે નવો કરાર મુદ્રિત કરાય છે તે. આ વિષે યિર્મેયાહ કહે છે: "યહોવાહ કહે છે, કે જુઓ, એવો સમય આવે છે કે જે સમયે હું ઇસ્રાએલના વંશજોની સાથે તથા યહુદાહના વંશજોની સાથે નવો કરાર

કરીશ; જે સમયે મેં તેઓના પૂર્વજોને મિસર દેશમાંથી કાઢી લાવવા સારૂ તેઓનો હાથ પકડયો, તે સમયે મેં તેઓની સાથે જે કરાર કર્યો હતો તેના જેવો તે કરાર નહિ થાય; હું તેઓનો ધણી થયા છતાં તે મારો કરાર તેઓએ તોડયો, એવું યહોવાહ કહે છે. પણ યહોવાહ કહે છે, હવે પછી જે કરાર હું ઇસ્રાએલના વંશજોની સાથે કરીશ, તે આ છે, હું મારો નિયમ તેઓના હૃદયમાં મૂકીશ, તેઓના હૃદયપટ પર તે લખીશ, હું તેઓનો દેવ થઇશ, ને તેઓ મારા લોક થશે. વળી યહોવાહને ઓળખો, એમ કહીને તેઓ હવે પછી દરેક પોતાના પડોસીને, તથા દરેક પોતાના ભાઇને શીખવશે નહિ, કેમકે નાનાથી તે મોટા સુધી તેઓ સર્વે મને ઓળખશે; હું તેઓના અન્યાયની ક્ષમા કરીશ, ને તેઓનાં પાપોનું સ્મરણ ફરી કરીશ નહિ, એવું યહોવાહ કહે છે" (યિર્મે. ૩૧ ; ૩૧–૩૪).

[અમારા ધારવા પ્રમાણે પ્રભુભોજનની સ્થાપના આ પ્રમાણેજ થઇ. જોકે અસલ ભાષામાં "પ્યાલા" અગર "વાટકા"ને માટે બધી જગાએ એકજ શબ્દ વાપરેલો છે, તો પણ અમારા કહેવાનો અર્થ સ્પષ્ટ સમજાવવાને અમે ઉપર પ્રમાણે એ શબ્દ વાપર્યા છે. કલમ ૨૭માં જ્યાં તે શબ્દ આવે છે, ત્યાં આગળ અનિશ્ચિત રૂપમાં વાસણ બતાવેલું છે; તેમજ લુકના વૃત્તાંતમાં ૨૨ ; ૧૫–૨૦માં વાસણની વાત બે વખત મળે છે: ત્યાં કલમ ૧૭માં તે શબ્દ અનિશ્ચિત રૂપમાં મળે છે, પણ કલમ ૨૦માં નિશ્ચયાર્થરૂપે મળે છે; એટલે અમુક પ્યાલો જે ખાસ પ્રભુભોજનનો હોય તે. એ ઉપરથી એવું લાગે છે, કે ઇસુએ પહેલાં શિષ્યોને દ્રાક્ષારસ વહેંચી આપ્યો, ને ત્યાર પછી તેણે પ્રભુભોજનની ક્રિયા સ્થાપી].

આ પ્રમાણે આપણા પ્રભુએ પ્રાચીન જમણનું રૂપાંતર કરીને, ત્યાર પછીના સર્વ જમાનામાંના પોતાના શિષ્યોના દિલાસા તથા તાજગીને અર્થે આ યાદગીરીની કૃપાવંત ક્રિયા સ્થાપી. તે ક્રિયાનું ખરૂં રહસ્ય રૂમી મંડળીના વહેમયુક્ત મતથી દાબી દેવામાં આવ્યું. ખ્રીસ્તી મંડળી હજી વિભાગેલી ન હતી, તે અરસામાં સર ટોમસ એક્વાયનાસ જે તેના જમાનામાં ઉમદામાં ઉમદા શિક્ષક હતો (ઇ. સ. ૧૨૨૫–૧૨૭૪), તેણે એવું લખ્યું, કે "પ્રભુભોજનનો પવિત્ર સંસ્કાર તે ખ્રીસ્તના દુ:ખસહનની યાદગીરી રાખવા સારૂ ઐશ્વરી કૃપા દર્શાવનાર તથા અગાઉથી આવનાર મહિમા દેખાડનાર ચિહ્નરૂપ છે." તેમાં ત્રણ વાતો સમાયલી છે:—

૧. "મારી યાદગીરીને સારૂ આ કરો" (લુક ૨૨ ; ૧૯. ૧ કર. ૧૧ ; ૨૪, ૨૫), તે વચન પ્રમાણે પ્રભુભોજન "યાદગીરી"ની ક્રિયા છે. તેથી આપણા વિચારો ભૂતકાળ તરફ ફેરવવામાં આવે છે; અને આપણા તારનારે પોતાનો મહિમા તજીને અવતાર લીધો, અને અદૃશ્ય પિતાનું હૃદય ખુલ્લું કરીને પોતાના પ્રાયશ્ચિત્તરૂપી મરણથી પોતાના પ્રેમનું જીવન તાજરૂપ કર્યું, એવું આપણને યાદ દેવડાવવામાં આવે છે.

૨. પરંતુ એટલામાંજ પ્રભુભોજનનું રહસ્ય સમાએલું છે, એમ નથી. જે ઘણા વખત ઉપર જીવતો હતો અને મરી ગયો, એવો ઐતિહાસિક પુરુષ ઇસુ ખ્રીસ્ત હતો એટલુંજ નહિ; પણ તે જીવતો પ્રભુ છે અને સનાતન તારનાર છે. તેથી આ સંસ્કાર ઐશ્વરી કૃપાદર્શક છે. "જે ગઇ કાલે તથા આજે તથા સદાકાળ એવો ને એવોજ છે" તેના પ્રત્યે આ સંસ્કાર વડે આપણાં હૃદયોને ઉંચાં કરવામાં આવે છે. વળી તેના ગયા પછી, તેની આશીર્વાદરૂપ સેવા જારી રાખવા સારૂ તેનો જે પવિત્ર આત્મા આવ્યો, તે પવિત્ર આત્માની કૃપા સ્વીકારવાને આ સંસ્કારથી આપણાં હૃદયો ખુલ્લાં કરવામાં આવે છે. પ્રભુ-ભોજનમાં પ્રભુ પોતે હાજર રહે છે, તે વિષે રૂમી મંડળીનો જે મત છે, તે મતમાં રહેલાં વાસ્તવિક તત્ત્વો એજ વિચારમાં સમાએલાં છે. પવિત્ર આત્મા ખ્રીસ્તને પ્રગટ કરે છે; તે ખ્રીસ્તની વાતો લઇને આપણને દેખાડે છે; તે આપણને સત્યમાં દોરી જાય છે, અને તેનીજ સેવાથી આ સંસ્કાર સાર્થક થાય છે.

૩. તે ઉપરાંત આ સંસ્કાર આવનાર મહિમા અગાઉથી દેખાડે છે, એવું જણાવીને ઇસુ કહે છે, કે "હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો દ્રાક્ષારસ નહિ પીઉં, તે દહાડા સુધી હું હવેથી તે પીનારજ નથી." પૃથ્વી પર પોતાના ચેલાઓની સાથે મેજ આગળ બેસવાનો ઇસુ ખ્રીસ્તનો આ છેલ્લોજ પ્રસંગ હતો. પરંતુ આ કરતાં ઉત્તમ ભોજન એટલે "હલવાનનું લગ્નજમણ" તે તેઓને સારૂ રાખી મૂકેલું છે. આ પવિત્ર સંસ્કાર તે તે જમણની પ્રતિછાયારૂપ છે.

આ ત્રણ વિચારમાં પવિત્ર ભોજનનું પૂરૂં રહસ્ય સમાએલું છે. પ્રભુ-ભોજનમાં 'કેવળ ખ્રીસ્તના મરણની યાદગીરી રાખવામાં આવે છે,' એવું ધર્મ-સુધારાના જમાનામાં ઝ્વીંગલ તથા તેના શિષ્યો શિખવતા હતા. પરંતુ તે મતની વિરૂદ્ધ કાલ્વિન તથા નોક્સ બન્ને હઠેઠથી વાંધો લેતા હતા; અને એવું શિખવતા હતા, કે 'એટલુંજ નહિ; પણ તે ઉપરાંત પ્રભુભોજન હાજરાહજુર ત્રાતાની કૃપાના વાહનરૂપ છે, જેથી જીવતા તારનારના સહવાસમાં ભક્તજનને બારોબાર પ્રવેશ મળે છે.' આ માન્યતા દર્શાવવાને, પવિત્ર આત્માની સેવા ખ્યાલમાં ન લેવાથી, રૂમી મંડળીએ 'સત્ત્વાંતર' નામનો કાચો મત રચ્યો હતો. ગતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ, એ ત્રણે આ સંસ્કારમાં જોડાઇ રહે છે. તેથી જેણે ઘણા વખત ઉપર જગતના પાપને માટે પોતાનું અમૂલ્ય લોહી વહેવડાવ્યું, એવા તારનારને દેખાડવામાં આવે છે એટલુંજ નહિ; પણ તે સર્વકાળ જીવે છે, તે આપણો હાજરાહજુર મદદગાર છે ને આપણો સનાતન વારસો પણ છે, એવું પણ દેખાડવામાં આવે છે.

આ કૃપાવંત સંસ્કારમાં ઇશ્વરત્વની ત્રણે વ્યક્તિઓ કામે લાગેલી છે. ધર્મ-સુધારાના જમાના પહેલાં આ સંસ્કારને "રસ્તાનું ભાથું" એવું સુંદર નામ આપવામાં આવતું હતું. ખરેખર ઇશ્વરના નગરમાં જનારા જાત્રાળુઓને માટે તે ભાથારૂપ છે. વધસ્તંભથી માંડીને આપણી મુસાફરી શરૂ થાય છે. ને વારંવાર સ્મરણદ્વારા તેજ મુકરર કરેલી જગાએ, આપણા પ્રભુને મળવાને આપણે પાછા ફરીએ છીએ. રસ્તામાં પવિત્ર આત્મા આપણો સાથી તથા મદદગાર છે; અને આપણા પિતાના ઘરમાં એટલે આપણા સનાતન ઘરમાં આપણે જવાનું છે.

## ૫. શિષ્યોની નાસભાગ અને એકથી પોતાનો નકાર થશે, એવી ઇસુની અગમસૂચના

(માર્ક. ૨૬ ; ૩૦-૩૫)

**[૩૦] અને ગીત ગાયા પછી તેઓ જૈતુનના પહાડ પર ગયા.**
**[૩૧] ત્યારે ઇસુ તેઓને કહે છે, કે તમે સહુ આજ રાત્રે મારા સંબંધી ઠોકર ખાશો, કેમકે એમ લખેલું છે કે હું ઘેટાંપાળકને મારીશ, ને ટોળાનાં ઘેટાં વિખેરાઇ જશે. [૩૨] પણ મારા ઉઠયા પછી હું તમારી અગાઉ ગાલીલમાં જઇશ. [૩૩] ત્યારે પીતરે તેને ઉત્તર દીધો, જોકે બધા તારા સંબંધી ઠોકર ખાય, તોપણ હું કદી ઠોકર નહિ ખાઇશ. [૩૪] ઇસુએ તેને કહ્યું, હું તને ખચીત કહું છું, કે આજ રાત્રે મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરીશ. [૩૫] પીતર તેને કહે છે, જોકે તારી સાથે મારે મરવું પડે તોપણ હું તારો નકાર નહિજ કરીશ. બધા શિષ્યોએ પણ એમજ કહ્યું.**

હજુ મધરાત થઇ નહોતી, પણ ત્યાંથી વિદાય થવાનો વખત થયો હતો; સ્નેહને પરસ્વાધીન કરનાર પોતાની ટોળીના માણસોને લઇને ત્યાં આગળ આવે (યોહ. ૧૪; ૩૧). ત્યાંથી જવા પહેલાં આપણા પ્રભુ તથા અગીઆર શિષ્યોએ એક સ્તોત્ર ગાયું. તે સ્તોત્ર કયું હશે? એવો રિવાજ હતો, કે પાસ્ખા પર્વ પાળતી વખતે એકઠા થએલા માણસો જમણની શરૂઆતમાં ગીતશાસ્ત્રમાંથી ૧૧૩ તથા ૧૧૪ મું ગીત ગાય. આ ગીતોને તેઓ 'પહેલું સ્તોત્ર' કહેતા હતા; અને ભોજનની સમાપ્તિવખતે ગીતશાસ્ત્ર ૧૧૫ થી ૧૧૮ સુધીનાં ગીતો તેઓ ગાતા હતા, જેને 'બીજું સ્તોત્ર' એ નામ આપવામાં આવતું હતું. એજ ગીત આ વખતે ઇસુએ તથા શિષ્યોએ ગાયું. "યહોવાહ તેજ દેવ છે; તેણે આપણને અજવાળું આપ્યું છે; વેદીનાં શિંગોની સાથે દોરડાંથી બળીદાનને બાંધો. તું મારો દેવ છે, હું તારો આભાર માનીશ; તું મારો દેવ છે, હું તને મોટો માનીશ. યહોવાહનો આભાર માનો; કેમકે તે ઉત્તમ છે; તેની કૃપા સર્વકાળ ટકે છે." આવા શબ્દો પોતાના હોઠથી ઉચ્ચારીને ઇસુ ખ્રીસ્ત, દેવનું હલવાન, મરવાને બહાર ગયો.

યોહાનના વૃત્તાંત પ્રમાણે, આ બે વાતો એટલે (૧) શિષ્યો તેને મૂકીને નાસી જશે, (૨) અને પીતર તેનો નકાર કરશે, તે પ્રભુ ઇસુએ જુદે જુદે પ્રસંગે કહી હતી. નકાર કરવાની વાત તેણે ભોજનવખતે કહી હતી (યોહ. ૧૩; ૩૬, ૩૭. લુક ૨૨; ૩૧-૩૪); અને શિષ્યોની નાસભાગની વાત, તેણે ઉપલી કોટડીમાંથી નીકળ્યા બાદ કહી હતી (યોહ. ૧૪; ૩૧: ૧૬; ૩૧-૩૩). પરંતુ માત્થી તથા માર્ક (માર્ક ૧૪; ૨૭-૩૧) પોતાના સંક્ષિપ્ત વૃત્તાંતમાં તે બન્ને વાતો ભેગી કરી દે છે. યોહાનના કહેવા પ્રમાણેજ બન્યું. જતાં જતાં તે પોતાના શિષ્યોને કહે છે, કે "તમે સહુ આજ રાત્રે મારા સંબંધી ઠોકર ખાશો, કેમકે એમ લખેલું છે કે, હું ઘેટાંપાળકને મારીશ, ને ટોળાનાં ઘેટાં વિખેરાઇ જશે." આ શબ્દો 'ઉત્તમ ઘેટાંપાળક' પોતે બોલ્યો. તેમાં જે શોક બતાવવામાં આવે છે તે ઇસુને પોતાને લીધે હતો એમ નહિ, પણ પોતાના માર્યા જવાથી, તેના હાથનાં ઘેટાં જે વિખેરાઇ જવાનાં હતાં (ઝખ. ૧૩; ૭) તેઓને લીધેજ હતો. પરંતુ તેની સાથે તેણે તેઓને એક વચન આપ્યું: "મારા ઉઠયા પછી હું તમારી અગાઉ ગાલીલમાં જઇશ" (૨૬; ૩૨). તે વચન જો કે તેઓ તે વખતે તો સમજી શક્યા નહિ, તોપણ પાછળથી જ્યારે તે પૂરૂં થયું, ત્યારે તેઓનાં હૃદય કેટલાં ઉલ્લાસી બન્યાં હશે! (યોહ. ૨૧.)

તેમજ પ્રભુ ઇસુએ પીતરને જે વચન કહ્યું કે તું મારો નકાર કરશે, તે કહેવામાં પણ તેનો ઇરાદો એવોજ દયાળુ હતો. તે એ હતો, કે પીતરને પોતા પર જે ભરોસો હતો, તે વિષે ચેતવણી મળવાથી તે પરીક્ષણમાં ન આવે; અથવા ઇસુએ અગાઉથી તેની નબળાઇ જાણી હતી, છતાં તેના પર પ્રેમ રાખ્યો હતો, અને પોતાના આશીર્વાદિત સંસ્કારમાં તેને ભાગ લેવા દીધો હતો, એવું સંભારીને પરીક્ષણમાં આવ્યા પછી તે નિરાશ ન થાય.

પીતર વિષેની વાતના સંબંધમાં ચારે સુવાર્તામાં થોડોઘણો તફાવત માલમ પડે છે. પીતરે પોતાના પ્રભુનો નકાર ત્રણ વખત કર્યો, એવું બધા સુવાર્તિકો જણાવે છે (માર્ક ૧૪; ૩૦. લુક ૨૨; ૩૪. યોહ. ૧૩; ૧૮); પરંતુ નકાર કરવાના જે જે દાખલાઓ તેઓ આપે છે તે જુદા જુદા છે. તે બધા મળીને ત્રણ કરતાં વધારે થાય છે.

ચારે સુવાર્તાઓમાં સહુથી પહેલાં માર્કની સુવાર્તા લખવામાં આવી, અને ઇસુના મરણ પછી ઘણું કરીને ઓછામાં ઓછાં ત્રીસ વરસ પછી તે લખવામાં આવી હતી. એ દરમિયાન શિષ્યો આમતેમ વેરાઇ ગયા હતા; અને ખ્રીસ્તના કષ્ટમય અઠવાડિયાની બીનાઓ સંબંધી ચાલતી આવેલી વાતોમાં, આ પ્રમાણે જુજ તફાવત દાખલ થયો હોય, તો એમાં કંઇ નવાઇ જેવું નથી. મુદ્દાની વાત એ છે, કે ઇસુએ અગાઉથી કહ્યું તે પ્રમાણેજ પીતરે તેનો નકાર કર્યો.

## ૬. ગેથસેમાને

(માથ. ૨૬; ૩૬–૪૬)

૩૬ ત્યારે ઇસુ તેઓની સાથે ગેથસેમાને નામે એક ઠેકાણે આવે છે,
ને શિષ્યોને કહે છે, કે હું પણ જઇને પ્રાર્થના કરૂં ત્યાં સુધી તમે અહીં
બેસો. ૩૭ અને પીતરને તથા ઝબદીના બન્ને દીકરાને સાથે લઇને પોતે
શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો. ૩૮ ત્યારે તે તેઓને કહે છે, કે મારો
જીવ મરવા જેવો ઘણો શોકાતુર છે; તમે અહીં રહીને મારી સાથે
જાગતા રહો. ૩૯ પછી તેણે થોડે આઘે જઇને ઉંધે મ્હોડે પડીને એવી
પ્રાર્થના કરી, કે ઓ મારા બાપ, જો બની શકે તો આ પ્યાલો મારાથી
દૂર કર; તોપણ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે
થાઓ. ૪૦ પછી શિષ્યોની પાસે તે આવે છે, ને તેઓને ઉંઘતા દેખીને
પીતરને કહે છે, શું તમે એક ઘડી પણ મારી સાથે જાગતા રહી નથી
શકતા? ૪૧ જાગતા રહો ને પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમાં ન આવો;
આત્મા તત્પર છે ખરો, પણ શરીર અબળ છે. ૪૨ વળી બીજી વાર
તેણે જઇને પ્રાર્થના કરી, કે ઓ મારા બાપ, જો આ પ્યાલો મારા
પીધા વગર મારી પાસેથી દૂર કરી ન શકાય તો તારી ઇચ્છા પ્રમાણે
થાય. ૪૩ ત્યારે તેણે બીજી વાર આવીને તેઓને ઉંઘતા દીઠા; કેમકે
તેઓની આંખો [ઉંઘથી] ભારે થઈ હતી. ૪૪ અને તે ફરીથી તેઓને
મૂકીને ગયો, ને ત્રીજી વાર તેનીતેજ વાત કહેતાં તેણે પ્રાર્થના કીધી.
૪૫ ત્યારે તે પોતાના શિષ્યોની પાસે આવીને તેઓને કહે છે, કે હવે
ઉંઘ્યા કરો, ને આરામ લો, જુઓ તે ઘડી પાસે આવી છે, ને માણસનો
દીકરો પાપીઓના હાથમાં પરસ્વાધીન કરાય છે. ૪૬ ઉઠો, આપણે
જઈએ; જુઓ, મને જે પરસ્વાધીન કરે છે તે આવી પહોંચ્યો છે.

ત્યાંથી તેઓ જેતુનનો પહાડ, જ્યાં તેઓ એકઠા મળતા હતા, ત્યાં ગયા. ત્યાં જેતુનની એક વાડી હતી, અને ત્યાં આવીને થાકેલા શિષ્યો ઉંઘી જવાની ઇચ્છા રાખતા હતા; પણ તેઓના સ્વામીને તે રાત્રે ઉંઘ લેવાનો પ્રસંગ નહોતો. ઉંઘી જવા કરતાં તેને એક બીજી વાતની જરૂર હતી. જે કષ્ટ તેના પર આવવાનું હતું, તે સહન કરવા તેને પોતાના પિતા પાસેથી બળ પામવાની જરૂર હતી; તેમજ આવા પ્રસંગમાં તેના ચેલાઓના દિલસોજીરૂપ પ્રેમની પણ તેને જરૂર હતી. માટે જે ત્રણ શિષ્યો પર તે વિશેષ પ્રેમ રાખતો હતો, એટલે પીતર, યાકૂબ તથા યોહાન, તેઓ તરફ તે વળ્યો. બીજા ઉંઘી જાય તો ભલે, પણ આ ત્રણની તો તેને ખાસ જરૂર હતી, તેથી તેઓને પોતાની સાથે લઇને તે એકાંતમાં ગયો. તે શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો; અને તેઓની રૂબરૂ પોતાના હૃદયની વાતો તેણે ખુલ્લી

કરી. તે મનમાં બહુ અકળાવા લાગ્યો. તેનું હૃદય કષ્ટથી ભરપૂર હતું. દુ:ખની લાગણી કબજામાં ન રહેવાથી ત્રણ ચેલાઓના સંબંધમાં તેને ચિંતા થઇ કે રખેને મારૂં કષ્ટ જોઇને તેઓ હિમ્મત હારી જાય; તેથી તે તેઓને કહે છે, કે "અહીં રહીને જાગતા રહો" (માર્ક ૧૪; ૩૪). પછી આસરે "પત્થર ફેંકાય તેટલે છેટે તે તેઓથી દૂર ગયો" (લુક ૨૨; ૪૧); અને ત્યાં આગળ "તેને મરણથી છોડાવવાને જે શક્તિમાન હતો તેની પાસે તેણે મોટે ઘાંટે તથા આંસુસહિત પ્રાર્થના તથા કાલાવાલા કર્યા" (હેબ્ર. ૫; ૭). એક કલાક સુધી તેણે આ પ્રમાણે પ્રાર્થના કરી, તોપણ તેનો પિતા અણબોલ્યો રહ્યો. પોતાના પિતાના મૌનમાં પોતાનો જવાબ છે, એમ તે સમજ્યો. તેથી "મારી ઇચ્છા નહિ પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ," એમ કહીને તે ઉઠયો, ને પેલા ત્રણ શિષ્યોની પાસે પાછો આવ્યો. તેઓ તો ઉંઘી ગયા હતા. થોડીજ વાર ઉપર જે શિષ્યોએ અગાઉથી પોતાનો પ્રેમ જાહેર કરી દીધો હતો, તેમાંના એકને સંબોધીને ઇસુ કહે છે, કે "પીતર, શું તમે એક ઘડી પણ મારી સાથે જાગતા રહી નથી શકતા?" તેઓનું જે પરીક્ષણ થવાનું હતું તેને અર્થે બળ માગવું, એ શું તેઓને આ પ્રસંગે નહોતું છાજતું? માટે ઇસુ તેઓને કહે છે, કે "જાગતા રહો ને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમાં ન આવો." આટલું કહીને તરત ઇસુને તેઓ પર દયા આવી; તેથી તેઓની નબળાઇ ખ્યાલમાં લઇને તે કહે છે, કે "આત્મા તત્પર છે ખરો, પણ શરીર અબળ છે."

આ બારીક સમયમાં માણસ તરફથી તેને મદદ મળે એવું નહોતું, માટે ફરીથી તે ઇશ્વર બાપની પાસે ગયો, ને પ્રાર્થના કરવા લાગ્યો. પણ આ બીજી પ્રાર્થના તે છૂટકારાને અર્થે નહિ, પણ બાપની ઇચ્છાને પોતે આધીન રહી શકે, તેને માટે હતી. આથી તેને શાંતિ પ્રાપ્ત થઇ, ને થોડી વારમાં તે પોતાના શિષ્યોની પાસે પાછો આવ્યો, તો તેને માલમ પડયું, કે તેઓ ફરીથી ઉંઘી ગયા છે; તેથી કંઇ પણ બોલ્યા વગર તેઓને મૂકીને તે ત્રીજી વાર જઇને બાપની ઇચ્છાને આધીન રહેવા માટે બળ માગે છે. એટલામાં શસ્ત્રસજીત માણસોની કૂચનો અવાજ તેના સાંભળવામાં આવ્યો, અને જૈતુન ઝાડની ડાળીઓમાં થઇને મશાલોનું અજવાળું પ્રકાશવા લાગ્યું; તેથી પ્રાર્થનાનો સમય પૂર્ણ થઇ રહ્યો છે, એમ જાણીને તેણે પોતાના શિષ્યો પાસે જવાની ઉતાવળ કરી. તેઓની પાસે આવીને તે ઉદાસીનતાથી તથા કોમળપણે કહે છે, કે "હવે ઉંઘ્યા કરો, ને આરામ લો; જુઓ, તે ઘડી પાસે આવી છે, ને માણસનો દીકરો પાપીઓના હાથમાં પરસ્વાધીન કરાય છે." પોતાના સ્વામીના બારીક સમયમાં તેની સાથે સહ-લાગણી દર્શાવીને તેને સહાય કરવાની જે તક તેઓને મળી હતી, તે આ પ્રમાણે ફોકટ જતી રહી. હમણાં તેઓના ઉંઘી જવાથી તેને હરકત થાય એમ નહોતું, તેમ તેઓના જાગતા રહેવાથી તેને ફાયદો થાય એમ પણ નહોતું.

## ૭. પ્રભુ ઇસુને પકડવામાં આવે છે

(આધ્ય. ૨૬; ૪૭–૫૬)

૪૭ અને તે હજી બોલતો હતો, એટલામાં જુઓ, બારમાંનો એક,
એટલે યહુદા, આવ્યો; ને તેની જોડે મુખ્ય યાજકોની તથા લોકોના
વડીલોની પાસેથી ઘણા લોકો તરવારો તથા લાકડીઓ લઇને આવ્યા.
૪૮ હવે તેને પરસ્વાધીન કરનારે તેઓને એવી નિશાની આપી હતી,
કે હું જેને ચુમીશ તેજ તે છે; તેને પકડી લેજો. ૪૯ અને તરત તેણે
ઇસુની પાસે આવીને કહ્યું, રાબ્બી, સલામ; ને તે તેને ચુમ્યો. ૫૦ ને
ઇસુએ તેને કહ્યું, કે મિત્ર, જે કરવાને તું આવ્યો છે તે કર. ત્યારે
તેઓએ પાસે આવીને ઇસુ પર હાથ નાખીને તેને પકડી લીધો.
૫૧ પછી જુઓ, ઇસુના સાથીઓમાંના એકે હાથ લાંબો કરીને પોતાની
તરવાર કાઢી, ને પ્રમુખ્ય યાજકના ચાકરને મારીને તેનો કાન કાપી
નાખ્યો. ૫૨ ત્યારે ઇસુ તેને કહે છે, કે તારી તરવાર તેના મ્યાનમાં
પાછી ઘાલ; કેમકે જેટલા તરવાર પકડે છે તેઓ સર્વ તરવારથી નાશ
પામશે. ૫૩ શું તું એવું ધારે છે કે હું એવો શક્તિમાન નથી કે જો મારા
બાપની પાસે માગું, તો તે હમણાંજ દૂતોની બાર ફોજ કરતાં વધારે
મારી પાસે નહિ મોકલી દે? ૫૪ તો ધર્મલેખો[માં જે લખેલું છે] કે એવું
થવુંજ જોઇએ, તે કેવી રીતે પૂરૂં થશે? ૫૫ તેજ વેળા ઇસુએ લોકોને
કહ્યું, કે તમે તરવારો તથા લાકડીઓ લઇને જેમ ચોરને તેમ મને પકડવા
નીકળી આવ્યા છો શું? હું રોજ મંદિરમાં બેસીને બોધ કરતો હતો
તોપણ તમે મને પકડયો નહોતો; ૫૬ પણ પ્રબોધકોના લેખો પૂરા થાય
માટે આ બધું થયું છે. ત્યારે બધા શિષ્યો તેને મૂકીને નાસી ગયા.

ઉપલી કોટડીમાંથી નીકળ્યા પછી યહુદા મુખ્ય યાજકની પાસે ગયો, અને ત્યાં જઇને તેણે એવી ખબર આપી, કે હમણાં ઇસુને પરસ્વાધીન કરવાની તક મને મળી છે. સાન્હેદ્રિમના અમલદારો કાયાફાસના હાથ નીચે હતા (યોહ. ૭; ૩૨, ૪૫–૪૯); અને આ કામને માટે સાધારણ રીતે તેઓ પૂરતા હતા, ને તેઓથીજ આ કામ થઇ શકત. પણ પાસ્ખાપર્વના અઠવાડિયામાં ભક્તજનો શહેરમાં ખીચોખીચ ભરાયલા હતા. એ પ્રસંગે સુલેહશાંતિ જાળવવા માટે રૂમી અધિકારી ત્યાં આગળ રહેતો હતો; અને કોઇને પકડવો હોય, તો તેને માટે અધિકારીની મંજુરી મેળવવાની જરૂર હતી. માટે કિલ્લામાં જઇને કાયાફાસે રૂમી અધિકારીને ખબર આપી, અને સૈનિકોની ટુકડી મેળવી (યોહ. ૧૮; ૩). એટલામાં ઇસુ તથા અગિયાર શિષ્યો ઉપલી કોટડીમાંથી નીકળી ગયા હતા. તેઓ ક્યાં ગયા તે યહુદા જાણતો હતો (યોહ. ૧૮; ૨).

એવું સંભવિત લાગે છે, કે યહુદી અધિકારીઓએ તેજ રાતે પીલાતની સાથે વ્યવહાર ચલાવ્યો હશે. યહુદાએ તેઓને એવી ખબર આપી હશે, કે ઇસુ પોતાના મરણ વિષે વિચાર કરે છે તથા વાતો કરે છે. એ બાતમી પરથી, જાત્રાળુઓ વિખરાઇ જાય તેની રાહ નહિ જોતાં, અધિકારીઓએ તાત્કાળિક પગલાં ભરવાનો નિશ્ચય કર્યો. એવો સવાલ ઉભો થાય, કે જે કાયદેસર પગલાં ભરવાનાં હતાં, તે બધાં વેળાસર ભરી શકાય કે કેમ ? એ માટે કે બીજે દિવસે સાંજ થયા પહેલાં ઇસુને દોષિત ઠરાવીને મારી નાખવામાં આવે. વળી બીજે દિવસે પીલાતની કચેરી બંધ હશે, કારણ કે તે દિવસે કોઇ યહુદી માણસથી કચેરીમાં જવાય એવું નહોતું; કેમકે જાય તો સાંજ થયા પહેલાં શુદ્ધિકરણનું કામ કરવાનો વખત મળે નહિ. માટે પીલાત પોતાના ઘરમાંથી નીકળીને ખુલ્લી જગામાં કામ ચલાવવા કબુલ થાય, તોજ તે કામ થઇ શકે. વળી તેઓનો કરેલો ફેંસલો પીલાત મંજુર રાખશે એવી તેઓને સબળ આશા હોય, તોજ તેઓ પોતાનો અસલ વિચાર પડતો મૂકીને, પારખા પહેલાં ઇસુને પકડે, એવું લાગે છે. માટે તેજ રાતે પીલાતની પાસેથી કાયાફાસને એવું વચન મળ્યું હશે. યહુદા ઉપલી કોઠડીમાંથી નીકળ્યો ત્યારથી માંડીને ઇસુને ગેથસેમાને વાડીમાં પકડવામાં આવ્યો ત્યાં સુધીમાં ઓછામાં ઓછા ત્રણ કલાક વીતી ગયા હશે. હવે ઉપર પ્રમાણેનો વિચાર ખરો હોય, તોજ તે વિલંબનો સંતોષકારક ખુલાસો આપી શકાય.

યહુદાએ અગાઉથી તેઓને એક નિશાની આપી હતી, એ માટે કે તેઓ અંધારામાં પણ ઇસુને ઓળખી શકે, એટલે "હું જેને ચુમીશ તેજ તે છે; તેને પકડી લેજો." ઇસુની પાસે જઇને તેણે તેને ચુંબન કર્યું એટલુંજ નહિ, પણ ખાસ પ્રેમથી ચુંબન કરતો હોય એવી રીતે તેણે કર્યું. અહીં આગળ આ વાતનો ખરો દાખલો બન્યો, કે "મિત્રના કરેલા ઘા વિશ્વાસુ છે, પણ શત્રુનાં ચુંબન હદ ઉપરાંત છે" (નીતિ. ૨૭ ; ૬). ઇસુએ તેને કહ્યું, કે "સંઘાતી, જે કરવાને તું આવ્યો છે, તે કર." ઇસુ પોતાના બાપની ઇચ્છા જાણીને, તેઓને આધીન થવા તૈયાર હતો. પણ શિષ્યોને પ્રથમ તેઓની સામા થવાનું મન થયું. પીતરે તથા ઘણું કરીને યોહાને પોતાની સાથે બે તરવારો રાખેલી હતી (લુક ૨૨ ; ૩૮); અને સિપાઇઓએ ઇસુને પકડયો ત્યારે તેઓથી આ સહન ન થઇ શકે એવું હોવાથી પીતરે તરવાર ખેંચીને પ્રમુખ યાજકના ચાકર માલ્ખસના માથા પર એક ઝટકો માર્યો, જેથી તેનો જમણો કાન કપાઇ ગયો (યોહ. ૧૮; ૧૦, ૧૧); અને ઇસુએ આ ઘા સાજો કર્યો ન હોત, તો ઘણું કરીને તેનો બદલો લેવામાં આવત. પછી તે પોતાના શિષ્યોને શાંત પાડીને કહે છે, કે "જેટલા તરવાર પકડે છે તેઓ સર્વ તરવારથી નાશ પામશે." ઇસુનું બળ તથા તેની હિમ્મત શાને આધારે રહેતાં હતાં એ તેની વર્તણુક તથા વાત પરથી અહીં આગળ

જણાઇ આવે છે. હવે શત્રુઓના હાથમાં આવી પડેલો ઇસુ લાચાર હાલતમાં છે, એવું શિષ્યો સમજતા હતા; પણ એ તેઓની ભૂલ હતી, કેમકે આકાશનાં સૈન્યો તેના તાબામાં હતાં, અને તે પોતાના બાપની વિનંતી કરે, તો દૂતોની બાર ફોજ તેની પાસે તરત મોકલવામાં આવે. પણ તેના બાપની ઇચ્છા એવી નહોતી. શાસ્ત્ર પ્રમાણે તેણે મરવાનુંજ હતું, અને પોતાના મરણથી જગતને સારૂ જીવન મેળવવાનું હતું.

ત્યાર પછી તે પાછા વળીને સાન્હેદ્રિમના અમલદારોને કહે છે, કે "તમે તરવારો તથા લાકડીઓ લઇને જેમ ચોરને તેમ મને પકડવા નીકળી આવ્યા છો શું?" પ્રભુ ઇસુને પકડવા વિષે યહુદી અધિકારીઓ આંચકો ખાતા હતા, તેનું કારણ એ હોય કે તેઓ લોકોથી બીતા હતા એટલુંજ નહિ, પણ તેઓ વહેમી માણસો હતા, તેથી તેઓને ઇસુની પણ બીક લાગતી હતી.

## ૮. મુકરદ્દમાની તપાસ

(અધ્ય. ૨૬ ; ૫૭—૨૭ ; ૨૬)

(૧) પ્રભુ ઈસુ સાન્હેદ્રિમ સભા આગળ. ૨૬ ; ૫૭-૬૬.

[૫૭] પછી જેઓએ ઇસુને પકડયો હતો, તેઓ જયાં શાસ્ત્રીઓ તથા વડીલો એકઠા થયા હતા, ત્યાં કાયાફા પ્રમુખ્ય યાજકની પાસે તેને લઇ ગયા. [૫૮] અને પીતર દૂર રહીને તેની પાછળ પાછળ પ્રમુખ્ય યાજકની કચેરી સુધી આવ્યો, ને માંહે જઇને પરિણામ જોવાને બાલદારોની સાથે બેઠો. [૫૯] અને ઇસુને મારી નાખવાને મુખ્ય યાજકોએ તથા આખી ન્યાયસભાએ તેની વિરૂદ્ધ જુઠી શાહેદી શોધી; [૬૦] અને જો કે ઘણા જુઠા સાક્ષી આવ્યા, તોપણ તે ન જડી; પણ પાછળથી બે આવીને [૬૧] બોલ્યા, કે એણે એમ કહ્યું, હું દેવનું મંદિર પાડી નાખવાને તથા તેને ત્રણ દહાડામાં પાછું બાંધવાને સમર્થ છું. [૬૨] ત્યારે પ્રમુખ્ય યાજકે ઉભા થઇને તેને કહ્યું, શું તું કંઇજ ઉત્તર નથી દેતો? એઓ તારી વિરૂદ્ધ કેવી શાહેદી આપે છે? [૬૩] પણ ઇસુ છાનો રહ્યો. ત્યારે પ્રમુખ્ય યાજકે તેને કહ્યું, હું તને જીવતા દેવના સમ દઉં છું, કે દેવનો દીકરો જે ખ્રીસ્ત તેજ તું છે કે નહિ, એ અમને કહે. [૬૪] ઇસુ તેને કહે છે, કે તેં પોતેજ કહ્યું; પરંતુ હું તમને કહું છું, કે હવે પછી માણસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો તથા આકાશના મેઘો પર આવતો તમે દેખશો. [૬૫] ત્યારે પ્રમુખ્ય યાજકે પોતાનાં લુગડાં ફાડીને કહ્યું, કે એણે દુર્ભાષણ કર્યું છે; હવે આપણને બીજા શાહેદીઓની શી જરૂર છે? જુઓ, તમે એ દુર્ભાષણ સાંભળ્યું છે. [૬૬] તમે શું ધારો છો? ને તેઓએ ઉત્તર દીધો, કે એ મરણજોગ છે.

ત્રણે સંદર્શક સુવાર્તાઓ પરથી લાગે છે, કે તપાસને માટે આપણા પ્રભુને ગેથસેમાને વાડીમાંથી બારોબાર સાન્હેદ્રિમમાં મુખ્ય યાજક કાયાફાસની આગળ લઇ જવામાં આવ્યો હતો (માર્ક ૧૪; ૫૩. લુક ૨૨; ૫૪). પરંતુ અહીં આગળ એક મુશ્કેલી ઉભી થાય છે; તે એ કે ઇસુને મધરાતે પકડવામાં આવ્યો હતો, અને નિયમ એવો હતો કે મંદિરના બુરૂજ પરથી હેબ્રોનના શિખર પર અરૂણોદયનું પહેલું ઝળઝળીયું દેખાય, એટલે આસરે મોટી સવારના ત્રણ વાગે "સવારના યજ્ઞ"નો વખત થાય, ત્યાં સુધી સાન્હેદ્રિમની સભા એકઠી મળી શકે નહિ.

અહીં આગળ યોહાનનું વૃત્તાંત સંદર્શકોના કરતાં વિસ્તારથી લખેલું હોવાને કારણે તે મુશ્કેલીનો ખુલાસો મળે છે. યોહાન ૧૮; ૧૩–૨૭ પરથી માલમ પડે છે, કે ઇસુને ગેથસેમાને વાડીમાંથી પકડીને તેને કાયાફાસના સસરા આન્નાસની આગળ પ્રથમ લઇ જવામાં આવ્યો. આન્નાસ તો અગાઉ પ્રમુખ યાજક હતો (લુક ૩; ૨). આન્નાસની પાસે ઇસુને લઇ જવાનું કારણ એ હતું, કે તે સાન્હેદ્રિમના કામમાં અનુભવી તથા પ્રવીણ હતો, તેથી પ્રથમ તેની આગળ ઇસુને લઇ જવાથી, સાન્હેદ્રિમ સભાનું કામ વધારે સરળ થાય.

સાન્હેદ્રિમ આગળ ઇસુની જે તપાસ ચાલી તેનુંજ વર્ણન માત્થી અહીં આગળ કરે છે, પરંતુ તેની અંદર આન્નાસના ઘરના ચોકની આગળ પીતરે પ્રભુનો જે નકાર કર્યો હતો, તે વાત તે ભેળસેળ કરી દે છે. આન્નાસને ત્યાં પીતર ચાલ્યો ચાલ્યો ગયો એટલુંજ નહિ, પણ પોતાની પ્રથમની બીક મટી જવાથી યોહાન પણ ઇસુની પાછળ ગયો હતો (યોહ. ૧૮; ૧૫).

યહુદીઓમાં મોટામાં મોટી ન્યાયની સભા તે સાન્હેદ્રિમ હતી. જો પહેલાંના જેવી તેઓને સ્વતંત્રતા હોત, તો તો પોતાની સત્તાથીજ તેઓ ઇસુને મરણદંડની શિક્ષા ફરમાવી શકત; પરંતુ હાલ પાલેસ્તાઇન દેશ રૂમને તાબે થયાથી, જો યહુદીઓ કોઇનો મરણદંડ ઠરાવે, તો તે શિક્ષાનો અમલ કર્યા પહેલાં તેઓને રૂમી અધિકારીની મંજુરી મેળવવી પડતી હતી (યોહ. ૧૮; ૩૧). માટે આપણા પ્રભુ પર મરણદંડ ઠરાવવામાં આવે એટલુંજ જરૂરનું હતું, એમ નહિ, પરંતુ તે ઉપરાંત નિષ્પક્ષપાતી ન્યાયાધીશ મંજુર રાખી શકે, એવાં કારણો પણ બતાવવાની જરૂર હતી. તેથી એવાં કારણો શોધી કાઢવા સારૂ સવારે નિયમિત એટલે કાયદેસર સભા ભરવામાં આવી (માર્ક ૧૫; ૧. લુક ૨૨; ૬૬). જુઠા સાક્ષીઓ તો ઘણા મળતા હતા, પણ રૂમી અધિકારીની આગળ રજુ થઇ શકે એવી જુબાની કેટલાક વખત સુધી તેઓને મળી શકી નહિ. છેવટે બે જણાએ આવીને ત્રણ વરસ ઉપર આપણા પ્રભુની કહેલી અમુક વાત સભા આગળ રજુ કરતાં કહ્યું, કે "એણે એમ કહ્યું, કે હું દેવનું મંદિર પાડી નાખવાને તથા તેને ત્રણ દહાડામાં પાછું

બાંધવાને સમર્થ છું." આ વાત તો ઇસુએ પોતાના મરણ તથા પુનરૂત્થાન સંબંધી કહી હતી; પણ તેઓ તે વાત સમજી ન શકવાથી, તે મંદિરનું પવિત્રસ્થાન પાડી નાખવાનું કહે છે, એવી ગેરસમજ તેઓના મનમાં ઉભી થઇ હતી.

સાક્ષીઓની તપાસ કરવામાં આવી ત્યારે તેઓની વાતો એકબીજાને મળતી માલમ પડી નહિ (માર્ક ૧૪; ૫૯). આપણો પ્રભુ પોતે તો અણબોલ્યો રહ્યો, અને જુબાની મળતી ન આવવાના કારણથી તેના પર મૂકેલું તહોમત રદ જશે, એવું તેઓને લાગતું હતું. હવે તો તેઓને કેવળ એટલીજ આશા હતી, કે ઇસુ પોતે કંઇક બોલે, અને તેના બોલવામાં અમુક કોઇ પણ ગુનાની વાત સાબીત થાય. તેથી તેના પર મૂકેલા તહોમતનો જવાબ આપવાનું કાયાફાસે તેને કહ્યું; તોપણ તે અણબોલ્યો રહ્યો. તેને દોષિત ઠરાવવામાં આવે, એ આશાએ કાયાફાસે યહુદી કાયદાના બંધારણ પ્રમાણેનું સૌથી ગંભીર તથા બંધનકારક સોગનનામું આપીને કહ્યું, કે "હું તને જીવતા દેવના સમ દઉં છું, કે દેવનો દીકરો જે ખ્રીસ્ત તેજ તું છે કે નહિ, એ અમને કહે." આથી, એક યહુદી તરીકે, ઇસુને જવાબ આપ્યા વગર છૂટકો નહોતો. "મિશ્ના"માં લખેલું છે, કે "જો કોઇ સર્વશક્તિમાન અગર યહોવાહની હરકોઇ અટક આપીને કહે, કે હું તને તેના સમ દઉં છું, તો તેને જવાબ આપ્યા વગર છૂટકો નથી." પ્રમુખ યાજકના પ્રશ્નની મતલબ એવી હતી, કે શું તું ખ્રીસ્ત છે? જે આવનાર છે તે તું છે, એવો દાવો તું કરે છે શું? હવે તો ઇસુને બોલ્યા વગર છૂટકો નહોતો. કેમકે આ વખતે તે અણબોલ્યો રહ્યો હોત, તો પોતે મસીહ છે, એ વાતનો તે નકાર કરે છે, એમ માનવામાં આવત. માટે ઇસુએ યહુદી રૂઢી પ્રમાણે જવાબ દીધો, કે "તેં કહ્યું." એટલે હા, બેશક (માર્ક ૧૪; ૬૨. લુક ૨૨; ૭૦); એટલુંજ નહિ, પણ તે તેને એથી વધારે કહે છે. હવે તો તે તેઓની આગળ લાચાર થઇને ઉભો રહે છે, એવું લાગે છે. પરંતુ એક દિવસે એથી ઉલટીજ વાત તેઓના જોવામાં આવશે. તે દિવસે તો તે પોતાના ન્યાયાસન પર બિરાજશે, અને તેના શત્રુઓને ત્યાં આગળ ઉભા કરવામાં આવશે. આ પ્રમાણે કાયાફાસની યુક્તિ સફળ થઇ. સાન્હેદ્રિમના ધારવા પ્રમાણે આ ઇશ્વરનિંદા કરવા જેવી વાત હતી, ને ઇશ્વરનિંદાની શિક્ષા તો મરણદંડ હતી. ઇશ્વરનિંદા સાંભળવામાં આવે, ત્યારે યહુદીઓ પોતાનાં વસ્ત્ર ફાડે એવો રિવાજ હતો; તેજ પ્રમાણે પ્રમુખ યાજકે પોતાનાં વસ્ત્ર ફાડીને કહ્યું, કે "એણે દુર્ભાષણ કર્યું છે, હવે આપણને બીજા શાહેદોની શી જરૂર છે? જુઓ, તમે એ દુર્ભાષણ સાંભળ્યું છે." તરતજ ઇસુને દોષિત ઠરાવવામાં આવ્યો, અને તેના પર મરણદંડ ફરમાવવામાં આવ્યો.

ત્યાર પછી તેઓએ જે જે કૃત્યો કર્યાં તે તદન ગેરકાયદેસર હતાં, કેમકે સાન્હેદ્રિમનો કાયદો એવો હતો, કે

૧. તપાસ થયા પછી, મરણદંડની શિક્ષા ઉતાવળથી ફરમાવવામાં ન આવે; પણ બીજા દિવસ સુધી તે મુલતવી રાખવામાં આવે.

૨. મરણદંડની શિક્ષા ફરમાવવામાં આવ્યા પછી પણ તે દિવસના બાકીના વખતમાં સાન્હેદ્રિમના સભ્યો શોક તથા ઉપવાસ કરે.

ઘણું કરીને આ દયાળુ કાયદો ચોકસાઇથી પાળવામાં આવતો હતો. પરંતુ આપણા પ્રભુ પર ચાલતા કામની સાથે મરણદંડની શિક્ષા ઠરાવવામાં આવી એટલુંજ નહિ, પણ તેના મોં પર તેઓ થુંક્યા, હાથ વડે તથા સોટી વડે તેને માર્યો, અને તેની આંખો પર પાટો બાંધીને તેઓ મશ્કરીમાં તેને પૂછતા હતા, કે "ઓ ખ્રીસ્ત, તને કોણે માર્યો, એ અમને કહી બતાવ" (૨૬; ૬૮. લુક ૨૨; ૬૪). આ બધું ન્યાયાધીશે થવા દીધું.

(૨) પીતર ઇસુનો નકાર કરે છે. ૨૬; ૬૭–૭૫.

**૬૭ ત્યારે તેઓએ તેના મોં પર થુંકીને તેને મુક્કીઓ મારી; ને**
**બીજાઓએ તેને થબડાકો મારીને ૬૮ કહ્યું, કે ઓ ખ્રીસ્ત, તને કોણે**
**માર્યો એ અમને કહી બતાવ.**

**૬૯ અને પીતર બહાર ચોકમાં બેઠો હતો, ત્યારે એક દાસીએ**
**તેની પાસે આવીને કહ્યું, કે તું પણ ગાલીલના ઇસુ જોડે હતો. ૭૦ પણ**
**તેણે સહુની આગળ નકાર કરીને કહ્યું, કે તું શું કહે છે તે હું જાણતો**
**નથી. ૭૧ અને તે બહાર પરસાળમાં ગયો ત્યારે બીજીએ તેને દેખીને**
**જેઓ ત્યાં હતા તેઓને કહ્યું, કે એ પણ ઇસુ નાઝારીની જોડે હતો.**
**૭૨ પણ તેણે સમ ખાઇને ફરીથી નકાર કીધો, કે તે માણસને હું ઓળ-**
**ખતો નથી. ૭૩ અને થોડી વાર પછી પાસે ઉભેલાઓએ આવીને**
**પીતરને કહ્યું, કે ખરેખર તું પણ તેઓમાંનો છે, કેમકે તારી**
**બોલીથી તું ઓળખાઇ આવે છે. ૭૪ ત્યારે તે શાપ દેવા તથા સમ**
**ખાવા લાગ્યો, કે હું તે માણસને ઓળખતો નથી. અને તરતજ**
**મરઘો બોલ્યો. ૭૫ અને જે વાત ઇસુએ પીતરને કહી હતી, કે મરઘો**
**બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર કરીશ, તે તેને યાદ આવી;**
**અને બહાર જઇને તે બહુ રડયો.**

હવે આપણે પાછા વળીએ, અને માજી પ્રમુખ યાજકના ચોકમાં જે બનાવ બન્યો હતો, તે જોઇએ. ત્યાં આગળ પીતર તથા યોહાન એશ્વરી કેદીની પાછળ પાછળ ગયા હતા; અને ઘરમાં જે મસલત થતી હતી તેનું પરિણામ જોવા માટે જે સિપાઇઓ, અમલદારો તથા ચાકરો બહાર ઉભા રહ્યા હતા, તેઓની સાથે તેઓ પણ ભળી ગયા. યોહાનના વૃત્તાંત પ્રમાણે, મંદિરની બાગળમાં જ્યાં

સાન્હેદ્રિમની સભા મળી, ત્યાં આગળ પીતરે ઇસુનો નકાર કર્યો એમ નહિ, પણ આનાસના ઘરના ચોકમાં તેણે નકાર કર્યો, એમ લાગે છે.

મધરાતનો સમય હતો. હવા ઠંડી હોવાને કારણે જેઓ ખુલ્લા ચોકમાં આગ સળગાવી તેની આસપાસ તાપવા બેઠા હતા, તેઓની સાથે પીતર પણ ભળી ગયો; અને કેદીની સાથે તેને કશો સંબંધ ન હોય એવી રીતે તે તેઓની સાથે બેસીને તાપવા લાગ્યો. એટલામાં એક દાસીને તેના વિષે શક આવવાથી તેણે પીતરને કહ્યું, કે "તું પણ ગાલીલના ઇસુ જોડે હતો." ત્યારે ત્યાંથી ખસી જઇને તેણે દરવાજા તળેની ખુલ્લી જગામાં આશ્રય શોધ્યો; એટલામાં બીજી દાસી તેને મળી, એટલે યોહાન ૧૮; ૧૭ પ્રમાણે ચોકમાં પેસતાં જે દાસી તેને મળી હતી તેજ તે હશે. તેણે પણ આસપાસ ઉભેલાઓનું ધ્યાન પીતર તરફ ખેંચીને કહ્યું, કે "એ પણ નાઝારેથના ઇસુ જોડે હતો." પણ પીતરે સમ ખાઇને ફરીથી નકાર કર્યો, કે 'તે માણસને હું ઓળખતો નથી.' થોડી વારમાં આસપાસ ઉભેલા સર્વ માણસો તેની ચોતરફ વિંટળાઇ વળ્યા, અને મશ્કરીમાં તેને હેરાન કરવા લાગ્યા. ગાલીલનો માણસ યરૂશાલેમમાં પોતાની બોલીથી ઓળખાતો હતો; તેથી તેઓ તેને હઠેઠથી કહેવા લાગ્યા, કે "ખચીત, તું તેઓમાંનો એક છે, કેમકે તારી બોલીથી તું ઓળખાઇ આવે છે." આ સાંભળીને પીતર છેક ગભરાઇ ગયો, અને તે માછી હતો એ વખતે જેવી રીતે તે બોલતો હશે, તેવીજ રીતે તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો. એટલામાં કુકડાના બોલવાનો અવાજ તેને કાને પડયો, એથી ઇસુએ તેને જે ચેતવણી આપી હતી (૨૬; ૩૪), તે તેને યાદ આવી, ને "બહાર જઇને તે બહુ રડયો."

(૩) વિશ્વાસઘાતી યહુદાની નિરાશા. ૨૭; ૧-૧૦.

**અને સવાર થઇ ત્યારે સર્વ મુખ્ય યાજકોએ તથા લોકોના વડી-લોએ ઇસુને મારી નાખવા સારૂ તેની વિરૂદ્ધ મનસુબો કીધો. [2] પછી તેઓએ તેને બાંધ્યો ને તેને લઇ જઇને પીલાત હાકેમને સોંપ્યો.**

**[3] ત્યાર પછી તે અપરાધી ઠરાવાયો એ જોઇને તેને પરસ્વાધીન કરનાર યહુદાને પશ્ચાત્તાપ થયો, ને પેલા ત્રીસ રૂપીઆ મુખ્ય યાજ-કોની તથા વડીલોની પાસે પાછા લાવીને [4] કહ્યું, કે નિરપરાધી લોહી પરસ્વાધીન કર્યાથી મેં પાપ કીધું છે. ત્યારે તેઓએ તેને કહ્યું કે તેમાં અમારે શું? તે તું જાણે. [5] પછી મંદિરમાં રૂપીઆ ફેંકી દઇને તે નીકળ્યો; ને જઇને ગળેફાંસો ખાધો. [6] ત્યારે મુખ્ય યાજ-કોએ તે રૂપીઆ લઇને કહ્યું, કે એ લોહીનું મૂલ્ય છે માટે ભંડારમાં એ નાખવા ઉચિત નથી. [7] પછી તેઓએ મનસુબો કરીને પરદેશી-ઓને દાટવા સારૂ તેનું કુંભારનું ખેતર વેચાતું લીધું. [8] તે માટે આજ**

**સુધી તે ખેતર લોહીનું ખેતર કહેવાય છે. [૯] ત્યારે યિર્મેયાહ પ્રબોધકે જે કહ્યું હતું તે પૂરૂં થયું, કે 'જેનું મૂલ્ય ઠરાવવામાં આવ્યું, એટલે જેનું મૂલ્ય ઇસ્રાએલપુત્રોએ ઠરાવ્યું તેના મૂલ્યના ત્રીસ રૂપીઆ તેઓએ લીધા; [૧૦] ને જેમ પ્રભુએ મને હુકમ કીધો, તેમ કુંભારના ખેતરને સારૂ મેં તે આપ્યા.'**

પીતરના અવિશ્વાસુપણાનું વર્ણન કરવાનું સુવાર્તિકે મુલતવી રાખ્યું હતું; તેથી અહીં આગળ એ વાત એક પછી એક વાંચવાથી, પીતરના વિશ્વાસઘાતમાં તથા યહુદાના વિશ્વાસઘાતમાં કેટલો મોટો તફાવત રહેલો છે, તે આપણી નજરે પડે છે. પીતર અવિશ્વાસુ નિવડયો તેજ વખતે તેને ભારે શરમ લાગી, અને તરતજ તેણે ખરો પસ્તાવો કર્યો; પણ યહુદાના વિશ્વાસઘાતનું પરિણામ તેથી છેક વિપરીત અને ભયંકર હતું.

આપણા પ્રભુ પર સાન્હેદ્રિમે મરણદંડની શિક્ષા ઠરાવી તો ખરી, પરંતુ સભાનો ફેંસલો રૂમી અધિકારીની આગળ રજુ કરવાની તેઓને જરૂર હતી, તેથી તેને તરતજ અધિકારીની કચેરીમાં લઇ જવામાં આવ્યો. પોતાના સ્વામી પર મરણદંડ ઠરાવવામાં આવ્યો છે, એ યહુદાએ જાણ્યું ત્યારે તેને પશ્ચાત્તાપ થયો; અને ત્રીસ રૂપીઆ લઇને તે અધિકારીઓની પાસે ગયો. તેઓ તેને મંદિરમાં મળ્યા, ત્યારે તેણે તેઓને કહ્યું, કે "નિરપરાધી લોહી પરસ્વાધીન કર્યાથી મેં પાપ કર્યું છે." પણ તેઓએ તે વાત નહિ ગણકારતાં તેનો તિરસ્કાર કર્યો, અને તેને કહ્યું, કે "તેમાં અમારે શું? તે તું જાણે." પછી "મંદિરમાં રૂપીઆ ફેંકી દઇને તે નીકળ્યો; ને જઇને ગળેફાંસો ખાધો."

યહુદાના ગયા પછી તેઓએ તે રૂપીઆ ભેગા કર્યા; અને તેનું શું કરવું, તે વિષે તેઓએ મનસુબો કર્યો. તે પૈસા લોહીની કિંમત હોવાથી અશુદ્ધ હતા, તેથી ધર્માદા કામમાં તેને વાપરી શકાય નહિ (સરખાવો પુન. ૨૩; ૧૮). પણ તેનો એક સાર્વજનિક ઉપયોગ તેઓને સુઝી આવ્યો. શહેરની બહાર એક ખેતર હતું, જે પહેલાંના વખતમાં કુંભાર લોકો વાપરતા હતા. તે ખેતરમાંથી માટી ખોદી જવાને કારણે, તે જગા ખાડાટેકરાવાળી થઇ ગએલી હતી. એ જગા વિદેશીઓના કબરસ્તાનને માટે તેઓએ આ રૂપીઆથી વેચાતી રાખી.

પ્રબોધકોનાં વચનો આપણા પ્રભુમાં કેવી રીતે પૂરાં થાય છે, તે વાતની છાપ પોતાના યહુદી વાચકોના મન ઉપર પાડવાને માત્થી હમેશાં પ્રયત્ન કરે છે; અને મસીહને એવાં જેટલાં વચનો લાગુ પાડી શકાય, તે બધાં તે કામે લગાડે છે. પ્રાચીનકાળના એક પ્રબોધકે કરેલી સેવાના બદલામાં તેના પોતાનાજ લોકોએ અનુપકારી થઇને, માત્ર ત્રીસ રૂપીઆ જે એક ગુલામની કિમ્મત હતી (નિર્ગ. ૨૧; ૩૨), તેટલીજ રકમ તેને આપી હતી (ઝખ. ૧૧; ૧૨, ૧૩),

તે વાત માત્થી ઇસુને લાગુ પાડે છે. આ વચન ઝખાર્યાહ પ્રબોધકનું છે; તોપણ તે વચન યિર્મેયાહનું છે, એવું માત્થી જણાવે છે. કદાપિ પ્રાચીન સમયના કોઇ લહિયાની ભૂલથી ઝખાર્યાહના બદલામાં યિર્મેયાહનું નામ દાખલ થયું હોય. પરંતુ એક જાણવા જેવી વાત જેરોમ જણાવે છે, તે એ કે શાસ્ત્રમાં દાખલ નહિ કરેલા એવા એક યિર્મેયાહના લખાણમાં ઉપરોક્ત વચન મને જડયું છે; એટલુંજ નહિ, પણ હાલના જમાનામાં શાસ્ત્રની વિદ્યા વધી જવાથી, ઘણાખરા ટીકાકારો કબુલ કરે છે, કે ઝખાર્યાહના પુસ્તકના છેલ્લા ભાગ (અધ્ય. ૯-૧૪)માં નનામા પરચુરણ લેખોનો એક સમૂહ છે; અને માત્થી કહે છે તેજ પ્રમાણે આ વચન ખરેખર યિર્મેયાહનું હોય, તે વિષે આપણાથી ના કહી શકાય નહિ.

(૪) પ્રભુ ઈસુ પોંતિયસ પીલાતની આગળ. ૨૭; ૧૧-૨૬.

[11]અને ઇસુ હાકેમની આગળ ઉભો રહ્યો, ને હાકેમે તેને પૂછયું,
કે શું તું યહુદીઓનો રાજા છે? ત્યારે ઇસુએ તેને કહ્યું, કે તું પોતે
કહે છે. [12]અને મુખ્ય યાજકોએ તથા વડીલોએ તેના પર બટ્ટા મૂકયા
છતાં તેણે કંઇ ઉત્તર દીધો નહિ. [13]ત્યારે પીલાત તેને કહે છે, કે
તારી વિરૂદ્ધ તેઓ કેટલી શાહેદી આપે છે, એ શું તું નથી સાંભળતો?
[14]પણ તેણે તેને એક શબ્દનો પણ ઉત્તર દીધો નહિ, જેથી હાકેમ
ઘણો અચરત થયો. [15]હવે એવો રિવાજ હતો કે પર્વમાં જે એક
બંદીવાનને લોકો માગે, તેને તેઓને સારૂ હાકેમ છોડી દે. [16]અને તે
વખતે બારાબાસ નામનો તેઓનો એક પ્રખ્યાત બંદીવાન હતો.
[17]તે માટે તેઓ એકઠા થયા પછી પીલાતે તેઓને કહ્યું, હું તમારે
સારૂ કોને છોડી દઉં એ વિષે તમારી શી મરજી છે? બારાબાસને, કે
ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તેને? [18]કેમકે તે જાણતો હતો કે તેઓએ
અદેખાઇથી તેને સોંપ્યો હતો. [19]અને ન્યાયાસન પર તે બેઠો હતો,
ત્યારે તેની સ્ત્રીએ તેને કહેવડાવી મોકલ્યું, કે તે ન્યાયીને તું કંઇ કરતો
ના, કેમકે આજ મને સ્વપ્નમાં તેને લીધે ઘણું દુ:ખ થયું છે. [20]પણ
મુખ્ય યાજકોએ તથા વડીલોએ લોકને સમજાવ્યા, કે તેઓ બારા-
બાસને માગે, ને ઇસુને મારી નંખાવે. [21]પણ હાકેમે તેઓને ઉત્તર
દીધો, કે તે બેમાંથી હું તમારે સારૂ કોને છોડી દઉં, એ વિષે તમારી
શી મરજી છે? ને તેઓએ કહ્યું, કે બારાબાસને. [22]પીલાત તેઓને
કહે છે, તો ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તેને હું શું કરૂ? સર્વે તેને
કહે છે, કે તે વધસ્તંભે જડાય. [23]ત્યારે તેણે કહ્યું, શા માટે? તેણે
શું ભુંડું કીધું છે? પણ તેઓએ વધારે બૂમ પાડીને કહ્યું, કે તે વધ-
સ્તંભે જડાય. [24]અને પીલાતે જોયું કે મારૂ કંઇજ ચાલતું નથી,

**પણ ઉલટી વિશેષ ગડબડ થાય છે, ત્યારે તેણે પાણી લઇને લોકોની**
**આગળ પોતાના હાથ ધોઇને કહ્યું, કે એ ન્યાયીના લોહી સંબંધી હું**
**નિર્દોષ છું; તમે જાણો. [૨૫] ત્યારે સર્વ લોકોએ ઉત્તર દીધો, કે એનું**
**લોહી અમારે માથે તથા અમારાં સંતાનને માથે. [૨૬] પછી તેણે**
**તેઓને સારૂ બારાબાસને છોડી દીધો; પણ ઇસુને કોરડા મરાવીને**
**વધસ્તંભે જડાવવા સારૂ સોંપ્યો.**

હેરોદ મોટાના મરણ પછી, યહુદાહ રૂમી રાજ્યમાં એક પ્રાંત ગણાતો હતો, અને આ વખતે પોંતિયસ પીલાત નામનો અધિકારી તે પર અમલ ચલાવતો હતો. સમસ્ત રૂમી રાજ્યના બધા પ્રાંતો કરતાં આ પ્રાંત પર અમલ ચલાવવો તે મુશ્કેલ કામ હતું; કારણ કે યહુદી પ્રજા અભિમાની હતી, અને તેઓ પરદેશી ઝુંસરી તળે ચીઢાતા હતા એટલુંજ નહિ, પણ "અમે યહોવાહના પસંદ કરેલા લોકો છીએ," એવી તેઓની માન્યતા હોવાને કારણે તેઓ વિદેશીઓનો તિરસ્કાર કરતા હતા; વળી તેઓ ફિતૂર કરવા પણ તત્પર રહેતા હતા. આથી રૂમી અધિકારી, જોકે ડાહ્યો હોય તો પણ, અમલ ચલાવતાં તેઓની લાગણી દુખવ્યા વિના તથા ફિતૂર કરવાને તેઓને ઉશ્કેરણી આપ્યા વિના અમલ ચલાવે, તે મુશ્કેલ કામ હતું.

પ્રાંતોમાં ગમે તે અન્યાય થતો હોય કે જુલમ ગુજારવામાં આવતો હોય, તોપણ ઘણી વાર બાદશાહ તથા તેની ધારાસભાને તે વિષે કશી ફિકર નહોતી. શાંતિ જળવાય, અને નિયમિત રીતે કરવેરો ઉઘરાવવામાં આવે એટલુંજ તેઓ પોતાના અમલદારોની પાસે માગતા હતા. પરંતુ જે કોઇ અમલદાર પોતાની રૈયતને કબજામાં રાખી શકતો ન હોય, તે હમેશાં પોતાના હોદ્દાના સંબંધમાં જોખમમાં રહેતો હતો.

રૂમી સૈન્યના અમલદારો ઘણું કરીને ઉંચ કુળના વર્ગમાંથી ચુંટી કાઢવામાં આવતા હતા. પીલાત તેવા એક વર્ગનો માણસ હતો. તેણે રૂમમાં ક્લોદિયા પ્રોક્યુલા સાથે લગ્ન કર્યું હતું. આ સ્ત્રી તિબેરીઅસ બાદશાહની ત્રીજી વહુની બદચાલથી પેદા થએલી દીકરી હતી. આ લગ્નના સંબંધને કારણે પીલાતને ઉંચો હોદ્દો મળ્યો હતો; અને ઇ.સ. ૨૬માં તેને યહુદાહ પ્રાંતનો પ્રોક્યુરાટોર નિમવામાં આવ્યો, તે વખતે પોતાની સ્ત્રીને સાથે લઇ જવાની તેને રજા આપવામાં આવી હતી. એવી રજા સાધારણ રીતે આપવામાં આવતી નહોતી.

પીલાતે યહુદીઓને ખોટું લાગે એવાં ઘણાં કામો કર્યાં હતાં; એટલે

૧. રૂમી સૈનિકો કુચ કરતાં પોતાની લાકડી પર ગરૂડના આકારનાં પુતળાં રાખતા હતા; અને યરૂશાલેમમાં પેસતાં, પીલાતે તે પુતળાં ઉતારવાની ના પાડી હતી.

૨. હેરોદના મહેલમાં બાદશાહના માનાર્થે તેણે ઝુસ દેવને અર્પણ કરેલાં બખ્તર ટાંગી મૂક્યાં હતાં.
૩. તેણે પાણીની નહેરો બનાવવા માટે, "કોરબાન" એટલે અર્પણ કરેલા પૈસા મંદિરમાંથી લીધા હતા. આ કારણથી લોકોમાં હુલ્લડ થયું, અને સિપાઇઓથી ઘણા માણસો માર્યા ગયા.
૪. તેમજ આ વખત પછી તેણે સમરૂનીઓનો સંહાર કર્યો હતો; તે કારણને લીધે તેને પાછો રૂમ બોલાવવામાં આવ્યો, અને તેને દેશનિકાલ કરવામાં આવ્યો.
૫. વળી કેટલાક ગાલીલીઓનું લોહી તેણે તેઓના યજ્ઞ સાથે મિશ્ર કર્યું હતું, એવી વાત લુકની સુવાર્તામાં મળે છે (લુક ૧૩; ૧).

પીલાત હઠીલો, ઉતાવળીઓ ને કોઇને ગણકારે નહિ એવો અભિમાની માણસ હતો. તેના વખતમાં રૈયતમાં હમેશાં ફિતૂર થવાનું જોખમ રહેતું હતું. બાદશાહ તરફથી તેને ઠપકો મળ્યો હતો, અને ફરી હરકત થાય, તો તેને પાછો તેડાવી હોદ્દા ઉપરથી ઉતારી મૂકવાનો સંભવ રહેતો હતો. એથી હાલ એવા સંજોગો ઉભા થયા હતા, કે લોકો ફિતૂર કરવાની તેને ધમકી આપે, તો તેઓની ઇચ્છાને આધીન થયા સિવાય તેને છૂટકો નહોતો. ઇસુને પકડવામાં આવ્યો, તે વખતના સંજોગો એવાજ હતા.

પ્રાંતની રાજધાની કાઇસારીઆ હતું. રૂમી અધિકારી પીલાત સાધારણ રીતે ત્યાં આગળ રહેતો હતો. પરંતુ રિવાજ પ્રમાણે પારખા પર્વના દિવસોમાં યરૂશાલેમ શહેર વસ્તીથી ખીચોખીચ ભરાઇ જતું, ત્યારે શાંતિ જાળવવા માટે તેને યરૂશાલેમમાં આવવું પડતું હતું. આ અરસામાં તે પ્રિટોરીઅમ નામના હેરોદના જુના મહેલમાં રહેતો હતો. ત્યાં આગળ ઇસુને પકડીને સાન્હેદ્રિમના સભ્યો લઇ ગયા.

આપણા પ્રભુનો ન્યાય કરવા બેઠેલો પીલાત અને ઉપર વર્ણવેલો પીલાત, એ એમાં કેટલો મોટો તફાવત હતો તે આ પ્રસંગે માલમ પડે છે! અહીં આગળ યહુદીઓને રાજી કરવાને આતુર, છતાં તેઓની ઇચ્છા પ્રમાણે કરવાને નાખુશ, એવો બે મતની વચ્ચે ઢચુપચુ કરનાર તે માલમ પડે છે. જુદા જુદા વિચારો તેને જુદી જુદી દિશા તરફ ખેંચતા હતા. તે કામનો હેવાલ આપણે વાંચીએ, તો ગમે તે રીતે ખ્રીસ્તને નિર્દોષ ઠરાવવો, એજ તેનું મન જણાય છે. તેણે તેને હેરોદ પાસે મોકલ્યો; ત્રણ વાર તેણે પોતે તેને નિર્દોષ કહ્યો; તેણે પોતાના હાથ ધોયા; અને છેવટે તેના બદલામાં બારાબાસને તેઓના હાથમાં સોંપવા તેણે મહેનત કરી; પણ "તું કાઇસારનો મિત્ર નથી" (યોહ. ૧૯; ૧૨), એવા શબ્દો તેને કાને પડયા, ત્યારે તેના મનમાં મોટી બીક ઉત્પન્ન થઇ.

જે પીલાતને યહુદીઓની ધાર્મિક લાગણીની પરવા નહોતી, અને જે કોઇને ગણકારતો નહોતો, તેમ પોતાની ઇચ્છા બર લાવવામાં કદી પાછો પડતો નહોતો, તે પીલાત અહીં આગળ શા માટે ઢચુપચુ કરતો હશે? સાન્હેદ્રિમની સભા પ્રભાતે ત્રણ વાગતાં મળી હશે; તેથી પીલાતની આગળ જે કામ ચાલ્યું, તે યોહાનના કહેવા પ્રમાણે, પરોઢીએ એટલે દિવસ ઉગ્યા પહેલાં ચાલ્યું હશે, અને પીલાતને વહેલા ઉઠવું પડયું હશે. પાસ્ખા પર્વનો વખત હતો, તેથી વિદેશીના ઘરમાં જઇને યહુદી અધિકારીઓ અશુદ્ધ થવા રાજી નહોતા (યોહ. ૧૮; ૨૮, ૨૯), માટે તેઓ દરવાજાની બહાર ઉભા રહ્યા. તે રાતે આસરે અગીઆર વાગતાં કાયાફાસ પીલાતને મળ્યો હશે. પીલાતની સ્ત્રી તે વખતે મહેલમાં હતી.

યહુદા મુખ્ય યાજકને ઘેર સાંજના આઠથી નવ વાગ્યા સુધીમાં ગયો હશે; અને તેજ વખતે આપણા પ્રભુને પકડવાનો નિશ્ચય થયો હોય, તો તે રાતના નવથી અગીઆર વાગ્યા સુધીમાં પ્રમુખ યાજક કાયાફાસ પીલાતની પાસે ગયો હશે. સાધારણ રીતે તે સવારે પીલાતની કચેરી બંધ હશે, માટે આગળથી તે બાબત વિષે ગોઠવણ થઇ હશે. વળી આ બાબતમાં તાત્કાળિક પગલાં ભરવા કાયાફાસે તેને સબળ રાજકીય કારણો દર્શાવ્યાં હશે; અને સવારમાં યહુદી સાન્હેદ્રિમ જે નિર્ણય લાવે તે મંજુર રાખવા તથા બહાર આવીને કામ કરવા પીલાતે ઘણું કરીને કાયાફાસને વચન આપ્યું હશે.

તે રાત્રે, સુઇ જવા પહેલાં, પીલાતે કાયાફાસની સાથે થએલી વાતચિત વિષે પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યું હશે; અને તે રાત્રે તે સુઇ ગઇ, તે વખતે તેના મનમાં ઇસુ વિષેનો વિચાર છેલ્લામાં છેલ્લો હશે. બીજે દિવસે મોટી સવારે તેને સ્વપ્ન આવવાથી તે વહેલી જાગી ઉઠી, ત્યારે તેને ખબર પડી, કે પીલાત ઉઠેલો છે; એટલે કયા કામને અંગે તે બહાર ગયો છે તે તેણે તરત જાણી લીધું. તેણે તેના પર એક ચિટ્ઠી લખી. ચિટ્ઠીના શબ્દો પરથી એવું લાગે છે, કે ક્લોદિયા પ્રોક્યુલાને એવી ધાસ્તી હતી, કે રખેને કેસ નવેનામે સાંભળ્યા વિના, સાન્હેદ્રિમે કરેલો ફેંસલો પીલાત મંજુર રાખી દે; માટે તે તેને હઠેઠથી કહે છે, કે આ કામને તારે અડકવું નહિ. સાન્હેદ્રિમે કરેલો ફેંસલો મંજુર રાખવાનું પીલાતે યહુદીઓને આગળથી વચન આપ્યું હોય, તોજ તેઓ એવા સંજોગોમાં ઇસુને પકડે, એવી ખાતરી થાય છે.

પીલાતની આગળ ચાલેલા કામનું જે વૃત્તાંત ચારે સુવાર્તામાં આપેલું છે તેનો આપણે અભ્યાસ કરીએ તો ઉપરોક્ત વાતને ટેકો મળે છે. એક વાત બધી સુવાર્તાઓમાં મળે છે; એટલે પીલાતે ઇસુને પૂછ્યું, કે "શું તું યહુદીઓનો રાજા છે?" અને આ જાણવા જેવી વાત છે; કેમકે ઇસુ પર કયું તહોમત મૂકવામાં આવ્યું છે, એ પીલાત જાણતો હોય, એવી સૂચના પણ પહેલી બે સુવાર્તામાં નથી.

ચારે સુવાર્તાનાં વૃત્તાંત સરખાવવાથી તે વાત સમજાશે.

| માત્થી ૨૭; ૧, ૨, ૧૧. | માર્ક ૧૫; ૧, ૨. | લુક ૨૩; ૧-૩ | યોહાન ૧૮; ૨૯-૩૩. |
|---|---|---|---|
| અને સવાર થઇ ત્યારે સર્વ મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ ઇસુને મારી નાખવા સારૂ તેની વિરૂદ્ધ મનસુબો કીધો. પછી તેઓએ તેને બાંધ્યો ને તેને લઇ જઇને પીલાત હાકેમને સોંપ્યો...અને ઇસુ હાકેમની આગળ ઉભો રહ્યો, ને હાકેમે તેને પૂછ્યું, કે શું તું યહુદીઓનો રાજા છે? | સવાર થઇ કે તરત મુખ્ય યાજકોએ વડીલો, શાસ્ત્રીઓ તથા આખી ન્યાયસભા સાથે મળીને મનસુબો કીધો, ને ઇસુને બાંધીને લઇ ગયા, ને પીલાતને સોંપી દીધો. પીલાતે તેને પૂછ્યું, કે શું તું યહુદીઓનો રાજા છે? | તે પછી તેઓનો આખો સમુદાય ઉઠીને તેને પીલાતની પાસે લઇ ગયો. તેઓ તેના પર એવું તહોમત મૂકવા લાગ્યા, કે અમને એવું માલમ પડયું છે, કે આ માણુસ અમારા લોકને ભૂલાવે છે, અને કાઇસારને ખંડણી આપવાની મના કરે છે, અને હું પોતે ખ્રીસ્ત રાજા છું, એમ કહે છે. પીલાતે તેને પૂછ્યું, શું, તું યહુદીઓનો રાજા છે? | તેથી પીલાતે તેઓની પાસે બહાર આવીને પૂછ્યું, કે એ માણુસ પર તમે શું તહોમત મૂકો છો? તેઓએ ઉત્તર આપ્યો, કે જો એ માણુસ ભુંડું કરનાર ન હોત તો અમે એને તને સોંપત નહિ. ત્યારે પીલાતે તેઓને કહ્યું, કે તમે પોતે એને લઇ જાઓ, અને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરો. યહુદીઓએ તેને કહ્યું, કે કોઇને મારી નાખવાનો અમને અધિકાર નથી. પોતે કયા મોતથી મરવાનો હતો તે સૂચવતાં ઇસુએ જે વચન કહ્યું હતું તે પૂર્ણ થાય માટે [એમ થયું]. એથી પીલાતે ફરીથી દરબારમાં જઇને ઇસુને બોલાવીને તેને પૂછ્યું, કે શું તું યહુદીઓનો રાજા છે? |

ઇસુને પીલાતની આગળ રજુ કરવામાં આવ્યો કે તરતજ પીલાતે તેને પ્રશ્ન પૂછયો, કે "શું તું યહુદીઓનો રાજા છે," એવું માત્થી તથા માર્કના વૃત્તાંત પરથી જણાય છે. પરંતુ કામની શરૂઆત આ પ્રમાણે થાયજ નહિ. ગમે તે કોઇ વાત પડતી મૂકવામાં આવી હશે, એવું લાગે છે. શી વાત પડતી મૂકવામાં આવી છે, તે બીજી બે સુવાર્તાઓ પરથી જણાય છે; એટલે યહુદીઓની સાથે કેટલીક વાતચિત કર્યા પછી પીલાતે આ પ્રશ્ન આપણા પ્રભુને પૂછયો; અને આપણે એ વાત પર ધ્યાન આપવાની ખાસ જરૂર છે. કેવળ લુકનું વૃત્તાંત આપણી પાસે હોય, તો આપણે સમજવું પડે, કે યાજકોએ ઇસુને પીલાત આગળ રજુ કરતાં, તેના પર તહોમત મૂક્યું, કે "આ માણસ અમારા લોકને ભૂલાવે છે, અને કાઇસારને ખંડણી આપવાની મના કરે છે, અને હું પોતે ખ્રીસ્ત રાજા છું એમ કહે છે." પરંતુ યોહાનના વૃત્તાંત પરથી એથી પણ આગળની શરૂઆત માલમ પડે છે. ત્યાં જે વિશેષ હકીકત મળે છે તે જાણવા જેવી છે. કેદીને મહેલમાં લઇ જવામાં આવ્યો, અને યાજકો બહાર ઉભા રહ્યા. પીલાત તેઓની રાહ જોતો હતો. ઇસુને મહેલમાં લઇ જવામાં આવ્યો ત્યાર પછી પીલાતે બહાર જઇને યહુદીઓને પૂછ્યું, કે "એ માણસ પર તમે શું તહોમત મૂકો છો?" ન્યાય ચલાવવાની રૂમીઓની એજ રીત હતી. પીલાતના આ પ્રશ્ન પરથી તેને નવે નામે કેસ ચલાવવાનો વિચાર થયો હોય, એવું લાગે છે. આ પ્રશ્ન સાંભળીને યહુદીઓને ખોટું લાગ્યું, એવું તેઓના જવાબ પરથી માલમ પડે છે. તેઓ એમજ ધારતા હતા, કે પીલાત અમારો કરેલો નિર્ણય એમ ને એમ મંજુર રાખશે; તેથી તેઓએ કહ્યું, કે "જો એ માણસ ભુંડું કરનાર ન હોત, તો અમે એને તને સોંપત નહિ." તેઓનો નિર્ણય પીલાત એમ ને એમ મંજુર રાખશે, એવું ધારીનેજ તેઓ તહોમત તૈયાર કરી લાવ્યા ન હોય, એવું જણાય છે. પીલાતના પ્રત્યુત્તરમાં ચતુરાઇ રહેલી હતી: "તમે પોતે એને લઈ જાઓ, અને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરો." આથી તેઓએ પોતાની માગણી ફરી કરીને કહ્યું, કે "કોઇને મારી નાખવાનો અમને અધિકાર નથી." છેવટે, કેસ ચલાવ્યા વગર છૂટકોજ નથી, એમ સમજીને તેઓ ઇસુ પર દોષ મૂકવા લાગ્યા, કે તે કહે છે, કે "હું યહુદીઓનો રાજા છું."

"રાજા" શબ્દ સાંભળીને કામ ચલાવી શકાય, એવું કારણ મળવાથી પીલાતે ફરી મહેલમાં જઇને ઇસુને પૂછ્યું, કે "શું તું યહુદીઓનો રાજા છે?" ઇસુએ જવાબ આપ્યો, કે "તું કહે છે." આ જવાબને ટીકાકારો હકારવાચક સમજે છે.

પીલાત તેમજ યાજકોની વર્ત્તણુક પરથી એવું લાગે છે, કે પીલાતે આગળથી તેઓને કંઇક વચન આપ્યું હશે; અને કલોદિયાની ચિઠ્ઠી તરફ જોઇએ તો એવું માનવાને આપણને વિશેષ કારણ મળે છે; કેમકે હજુ વખત છે એટલામાં

પીલાતના હાથમાં ચિઠ્ઠી પહોંચાડવાને તે આતુર થઇ રહેલી જણાય છે. તે સવારે પીલાત ઉઠયો, ત્યારે યહુદીઓનો ફેંસલો મંજુર રાખવાનો તેનો વિચાર હશે; પરંતુ યહુદીઓના આવ્યા પહેલાં કોઇ બનાવ એવો બન્યો હતો, કે જેને લીધે તેણે પોતાનો વિચાર ફેરવી નાખ્યો. હવે તો તે ગભરાએલો માલમ પડે છે; અને કોઇ પણ રીતે જોખમદારી બીજા કોઇને માથે આવે એવું તે ઇચ્છે છે. પછી તે જોખમદારી યહુદીઓને માથે અગર હેરોદને માથે ઢોળી પાડવાને તેણે પ્રયત્ન કર્યો. આ અસર તેની સ્ત્રીની ચિઠ્ઠીથી થઇ હશે. હા, નવેનામે કેસ ચલાવવા સુધી તે ચિઠ્ઠીએ અસર કરી. પરંતુ ચિઠ્ઠીથી થએલી અસર કરતાં "તું કાઇસારનો મિત્ર નથી," એ શબ્દોની અસર તેના પર વધારે થઇ; અને તેઓના હાથમાં કેદીને સોંપી દેવાનો તેણે જે પહેલો નિશ્ચય કર્યો હતો, તેજ નિશ્ચય તેણે છેલ્લે પણ કર્યો.

પીલાતની આવી ભીરૂતા જોઇને ઇસુએ મુગે મ્હોડે તેની અવગણના કરી. રૂમીઓ કાયદાનું એટલું બધું સન્માન રાખતા હતા, કે ન્યાયાસન પરથી ઉચ્ચારવામાં આવે તોજ આપેલો ફેંસલો સાર્થક ગણાય. ન્યાયાધીશને કોઇ કોઇ વાર તાત્કાળિક ન્યાય કરવાની જરૂર પડતી હતી, તેથી તે પોતાની સાથે એક ન્યાયાસન લઇ જતો હતો. આ પ્રસંગે વાદીઓ પ્રેતોરિયમના દરવાજાની બહાર એકઠા મળ્યા હતા, તેથી અધિકારીએ પોતાનું ન્યાયાસન દરવાજા બહાર ઉભું કર્યું.

સાન્હેદ્રિમના સભ્યોની સાથે લોકોનો મોટો સમુદાય ત્યાં આવીને ભેગો મળ્યો હતો (માર્ક ૧૫; ૮). તે સમયે એવો રિવાજ હતો, કે પાસ્ખાપર્વને પ્રસંગે લોકો જે ગુનેહગારની માગણી કરે તેને, તેઓને ખુશી કરવા સારૂ, રૂમી અધિકારી છૂટો કરે. રિવાજ પ્રમાણે કોઇ ગુનેહગારની માગણી કરવાની ખાતરજ કદાપિ આટલા બધા લોકો આવેલા હોય, અને તેઓને જોઇને ગભરાયલા પીલાતને તે રિવાજનો વિચાર મનમાં આવ્યો.

તે અરસામાં એક પ્રખ્યાત બહારવટીઓ કેદખાનામાં પડેલો હતો (યોહ. ૧૮; ૪૦). થોડા વખત ઉપર કરેલા ફિતુરમાં તે સામેલ થયો હોય, એમ લાગે છે (માર્ક ૧૫; ૭). રૂમી અધિકારીની વિરૂદ્ધ ફિતૂર કરવાને લીધે, સ્વાભાવિક રીતે, યહુદી સમુદાય તેને માન આપે. એ માણસને સાધારણ રીતે લોકો 'બારાબાસ' નામથી ઓળખતા હતા, પણ એ તેનું ખરૂં નામ નહોતું. તેનું ખરૂં નામ તો 'બાર-આબ્બા' એટલે 'રાબ્બીનો દીકરો' હતું. આપણી સુવાર્તાના જુનામાં જુના હસ્તલેખના કરતાંએ વધારે જુની સાક્ષી એવી મળે છે, કે આ માણસનું નામ 'ઇસુ' હતું ('યહોશુઆ' હેબ્રી શબ્દ હતો, અને તેનું ગ્રીક રૂપ 'ઇસુ' હતું).

આ પ્રસંગનો લાભ લઇને પીલાત તેઓને પૂછે છે, કે "તે બે ઇસુમાંથી હું તમારે સારૂ કોને છોડી દઉં, એ વિષે તમારી શી મરજી છે?" ઇસુ જે

'બાર-આબ્બા' કહેવાય છે તેને, અથવા ઇસુ જે 'ખ્રીસ્ત' કહેવાય છે તેને? લોકો બાર-આબ્બાની માગણી કરે, એવી ઉશ્કેરણી યાજકોએ તેઓને આપી. પીલાત ફરીથી તેઓને પૂછે છે, કે "આ બેમાંથી હું તમારે સારૂ કોને છોડી દઉં?" તેઓનો જવાબ સાંભળીને પીલાત નિરાશ થયો. તેઓએ બાર-આબ્બાની માગણી કરી; અને ઇસુના સંબંધમાં તેણે તેઓને પૂછ્યું, ત્યારે તેઓએ પ્રત્યુત્તર આપ્યો, કે "તેને વધસ્તંભે જડવામાં આવે!" પીલાતે જોયું, કે મારૂં કંઇજ ચાલતું નથી, પણ ઉલટી વિશેષ ગરબડ થાય છે, ત્યારે તેણે પાણી લઇને લોકોની આગળ પોતાના હાથ ધોઇને કહ્યું, કે "એ ન્યાયીના લોહી સંબંધી હું નિર્દોષ છું; તમે જાણો." (૨૭; ૨૪. સરખાવો પુન. ૨૧; ૬. ગીત. ૨૬; ૬). તે મહાન ગુનાહની જવાબદારી તેઓએ પોતાના માથા પર વ્હોરી લીધી; અને કહ્યું, કે "એનું લોહી અમારે માથે તથા અમારાં સંતાનને માથે આવે." આ ભયંકર વચન કેવી રીતે અમલમાં આવશે, તેનો વિચાર કોઇને સ્વપ્ને પણ નહિ આવ્યો હોય. ચાળીસ વરસ પછી રૂમી સૈન્યે યરૂશાલેમને ઘેરી લીધું, તે વખતે ભૂખમરાને કારણે શહેરમાંથી નીકળીને જેઓ ખોરાકની શોધમાં બહાર જતાં, તે દરેકને પકડીને કોટની આસપાસ વધસ્તંભે જડવામાં આવતાં, એટલે સુધી, કે યહુદી ઇતિહાસકર્તાના કહેવા પ્રમાણે "વધસ્તંભોને માટે જમીન ખૂટતી હતી, ને કાયાને માટે વધસ્તંભ ખૂટતા હતા."

## ૯. કોરડા તથા મશ્કરી

(અધ્ય. ૨૭; ૨૭-૩૦)

**[૨૭] ત્યાર પછી હાકેમના સિપાઇઓએ ઇસુને મહેલમાં લઈ જઇને આખી પલટણ તેની આસપાસ એકઠી કીધી. [૨૮] પછી તેઓએ તેનાં લુગડાં ઉતારી લઇને તેને કીરમજી જભ્ભો પહેરાવ્યો. [૨૯] અને તેઓએ કાંટાનો મુગટ ગુંથીને તેના માથા પર મૂકયો, ને તેના જમણા હાથમાં સોટી આપી, ને તેની સામા ઘુંટણ ટેકીને તેના ઠઠ્ઠા કરતાં કહ્યું, કે ઓ યહુદીઓના રાજા, સલામ. [૩૦] પછી તેઓ તેના પર થુંકયા, ને સોટી લઇને તેના માથામાં મારી.**

આ પ્રમાણે આપણા પ્રભુ પર મરણદંડ ઠરાવ્યા પછી પીલાતે તેને સિપાઇઓના હાથમાં સોંપ્યો. તેઓ તેને પ્રેતોરિયમના ચોકમાં લઇ ગયા. વધસ્તંભે જડાવ્યા પહેલાં ગુનેહગારોને કોરડા મારવાનો રિવાજ હતો. આ કોરડામાં કેટલીક સેરો હતી; દરેક સેરની સાથે ધાતુના ગોખરૂ બાંધેલા હતા, અને છેડે એક કડી રહેતી હતી, જેથી તેને "વીંછી" એ નામ આપવામાં આવતું હતું (સરખાવો ૧ રાજા ૧૨; ૧૪).

જમીનમાં ઉભા ચોઢેલા એક લાકડા ઉપર તેઓ ગુનેહગારને ઉંધો વાળતા, અને પેટની સાથે લાકડાનો છેડો રાખીને તથા ગુનેહગારને તે પર નમાવીને તેના હાથ લાંબા કરાવતા, ને તેને લાકડા સાથે બાંધતા હતા. પછી તેની પીઠ ઉપર તેઓ સખત રીતે કોરડાનો માર મારતા હતા. મારતાં મારતાં ગુનેહગારની ચામડી ફાટી જતી, ને નસો ખુલ્લી થતી; અને એવી રીતે માર્યા પછી તેઓ ગુનેહગારને છોડે, ત્યારે ઘણીવાર તો તેઓ કેવળ લાસ થઇ ગએલા માલમ પડતા હતા.

રાજદ્રોહને લીધે ઇસુ ખ્રીસ્ત પર મરણદંડ ઠરાવવામાં આવ્યો હતો; તેથી તેને કોરડાનો માર પડયો, એ ઉપરાંત તેની મશ્કરી પણ કરવામાં આવી. આ ક્રૂર તમાસો જોવાને પાસેના કિલ્લામાંથી થાણાના બધા સિપાઇઓ એકઠા મળ્યા. વળી તે યહુદીઓનો રાજા હોવાનો હક ધરાવનો હતો, તેથી તેઓએ તેના માથા પર મુગટ પહેરાવીને, તેની રાજ્યાભિષેકની મશ્કરીરૂપ ક્રિયા કરી.

લુકના કહેવા પ્રમાણે (લુક ૨૩; ૬-૧૧) થોડી વાર ઉપર પીલાતે, જોખમદારીમાંથી મુક્ત થવાની આશાએ, ઇસુને હેરોદ આન્તિપાસની પાસે મોકલ્યો હતો. તે વખતે હેરોદે તેને મશ્કરીમાં રાજકીય ઝભ્ભો પહેરાવ્યો હતો. પીલાતની આગળ સિપાઇઓ પણ તેને એમજ કરે છે; એટલે કાંટાવાળા ઝાડની ડાળીઓ લઇને, તેઓએ એક મુગટ ગુંથીને તેના માથા પર મુક્યો. ત્યારપછી તેઓએ તેના જમણા હાથમાં રાજદંડ તરીકે એક બરૂ આપ્યું, અને તેની આગળ ઘુંટણ ટેકવીને તેઓએ મશ્કરી કરી. પછી તેઓ તેના પર થુંક્યા, અને તેઓમાંના એકે તેના હાથમાંનું બરૂ ખેંચી લઇને તેના માથા પર માર્યું, જેથી મુગટમાંના કાંટા તેના માથામાં પેસી ગયા.

## ૧૦. ગલગથા

(અધ્ય. ૨૭; ૩૧-૫૬)

[૩૧] અને તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી તેઓએ તેના પરથી જભ્ભો ઉતારી લઇને તેનાંજ લુગડાં તેને પહેરાવ્યાં, અને વધસ્તંભે જડવાને તેઓ તેને લઇ ગયા.

[૩૨] અને તેઓ બહાર જતા હતા ત્યારે કુરેનીનો સીમોન નામે
એક જણ તેઓને મળયો, તેની પાસે તેઓએ તેનો વધસ્તંભ પરાણે
ઉંચકાવી લીધો. [૩૩] અને ગલગથા નામે એક જગા, જે ખોપરીની
જગા કહેવાય છે, ત્યાં તેઓ પહોંચ્યા, [૩૪] ત્યારે તેઓએ પિત્ત ભેળેલો
સિરકો તેને પીવાને આપ્યો, પણ ચાખ્યા પછી તેણે તે પીવા ના પાડી.
[૩૫] અને તેને વધસ્તંભે જડ્યા પછી તેઓએ ચિઠ્ઠી નાખીને તેનાં લુગડાં
માહોમાંહે વહેંચી લીધાં. [૩૬] પછી તેઓએ ત્યાં બેસીને તેની ચોકી

કીધી. ૩૭ અને તેના સંબંધીનું લખેલું તહોમતનામું તેના માથાની ઉપર
તેઓએ લગાડયું, કે ઇસુ જે યહુદીઓનો રાજા, તે એજ છે. ૩૮ ત્યારે
તેઓએ તેની જોડે બે ચોરને વધસ્તંભે જડયા, એકને તેની જમણી
તરફ ને બીજાને તેની ડાબી તરફ. ૩૯ અને પાસે થઇને જનારાઓએ
પોતાનાં માથાં હલાવતાં તથા તેની મશ્કરી કરતાં ૪૦ કહ્યું, કે અરે
મંદિરને પાડી નાખનાર તથા તેને ત્રણ દહાડામાં બાંધનાર, તું પોતાને
બચાવ; જો તું દેવનો દીકરો હોય તો વધસ્તમ્ભ પરથી ઉતરી આવ.
૪૧ અને તેજ રીતે મુખ્ય યાજકોએ પણ શાસ્ત્રીઓ તથા વડીલો સુદ્ધાં
તેના ઠઠ્ઠા કરતાં કહ્યું, કે ૪૨ બીજાઓને તેણે બચાવ્યા; પણ પોતાને તે
બચાવી નથી શકતો. એ તો ઇસ્રાએલનો રાજા છે; તે હમણાં
વધસ્તંભ પરથી ઉતરી આવે, એટલે અમે તેના પર વિશ્વાસ કરીશું.
૪૩ તે દેવ પર ભરોસો રાખે છે; જો તે તેને ચાહતો હોય તો હમણાં તે
તેનો છૂટકો કરે; કેમકે તેણે કહ્યું હતું કે હું દેવનો દીકરો છું. ૪૪ અને
જે ચોરો તેની જોડે વધસ્તંભે જડાયા હતા, તેઓએ પણ એજ પ્રમાણે
તેના ઠઠ્ઠા કીધા.

૪૫ અને છઠ્ઠી હોરાથી તે નવમી હોરા સુધી આખા દેશ પર
અંધકાર છવાઇ રહ્યો. ૪૬ અને આસરે નવમી હોરાએ ઇસુએ મોટે
ઘાંટે બૂમ પાડી, કે એલી, એલી, લામા સાબાખ્થાની, એટલે, ઓ
મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે? ૪૭ અને જેઓ ત્યાં
ઉભા હતા તેઓમાંથી કેટલાએકે એ સાંભળીને કહ્યું, કે એલીયાહને
તે બોલાવે છે. ૪૮ અને તરત તેઓમાંથી એક જણે દોડીને વાદળી
લઇને સિરકાથી તે ભીંજવી, ને લાકડીની ટોચે બાંધીને તે ચુસવાને તેને
આપી. ૪૯ પણ બીજાઓએ કહ્યું, કે રહેવા દો, આપણે જોઇએ કે
એલીયાહ એને છોડાવવા આવે છે કે નહિ. ૫૦ પછી ઇસુએ બીજી
વાર મોટે ઘાંટે બૂમ પાડીને પ્રાણ મૂકયો. ૫૧ ત્યારે જુઓ, મંદિરનો
પડદો ઉપરથી તળે સુધી ફાટીને તેના બે ભાગ થઇ ગયા, ને ધરતી
કાંપી, ને ખડકો ફાટી ગયા, ૫૨ ને કબરો ઉઘડી ગઇ, ને ઉંઘેલા સંતોનાં
ઘણાં શરીર ઉઠયાં, ૫૩ ને તેના પાછા ઉઠયા પછી તેઓ કબરોમાંથી
નીકળીને પવિત્ર નગરમાં ગયાં, ને ઘણાંઓને દેખાયાં. ૫૪ ત્યારે
જમાદારે તથા તેની સાથે જેઓ ઈસુની ચોકી કરતા હતા, તેઓએ
ધરતીકંપારો તથા જે જે થયું, તે જોઇને બહુ બીહીને કહ્યું, કે ખરે-
ખર એ દેવનો દીકરો હતો. ૫૫ અને ત્યાં ઘણી સ્ત્રીઓ હતી, કે જેઓ
ઇસુની સેવા કરતી ગાલીલથી તેની પાછળ આવી હતી, તેઓ

**આઘેથી જોયાં કરતી હતી; ૫૬ તેઓમાં મરિયમ માગદાલેણ, ને યાકુ-**
**બની તથા યોસેની મા મરિયમ, તથા ઝબદીના દીકરાઓની મા હતી.**

આ નિર્દય તમાસો કરીને તેઓ કાયર થયા ત્યારે તેઓ ઇસુને વધસ્તંભે જડવાના કામે લાગ્યા. આ પ્રખ્યાત દિવસની સવારે એકલા ઇસુનેજ વધસ્તંભે જડવાનો હતો એમ તો નહિ, પણ તેની સાથે બાર-આબ્બા જેવા બીજા બે બહારવટીઆને પણ જડવાના હતા, કે જેઓ બાર-આબ્બાના કરેલા બંડમાં કદાપી સામેલ હોય (માર્ક ૧૫ ; ૭). પીલાતે લોકોને જે સૂચના કરી હતી (૨૭ ; ૧૭), તે તેઓએ કબુલ રાખી હોત, તો આ પ્રસંગે ઇસુના બદલામાં બાર-આબ્બાને વધસ્તંભે જડવામાં આવત. વધસ્તંભે જડવાની જગા, દમસ્કના દરવાજાની બહાર આવેલી ગલગથા નામની એક ટેકરી હતી. તેનો આકાર ખોપરીના જેવો હોવાથી, લાટિન ભાષામાં તેને 'કાલ્વારીઆ' નામ આપવામાં આવ્યું હતું.

જેને વધસ્તંભે જડવાનો હોય તે પોતે પોતાનો વધસ્તંભ ઉંચકીને લઇ જાય, એવો રિવાજ હતો. એ રિવાજ પ્રમાણે ઇસુની પીઠ પર વધસ્તંભ મૂકીને સિપાઇઓ તેને શહેરમાં થઇને મારી નાખવા બહાર લઇ જતા હતા, એટલામાં આ દેખાવ જોવા માટે પાજી લોકોનું મોટું ટોળું તેઓની પાછળ ગયું. વધસ્તંભનો ભાર આપણા પ્રભુથી ઉંચકી શકાય એમ નહોતું, જેથી શહેરના દરવાજે થઇને બહાર નીકળતાં, તે લથડિયું ખાઇને પડી ગયો. એવા પ્રસંગે વધસ્તંભ ઉંચકવાનું કામ હરકોઇની પાસે વેઠે કરાવી શકાય, એવો રૂમી સૈન્યનો કાયદો હતો. તેથી ઉત્તર આફ્રિકાનો સીમોન નામનો એક યહુદી માણસ, જે કુરેનીનો રહેવાસી હતો, અને પર્વ પાળવા માટે યરૂશાલેમ આવ્યો હતો, તેને સિપાઇઓએ જોયો કે તે શરીરે બળવાન છે, ત્યારે તેની ખાંધે તેઓએ ઇસુનો વધસ્તંભ મૂક્યો. (૨૭; ૩૨)

આ વિના સીમોન વિષે બીજી કશી વાત આપણા વાંચવામાં આવતી નથી; પણ જેણે તારનારનો વધસ્તંભ ઉંચક્યો, તેને વધસ્તંભથી સૂચવાતી કૃપા પ્રાપ્ત થઇ હોઇ, તો તે કેવળ ઘટારત છે. ઘણુંકરીને તે આપણા પ્રભુનો શિષ્ય થયો હશે, કેમકે તેને બે દીકરા હતા, જેઓનાં નામ આલેકસાંદર તથા રૂફસ હતાં (માર્ક ૧૫ ; ૨૧), અને તેઓ ખ્રીસ્તી હોય એવું જણાય છે. પાછળના સમયમાં પાઉલને રૂફસ નામનો એક મિત્ર હતો. જેની માએ પાઉલ ઉપર ઘણી મહેરબાની કરી હતી તેજ રૂફસ આ હોય, એવું સંભવે છે (સરખાવો રૂમી. ૧૬ ; ૧૩).

વધસ્તંભનું મરણ ખરેખર ભયંકર મરણ હતું. માણસને મારી નાખવાની એ રીત પ્રથમ ફેનીકી નામની ક્રૂર પ્રજાએ શોધી કાઢી હતી. પાછળથી તે રીત રૂમીઓ વાપરવા લાગ્યા; પરંતુ રૂમી રિવાજ પ્રમાણે માત્ર ગુલામ તથા હલકામાં હલકા ગુનેહગારોને વધસ્તંભ તથા કોરડાથી મારી નાખવામાં આવતા હતા. રૂમી હક ધરાવનાર કોઇ પણ માણસને એવી રીતે મારી નાખી શકાય નહિ. તેથી

દંતકથા પ્રમાણે પ્રેરિત પાઉલનો શિરચ્છેદ કરાયો; પણ પીતર તથા બીજા પ્રેરિતોને આપણા પ્રભુની માફક વધસ્તંભે જડીને મારી નાખવામાં આવ્યા.

જે માણસને વધસ્તંભે જડવાનો હોય, તેને એક ઉભા તથા આડા લાકડા પર સુવાડવામાં આવતો, પછી આડા લાકડાની સાથે તેની હથેલીમાં મજબુત ખીલા મારીને આરપાર કાઢવામાં આવતા. કાયાને ટેકો આપવા એ પગની વચ્ચે ઉભા લાકડામાં એક મેખ ઠોકવામાં આવતી હતી. તે મેખ બેસવાના આસન તરીકે રહેતી; કારણકે તેમ ન કરે તો હાથ ઉપર શરીરનું બધું વજન આવે, જેથી હાથ ચીરાઇ જાય, ને કાયા ઢળી પડે. ત્યાર પછી બન્ને પગ ઉભા લાકડા સાથે બાંધી દેતા, અગર તો પગમાં ખીલા મારતા હતા.

આ પ્રમાણે ઉભા કરેલા વધસ્તંભ પર બિચારા ગુનેહગારો લટકી રહેતા; અને તેઓ પર દયા રાખીને કોઇ વેળાસર તેમને મારી ન નાખે, તો દુ:ખ તથા તરસથી પીડાતા પીડાતા તેઓ બે દહાડા સુધી રીબાતા હતા. વિદેશી રાજાના બળાત્કારથી આ પ્રમાણે પોતાના લોકો પર ગુલામની શિક્ષા ઠરાવવામાં આવતી હતી; તેથી દેશભક્ત યહુદીઓનાં મન ચીઢાતાં હતાં એટલુંજ નહિ, પણ આ પ્રમાણે માણસોને મારી નાખવાની ક્રૂરતાથી તેઓ કંટાળી જતા હતા.

યરૂશાલેમમાં દયાળુ બાનુઓનું એક મંડળ હતું, જેના સભાસદો "જે મરવાની અણી પર હોય તેને મદિરા, અને જેનું મન દુ:ખી હોય તેને દ્રાક્ષારસ આપ" (ની. વ. ૩૧; ૬) તે વચન પ્રમાણે, દ્રાક્ષારસ તથા દુ:ખ નરમ પાડે એવી વસ્તુઓની મેળવણી કરીને, નિદ્રા આણે એવી ઓષધી તૈયાર કરતી, અને મરનાર ગુનેહગારોને પીવા માટે આપતી હતી (માર્ક ૧૫; ૨૩). આપણા પ્રભુને એવો પિત્ત ભેળેલો સિરકો પીવાને આપવામાં આવ્યો, પરંતુ તેણે તે ચાખ્યા પછી પીવાને ના પાડી. એ પરથી તેણે એમ બતાવ્યું, કે જે પ્યાલો મારા બાપે મને પીવાને આપ્યો છે, તે મારે પૂરેપૂરો પીવો જોઇએ. તે વાટકો તેનાથી પૂરેપૂરો પીવાય, એ માટે તેને પોતાની ચેતનાશક્તિ સતેજ રાખવાની જરૂર હતી.

ઇસુને વધસ્તંભે જડયા પછી તેના માથા ઉપર એક પાટિયું ચોઢવામાં આવ્યું, જેમાં તેનું નામ તથા ગુનાહની હકીકત લખવામાં આવી હતી. પુરાતન વખતમાં એવો રિવાજ હતો, કે ગુનેહગારને મારી નાખવામાં આવે, ત્યારે તેનાં વસ્ત્ર મારી નાખનાર માણસોને હકની રૂએ મળે. આ નિયમ પ્રમાણે સિપાઇઓએ ઇસુનાં વસ્ત્રો માહોમાંહે વહેંચી લીધાં, ત્યાર પછી તેઓએ વધસ્તંભની આસપાસ બેસીને તેની ચોકી કરી. પીડા પામતાં પામતાં તે વધસ્તંભ પર લટકી રહેલો હતો, તે વેળાએ તેના શત્રુઓ તેનો તિરસ્કાર કરતા હતા; વળી તેની બન્ને બાજુ પર લટકી રહેલા ચોરો પણ તેનો તિરસ્કાર કરવામાં સામેલ થયા. પરંતુ તેઓમાંના એકે થોડીવારમાં પસ્તાવો કર્યો (લુક ૨૩; ૩૯-૪૩).

ઇસુને ત્રીજી હોરાએ એટલે સવારના નવ વાગતાં વધસ્તંભે જડવામાં આવ્યો (માર્ક ૧૫; ૨૫); અને બાર વાગે "આખા દેશ પર અંધકાર છવાઇ રહ્યો." તે પ્રદેશમાં ધરતીકંપ થયા પહેલાં, અરણ્ય તરફથી ફમફોવત કરે એવો પવન કોઇ કોઇ વાર આવે છે. તેવે વખતે આખા દેશ પર અંધકાર વ્યાપી રહે છે (સરખાવો આમ. ૮; ૯). ત્રણ વાગે આપણા પ્રભુએ ગીતશાસ્ત્રના શબ્દોમાં બૂમ પાડી, કે "એલી, એલી, લામા સાબાખ્થાની" (ગીત. ૨૨; ૧). આપણે યાદ રાખવું જોઇએ, કે ઇશ્વરનો સનાતન પુત્ર માનવ થયો ત્યારે તેને સઘળી બાબતોમાં પોતાના ભાઇઓના જેવો કરવામાં આવ્યો હતો. (હેબ. ૨; ૧૭), જેથી તે માણસના અબળપણામાં પણ ભાગીદાર હતો. તેનામાં તથા બીજા માણસોમાં જે તફાવત રહેલો હતો તે, એક ઇશ્વરજ્ઞાની ભક્તના કહેવા પ્રમાણે, એક ખાસ બાબતમાં રહેલો છે; એટલે "તે પાપ કરવા અશક્ત હતો એમ નહિ, પણ પાપ નહિ કરવા તે શક્તિમાન હતો." આ પૃથ્વી પર જે સેવા તેને બજાવવાની હતી તેને સારૂ ઇશ્વરપિતા તરફથી અસાધારણ કૃપાઓ તથા શક્તિઓ તેને આપવામાં આવી હતી (યોહ. ૫; ૨૦: ૭; ૧૬, ૧૭: ૧૪; ૨૪: ૫; ૩૦: ૧૪; ૧૦. પ્રે. કૃ. ૧૦; ૩૮). આવી કૃપાઓ ઇશ્વર પાછી રાખે, તો જ્ઞાન તથા સામર્થ્યના સંબંધમાં ઇસુ બીજા માણસોના જેવોજ થાય. અને ઇસુ વધસ્તંભ પર લટકેલો હતો, તે અરસામાં ઇશ્વર બાપે એજ પ્રમાણે કર્યું. આપણા અબળપણા સાથે ઇસુ ખ્રીસ્ત સહલાગણી ધરાવી શકે, ને તેને દયા આવે, એટલા સારૂ મરણની છાયાની ખીણમાં તેને એકલાને ઉતરવું પડયું. અત્યાર સુધી ઇશ્વર બાપ તેની સાથે રહીને પોતાની હાજરીથી તેને દિલાસો દેતો આવ્યો હતો, તે દિલાસો હમણાં તેનાથી પાછો રાખવામાં આવ્યો હોય એમ તેને લાગ્યું. અને ઇસુ એકલો માણસના પૂરા અબળપણા સહિત, મરણની છાયાની ખીણમાં ઉતર્યો (સરખાવો યોહ. ૧૬; ૩૨). આ કડવા અનુભવમાં પોતાના આત્માનું કષ્ટ દર્શાવવા માટે ગીતકર્તાના શબ્દો તેને યોગ્ય હતા, કે "ઓ મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી દીધો છે?" (ગીત. ૨૨; ૧).

પ્રભુ ઇસુની ભાષા ન સમજવાથી, 'એલી' શબ્દ સાંભળીને સિપાઇઓએ ધાર્યું, કે તે એલીયાહને બોલાવે છે. એટલામાં ઇસુ ફરી બોલ્યો, કે "મને તરસ લાગી છે" (યોહ. ૧૯; ૨૮). તે સાંભળીને એક સિપાઇને દયા આવી; અને જોકે બીજા સિપાઇઓ તેની મશ્કરી કરતા હતા, તોપણ [સીરકાના બદલામાં એક જાતનો ખાટો દ્રાક્ષારસ સિપાઇઓ પોતાના ઉપયોગને અર્થે સાથે રાખતા હતા, તેમાંથી] તેણે વાદળી બોળીને તેને ભાલાની ટોચ ઉપર રાખી, ને તે ચુસવા માટે ઇસુના મોં આગળ ધરી. આ તો સાધારણ દયાનું કૃત્ય હતું, તોપણ આપણા પ્રભુને તે મૂલ્યવાન લાગ્યું. તે જીવતો હતો, એ દરમિયાન છેલ્લામાં છેલ્લુંજ દયા-

કૃત્ય તેના પ્રત્યે આ પ્રસંગે કરવામાં આવ્યું. આથી એમ બન્યું, કે એક ઘડી ઉપર જે અંધકાર તેના આત્મામાં પ્રવેશ પામ્યો હતો, તે પ્રકાશિત થયો. આ દયાના કૃત્યમાં, ઘાડા અંધકારમાં થઇને નીકળી આવતા એક સનાતન પ્રેમના કિરણનું તેજ આપણા પ્રભુએ જોયું, ને તેના પર તેણે આધાર રાખ્યો. ફરી ગીતશાસ્ત્રના શબ્દમાં તે બોલ્યો, કે "ઓ બાપ, હું મારો આત્મા તારા હાથમાં સોંપું છું" (ગીત ૩૧; ૫. લુક ૨૩; ૪૬). ત્યાર પછી તેણે 'બીજી વાર મોટે ઘાંટે બૂમ પાડીને પ્રાણ છોડયો.' તે બૂમ શી હતી, તે યોહાન ૧૯; ૩૦માં જણાવેલું છે, એટલે "સંપૂર્ણ થયું." આ બૂમ તો જયનો પોકાર હતો. આપણા પ્રભુની બૂમ ભયભીત થએલા પ્રેક્ષકોના કર્ણ પર અથડાયા કરતી હતી, એટલામાં તેમના પગ તળેની જમીન હાલવા તથા થરથરવા લાગી. જે ધરતીકંપની બીક તેઓ રાખતા હતા તે શરૂ થયો, જેથી તેઓ થરથરતા થરથરતા પોતપોતાના ઘર તરફ નાસવા લાગ્યા (લુક ૨૩; ૪૮).

શહેરમાં જ્યાં મકાનો ખીચોખીચ બાંધેલાં હતાં, ત્યાં તો સ્વાભાવિક રીતે વિશેષ નુકસાન થયું; પણ એક ખાસ નુકસાનની અસર તે જમાનાના લોકોના મન પર ખાસ થઇ. મંદિરની માંહેના આંગણામાં આવેલું પવિત્રસ્થાન હાલી ગયું, અને પવિત્રસ્થાન તથા પરમપવિત્રસ્થાનની વચ્ચે જે શોભાયમાન પડદો હતો, તે ઉપરથી તળે સુધી ફાટીને તેના બે ભાગ થઇ ગયા (૨૭; ૫૧). આ પડદામાં થઇને વરસમાં માત્ર એક દિવસ પ્રમુખ યાજકને પરમપવિત્રસ્થાનમાં પેસવાનો અધિકાર હતો, અને તે વળી લોહી વગર નહિ (લેવીય ૧૬. હેબ્ર. ૯; ૭). પાછળના સમયમાં જ્યારે શિષ્યોએ આ બનાવ વિષે વિચાર કર્યો, ત્યારે તેઓને લાગ્યું, કે આ તો ઇશ્વરથી અપાયલું ચિહ્ન હતું, જે જગતના પાપને માટે તારનારના કરેલા પ્રાયશ્ચિત્તના લોહીથી પ્રતિષ્ઠિત થનાર નવો તથા જીવતો માર્ગ દેખાડનાર હતું (હેબ્ર. ૧૦; ૧૯–૨૨).

જે ધરતીકંપથી મંદિરનો પડદો ફાટી ગયો તેજ ધરતીકંપથી કેટલીક કબરો ઉઘડી ગઇ, તોપણ ઇસુના પુનરૂત્થાન થયા પછીજ સંતો નીકળ્યા અને શહેરમાં દેખાયા! કેટલાકનું ધારવું એવું છે કે ખ્રીસ્ત ઉંઘી ગએલાંઓનું પ્રથમફળ છે (૧ કર. ૧૫; ૨૦) તે સિદ્ધાંત સાચવવાને અર્થે, પહેલાં 'તેઓના પુનરૂત્થાન પછી' એમ લખેલું હશે, પણ તેના બદલામાં કોઇએ 'તેના પુનરૂત્થાન પછી' એવા શબ્દો ઉમેર્યા હશે. અગર પહેલાં એવા શબ્દો નહોતાજ, અને 'તેના પુનરૂત્થાન પછી' એવા શબ્દો પાછળથી ઉમેરાયા હશે, એમ પણ મનાય છે. વળી સંતોના પુનરૂત્થાનની વાત પહેલાં ઇસુના પુનરૂત્થાનના વૃત્તાંતની સાથે સંબંધ ધરાવતી હશે, અને ભૂલથી અહીં આગળ દાખલ થઇ હશે, એમ પણ કેટલાએકનું ધારવું છે, એટલુંજ નહિ; પણ મરણાવસ્થાના દિવસો દરમિયાન ઇસુએ અદૃશ્ય લોકની

મુલાકાત લીધી અને ત્યાંથી કેદ કરેલા આત્માઓને છોડાવ્યા, એ પ્રાચીન મતની સૂચના આમાં રહેલી હોય એમ પણ ધારવામાં આવ્યું છે. હસ્તલેખમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવામાં આવ્યો હશે, અગર અસલ દંતકથાનું રૂપ સાચવવામાં આવ્યું નથી, એ મને ખાતરીપૂર્વક લાગે છે; જેથી વધુ ટીકા નહિ કરતાં હસ્તલેખમાં રહેલી મુશ્કેલી પર વાચકનું ધ્યાન ખેંચવું એટલુંજ મને ઘટારત લાગે છે. આ બનાવ વિષે બીજા સુવાર્તિકો કશું જણાવતા નથી, તોપણ આ વાતમાં રહેલું રહસ્ય સાચું છે; કેમકે ખ્રીસ્તના પુનરૂત્થાનમાં તેના સંતો પણ ભાગીદાર છે. "જેમ આદમદ્વારા સર્વ મરે છે, તેમજ વળી ખ્રીસ્તદ્વારા સર્વ સજીવ થશે" (૧ કર. ૧૫; ૨૨).

હજુ સિપાઇઓ પોતાની જગાએ ઉભા થઈ રહેલા હતા, તેમ શિષ્યોની એક નાની ટોળી પણ ત્યાં ને ત્યાંજ ઉભી રહી હતી, જેમાં ખાસ કરીને મરિયમ માગદાલેણ અને નાના યાકૂબની મા મરિયમ તથા યાકૂબ અને યોહાનની મા સાલોમે હતાં (માર્ક ૧૫; ૪૦. માત્થી ૧૦; ૩). તેઓ હવે વધસ્તંભની નજદીક આવ્યાં, ત્યારે સિપાઇઓની વાતચિત તેઓના સાંભળવામાં આવી. તેમાંની એક વાત તેઓને યાદ રહી; તે જાણવા જેવી વાત હતી, એટલે "ખરેખર એ દેવનો દીકરો હતો."

## ૬૧. દફન

(અધ્ય. ૨૭; ૫૭-૬૧)

**૫૭ અને સાંજ પડી ત્યારે યુસફ નામે આરીમથાઇનો એક દ્રવ્યવાન માણસ, કે જે પોતે પણ ઇસુનો શિષ્ય હતો, તે આવ્યો. ૫૮ તેણે પીલાત પાસે જઇને ઇસુની લાસ માગી. ત્યારે પીલાતે તે તેને સોંપવાની આજ્ઞા આપી. ૫૯ પછી યુસફે લાસ લઇને શણના સફેદ લુગડામાં તે વિંટાળી. ૬૦ અને ખડકમાં ખોદાવેલી પોતાની નવી કબરમાં તેને મૂકી; ને એક મોટો પત્થર કબરના મોં પર ગબડાવીને તે ચાલ્યો ગયો. ૬૧ અને મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ ત્યાં કબરની સામે બેઠલી હતી.**

યરૂશાલેમના દક્ષિણ કોટની બહાર "ગેહેના" નામની એક જગા હતી, જેમાં શહેરનો કચરોપૂંજો કાઢી નાખીને ત્યાં આગળ બાળી મૂકવામાં આવતો હતો. જેઓને વધસ્તંભે જડીને મારી નાખવામાં આવતા, તેઓનાં શબને પણ ઘણું કરીને ત્યાં આગળ નાખી દેવામાં આવતાં હતાં; પરંતુ મરનાર માણસને મિત્ર હોય, અને તે મિત્ર અધિકારીને અરજ કરે, તો કોઇ વાર તેને શબ લઇ જવાની તથા દાટવાની પરવાનગી આપવામાં આવતી હતી.

આપણા પ્રભુના શિષ્યો બધા ગરીબ માણસ હતા; તેથી તેઓએ અધિકારીઓનો ક્રોધ પોતા પર લાવવાની હિમ્મત ધરી હોત, તોપણ એવા પ્રસંગે જે રકમ આપવી પડતી હતી, તે તેઓથી આપી શકાય એમ નહોતું. આથી ઇસુના શબને પણ ગેહેનામાં ફેંકી દેવામાં આવે, એવો સંભવ રહેતો હતો. એટલામાં અણધારી રીતે એક મિત્ર આગળ પડયો, જેનું નામ યુસફ હતું. તે આરીમથાઇ, જે પ્રાચીન વખતમાં રામાથાઇમ-સોફીમ (૧ શમ. ૧; ૧) કહેવાતું હતું, ત્યાંનો વતની હતો. આ માણસ ઇસુનો શિષ્ય હતો; પણ યોહાનના જણાવ્યા પ્રમાણે "યહુદીઓના ધાકને લીધે તે ગુપ્ત રીતે શિષ્ય હતો" (યોહ. ૧૯; ૩૮). એમ હોય, એમાં કંઇ નવાઇ જેવું નથી; કેમકે તે સાન્હેદ્રિમનો સભાસદ હતો (માર્ક ૧૫; ૪૩. લુક ૨૩; ૫૦). તેથી જાહેરમાં ઇસુને કબુલ કરતાં તે બીતો હતો એટલુંજ નહિ, પણ જે મોટી સભાનો તે પોતે સભાસદ હતો, તેના કરેલા ઠરાવની વિરૂદ્ધ અથવા તેના મતની વિરૂદ્ધ વર્તવું, એ તેને માટે ખાસ મુશ્કેલ હતું. પરંતુ એ સવારે તેણે ન્યાયસભામાં જે દેખાવ જોયો હતો તેથી તેના મન ઉપર (લુક ૨૩; ૫૧) એટલુંજ નહિ, પણ તેના સાથી સભાસદ એટલે ભલા નીકોદેમસના મન ઉપર પણ ખાસ અસર થઇ હતી (યોહ. ૧૯; ૩૮-૪૨).

આવી રીતે તેઓએ ઇસુને મારી નાખેલો જોયો, ત્યારે તેના પ્રત્યેના પોતાના ઢચુપચુ વિચારોને લીધે તેઓને પસ્તાવો થયો; અને તેના બદલામાં તેઓથી જે કંઇ સારૂં પ્રતિફળ ભરી અપાય, તે ભરી આપવાને તેઓ તૈયાર થયા. હમણાં તો તેઓનાં દુઃખિત હ્રદયોને એવું લાગ્યું, કે અમારો પ્રભુ મરણ પામ્યો છે, તેથી ઉઘાડી રીતે તેના પર વિશ્વાસ કરીએ તો એથી તે રાજી થાય એમ તો નથી; પરંતુ તેના પવિત્ર શરીરનું અપમાન ન થાય, અને તેને સભ્યતાથી દફનાવવામાં આવે, એવો બંદોબસ્ત અમારે નિશ્ચે કરવો જોઇએ.

યુસફ ધનવાન માણસ હતો, અને ગલગથાની પાસે જૈતુન પહાડના ઢોળાવ ઉપર તેની પોતાની એક વાડી હતી (યોહ. ૧૯; ૪૨). ત્યાં આગળ તે દેશની રીત પ્રમાણે તેણે ખડકની અંદર પોતાને સારૂ એક ખાનગી કબર ખોદાવીને તૈયાર કરી રાખેલી હતી. તેથી પોતાની તેમજ પોતાનાં સંતાનની ધૂળ જ્યાં છેલ્લો વિસામો પામવાની હતી, ત્યાં આગળ ઇસુનું ભાંગેલું શબ શણના સફેદ કપડામાં વિંટાળીને તેણે મૂક્યું; અને એમ કરીને તેણે ઘરબાર વિનાના, ધિક્કારાએલા તથા તજાએલા દુઃખિત પુરુષને છેલ્લે પોતાથી આપી શકાય, તેટલું માન આપ્યું.

પોતાના પ્રભુને કબૂલ કરવાની બાબતમાં આ બે ભલા પુરુષોએ જે ઢીલ કરી હતી, તેનો બદલો તેઓએ આ પ્રમાણે ભલી રીતે વાળી આપ્યો. પરંતુ તેના કરતાં એવો બદલો ભરી આપવાની તેઓને જરૂર ન પડી હોત, તો તે કેટલું સારૂં હતું! આપણાં વહાલાંઓ જેઓ મરણ પામ્યાં છે તેઓ પર તેઓના જીવતાં-

જીવત જેટલો પ્રેમ રાખવો જોઇએ તેટલો આપણે રાખ્યો નહોતો, તેઓની જેટલી કદર બુઝવી જોઇએ તેટલી બુઝી નહોતી, અને તેના બદલામાં હાલ આપણાથી તેઓને કશો બદલો ભરી આપી શકાય એમ નથી, તેના જેવો ખેદજનક વિચાર બીજો કયો હોય!

તેમની પાછળ પાછળ જે સ્ત્રીઓ કબર જોવા માટે ગઇ હતી, તેઓની વાત કેટલી જુદી હતી! હમણાં તો ઇસુના નિ:ચેતન શબને માટે ખરચી શકાય એટલું ધન તેઓની પાસે નહોતું; પરંતુ સાન્હેદ્રિમના આ બે ધનવાન સભ્યો કરતાં એક બાબતમાં તેઓ ભાગ્યશાળી હતી; એટલે તેમનો પ્રભુ જીવતો હતો અને તેને પ્રેમની જરૂર હતી, તે સમયે તેઓએ તેનાથી પોતાનો પ્રેમ પાછો રાખ્યો નહોતો; અને એ વિચારથી તેઓનાં મન અત્યારે ખેદિત થતાં નહોતાં.

## ૧૨. પુનરૂત્થાન

(અધ્ય. ૨૭; ૬૨—૨૮; ૧૫)

૬૨ હવે સિદ્ધિકરણને બીજે દહાડે મુખ્ય યાજકો તથા ફરોશી-
ઓએ પીલાત પાસે એકઠા થઇને ૬૩ કહ્યું, કે સાહેબ, અમને યાદ છે,
કે તે ઠગ જીવતો હતો ત્યારે તે કહેતો હતો, કે ત્રણ દહાડા પછી હું
ઉઠીશ. ૬૪ એ માટે ત્રણ દહાડા સુધી કબરનો જાપતો રાખવાની
આજ્ઞા કર, રખેને તેના શિષ્યો રાત્રે આવીને તેને ચોરી જાય, ને લોકોને
એમ કહે, કે મુએલાંઓમાંથી તે ઉઠયો છે, અને છેલ્લી ભૂલ પહેલીના
કરતાં મોટી થશે. ૬૫ ત્યારે પીલાતે તેઓને કહ્યું, કે ચોકીદારો તમારી
પાસે છે; તમે જાઓ, ને તમારાથી બને તેવો તેનો જાપતો રખાવો.
૬૬ પછી તેઓ ગયા, ને પત્થર પર મહોર કરીને તેઓએ કબર પર
જાપતો રાખ્યો, અને ચોકીદારો તેમની સાથે હતા.

૧ અને વિશ્રામવારની આખરે, અઠવાડીઆને પહેલે દહાડે પોહ
ફાટયો ત્યારે મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ કબરને જોવા
આવી. ૨ અને જુઓ, મોટો ધરતીકંપારો થયો, કેમકે પ્રભુનો દૂત
આકાશથી ઉતર્યો, ને ત્યાં આવીને કબરના મોં પરથી પત્થરને ગબડા-
વીને તેના પર બેઠો. ૩ તેનું રૂપ વિજળીના જેવું, ને તેનું લુગડું બર-
ફના જેવું ઉજળું હતું. ૪ અને તેના ધાકથી ચોકીદારો ધ્રુજી ગયા ને
મરણતોલ થઇ ગયા. ૫ ત્યારે દૂતે તે સ્ત્રીઓને કહ્યું, બીહો મા, કેમકે
હું જાણું છું કે વધસ્તંભે જડાએલા ઇસુને તમે શોધો છો. ૬ તે અહીં
નથી, કેમકે તેના કહ્યા પ્રમાણે તે ઉઠયો છે; આવો, ને જ્યાં પ્રભુ

સુતો હતો તે જગા જુઓ. [7]અને વહેલાં જઇને તેના શિષ્યોને કહો,
કે મુએલાંઓમાંથી તે ઉઠયો છે; અને જુઓ, તે તમારી અગાઉ
ગાલીલમાં જાય છે, ત્યાં તમે તેને દેખશો; જુઓ, મેં તમને કહ્યું છે.
[8]ત્યારે તેઓ બીક તથા હર્ખ સહિત કબરની પાસેથી વહેલી
નીકળીને તેના શિષ્યોને ખબર આપવાને દોડી ગઇ. [9]અને જુઓ,
ઇસુએ તેઓને મળીને કહ્યું, કુશળતા. અને તેઓએ આવીને તેના
પગ પકડયા, ને તેનું ભજન કીધું. [10]ત્યારે ઇસુ તેઓને કહે છે,
બીહો મા; જાઓ, મારા ભાઇઓને કહો, કે તેઓ ગાલીલમાં જાય,
ને ત્યાં તેઓ મને દેખશે.

[11]અને તેઓ જતી હતી, એટલામાં જુઓ, ચોકીદારોમાંના
કેટલાએકે નગરમાં જઇને જે જે થયું તે સઘળું મુખ્ય યાજકોને કહી
દીધું. [12]ત્યારે તેઓએ તથા વડીલોએ એકઠા થઇને મનસુબો કરીને
તે સિપાઇઓને ઘણાં નાણાં આપીને [13]સમજાવ્યું, કે તમે એમ કહો,
કે અમે ઉંઘતા હતા એટલામાં તેના શિષ્યો રાત્રે આવીને તેને ચોરી
ગયા. [14]અને જો એ વાત હાકેમને કાને પહોંચશે, તો અમે તેને
સમજાવીને તમને બચાવી લઇશું. [15]પછી તેઓએ નાણાં લીધાં, ને
તેમને શિખવ્યા પ્રમાણે તેઓએ કીધું; ને એ વાત યહુદીઓમાં આજ
સુધી ચાલતી આવે છે.

અહીં આગળ ઇસુને મુએલાંમાંથી ઉઠાડવાના મહાન ચમત્કારનું વર્ણન કરવામાં આવે છે. બધા ચમત્કારો કરતાં આ તો અજાયબ પમાડે તેવો ચમત્કાર છે; પરંતુ હસ્તલેખદ્વારા તેમજ અનુભવદ્વારા જે જુબાની મળે છે તેની જેટલા યોગ્ય તુલના કરે છે, તેઓને માણસજાતના ઇતિહાસમાં બનેલી અન્ય કોઇ પણ બીનાથી જેવી ખાતરી ન થાય, એવી ખાતરી આ બનાવથી થયા વગર રહેતી નથી.

જે વાર્તા અહીં આગળ કહેવામાં આવે છે, તે ખરેખર વજનદાર સાક્ષીરૂપ છે; તેમ છતાં ધ્યાનપૂર્વક વાંચનારને તેની અંદર કેટલીએક મુશ્કેલીઓ માલમ પડશે. અહીં આગળ એવું કહેવામાં આવે છે, કે મુખ્ય યાજકો તથા ફરોશીઓએ એટલે સાન્હેદ્રિમના સભાસદોએ પીલાતની પાસે જઇને કબર ઉપર ચોકી રાખવા લશ્કરની એક ટુકડી માગી; આ વાત એકલો માત્થીજ કહે છે. પરંતુ તે પહેલાં તેઓએ પીલાત પાસે જઇને એક બીજી વિનંતી કરી હતી, કે જે વિષેની નોંધ યોહાન આપે છે (યોહ. ૧૯; ૩૧). તે દિવસ પાસ્ખાની તૈયારીનો દિવસ એટલે શુક્રવાર હતો, વળી તે યહુદી પર્વનો પહેલો દિવસ હતો. તેથી તેઓએ પીલાતને એવી વિનંતી કરી કે, રિવાજ પ્રમાણે ઇસુ તથા તેના બે સાથીઓના

પગ ભાગી નાખીને તેઓને મારી નાખવામાં આવે, એ માટે કે તેઓનાં પ્રાણ લઇ જવાય, અને સાબ્બાથ દિવસ અપવિત્ર ન થાય (સરખાવો પુન. ૨૧; ૨૨, ૨૩).

માત્થી જણાવે છે, કે સિદ્ધિકરણને બીજે દહાડે એટલે સાબ્બાથના દિન શનિવારે અધિકારીઓએ ચોકી કરવાને પીલાતની પાસે લશ્કરની ટુકડી માગી. પરંતુ આ હકીકતની સામે એવો વાંધો લેવામાં આવે છે, કે એવું કામ યહુદી અધિકારીઓ સાબ્બાથદિવસે કરે નહિ. આ વાંધાનો જવાબ આપવો મુશ્કેલ નથી. પાછળના વખતમાં ખ્રીસ્તીઓની સતાવણીમાં યહુદીઓ કેટલા આનંદથી ભાગ લેતા હતા, તે તો પોલીકાર્પ (ઇ. સ. ૧૫૫†)ના ધર્માર્થે કરેલા પ્રાણત્યાગના વૃત્તાંત ઉપરથી માલમ પડે છે. એવું કહેવામાં આવે છે, કે જે દિવસે તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો, તે દિવસ તો યહુદીઓનો એક ખાસ પવિત્ર દિવસ હતો, કે જેમાં તેઓથી કશું કામ થઇ શકે નહિ; છતાં પોલીકાર્પને બાળવા સારૂ તે દિવસે યહુદીઓ લાકડાંના ભારા માથે મૂકીને લાવ્યા, અને તેઓએ તે છયાસી વરસના ડોસાને જીવતો બાળી મૂક્યો; તો ખ્રીસ્તના સંબંધમાં, આ પ્રસંગે સાન્હેદ્રિમના સભ્યો કેટલા બધા ક્રોધે બરાયા હતા, તે તરફ જોતાં ઉપર બતાવેલો વાંધો સબળ લાગતો નથી.

વળી રૂમી સૈન્યના કાયદા તરફ જોઇને એવો પણ વાંધો લેવામાં આવે છે, કે "અમે ઉંઘતા હતા, એટલામાં તેના શિષ્યો રાત્રે આવીને તેને લઈ ગયા," એવું ગમે તેટલી લાંચ લઇને પણ રૂમી સૈનિકો કબૂલ કરે નહિ; કેમકે તેઓ એવું કબૂલ કરે, તો અવશ્ય તેઓ પર મરણદંડની શિક્ષા ઠરાવવામાં આવે, એવો કાયદો હતો. અને જોકે યહુદી અધિકારીઓ તેઓનો બચાવ કરવાનું વચન આપે, તોપણ એવું માન્ય રાખવાની હિમ્મત તેઓ ધરે નહિ.

આપણે આ વાંધાનો જવાબ આપીએ, તે પહેલાં બે પ્રશ્ન પૂછવાની જરૂર છે:—

૧. આપણને પોતાને તે વાત અસંભવિત લાગે છે કે કેમ?

૨. બીજી જાણીતી હકીકતની સાથે તે વાત મળતી આવે છે કે કેમ?

માત્થીના કહેવા પ્રમાણે સિપાઇઓ પોતાની વાત યાજકોને કહે છે, અને યાજકો તેઓને જુઠી વાત કહેવડાવવા માટે લાંચ આપે છે. પણ તેઓ યાજકોની પાસે શા માટે જાય? માત્થીની સુવાર્તા તેમજ બીજાં લખાણો, જ્યાં તેજ વાત મળે છે, ત્યાં આપણી નજરે એ વાત પડે છે:—

૧. પહેરો રાખવામાં આવે, એવી પરવાનગી તેઓને પીલાતે આપી.

૨. જે સવારે સ્ત્રીઓ કબરે ગઇ હતી તેની આગલી રાતે આ પહેરાએ ચોકી રાખી.

ઇસુનું શબ સાચવવાની ગરજ કોને હતી? પીલાતને ગરજ હતી કે યાજકોને ગરજ હતી? એ વાતનો વિચાર કરીએ તો કેટલીએક જાણવા જેવી વાતો બહાર આવે છે:—

યાજકોને ખ્રીસ્તની કબરના સંબંધમાં કાળજી રાખવાનું ખાસ કારણ હતું કે કેમ? એવો સવાલ આપણે પૂછવો પડે છે. ઇસુ કંઇ જેવો તેવો ગુનેહગાર નહોતો, પણ એક નામીચો ગુનેહગાર હતો. પર્વમાં આવેલા સમુદાયમાં તેની કીર્તિ ફેલાઇ ગઇ હતી; માટે આવી કાળજી કોઇક તો રાખે, એવું સંભવિત લાગે છે. એક બાબત વિષે કશી શંકા નથી, એટલે યુસફે પીલાતની પાસે ઇસુના શબની માગણી કરી હતી, ને પીલાતે તેની માગણી મંજૂર રાખી; કેમકે તે વાત ચારે સુવાર્તિકો જણાવે છે. હવે આ પ્રમાણે યુસફને ઇસુના શબની કરેલી સોંપણી ચાલતા સંજોગો ઉપર કેવી અસર કરે તે, કાયદાઓ તરફ જોતાં, ખાસ જાણવાની જરૂર છે. પર્વને સમયે સુલેહભંગ ન થાય, તે વિષે કાળજી રાખવાનું કામ સાધારણ રીતે યહુદી અધિકારીઓને માથે હતું. સાધારણ ગુનાહને લીધે, મરણ સિવાય બીજી ગમે તે શિક્ષા ઇસુ પર ઠરાવવામાં આવી હોત, તો તેનો કબજો તથા તેનું રક્ષણ કરવાનું કામ તેઓને માથે રહેત. પરંતુ મરણદંડ ઠરાવવાની સત્તા યહુદીઓના હાથમાંથી લઇ લેવામાં આવી હતી; માટે રૂમી કાયદાનુસાર ફેંસલો આપવામાં આવ્યો, ત્યારથી માંડીને ઇસુના શબને કબજે પીલાતની પાસે રહે; અને તે મુખ્ય યાજક તથા તેના પક્ષવાળાઓને ફાવતું આવે, એવું હતું. કેમકે જો હુલ્લડ થાય, તો તે વિષેની જોખમદારી પીલાતને માથે રહે. પણ જાણવા જેવી વાત એ છે, કે તે પ્રમાણે થયું નહિ. તેનું કારણ શું? કારણ એ હતું, કે યહુદી અધિકારીઓમાંથીજ એક જણે પીલાત પાસે જઇને ઇસુના શબની માગણી કરી; અને તે કારણથી જે જોખમદારી પીલાતને માથે હતી, તે યહુદી અધિકારીઓને માથે આવી.

હવે શું કરવું એ વિષે તેઓ વિચારમાં પડયા. તેથી છેવટે કોઇ પણ રીતે એ જોખમદારી પીલાત ફરી પોતાને માથે લે, એવો રસ્તો તેઓએ શોધ્યો (૨૭; ૬૨–૬૪). આ વૃત્તાંતમાં ચાર વાતો નજરે પડે છે:—

૧. યહુદી અધિકારીઓનો મિલાપ પીલાત સાથે થયો, તે ઇસુના મરણને દિવસે એટલે શુક્રવારે નહિ, પણ બીજે દિવસે એટલે શનિવારે થયો.

૨. પીલાતની પાસે માગણી કરવામાં આવી કે, કબર સાચવવાનું કામ તે પોતે માથે લે.

૩. પીલાતે ના પાડી.

૪. ત્યારે યાજકોએ પોતાના અખત્યારથી પહેરો રાખ્યો; એટલે મંદિરના જે ખાસ પહેરેગીરો રાખવામાં આવતા હતા, તેઓની હસ્તક તેઓએ કબરનો જાપતો રાખ્યો.

હવે પહેરો રાખવામાં આવ્યો છે એવી ખબર તો સૌને પડી જાય, તો સ્ત્રીઓની વાતના સંબંધમાં કદાપિ કંઇક શંકા રહે; પણ એવી ખબર કોઇને નહોતી. યુસફે શું કર્યું હતું, તે યહુદી અધિકારીઓએ તરત જાણ્યું નહિ હોય, અને સાબ્બાથ સમાપ્ત થવા આવે એટલામાં આ કામ કરી લેવાની તેમને અગત્ય પડી. ત્યારે સાબ્બાથની સાંજે પીલાતના ઘરમાં અધિકારીઓએ જે હિલચાલ કરી તેની સ્ત્રીઓને શી ખબર હોય? વળી જે કામ કરવા તેઓ ધારતી હતી, એટલે ઇસુના શબને સુગંધીદ્રવ્યો લગાડવાનું, તેની તૈયારીમાં તેઓ પડી હશે; વળી સવારે વહેલાં ઉઠવાનું છે, એવું ધારીને તેઓ વહેલી સુઇ ગઇ હશે.

હવે કેટલાક એમ પણ ધારે છે, કે શિષ્યો ઇસુનું શબ ચોરી લઇ જાય, એવો વિચાર અધિકારીઓના મનમાં આવ્યો ન હોય, પણ ફરી પેલા ત્રણ દહાડાની વાત (૨૬; ૬૧. યોહ. ૨; ૧૯) આગળ આવીને ઉભી રહે છે. શિષ્યો પોતે ઇસુની વાત ભલે ભૂલી ગયા હોય, ને નિરાશ થઇને વેરાઇ ગયા; પણ એ વાત અધિકારીઓના ધ્યાનમાં તો હતીજ, એવું સાન્હેદ્રિમની આગળ થએલા ન્યાયચૂકાદાના હેવાલ પરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. એ વાત ખ્યાલમાં લેતાં યહુદી અધિકારીઓએ કંઇક પહેરો રાખ્યો હશે, એવું ખાતરીપૂર્વક લાગે છે.

આ પ્રમાણે બીજીવાર ઇસુ વિષેની જોખમદારીના સંબંધમાં પીલાતે પોતાના હાથ ધોયા, અને કહ્યું, કે "ચોકીદારો તમારી પાસે છે; તમે જાઓ, ને તમારાથી બને તેવો તેનો જાપતો રખાવો." હવે જો કંઇ હુલ્લડ થાય, તો તેની જોખમદારી પીલાતને માથે નહિ, પણ યાજકોને માથે રહે; અને એવું થાત તો પીલાત તેઓને એમજ કહ્યા વગર ન રહેત. આથી સાફ જણાય છે કે આપણા પ્રભુનું શબ સાચવવાની જોખમદારી અણધારી રીતે યાજકોને માથે આવી પડેલી હતી. વળી જે પહેરો રાખવામાં આવ્યો તે પીલાત તરફથી નહિ, પણ યહુદી અધિકારીઓ તરફથી મંદિરના ચોકીદારોએ રાખ્યો હતો. તેઓ યાજકોના પોતાનાજ કબજાના માણસો હતા; માટે યાજકોએ તેઓને જે વચન આપ્યું, કે "જો એ વાત હાકેમને કાને પહોંચશે, તો અમે તેને સમજાવીને તમને બચાવી લઇશું," તે વચન આપવાનો તેઓને અધિકાર હતો; અને ચોકીદારોનું રક્ષણ યાજકોથી થાય એવું હતું. વળી જે હાકેમ ઇસુને નિર્દોષ ગણતો હતો (૨૭; ૨૪. યોહ. ૧૯; ૬), છતાં યહુદી અધિકારીઓની બીકને લીધે, જેણે તેના પર મરણદંડ ઠરાવ્યો, તેજ હાકેમ તેજ અધિકારીઓની બીકને લીધે કેટલાક સિપાઇઓનો ગુનોહ શું દબાવી ન રાખે? પાછળના યહુદીઓના લખાણમાં એવું જણાવવામાં

આવે છે, કે યુસફના એ કાર્યને લીધે યાજકો તેના પર બહુ ગુસ્સે થયા, અને તેનો જવાબ આપવાને તેને સાન્હેદ્રિમની આગળ બોલાવવામાં આવ્યો.

વળી એવો પણ વાંધો લેવામાં આવે છે, કે ઇસુના શત્રુઓને તેના પુનરૂત્થાન સંબંધીનાં ભવિષ્યવચનો યાદ આવ્યાં નહિ હોય; કેમકે તે વચનો શિષ્યો પોતે સમજતા નહોતા, તો તેઓ ક્યાંથી સમજે ને યાદ રાખે? પરંતુ "આ મંદિરને પાડી નાખો, તો હું એને ત્રણ દહાડામાં ઉભું કરીશ" (યોહ. ૨; ૧૯), તે વચન તેઓએ બે વરસને અંતે યાદ કર્યું એટલુંજ નહિ, પણ તેના પર કામ ચલાવવાના આધાર તરીકે તેઓએ તે વચનનો ઉપયોગ કર્યો હતો.

પુનરૂત્થાનના સંબંધમાં આપણા પ્રભુએ જે વચનો કહ્યાં હતાં, તે પર શિષ્યોએ ઓછું ધ્યાન દીધું, તેનું કારણ એવું જણાય છે, કે ઇસુ ખરેખર મરીજ જવાનો છે, એવું તેઓએ છેવટ સુધી માન્યું નહોતું. પરંતુ જ્યારે તે ખરેખર મરણ પામ્યો, ત્યારે નિરાશાથી તથા શોકથી તેઓનાં મન ગરકાવ થઇ ગયાં; અને બીકને કારણે તેઓ વેરાઇ ગયા. એવા સંજોગોમાં તેઓમાં વિચાર કરવા જેવી શક્તિ પણ ક્યાંથી રહે!

વળી આપણે યાદ રાખવું જોઇએ, કે શિષ્યો ઘણું કરીને અભણ તથા ગરીબ લોકો હતા. અને પોતાના શોકને કારણે તેઓને પોતાના પ્રભુનાં કહેલાં વચનોનું કશું ભાન રહ્યું નહિ. ભાન ન રહે એમાં કંઇ નવાઇ જેવું પણ નથી. ઇસુ ત્રીજે દહાડે ઉઠશે, તે વાત ઘણાંના સાંભળવામાં આવી હશે; અને જોકે તે વાત પર કોઇ વિશ્વાસ રાખતું નહોતું—યહુદી અધિકારીઓ નહિ, તેમજ શિષ્યો પણ નહિ—છતાં આવા સંજોગોમાં શિષ્યોના કરતાં સાન્હેદ્રિમના કેળવાયલા તથા જ્ઞાની સભ્યોને વધારે વ્યવહારૂ ભાન હતું, તેથી આ વાતમાં તેઓને એક જોખમ સુઝી આવ્યું; એટલે જે વાત શિષ્યો પોતે ભૂલી ગયા હતા, તે વાત તેઓને યાદ આવી. આ કારણને લીધે તેઓએ કબર ઉપર ચોકી કરવા પીલાત પાસે સિપાઇઓની ટુકડી માગી. જાણવા જેવી વાત એ છે, કે આ ત્રણ દહાડાની વાત છેવટ સુધી આપણી આગળ આવીને ઉભી રહે છે. વળી અજાયબ જેવી વાત એ છે, કે ઇસુના મિત્રો નહિ, પણ તેના શત્રુઓ તે વાત આપણી આગળ ધરી રાખે છે. તે વાત જુદા જુદા રૂપમાં મળે છે. તેનું કારણ એ છે કે જે વાત શિષ્યો પૂરી રીતે સમજતા ન હતા, તે વાત તેઓને સ્વાભાવિક રીતે પૂરેપૂરી યાદ નજ આવે. પરંતુ તેનું ખરૂં રૂપ ઘણું કરીને યોહાનની સુવાર્તામાં મળે છે, એટલે "આ મંદિરને તમે પાડી નાખો, તો હું એને ત્રણ દહાડામાં ઉભું કરીશ" (યોહ. ૨; ૧૯). મતલબ, તમે મને મારી નાખો, તોપણ હું ત્રણ દિવસ પછી સજીવન થઇને કબરમાંથી બહાર નીકળી આવીશ.

સાક્ષીઓની વાત તદ્દન બનાવટી હોય, તો તેઓની વાત મળતી આવે, એવી કાળજી અગાઉથી રાખવામાં આવત. માટે તે શબ્દો અગર તેના જેવા શબ્દો ઇસુએ કોઇ વાર ઉચ્ચાર્યા હશે, એવું ચોક્કસ થાય છે.

શિષ્યોના મનની નિરાશા તરફ આપણે જોઇએ છીએ, ત્યારે તેઓ કેવી રીતે થોડા દહાડામાં પુનરૂત્થાન પર વિશ્વાસ રાખનારા થયા, તે જોઇને આપણને અજાયબ જેવું લાગે છે. અને નિરાશ થએલા શિષ્યોએ પુનરૂત્થાન પર વિશ્વાસ રાખ્યો, એજ પુનરૂત્થાનનું સૌથી સબળ પ્રમાણ છે.

પરંતુ પુનરૂત્થાનની પ્રભાતે બનેલી બીનાઓ સંબંધી જુદી જુદી સુવાર્તાઓમાં લખેલી હકીકત પૂરેપૂરી રીતે મળતી આવતી નથી, તે નીચે આપેલા દાખલાઓ પરથી માલમ પડશે. એવો વાંધો બતાવવામાં આવે છે કે

૧. માત્થીના વૃત્તાંત પ્રમાણે સ્ત્રીઓ કબરે જોવા માટે ગઇ, પણ માર્ક ૧૬; ૧ તથા લુક ૨૪; ૧માં જણાવેલું છે, કે તેઓ ઇસુના શબને સુગંધી પદાર્થો લગાડવા ગઇ. એ કામ, યોહાનના કહેવા પ્રમાણે (યોહ. ૧૯; ૪૦), દફન કરતી વેળાએ યુસફ તથા નીકોદેમસે શુક્રવાર સાંજે કર્યું હતું; પરંતુ તે કામમાં સ્ત્રીઓ સામેલ હતી, એવું જણાતું નથી. તેઓ યુસફ તથા નીકોદેમસને ઓળખતી હોય, એવું સમજવાની જરૂર નથી; એટલુંજ નહિ, પણ યુસફ તથા નીકોદેમસ ઉંચ વર્ગના માણસો હતા, તેમજ તેઓ સાન્હેદ્રિમના સભ્યો હતા, માટે સ્વાભાવિક રીતે તે બાઇઓ દૂર ઉભી રહી હશે એટલુંજ જણાવવામાં આવે છે, કે યુસફ તથા નીકોદેમસે ઇસુનું શબ ક્યાં આગળ મૂક્યું, તે તેઓએ જોયું હતું (લુક ૨૩; ૫૫). વળી માત્થી એટલુંજ લખે છે, કે "યુસફે લાસ લઇને શણના સફેદ લુગડામાં તે વિંટાળી અને પોતાની નવી કબરમાં તેને મૂકી;" માર્ક એટલુંજ જણાવે છે, કે "તેને ક્યાં મૂક્યો હતો એ સ્ત્રીઓએ (મરિયમ માગદાલેણે તથા યોસેની મા મરિયમે) જોયું" (માર્ક ૧૫; ૪૭); અને લુકનું કહેવું પણ તેજ છે (લુક ૨૩; ૫૫).

માત્થી જણાવે છે, કે ઇસુના શબને કબરમાં મૂકવામાં આવ્યું, તે સમયે મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ કબરની સામે બેઠેલી હતી. પરંતુ એ ઉપરથી એમ કહી શકાય નહિ, કે યુસફ તથા નીકોદેમસે દફનને માટે શબને તૈયાર કર્યું, તે પ્રસંગે સ્ત્રીઓ હાજર હતી; કેમકે તેઓ ખાનગીમાં શબને તૈયાર કરીને કબર પાસે લાવ્યા હોય. વળી એમ પણ જણાય છે, કે યુસફ તથા નીકોદેમસે શબને જે વસ્તુઓ લગાડી તે જુદી હતી, અને સ્ત્રીઓ જે વસ્તુઓ લગાડવા ગઇ તે પણ જુદી હતી (યોહ. ૧૯; ૩૯. લુક ૨૩; ૫૬).

તેથી ઉપર બતાવ્યા પ્રમાણે અધુરૂં કામ પૂરૂં કરવા માટે સ્ત્રીઓ ગઇ હોય એમ કહી શકાય; કેમકે ત્રણ સુવાર્તાના વૃત્તાંત પરથી લાગે છે કે જે ગોઠવણ યુસફ તથા નીકોદેમસે કરી, તે તાત્કાળિક હતી. વળી નીકોદેમસે શબને કંઇ લગાડયું હતું કે કેમ, તે તેઓ જાણતી નહોતી એમ પણ કહી શકાય. વળી તેઓ "જોવા ગઇ, અને અમુક વસ્તુ લગાડવા" ગઇ, તેમાં કંઇ ભારે તફાવત લાગતો નથી.

૨. માત્થીના કહેવા પ્રમાણે સ્ત્રીઓ કબરે પહોંચી ત્યાર પછી દૂતે ઉતરીને તેઓની રૂબરૂ પત્થર ગબડાવી દીધો; અને માર્ક ૧૬; ૩, ૪, લુક ૨૪; ૨ તેમજ યોહાન ૨૦; ૧ માં લખ્યા પ્રમાણે તેઓના પહોંચ્યા પહેલાં પત્થરને ગબડાવી દેવામાં આવ્યો હતો. આ પ્રમાણે માત્થીની વાત બીજા સુવાર્તિકોની વાતથી જુદી માલમ પડે છે.

૩. માત્થીના કહેવા પ્રમાણે એકજ દૂત હતો, અને તેને મરિયમ માગદાલેણે તથા બીજી મરિયમે જોયો. માર્કના કહેવા પ્રમાણે એક જુવાન માણસ હતો (માર્ક ૧૬; ૫), પરંતુ સાથે સાથે તે એમ પણ જણાવે છે, કે સ્ત્રીઓની સાથે સાલોમે પણ હતી. લુક જણાવે છે, કે મરિયમ માગદાલેણ, યોહાન્ના, યાકૂબની મા મરિયમ અને તેઓની સાથે બીજી સ્ત્રીઓ પણ હતી (લુક ૨૪; ૧૦). વળી બે દૂત તેઓના જોવામાં આવ્યા. યોહાન કેવળ મરિયમ માગદાલેણ વિષે વાત કરે છે. તેણે આવીને જોયું તો કબર ખાલી હતી, ત્યારે તે દોડીને સીમોન પીતરને બોલાવવા ગઇ. પરંતુ તે એકલી ગઇ હોય, એમ તેના બોલવા પરથી જણાતું નથી. "તેઓએ તેને ક્યાં મૂક્યો છે તે **અમે** જાણતાં નથી" (યોહ. ૨૦; ૨). પીતર તથા બીજા શિષ્યે આવીને જોયું; અને કબર ખાલી જોઇને તેઓ પાછા ગયા. ત્યાર પછી પાછી આવેલી મરિયમના જોવામાં બે દૂત આવ્યા.

જો કે ઉપર બતાવ્યા પ્રમાણે સ્ત્રીઓની વાતમાં કેટલીએક ગુંચવણ માલમ પડે છે ખરી; તોપણ આપણે જાણવું જોઇએ કે, પુનરૂત્થાનનો સિદ્ધાંત સ્ત્રીઓની વાત પર જરાપણ આધાર રાખતો નથી એટલુંજ નહિ, પણ શિષ્યોએ પુનરૂત્થાનની વાત પ્રથમ જાહેર કરી, તે પ્રસંગે તેઓએ સ્ત્રીઓની વાતનો લેશમાત્ર ઉપયોગ કર્યો નથી એટલુંજ નહિ, પણ તે વાત તેઓએ ઇરાદાપૂર્વક પડતી મૂકી હોય, એમ જણાય છે. છતાં સ્ત્રીઓની વાત પહેલેથીજ બધા શિષ્યોના જાણવામાં હશે. તો પુનરૂત્થાનના પુરાવા તરીકે સ્ત્રીઓની વાતનો ઉપયોગ નહિ કરવાનું કારણ શું? કારણ તો એજ હશે, કે પુનરૂત્થાનની પ્રભાતે દિવસ હજુ ઉગ્યો નહોતો, એટલામાં તો એક વાત શહેરના ચિકાર ભરેલા રસ્તા તથા બજારમાં ફેલાવા લાગી

હતી, એટલે શિષ્યો ઇસુનું શબ ચોરીને લઇ ગયા છે. આથી શિષ્યો ઘણા વિચારમાં પડ્યા હશે. તેઓ એક ખાનગી ઘરમાં બારણાં બંધ કરીને એકઠા થવા લાગ્યા, અને એવી રીતે તેઓની એકઠી થએલી સભામાં આપણો પ્રભુ તેઓને દેખાયો. હવે એક વાત આપણે ખાસ રીતે ધ્યાનમાં રાખવાની જરૂર છે; એટલે આ પુનરૂત્થાનને દિવસે ઇસુની કબર ખાલી છે, તે વાતનો નકાર કોઇ કરતું નહોતું. હવે જે વાતનો નકાર કોઇ કરતું નહોતું, તે વાત સાબિત કરવા શિષ્યો સ્ત્રીઓની વાત શું કરવા જાહેર કરે? અને એમ કરીને તેઓને શું કરવા જોખમમાં ઉતારે? જો સ્ત્રીઓ કબુલ કરત, કે સવારમાં સૂરજ ઉગ્યા પહેલાં અમારામાંની-કેટલીક સ્ત્રીઓ ઇસુની કબર પાસે ગઇ હતી, તો તેનું શબ લઇ જવાનું તહોમત તેઓ પર સાબિત કરવામાં આવત, એવું જોખમ રહેલું હતું. હવે વિના કારણે, પોતાના શત્રુઓના હાથમાં એવું સાધન કોણ મૂકે? એ વાત કહેવામાં ઘણું જોખમ રહેલું હતું એટલુંજ નહિ, પણ તે કહેવાની કશી જરૂર નહોતી.

તો એક બાબત વિષે ઇસુના શિષ્યોનો તેમજ તેના શત્રુઓનો એકજ અભિપ્રાય હતો; એટલે કબર ખરેખર ખાલી છે. પ્રમુખ યાજક સુદ્ધાં બધા આ વાત કબુલ કરતા હતા; અને સ્ત્રીઓ આગળ આવત, તોપણ બધા જે વાત જાણતા હતા અને કબુલ કરતા હતા તે ઉપરાંત કશી વિશેષ વિગત સ્ત્રીઓથી રજુ થઇ શકે એવું નહોતું. કબર ખાલી હતી, પરંતુ કોઇને જરાપણ શંકા આવી હોય, તો એક કલાકમાં જઇને તે ખાતરી કરી આવે, એવું હતું. આ પ્રમાણે પુનરૂત્થાનના પ્રમાણ તરીકે શિષ્યોએ સ્ત્રીઓની વાતનો ઉપયોગ કેમ નહિ કર્યો, તેનું કારણ આપણને માલમ પડે છે એટલુંજ નહિ, પણ સ્ત્રીઓની વાતમાં જે તફાવત માલમ પડે છે તે તફાવતનો ખુલાસો પણ એમાંજ સૂચવવામાં આવે છે. સ્ત્રીઓની વાતનો ઉપયોગ કરવાની શિષ્યોને જરૂર પડી હોત તો અવશ્ય તે એકજ રૂપમાં લખવામાં આવત. પરંતુ સુવાર્તાઓ લખવામાં આવી, ત્યારેજ સ્ત્રીઓની વાતો એકઠી કરવાની જરૂર પડી; એટલામાં ઘણો વખત વીતિ જવાને કારણે, જુદા જુદા પ્રદેશમાં તે વાતો જુદા જુદા રૂપમાં ફેલાઇ ગએલી હતી. તેથી સુવાર્તિકોને જે રૂપમાં એ વાતો મળી આવી, તેજ રૂપમાં તેઓએ પોતપોતાની સુવાર્તામાં તે દાખલ કરી.

માર્કની સુવાર્તા સૌથી પ્રથમ એટલે આસરે (ઇ.સ. ૬૭) સુધીમાં લખાઇ હશે, ત્યાં સુધી તો માત્ર મુખજુબાનીથી વાર્તાઓ ચાલતી હતી; અને તે દરમિયાન તેજ વાર્તા જુદા જુદા રૂપમાં ફેલાય, તો તે કંઇ નવાઇ જેવું નથી. જે મુદ્દાની બાબતો છે, તેમાં બધી સુવાર્તાઓ મળતી આવે છે:—અઠવાડિયાને પહેલે દહાડે કેટલીએક સ્ત્રીઓ કબરે વહેલી ગઇ, ત્યારે તેઓને કબર ખાલી દેખાઇ; તેઓને દૂતે ખબર આપી, કે પ્રભુ ઉઠયો છે, અને બીજા શિષ્યોને તે વાત જણાવવાનો

હુકમ આપવામાં આવ્યો; એક પછી એક ઇસુ પોતાના શિષ્યોને દેખાયો, અને પોતાના ચેલાઓને તે યરૂશાલેમમાં મળ્યો એટલુંજ નહિ, પણ તેણે તેઓને ગાલીલમાં ફરીથી મળવાનું વચન આપ્યું (૨૮; ૭–૧૦).

વધસ્તંભ પર જડાયા પછી પ્રભુ ઇસુ મરણ પામ્યો, દટાયો અને ત્રીજે દહાડે મુએલાંમાંથી પાછો ઉઠયો; ત્યાર પછી ચાળીસ દિવસ સુધી તે જુદી જુદી જગાઓમાં વારંવાર પોતાના ચેલાઓને સજીવન દેખાયો. આ પરથી પુનરૂત્થાનની વાત તેના બધા શિષ્યોએ ખરી માની. પુનરૂત્થાનની સત્યતા વિષે જેટલી ખાતરી છે, તેટલી ખાતરી બીજી કોઇ એતિહાસિક બીના વિષે નથી. પુનરૂત્થાન વિષે શિષ્યોની માન્યતા આટલી ખાતરીપૂર્વક ન હોત તો ખ્રીસ્તી મંડળી થાતજ નહિ.

ઉત્થાનને દિવસે જે જે બનાવો બન્યા, તેઓનું વર્ણન ચારે સુવાર્તિકોએ સંક્ષેપમાં કર્યું છે; તેથી તે બનાવો કયા અનુક્રમે બન્યા, તે આપણાથી ખાતરીપૂર્વક કહેવાય નહિ. સજીવન થએલા ઇસુએ જે જે દર્શનો દીધાં તેઓનો ક્રમ ઘણું કરીને નીચે પ્રમાણે છેઃ—

૧. કબર પાસેથી પાછી ફરતી કેટલીક સ્ત્રીઓને (માત્થી ૨૮; ૮–૧૦).

૨. તેજ દિવસે મરિયમ માગદાલેણને (યોહ. ૨૦; ૧૧–૧૮).

૩. પુનરૂત્થાનને દિવસે યરૂશાલેમમાં પીતરને (લુક ૨૪; ૩૪. ૧ કોર. ૧૫; ૫). (માર્ક ૧૬; ૭).

૪. એમ્મૌસ જવાના રસ્તા ઉપર, તેજ દિવસે બે શિષ્યોને (લુક ૨૪; ૨૩–૩૫. માર્ક ૧૬; ૧૨, ૧૩).

૫. તેજ દિવસે યરૂશાલેમમાં દશ પ્રેરિતોને (માર્ક ૧૬; ૧૪–૧૮. લુક ૨૪; ૩૬–૪૯. યોહ. ૨૦; ૧૯–૨૩. ૧ કોર. ૧૫; ૫).

૬. એક અઠવાડિયા પછી યરૂશાલેમમાં અગિયાર પ્રેરિતોને (યોહ. ૨૦; ૨૬–૨૯).

૭. ગાલીલ સરોવરના કિનારા ઉપર કેટલાએક શિષ્યોને જેઓમાં ઓછામાં ઓછા ચાર પ્રેરિતો હતા (યોહ. ૨૧; ૧–૨૩).

૮. પાંચસેં કરતાં વધારે ભાઇઓને, એકી વેળાએ (૧ કોર. ૧૫; ૬) (જુઓ માત્થી ૨૮; ૧૬–૨૦).

૯. યાકૂબને (૧ કોર. ૧૫; ૭).

૧૦. સ્વર્ગારોહણ થયા પહેલાં યરૂશાલેમમાં પ્રેરિતોને (લુક ૨૪; ૫૦–૫૨. પ્રે. કૃ. ૧; ૩–૮) (જુઓ માર્ક ૧૬; ૧૯).

## ૧૨. આપણા પ્રભુનો છેલ્લો હુકમ

(અધ્ય. ૨૮; ૧૬-૨૦)

**[૧૬] પણ અગીઆર શિષ્યો ગાલીલમાં એક પહાડ પર જ્યાં ઇસુએ
તેઓને [જવાનું] કહ્યું હતું, ત્યાં ગયા. [૧૭] અને તેઓએ તેને જોઇને
તેનું ભજન કીધું; પણ કેટલાએકને સંદેહ આવ્યો. [૧૮] અને ઇસુએ
ત્યાં આવીને તેઓને કહ્યું, કે આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર
મને અપાયો છે. [૧૯] એ માટે તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો;
બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા
આપતા જાઓ; [૨૦] મેં તમને જે જે આજ્ઞા કીધી તે સર્વ પાળવાનું
તેઓને શિખવતા જાઓ; ને જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ
તમારી સાથે છું.**

પુનરૂત્થાન થયા પછી, પ્રભુ ઇસુ ચાળીસ દિવસ સુધી પોતાના શિષ્યોને વખતોવખત દેખાતો રહ્યો. ત્યાર પછી તેનું આકાશગમન થયું (માર્ક ૧૬; ૧૯. લુક ૨૪; ૫૧. પ્રે. કૃ. ૧; ૯-૧૧). પરંતુ તે વખત સંબંધી આટલી થોડીજ હકીકત માત્થી જણાવે છે. માર્ક ૧૬; ૧૫, ૧૬ પ્રમાણે આપણા પ્રભુએ પોતાના શિષ્યોને જે છેલ્લામાં છેલ્લો હુકમ આપ્યો, તે પ્રસંગનું વર્ણન કરીને માત્થી પોતાની સુવાર્તા સમાપ્ત કરે છે. આકાશગમન થયાં પહેલાં, આપણા પ્રભુએ આ વાત પર ભાર મૂક્યો હોય એવું લાગે છે.

આપણે ઉપર જોયું હતું, કે ઇસુએ પોતાના શિષ્યોને એવું વચન આપ્યું હતું, કે "હું તમારી અગાઉ ગાલીલમાં જઇશ" (૨૬; ૩૨). બીજે બધે પ્રસંગે આપણો પ્રભુ શિષ્યોને અણધારી રીતે દેખાયો હતો; પરંતુ આ પ્રસંગે તેને મળવા માટે શિષ્યો એકઠા થએલા હોય, એવું લાગે છે. એ પરથી એવું સંભવિત લાગે છે, કે પાઉલના કહેવા પ્રમાણે, આપણો પ્રભુ પાંચસેં કરતાં વધારે ભાઇઓને દેખાયો (૧ કર. ૧૫; ૬) તેજ આ પ્રસંગ હોય; કારણ કે ખાસ બંદોબસ્ત કરવામાં આવ્યો હોય, તોજ આટલા બધા શિષ્યો એક જગામાં એકઠા થાય. વળી પ્રભુ પોતાના શિષ્યોને મળવાનો છે, એવી વાત બહાર પડવાથી અગીઆર પ્રેરિતો એટલુંજ નહિ, પણ ચોતરફથી આવેલા શિષ્યોનો મોટો જથો ભેગો થાય એ સ્વાભાવિક લાગે છે. જોકે અહીં આગળ માત્થી કેવળ અગીઆર શિષ્યો વિષે વાત કરે છે, તોપણ તેના શબ્દો પરથી, એકલા તેઓજ હાજર હતા એમ લાગતું નથી, કારણ કે હાજર રહેલાઓમાંના "કેટલાએકને સંદેહ આવ્યો," એવું જણાવેલું છે. જેઓને પહેલીજ વાર પ્રભુ દેખાયો હોય, તેવાનેજ સંદેહ આવે, તે સ્વાભાવિક છે. પરંતુ આ વખત પહેલાં અગીઆર શિષ્યોને આપણો

પ્રભુ યરૂશાલેમમાં દેખાયો હતો; તેથી તેઓને ફરી સંદેહ આવે, એ માનવું મુશ્કેલ છે.

આટલા બધા માણસોને એકઠા મળવા માટે ગાલીલ સુગમ પડતી જગા હતી; અને ત્યાં એકઠા થએલા શિષ્યોની આગળ આપણા પ્રભુએ જે વાત કરી, તે તો તેના આપેલા સર્વ શિક્ષણની પરિપૂર્ણતારૂપ જણાય છે. પૃથ્વી પરનું તેનું કામ સંપૂર્ણ થયું હતું; અને તે સંપૂર્ણ કરેલા કામને લીધે, આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર તેને આપવામાં આવ્યો હતો.

પૃથ્વી પરના તેના માનવી જીવનમાં જેની હદ બાંધેલી હતી, તે મરણદ્વારા દૂર કરવામાં આવી હતી. તેથી પોતાને આપેલા અધિકારથી તે શિષ્યોને કહે છે, કે "તમે જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો; બાપ તથા દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ." હવે જેના નામમાં માણસ બાપ્તિસ્મા પામે, તેની માલીકીનો તે થઇ જાય છે, એવું સમજવામાં આવતું હતું; માટે ખ્રીસ્તની મંડળીમાં બાપ્તિસ્માદ્વારા જેઓ મેળવાય, તેઓ ઇશ્વરના થઇ જશે, એવું આપણો પ્રભુ પોતાના શિષ્યોને શિખવે છે.

વળી સુવાર્તાપ્રસારક કામને અંગે શિષ્યોને જે ખાતરીની જરૂર હતી, તે પણ ઇસુ તેઓને આપે છે. આપણા પ્રભુનો સહવાસ કરવો હોય તો આપણે મરણ પામીએ ત્યાં સુધી રાહ જોવાની જરૂર નથી, કેમકે તે સહવાસનો અનુભવ હમણાંજ થઇ શકે છે. પહેલા સેકાથી માંડીને અત્યાર સુધી સર્વ મુશ્કેલીઓ તથા ખામીઓ હોવા છતાં, સમસ્ત ખ્રીસ્તી મંડળી આ એક સાક્ષી પૂરતી આવી છે, કે આપણા પ્રભુનું આ મોટામાં મોટું વચન પૂરૂં થયું છે, એટલે "જુઓ, જગતના અંત સુધી હું સર્વકાળ તમારી સાથે છું" (૨૮; ૨૦).

